**પ્રકાશક :** **શ્રી અજિત સી. પટેલ**
**દાદા ભગવાન આરાધના ટ્રસ્ટ**
દાદા દર્શન, ૫, મમતાપાર્ક સોસાયટી,
નવગુજરાત કોલેજ પાછળ, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪, ગુજરાત.
**ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦



**પ્રથમ આવૃત્તિ :** ૧૫,૦૦૦ ડિસેમ્બર, ૨૦૧૫

**ભાવ મૂલ્ય :** **'પરમ વિનય' અને**
**'હું કંઈ જ જાણતો નથી', એ ભાવ !**

**દ્રવ્ય મૂલ્ય :** **૧૨૦ રૂપિયા**

**મુદ્રક :** અંબા ઓફસેટ
પાર્શ્વનાથ ચેમ્બર્સના બેઝમેન્ટમાં,
નવી રિઝર્વ બેંક પાસે, ઉસ્માનપુરા,
અમદાવાદ-૩૮૦૦૧૪.

## ત્રિમંત્ર








**નમો અરિહંતાણં**

**નમો સિદ્ધાણં**

**નમો આયરિયાણં**

**નમો ઉવજ્ઝાયાણં**

**નમો લોએ સવ્વસાહૂણં**

**એસો પંચ નમુક્કારો;**

**સવ્વ પાવપ્પણાસણો**

**મંગલાણં ચ સવ્વેસિં;**

**પઢમં હવઈ મંગલં ૧**

**ૐ નમો ભગવતે વાસુદેવાય ૨**

**ૐ નમઃ શિવાય ૩**

**જય સચ્ચિદાનંદ**



## 'દાદા ભગવાન' કોણ ?

જૂન ૧૯૫૮ની એ સમી સાંજનો છએક વાગ્યાનો સમય, ભીડમાં ધમધમતાં સુરતનાં સ્ટેશન પર બેઠેલા એ.એમ.પટેલ રૂપી દેહમંદિરમાં 'દાદા ભગવાન' સંપૂર્ણપણે પ્રગટ થયા અને કુદરતે સર્જ્યું અધ્યાત્મનું અદ્‌ભૂત આશ્ચર્ય ! એક કલાકમાં એમને વિશ્વદર્શન લાધ્યું ! 'આપણે કોણ ? ભગવાન કોણ ? જગત કોણ ચલાવે છે ? કર્મ શું ? મુક્તિ શું ?' ઈ. જગતનાં તમામ આધ્યાત્મિક પ્રશ્નોનાં સંપૂર્ણ ફોડ પડ્યા.

એમને પ્રાપ્તિ થઈ તે જ રીતે માત્ર બે જ કલાકમાં, અન્યને પણ પ્રાપ્તિ કરાવી આપતાં, એમના અદ્‌ભૂત જ્ઞાનપ્રયોગથી ! એને અક્રમ માર્ગ કહ્યો. ક્રમ એટલે પગથિયે પગથિયે, ક્રમે ક્રમે ઊંચે ચઢવાનું. અક્રમ એટલે ક્રમ વિનાનો, લિફ્ટ માર્ગ ! શોર્ટકટ !

તેઓશ્રી સ્વયં પ્રત્યેકને 'દાદા ભગવાન કોણ ?'નો ફોડ પાડતા કહેતાં કે, ''આ દેખાય છે તે 'દાદા ભગવાન' ન્હોય, અમે તો જ્ઞાની પુરુષ છીએ અને મહીં પ્રગટ થયેલા છે તે દાદા ભગવાન છે, જે ચૌદલોકના નાથ છે, એ તમારામાંય છે, બધામાંય છે. તમારામાં અવ્યક્તરૂપે રહેલા છે ને 'અહીં' સંપૂર્ણપણે વ્યક્ત થયેલા છે. હું પોતે ભગવાન નથી. મારી અંદર પ્રગટ થયેલા દાદા ભગવાનને હું પણ નમસ્કાર કરું છું.''

## આત્મજ્ઞાન પ્રાપ્તિની પ્રત્યક્ષ લિંક

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)ને ૧૯૫૮માં આત્મજ્ઞાન પ્રગટ થયું. ત્યાર પછી ૧૯૬૨ થી ૧૯૮૮ સુધી દેશ-વિદેશ પરિભ્રમણ કરીને મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ કરાવતાં હતાં.

દાદાશ્રીએ પોતાની હયાતીમાં જ આત્મજ્ઞાની પૂજ્ય ડૉ. નીરુબેન અમીન (નીરુમા)ને આત્મજ્ઞાન પ્રાપ્તિ કરાવવાની જ્ઞાનસિદ્ધિ આપેલ. દાદાશ્રીના દેહવિલય બાદ પૂજ્ય નીરુમા તે જ રીતે મુમુક્ષુ જીવોને સત્સંગ તથા આત્મજ્ઞાનની પ્રાપ્તિ નિમિત્ત ભાવે કરાવતા હતા.

આત્મજ્ઞાની પૂજ્ય દીપકભાઈ દેસાઈને પણ દાદાશ્રીએ સત્સંગ કરવા માટે સિદ્ધિ આપેલ. વર્તમાનમાં પૂજ્ય નીરુમાના આશીર્વાદથી પૂજ્ય દીપકભાઈ દેશ-વિદેશમાં આત્મજ્ઞાન નિમિત્ત ભાવે કરાવી રહ્યા છે.

આ આત્મજ્ઞાન મેળવ્યા બાદ હજારો મુમુક્ષુઓ સંસારમાં રહીને સર્વ જવાબદારીઓ પૂરી કરતાં પણ મુક્ત રહી આત્મરમણતા અનુભવે છે.

# સમર્પણ

છ તત્ત્વોમાં નિજ આતમ તત્ત્વ;
પરમ જ્યોતિ શુદ્ધ ચેતન સ્વરૂપ !
ચૈતન્યઘન અરૂપી-અમૂર્ત શાશ્વત;
ગુણધામ અનંત સચ્ચિદાનંદ રૂપ !

અનંત સુખ સહ ઐશ્વર્યધારક;
અલખ-નિરંજન, ખુદ વિજ્ઞાન સ્વરૂપ !
સર્વવ્યાપી, સૂક્ષ્મતમ, સ્વયં પ્રકાશક;
સ્પષ્ટ વેદને 'હું', કેવળજ્ઞાન સ્વરૂપ !

અનંત પ્રદેશી ટંકોત્કીર્ણ રૂપ;
અવિભાજ્ય અસંયોગી મોક્ષ સ્વરૂપ !
પ્રદેશે પ્રદેશે આવરણ ખસતા;
અનંતાનંત જ્ઞાન પ્રકાશ સ્વરૂપ !

આવરણ નિગોદમાં, નિરાવરણ સિદ્ધે;
બ્રહ્માંડ ઝળકે નિજ સ્વરૂપમાં !
નિરાકાર-નિર્વિશેષ સાદિ-અનંત;
અહોહો ! ભવ્ય પૂર્ણ પરમાત્મા !

ચૌદ ગુણસ્થાનકના સર્વે સોપાન;
વર્ણવ્યા ચૌદેય આપ્તવાણીમાં !
અનુપમ-અપૂર્વ દેશના રૂપ વાણી;
નવાજશે જગત શાસ્ત્રો છે ભાવિ !

દાદાશ્રીની ભાવનાની ફલશ્રુતિ;
અંતિમ અદ્‌ભુત આ આપ્તવાણી !
મોક્ષમાર્ગી જીવને પથદર્શક આ;
જગકલ્યાણાર્થે શુભમ્ સમર્પણ !

❖ ❖ ❖ ❖ ❖

# ચૌદ ગુણસ્થાનકને ભેદે તેવી ચૌદ આપ્તવાણીઓ

આપણી ચૌદ આપ્તવાણીઓ થશે, એમાં તમામ શાસ્ત્રોનો સાર આવી જશે. એટલે હવે આ આપ્તવાણી પુસ્તકો શાસ્ત્રરૂપે થવાના છે. પણ શાસન તો મહાવીરનું કહેવાશે, શાસન અમારું ના હોય. અમે તો આ શાસનના શણગાર કહેવાઈએ. આ ચૌદ આપ્તવાણીઓ બહુ કામ કરશે.

આ ચૌદનો નંબર આપણે ત્યાં કેવો છે ? આપણું જ્ઞાન લીધા પછી જો કોઈ ચૌદ વર્ષ અમારી આજ્ઞામાં રહે, તો એની ઘણી બધી (ભરેલા માલની) ટાંકી ખલાસ થઈ જાય. એટલે પછી એનું આદર્શ જીવન થઈ જાય. પેલી ટાંકી કોઈની વહેલીયે ખલાસ થઈ જાય, પણ વધારેમાં વધારે ચૌદ વર્ષ.

**પ્રશ્નકર્તા :** બધા માલ ચૌદ વર્ષે ખાલી થઈ જાય એમ કહો છો, તો ચૌદ વર્ષનું જ કેમ મહત્વ ?

**દાદાશ્રી :** એવું છે, ચૌદનો આંક બહુ જગ્યાએ છે. ચૌદનું બહુ મહત્વ છે. આ જગત ચૌદ રાજલોક (રજ્જુ પ્રમાણ) છે. ચૌદ લોકનો નાથ કહેવાય છે; ચૌદ ગુણસ્થાનક છે; ચૌદ પૂર્વનું જ્ઞાન છે; રામચંદ્રજીને ચૌદ વર્ષનો વનવાસ હતો અને આ આપણી આપ્તવાણી પણ ચૌદ નીકળવાની છે. ચૌદ આપ્તવાણી ચૌદેય ગુંઠાણાને સ્પર્શ કરે એવી નીકળવાની છે. જુઓ, ચૌદ ગુંઠાણા છે. આ આપ્તવાણીઓમાં ચૌદેય ગુણસ્થાનકનું પૂરું જ્ઞાન છે. ચૌદેચૌદ આપ્તવાણી ચૌદેય ગુણસ્થાનકે ભેદે એવી છે.

**પ્રશ્નકર્તા :** દાદાશ્રીનો જન્મેય કારતક સુદ ચૌદસ !

**દાદાશ્રી :** હા, ચૌદસ, ખરું. એટલે ચૌદ શબ્દનો બધો મેળ પડે છે.

[દાદાશ્રીનો દેહવિલય પણ (તા. ૨-૧-૧૯૮૮ શનિવાર, પોષ સુદ) ચૌદસના દિને થયેલો.

દાદાશ્રી પોતાની જ્ઞાનદશા માટે હંમેશાં કહેતા, અમે ચૌદસ સુધી પહોંચ્યા છીએ, પૂનમ (કેવળજ્ઞાન) થઈ નથી.]

## 'અહો' આ અપૂર્વ વાણી, નીસરી જગ કલ્યાણે

આ તદ્દન નવી વાત છે. આ અપૂર્વ વાત છે, આ પરંપરાની વાત નથી. અપૂર્વ એટલે પૂર્વે ક્યારેય પણ સાંભળી ના હોય, વાંચી ના હોય, જાણેલી ના હોય, અનુભવેલી ના હોય એવી આ અપૂર્વ વસ્તુ છે !

આ બધું પહેલી વખત સાંભળવામાં આવે. એટલે આ અપૂર્વ જ્ઞાન કહેવાય, અને તે જ છે તે રિયલ જ્ઞાન કહેવાય છે. રિયલ એટલે આપણું કામ થાય એવું, મુક્ત કરે એવું.

અને ફેક્ટ (વાસ્તવિક) વસ્તુ છે પાછી. કોઈ દહાડોય આવું સાંભળેલું હોય કે ચિંતા રહિત થાય ! એવો કોઈ ચિંતા રહિત નહીં થયેલો. અહીં સંસારમાં રહીને મોક્ષે જાય એવું બનતું હશે ? પણ અહીં આ વાણી અપૂર્વ વસ્તુ છે. આ અમારી વાત જ બધી અપૂર્વ લાગેને ! તમને મહીં આ એમ ને એમ સાંભળતા જ અંતર શાંતિ થઈ જાય. અને અમારી વાત સ્યાદ્વાદ ગણાય. અહીં ગમે તે નાતનો બેઠો હોય તોય બધાને એડજસ્ટ થાય. પક્ષાપક્ષીથી રહિત હોય અમારી વાણી, નિષ્પક્ષપાતી હોય. એમાં પક્ષપાત ના હોય કે ભઈ, આ વૈષ્ણવ પક્ષના કે શિવ પક્ષના કે જૈન પક્ષના કે મુસ્લિમ પક્ષના એવું-તેવું કશું ના હોય. અહીં મુસલમાનો બેસે તોય સરસ લાગે એમનેય.

**પ્રશ્નકર્તા :** અને સમગ્ર ખુલાસા વગર સમાધાન ટકે પણ નહીં.

**દાદાશ્રી :** ના, તે ટકે નહીં. સમગ્ર ખુલાસા વગર ટકતું હશે ? એક જરાક હીંચ આવે તો ઊડી જાય. એથી બહાર લોકોને ટકતુંયે નથીને ! લાઈટેય થતું નથીને !

**પ્રશ્નકર્તા :** આ તો આપને એટલો બધો, સમગ્ર ખુલાસો પ્રગટ થયો છે અને પાછો એ બધો ખુલાસો સામાને ક્યારેય અસમાધાન ના થાય એવી રીતે આપ આપી શકો છો.

**દાદાશ્રી :** મારી દાનત ચોખ્ખી છે એટલે. લોકોનું કલ્યાણ થાય એવી દાનત છે મારી એટલે અને આ અપૂર્વ વસ્તુ છે. આ તો દસ

લાખ વર્ષે એક ફેરો આવું અક્રમ વિજ્ઞાન પ્રગટ થાય છે ! જે એક અવતારી બનાવે. એક અવતારમાં મોક્ષ થાય. અહીંથી જ મોક્ષ થઈ ગયેલો હોય. પેલો મોક્ષ તો થાય ત્યારે થાય, આપણને શી ઉતાવળ છે ? નબળાઈઓ જાય, ગૂંચવાડો ઊભો થાય નહીં અને સંસારમાં જીવન શાંતિમય, જનકરાજા જેવું જીવાય. અહીં જનક વિદેહી જેવી દશા થાય અથવા એના કરતા વધારે ઊંચી દશા થાય એની ! જનક વિદેહીને મહીં જરાક ગભરામણ થતી'તી ને, ત્યારે પાછા ગુરુ મહારાજ પાસે જવું પડતું'તું પૂછવા કે આમ કેમ થાય છે ? અને તમારે મને પૂછવા નહીં આવવું પડે પછી. દર્શન કરવા આવવાનું પણ પૂછવા નહીં આવવાનું કે આવું મને થાય છે.

એ તો અમારે આ વાણી બોલ બોલ કરવાનું શાથી ? અમારા શબ્દોથી તમારા બધા રોગ નીકળી જાય મોટા. આ અક્રમ વિજ્ઞાનની વાણી એ આ બધો રોગ કાઢી નાખશે હડહડાટ !

આ અક્રમ વિજ્ઞાન બહુ લોકોને હેલ્પ કરે છે. વર્લ્ડની અજાયબી છે ! હજુ તો હજારો વર્ષ પછી તો લોકો બહુ હાઈ લેવલ, સ્ટેજ ઉપર લઈ જશે આ વાતને. હજુ તો લોક સમજી શક્યા નથી આ વેલ્ડિંગ. અને આ અમારું વેલ્ડિંગ બહુ હાઈ ક્વૉલિટી છે. આ વેલ્ડિંગ જુદી જાતનું છે. એક શબ્દથી તો કેટલાય રોગ નીકળી જાય પેલા સામા માણસના, એવું વેલ્ડિંગ !

**પ્રશ્નકર્તા :** અને બધાને સમજાય એવી, સરળ ને સાદી ભાષામાં.

**દાદાશ્રી :** હા, સાદી ભાષામાં. એ ભાષા પર કાબૂ નથી. ભાષા ઉપર આધાર રાખતું નથી. વેલ્ડિંગ બહુ ઊંચું અને આ હૃદયગમ વાણી, તો રાગે પડી જાય. હં, વાણી સરસ હોય, વર્તન સરસ હોય, વિનય સરસ હોય ત્યારે રસ આવે.

આ 'આપ્તવાણી' તો બધાને ભાવશે. ભલભલા મચ્છરાયેલા માણસ હશે તેના મચ્છરા ઊડી જશે.

**પ્રશ્નકર્તા :** હા, આ નવમી આપ્તવાણી વાંચ્યા પછીથી એ વધારે ખ્યાલ આવ્યો.

**દાદાશ્રી :** કામ નીકળી ગયું ! અને જો અક્રમ રોફ મારે છે ! અક્રમ તો ખરું રોફ મારે છે ને ?

**પ્રશ્નકર્તા :** ગજબ રોફ મારે છે, દાદા !

**દાદાશ્રી :** હા, હા. આ ફેરો વળી ઓર નીકળ્યું ! લોકોને કદર છે અક્રમની. આવા કાળમાં જે કાળમાં કોઈ ચીજની સાચી કદર જ થતી નથી એવા કાળમાં પણ અક્રમની કદર કરનારા છે. એ તો આસ્તે આસ્તે, કારણ કે ખબર નથી, ખ્યાલ જ નથી કે આવી કોઈ વસ્તુ છે ! એ ખ્યાલ લાવતા થોડીવાર લાગે.

જગતને કામ આવે એટલા માટે કંઈ (સાધન) જરૂર તો પડશે ને ? એના માટે બધું મારું બોલેલું છપાય અને એ ચોપડીઓ થોડી થોડી સ્ટૉલ ઉપર વેચાયને તો પબ્લિસિટી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** સ્ટૉલ ઉપર વેચવાનું ?

**દાદાશ્રી :** હા, રેલવેના સ્ટૉલ ઉપર.

**પ્રશ્નકર્તા :** એ વાણી તો અદ્‌ભુત છે, દાદા. એ તો કોઈને વાંચવામાં આવે તો એનો ઉદ્ધાર થઈ જાય એવી વાત છે બધી.

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** ન માનતા હોય એ પણ વાંચે છે ત્યારે 'અહો ! અહો !' જ બોલે છે કે ઓહોહોહો ! આવું કદી વાંચ્યું નથી, આવું કદી જોયું નથી, આવું કશું સાંભળ્યું નથી.

**દાદાશ્રી :** એવું 'અહો' બોલશેને, તો મહીં શું દવા પીધી એ તો હું જાણું છું. પુસ્તક પોતાને ઘેર રહ્યું પણ 'અહો' બોલ્યો, તે તેની સાથે જ મહીં પરિણામ થઈ જાય છે. અહોભાવ ઉત્પન્ન થયો. કોની પર થયો ? ત્યારે કહે, દાદાની ઉપર. તો દાદા ઉપર કે જ્ઞાન ઉપર ? ત્યારે કહે, જ્ઞાન ઉપર.

જેમ આ શ્વાસોશ્વાસ આપણે લેવાનો નથી હોતો, એની મેળે લેવાય છે, એવું આ જ્ઞાનેય ગ્રહણ કરવાનું નથી. અમારા શબ્દો મહીં પેસી જાય અને ગ્રહણ થઈ જ જાય.

અમે જે જ્ઞાન જોયું છે તે આજ સુધી બીજા પુસ્તકમાં આવ્યું જ નથી. તેથી આ અપૂર્વ જ્ઞાન કહ્યું. તીર્થંકરોને દેખાયેલું એનું એ જ આ જ્ઞાન છે, પણ તીર્થંકરો બોલેલા નહીં. તીર્થંકરોએ જોયેલું ને જાણેલું તે બધું જ કહ્યું નથી. તે બધો ફોડ અમે પાડ્યો છે.

અમે આ બધી વાત કરીએ છીએ, તે કેવળજ્ઞાનમાં જોઈને કરીએ છીએ. જેને આવતી ચોવીસીમાં કોઈ ચેકો નહીં મારે. આવતી ચોવીસીમાં તીર્થંકરોય ચેકો નહીં મારે એવી ભાષામાં બોલીએ છીએ. માટે કામ કાઢી લેજો.

જ્ઞાની પુરુષના તો પોતાના જે વાક્યો હોય તે કેવા હોય ? એક વાક્ય પણ ઉછીનું લીધેલું ના હોય ! અમારા પુસ્તકમાં કોઈનું વાક્ય ના હોય. અમારી પોતાની ભાષામાં હોય. હા, જ્ઞાન બધેથી લીધેલું હશે. પ્રકાશ બધેથી લીધેલો હોય, પણ એ પછી અમારામાં પરિણમીને પછી બહાર નીકળેલું છે.

આ વાણી વર્લ્ડને સ્વચ્છ કરશે. કારણ કે આ વાણી મારી નથી. 'મારી વાણી' થાય તો પોઈઝન (ઝેર) કહેવાય. ધીસ ઈઝ નોટ માય સ્પીચ.

આ સ્પીડી અસર થવાની છે અને જલદી અસર થવાની છે. તેથી આવું બધું થયું છે ને કંઈક નવી જાતનું કશુંક (કૌતુક) થવાનું છે ! નવી જાતનું જ બની રહ્યું છે.

❖ ❖ ❖ ❖ ❖

# પ્રસ્તાવના

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)એ એમની જગત કલ્યાણની ભાવનાની પૂર્ણતા અર્થે પૂજ્ય નીરુમાને જણાવેલું કે આપ્તવાણીઓનું સંકલન કરવું એ તમારો વ્યવહાર છે, એ તમારે કરવાનો જ છે. તે માટે દાદાશ્રીએ એમને ખાસ આશીર્વાદ આપ્યા હતા.

પૂજ્ય નીરુમાની દાદાશ્રી સાથે જ્યારથી સત્સંગની શરૂઆત થઈ ત્યારથી એમણે ભેખ લીધો હતો કે આવા મહાન જ્ઞાની પુરુષની વાણી કોઈ પણ માધ્યમથી હજારો વર્ષો સુધી સચવાય. જેની શરૂઆત ડાયરીઓમાં વાણી લખવાથી કરી. પાછળથી ટેપરેકર્ડ દ્વારા સતત ઓડિયો કેસેટોમાં રેકોર્ડ કરતા રહ્યા. એ પાછળ એમની તીવ્ર ભાવના એ હતી કે જ્ઞાનીની વાણી ગ્રંથો (શાસ્ત્રો) રૂપે પ્રકાશિત થાય અને જગતને પહોંચે. એ વાણીને લખીને તેમજ ટેપરેકર્ડમાં ઝીલી લઈ જેમ છે તેમ પુસ્તકરૂપે સંકલિત કરી, તે પ્રકાશનોને જગતને પહોંચાડવા છે. એમની એ ભાવનાની ફલશ્રુતિરૂપે એમણે દાદાશ્રીની હાજરીમાં આપ્તવાણી શ્રેણી ૧ થી ૯નું પ્રકાશન થયું. ત્યાર બાદ પણ એ કાર્ય ચાલુ રાખી પોતાની હયાતીમાં આગળ શ્રેણી ૧૦ થી શ્રેણી ૧૪ના ભાગ-૧ અને ૨ સુધીનું સંકલન કાર્ય કર્યું. એમની સ્થૂળ અનુપસ્થિતિમાં પણ સૂક્ષ્મ રીતે આગળ આગળનું કામ એમના જ આશીર્વાદથી પૂરું થતું હોય એમ લાગ્યા કરતું હતું. વિવિધ સંકેતો દ્વારા એમની હાજરી વર્તાયા કરે છે અને તેઓ જ પૂરું કરાવી રહ્યા છે એવો અનુભવ થાય છે.

પૂજ્ય નીરુમાએ દાદાશ્રીને ચૌદ આપ્તવાણીઓ તૈયાર કરવાનું પ્રોમિસ આપેલું, તે આ સાથે પૂરું થાય છે. જગતમાં આપ્તવાણી દ્વારા આ વીતરાગ વિજ્ઞાનનું બીજ સચવાઈ જશે. જગતના જીવો માટે આ વીતરાગ વાણી મોક્ષમાર્ગનો આધાર બની રહેશે. અહીં આપ્તવાણી શ્રેણી પૂરી થાય છે પરંતુ દાદાશ્રીના વિવિધ સત્સંગોમાં તપ, ત્યાગ, સંયમ, મોહ, ભય, આહાર જેવા ઘણાં શબ્દો પર નીકળેલ જ્ઞાનવાણીનું કલેક્શન તૈયાર થયેલ છે, જેની પર સુંદર પુસ્તકો ભવિષ્યમાં બનશે. સૌથી ઊંચી વાત તો એ છે કે ખુદ દાદાશ્રીના શબ્દોમાં જ એમના જીવન પ્રસંગો, જીવનની વાતો આપણને મળે છે. જે ભવિષ્યમાં ગ્રંથો રૂપે આપણને મળશે.

જગત કલ્યાણનું આ મિશન છે. જગતના જીવોના કલ્યાણ માટે નીકળેલી આ વીતરાગ વાણી જગતનું કલ્યાણ કરીને જ રહેશે.

આ એક-એક પુસ્તકની રચના ઘણા બધા બ્રહ્મચારી સાધકો તથા મહાત્માઓના સેવા-સહકારના યોગદાનથી થયેલ છે. સૌની દિલની એક જ ભાવના છે કે દાદાશ્રીની આ વાણી જગતના જીવોને પહોંચો અને જગતના જીવો મોક્ષમાર્ગને પામી, આત્યંતિક મોક્ષને પામે.

**- દીપકના જય સચ્ચિદાનંદ**

# સંપાદકીય

આ જગતમાં છ સનાતન તત્ત્વો છે જેમાંનું એક તત્ત્વ છે આત્મા. જેનું વર્ણન શાસ્ત્રોમાં પણ મળે છે. આત્મા જે પોતાનું સ્વરૂપ છે, એ અવિનાશી વસ્તુને સમજવી ને ઓળખવી કેવી રીતે ? એનું અસ્તિત્વ છે એ જ પહેલા કન્ફર્મ (નક્કી) કેવી રીતે કરવું ? કેવી રીતે ખાતરી કરવી ? એ છે તો એના ગુણો કયા ? એનું સ્વરૂપ કેવું ? એનું દ્રવ્ય કેવું છે એ કેવી રીતે સમજી શકાય ? એની ઓળખાણ તો કો'ક અનુભવી જ્ઞાની પુરુષ હોય તે જ કરાવી શકે અને તે જ એની અનુભૂતિ કરાવી શકે.

જેમ નાના બાળકને A-B-C-D શિખવાડવી હોય તો A આને કહેવાય, B આને કહેવાય એ રીતે શિખવાડવું પડે. તે ટીચર એને બોલતા, લખતા-વાંચતા શિખવાડે પણ એની રીતે ! બાળક રોજ એપલ (સફરજન) ખાતો હોય, એણે જોયું હોય, એ બોલતો હોય એપલ, તેના ઉપરથી A ફૉર એપલ, એમ ટીચર એને બોલતા શિખવાડે. તે જ રીતે B ફૉર બેટ. એણે બેટ જોયું હોય, એનાથી રમતો હોય, બેટ બોલતો હોય. આમ A-B-C-D બોલતા શીખે, વાંચતા શીખે, લખતા શીખે અને અક્ષરોને કેવી રીતે ઉપયોગમાં લેવા એવું પણ એને ટીચર શિખવાડે. પણ આત્માની બાબતમાં એની પૂર્ણ જાણકારી એના જાણકાર જ્ઞાની સિવાય કેવી રીતે પ્રાપ્ત થાય ?

પરમ પૂજ્ય દાદા ભગવાન (દાદાશ્રી)એ જ્ઞાનવિધિ એક એવો ભેદજ્ઞાનનો પ્રયોગ ગોઠવી આપ્યો, કે જેના થકી વ્યક્તિને પોતાને રાઈટ બિલીફ બેસે છે કે 'હું ચંદુ નથી પણ હું શુદ્ધાત્મા છું.' પછી સત્સંગમાં એને પોતાને ગેડ બેસતી જાય કે 'કઈ રીતે હું શુદ્ધાત્મા છું.' એ ઉપરાંત 'મારું સ્વરૂપ શું છે, આ રિલેટિવ સ્વરૂપ મારું નથી, આ ક્રિયાઓનો કર્તા હું નથી, ખરેખર કર્તા કોણ છે, હું શું કરી શકું છું, શું નથી કરી શકતો, માય રિયલ બિઈંગ (મારું સાચું અસ્તિત્વ) અને મારા ગુણો શું છે, મારો સ્વભાવ શું છે, જીવનમાં રોજના કાર્યો થાય છે, તેમાં કરે છે કોણ ને હું ક્યાં છું, કેવા સ્વરૂપે છું, કેવી રીતે અસંગ છું, કેવી રીતે નિર્લેપ છું, કેવી રીતે જુદો છું, જ્ઞાતા-દ્રષ્ટા છું' આ બધી બાબતોની સત્સંગમાં એમની જ્ઞાનવાણી દ્વારા ગેડ બેસાડતા ગયા. સામાને તે લેવલની સમજણ આપી પોતે જેમાં વર્તે છે તે ઉપરના સ્ટેપે ચઢાવતા ગયા.

દાદાશ્રીની રેકોર્ડ થયેલ તમામ વાણીમાંથી આત્મા સંબંધી મેટરનું જે કલેક્શન થયું, તેમાંથી આપ્તવાણી શ્રેણી ૧૪ ભાગ ૧-૨-૩-૪-૫ને અનુરૂપ મેટરને સિલેક્ટ કરીને મૂકવામાં આવ્યું છે. આપ્તવાણી શ્રેણી-૧૪ ભાગ-૪માં આત્માના ગુણધર્મ અને સ્વભાવ વિશે વિગતવાર વાતો મળે છે, જ્યારે અહીં ભાગ-૫માં આત્માના સ્વરૂપ વિશે સૈદ્ધાંતિક વાતોને સંકલન કરવાનો પ્રયાસ થયો છે. જેમાં કેવળજ્ઞાન સ્વરૂપ, ચૈતન્યઘન સ્વરૂપ, વિજ્ઞાન સ્વરૂપ, સચ્ચિદાનંદ સ્વરૂપ, પ્રકાશ સ્વરૂપ, અવ્યાબાધ સ્વરૂપ, ટંકોત્કીર્ણ, અરીસા જેવો, અનંત પ્રદેશી, અરૂપી-અમૂર્ત, સૂક્ષ્મતમ, સિદ્ધ ભગવાન, મોક્ષ આદિ અનેક ફોડ પાડ્યા છે. દાદાશ્રીએ સત્સંગમાં પ્રદાન કરેલી આવી વિવિધ સમજને યથાયોગ્ય સંકલન કરી પુસ્તકરૂપે પ્રકાશન કરવામાં આવેલ છે. જે મૂળ અવર્ણનીય, અવક્તવ્ય, નિઃશબ્દ એવા આત્મસ્વરૂપની સમજ પામવા સહાયરૂપ બનશે.

'જ્ઞાની' એટલે પોતાના સ્વરૂપનું અને સ્વભાવનું જ ચિંતવન થયા કરવું. 'સ્વરૂપ' એટલે 'પોતે કોણ છે' એ નક્કી થવું અને સ્વભાવ એટલે આત્માના ગુણધર્મો, એમાં જ રહ્યા કરે એનું નામ 'જ્ઞાની.'

**-દાદાશ્રી**

A એટલે એપલ, B એટલે બેટ એમ જ કાયમનું માની લેવા જેવું નથી. એવી રીતે આકાશ જેવો આત્મા, પ્રકાશ સ્વરૂપ આત્મા, જ્યોતિસ્વરૂપ આત્મા, અરીસા જેવો આત્મા, અરૂપી આત્મા તેવું પોતે કલ્પનાથી માની બેસવા જેવું નથી. એ તો સિમિલિ છે, તે મૂળ વસ્તુનું સ્વરૂપ સમજવા માટે છે. જ્યારે મૂળ વસ્તુ અનુભવમાં આવશે ત્યારે બધા ગુણધર્મો સહિત, બધા દૃષ્ટાંતો જેમાં સમાઈ જાય છતાં બધાથી પર એવું જુદું જ એ પોતાનું સ્વરૂપ પોતાને ફિટ થઈ ગયું હશે કે જે અનુપમ છે, અવર્ણનીય છે. સાધનો, દૃષ્ટાંતો, સિમિલિઓ ગૌણ થઈ જશે અને મૂળ પોતે જે નિરાલંબ છે તે સ્વરૂપ થઈને જ રહેશે. એ જ સ્વરૂપ કે જે આ કાળના મહાન જ્ઞાની દાદા ભગવાને પ્રાપ્ત કર્યું.

આત્માના સ્વરૂપની જાણકારી પ્રાપ્ત કર્યા પછી અરીસા જેવો કે પ્રકાશ જેવો કે આકાશ જેવો એમ એક શબ્દ પકડીને તેવું સ્વરૂપ મને ઓળખાઈ ગયું છે એમ બુદ્ધિ પકડી લેશે તો ક્યાંક એકાંતે બીજે પાટે ગાડી

ચઢી મોક્ષમાર્ગ ચૂકાવી દેશે. આ તો આત્માના સ્વરૂપને ઓળખવા માટે જુદા જુદા દૃષ્ટાંતો ગોઠવીને પોતાના મૂળ સ્વરૂપની ગેડ બેસે તે અર્થે સાધનરૂપે વિવિધ રૂપકો, દૃષ્ટાંતો છે. સાધ્ય સ્વરૂપ તો પોતાનો આત્મા જે નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા માત્ર છે અને કેવળજ્ઞાન સ્વરૂપ જ છે, સ્વ-પર પ્રકાશક જ છે, તે પામવાનો છે.

આ વાણી વાંચીએ પણ પ્રેક્ટિકલી તો રોજ ઊભો થતો કષાય-વિષયનો માલ અને એ ગાંઠો બધી ચોખ્ખી કરવાનો પુરુષાર્થ મુખ્ય રહે છે. આપણને જે દર્શનમાં આવ્યું છે, જેની પ્રતીતિ બેઠી છે, તેની જ જાગૃતિ વધારવાની છે અને તપના પુરુષાર્થમાં આવવાનું છે. આપણને જેમ જેમ પોતાના દોષો દેખાય, સામો નિર્દોષ દેખાય, ફાઈલ નંબર ૧ - ચંદુ શું કરે છે, એના જ્ઞાતા-દ્રષ્ટા રહીશું, તેમ તેમ ઉપરની કક્ષાએ આગળ વધીશું.

જેમ જેમ ભરેલો માલ, ભરેલો મોહ, કષાયો, પ્રકૃતિ ખાલી થતા જશે, તેમ તેમ જાગૃતિ જ જ્ઞાનમાં પરિણામ પામશે. જેમ જેમ શુદ્ધ ઉપયોગમાં રહીશું, તેમ તેમ અનુભવની કક્ષા આવતી જશે. સંસારી બાબતો, માન-અપમાન, નફો-નુકસાન આદિ દ્વંદ્વોની અસરોથી મુક્ત થવાતું જશે તેમ તેમ અનુભવદશા વધતી જશે. પછી આગળની દશામાં પોતાનું સ્વરૂપ દેખવામાં દાદા ભગવાનની આ આપ્તવાણી વધુ હેલ્પ કરશે.

આ વાણી વાંચીશું, સમજીશું અને ખ્યાલમાં રાખીશું કે મને જે આ સ્વરૂપ સમજાય છે એ રૂપ મારે થવું છે અને એ દશા નિરાલંબની છે, એને સ્પષ્ટ વેદન કહેવાય. ત્યાં સુધી પહોંચવાનો આ ભવનો મારો ધ્યેય છે પણ એક દિવસમાં ધ્યેય પૂરેપૂરો સિદ્ધ નહીં થાય. તે માટે ધ્યેયને લક્ષમાં રાખી રોજેરોજના પાંચ આજ્ઞા પાળવાના, પોતાની ફાઈલ નંબર એકના દોષોને ચોખ્ખા કરવાના, શુદ્ધ ઉપયોગમાં રહીને પ્રકૃતિને જુદા જોવાના અને ફાઈલોના સમભાવે નિકાલ કરવાના પુરુષાર્થમાં જ રહીશું. જેમ જેમ ફાઈલોના સમભાવે નિકાલ થતા જાય, તેમ તેમ જ્ઞાતા-દ્રષ્ટાપણું વધતું જાય. ત્યાર પછી ધીમે ધીમે કેવળજ્ઞાન સ્વરૂપમાં પહોંચાય.

આપણે જેટલું જ્ઞાન સમજી ગયા છીએ એને વ્યવહારમાં ટેસ્ટિંગમાં લેતા જઈશું અને તે એક વખત નહીં, પણ હંમેશાં પૂર્ણાહુતિમાં હજી કાચું

જ છે એમ રાખીને એ જ્ઞાનવાક્યો ઉપયોગમાં લેતા જઈશું. અંતમાં આનંદ વધવો જોઈએ, મુક્તતા વધવી જોઈએ, વ્યવહારમાં લોકો જોડે અભેદતા ને પ્રેમ વધવા જોઈએ એ અનુભવ કક્ષાનું પ્રમાણ !

આપણા થકી જ્યાં સુધી બીજાને કંઈ પણ દુઃખ થાય છે, વ્યવહારમાં કોઈના દોષ કે નેગેટિવ દેખાય છે, અગર તો વિષયનો વિચાર પણ આવી જાય છે, ત્યાં સુધી પોતે જાગૃત રહેવાની જરૂર છે કે હજુ કષાયો ડિસ્ચાર્જમાં ખાલી થયા નથી. પણ એ ઉપશમ છે, સંપૂર્ણ ક્ષય થયા નથી. માટે આપણે આધીનતા રાખી, આજ્ઞા એ જ ધર્મ ને આજ્ઞા એ જ તપનો પુરુષાર્થ ચાલુ રાખો. આત્માના ગુણો કે સ્વરૂપની જે વાત આપણને સમજાય છે તે થિયરેટિકલ છે, તેને પ્રેક્ટિકલ થવા દો. ત્યાં સુધી લઘુતમ ભાવ ધારણ કરી મોક્ષનું કામ કાઢી લેવું છે. મુખ્યપણે મૂળ સિદ્ધાંતોને સમજ સમજ કર્યે જઈશું. 'મને કંઈક વિશેષ વર્તે છે' એમ માનીને ફુલ પોઈન્ટ (પૂર્ણ વિરામ) મૂકવું નહીં, એમાં કોમા (અલ્પ વિરામ) રાખવો.

દાદાશ્રી કહે છે કે મને તમારા બધા સાથે કેમ જુદાઈ નથી રહેતી ને અભેદતા જ રહે છે ? કારણ કે અમે નિરંતર આત્મારૂપે રહી જગત (જીવમાત્ર)ને આત્મારૂપે જ જોઈએ છીએ. અમને અજ્ઞાનનો અમલ પૂરેપૂરો ઊતરી ગયો છે, જ્યારે તમને હવે ઊતરી રહ્યો છે. બાકી તમે મારા જેવા જ આત્મા છો. પોતે પૂર્ણ કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા જ છે. ફક્ત સંજોગોના દબાણથી અજ્ઞાનનો અમલ ચઢ્યો છે. પોતે બગડ્યો જ નથી, પોતે એવો ને એવો જ રહીને આ રોંગ બિલીફ ઊભી થઈ ગઈ છે. પોતાનું મૂળ સ્વરૂપ એવું ને એવું જ છે. પોતાના ગુણો બગડ્યા જ નથી, પોતાનો સ્વભાવ બગડ્યો જ નથી. ફક્ત આ સંજોગોથી વિશેષભાવ ઊભો થઈ ગયો છે ને પરિણામે સંસાર ઊભો થઈ ગયો. દાદાશ્રીએ એમની જ્ઞાનસિદ્ધિથી સ્વરૂપનું અજ્ઞાન મિટાવી દીધું એટલે પોતે મુક્ત થઈ ગયો.

'જે પદ શ્રી સર્વજ્ઞે દીઠું જ્ઞાનમાં, કહી શક્યા નહીં પણ તે શ્રી ભગવાન જો.' એ વસ્તુ જ્યારે પોતે આ દિવ્ય જ્ઞાનવાણીનું આરાધન કરતા કરતા અનુભવે છે ત્યારે આખો સિદ્ધાંત પોતાના હાથમાં આવી જાય છે.

આવા કાળમાં આત્માના સ્વરૂપનું વાણી દ્વારા શબ્દોમાં વર્ણન આપી

શકે તેવા જ્ઞાની પુરુષને ધન્ય છે અને આપણા જેવા કળિયુગી જીવોની પુણ્યનેય ધન્ય છે કે તે ગુહ્યતમ તત્ત્વની વાત આપણને જ્ઞાની પાસે સાંભળવા મળી, વાંચવા મળી, અને એ આત્મસ્વરૂપની દાદાકૃપાએ અનુભૂતિ પણ પ્રાપ્ત થઈ.

મહાત્માઓ શુદ્ધાત્મા પદને પામ્યા છે. હવે એ અસ્પષ્ટ વેદન છે તે જ્ઞાની પુરુષ દાદા ભગવાનની કૃપાથી જ પ્રાપ્ત થયું છે. હવે આ ભવમાં આત્માના સ્પષ્ટ વેદને પહોંચવું, તે પાંચ આજ્ઞારૂપી પુરુષાર્થથી પહોંચાશે. જ્યારે પોતાને આત્માનું સ્પષ્ટ વેદન થશે ત્યારે પોતાનું સ્વરૂપ દેખાશે, જે નિરાલંબ છે, કેવળજ્ઞાન સ્વરૂપ છે. એ પોતાનું કેવળજ્ઞાન સ્વરૂપ દેખાવું, જાણવું ને અનુભવવું એ આ ભવનો અંતિમ ધ્યેય છે. એને લક્ષમાં રાખીને વર્તમાનમાં સ્વરૂપ જાગૃતિમાં રહીએ. મહાત્માઓને એ આગળની શ્રેણીઓ ચઢવા આ જ્ઞાનવાણી અત્યંત ઉપકારી નીવડશે. (હાજર જ્ઞાનીની આધીનતામાં) પ્રત્યક્ષતામાં  રહી આ વાણીની આરાધના અંતિમ ધ્યેય પ્રાપ્ત કરાવશે જ.

પરમ પૂજ્ય દાદા ભગવાનની અસીમ કૃપાથી આપણને આ સાક્ષાત્ સરસ્વતી સમાન અદ્ભુત, અલભ્ય જ્ઞાનવાણી પુસ્તકોરૂપે પ્રાપ્ત થઈ છે. તેમાંય આપ્તવાણી શ્રેણી ૧ થી ૧૪ તત્ત્વજ્ઞાનના ગૂઢ રહસ્યોનો ફોડ આપનારી એવી અદ્વિતિય છે કે જે ભવિષ્યના શાસ્ત્રો રૂપ બની જશે. આ ચૌદ આપ્તવાણીઓ ચૌદ ગુણસ્થાનક પૂરા કરી આપનારી છે. પરમ વિનય અને લઘુતમ ભાવે એનું સમજપૂર્વક આરાધન કરીશું તો એ જ વાણી વ્યવહારની પરિપૂર્ણતા કરાવી નિશ્ચયના ઉચ્ચતમ શિખરોને સર કરાવનારી છે.

દાદાશ્રીની જગત કલ્યાણની જે ભાવના હતી એ ભાવના પરિપૂર્ણ થાય અને એમાં આપણે સહુ યથાયોગ્ય યોગદાન આપી, નિશ્ચય અને વ્યવહાર બન્ને રીતે જીવન સાર્થક કરી લઈ આપણે આપણું મોક્ષનું કામ કાઢી લેવા જેવું છે.

આપ્તવાણી પુસ્તકોમાં ક્યાંક ક્યાંક વાચકને વધુ ફોડ પડે, ખુલાસો થાય, તે અર્થે કૌંસમાં કંઈક શબ્દાર્થ કે ભાવાર્થ રૂપે શબ્દો લખવામાં આવ્યા છે, એ જે-તે વખતે જેવી સમજણ પડી છે તે પ્રમાણે તે શબ્દો મૂક્યા છે.

દાદાશ્રીની વાણી નિમિત્તાધીન તેમજ ક્ષેત્ર-કાળને આધીન પૂછનાર વ્યક્તિઓને સમાધાન થાય તે અર્થે નીકળી છે. તેનું પાછું સંપાદન કરતા કરતા વિવિધ વાતો ફકરાઓમાં ક્રમબદ્ધ ગોઠવાય, તે લિંક ગોઠવતા ક્યાંક વાચકને કોઈ પણ પ્રકારની ક્ષતિ ભાસતી હોય તો તે દાદાશ્રીની જ્ઞાનવાણીમાં નહીં, પણ સંકલનકર્તાની ખામીને લઈને હોઈ શકે, તેવી ક્ષતિઓ અર્થે ક્ષમાપ્રાર્થના.

આ આપ્તવાણીના શ્રેણી-૧૪ના આ પાંચમા અને અંતિમ ભાગ સાથે દાદાશ્રીની ભાવના મુજબ આપ્તવાણી ગ્રંથોની શૃંખલા અહીં પૂરી થાય છે. જગતને અત્યંત ઉપકારી એવી આ વાણી જગતના ખૂણે ખૂણે પહોંચે અને એના આરાધન થકી સહુ જીવો સમ્યક્ત્વને પ્રાપ્ત કરી મોક્ષમાર્ગની કેડીએ પ્રયાણ કરે એ જ હૃદયપૂર્વકની ભાવના.

**- દીપક દેસાઈ**

# ઉપોદ્ઘાત

## [૧] આત્માનું સ્વરૂપ

### [૧.૧] કેવળજ્ઞાન સ્વરૂપ

આત્મા પોતે કેવળજ્ઞાન સ્વરૂપ છે. આ દેહ એ સ્થૂળ સ્વરૂપ છે, મહીં અંતઃકરણ ને કષાયો એ સૂક્ષ્મ સ્વરૂપ છે અને એથી આગળ આત્મા છે એ કેવળજ્ઞાન સ્વરૂપ છે. એટલે પ્રકાશ સ્વરૂપ જ છે, પ્રકાશમય જ છે.

આ તો જેમ જેમ સંજોગ ભેગા થતા ગયા અને સ્વરૂપની અજ્ઞાનતાને લીધે, પોતે માનતો ગયો કે હું મનુષ્ય છું, પતિ છું, પેસેન્જર છું એમ બંધનમાં આવતો ગયો.

પોતાને પોતાનું ભાન થાય એટલે સમકિત થાય. પછી સંસારના લફરા છૂટતા જાય તેમ કેવળજ્ઞાન તરફ પોતે જાય. અંતે પોતે પરમાત્મા થાય.

પોતે જ્ઞાન સિવાય કશું જ નથી. પોતે કાયમ દરઅસલ સ્થિતિમાં એટલે કેવળજ્ઞાન સ્વરૂપ જ મહીં છે.

બીજા કોઈ તત્ત્વોમાં આ કેવળજ્ઞાન સ્વરૂપ નથી. બધા તત્ત્વો નિર્લેપ છે, અસંગ છે, અવિનાશી છે, અગુરુ-લઘુ છે પણ કેવળજ્ઞાન સ્વરૂપ આત્મા એકલાને લાગુ થાય ને તે આપણે પોતે જ છીએ. 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' કહીએ એટલે આપણે આત્મા થઈ ગયા.

જ્ઞાતા-દ્રષ્ટા અને કેવળજ્ઞાન સ્વરૂપ આ બે આત્માને જ લાગુ થાય. કેવળજ્ઞાન સ્વરૂપ અને જ્ઞાતા-દ્રષ્ટા એમાં કોઈ ફેરફાર ના થાય. કારણ કે આત્મા જ્ઞાયક સ્વભાવનો છે અને આનંદ સ્વરૂપ છે. આ ગુણ બીજા કોઈ તત્ત્વમાં નથી.

જ્ઞાન એ જ આત્મા છે, એ જ કેવળજ્ઞાન સ્વરૂપ છે, એબ્સૉલ્યૂટ સ્થિતિ છે. પોતાના સ્વરૂપની સૂક્ષ્મતા એવી છે કે હિમાલયની આરપાર નીકળી જાય. એ સ્વરૂપ જાણે પછી શું આવરણ આવે ?

આત્મા સૂક્ષ્મ છે, જ્યારે આ પાંચ ઈન્દ્રિયોના વિષયો સ્થૂળ છે. આત્માએ ક્યારેય વિષય ભોગવ્યો જ નથી.

અગ્નિ સળગતો હોય ને અગ્નિ વચ્ચેથી આત્મા પસાર થાય છતાં અગ્નિ આત્માને બાળી ના શકે. અગ્નિ સ્થૂળ છે, આત્મા સૂક્ષ્મ છે. અગ્નિ એને અડે નહીં.

આત્મા સ્વભાવે કેવળજ્ઞાન સ્વરૂપ હોવા છતાં, પોતાને એ સ્વરૂપનું ભાન નહીં હોવાથી લોકસંજ્ઞાથી વર્તે છે. લૌકિકમાં સુખ માની બેઠો છે, તેથી અજ્ઞાન ઊભું થયું. સાચું સુખ આત્મામાં જ છે. બહાર સુખ ખોળે નહીં, તો જ્ઞાન ઊભું થાય.

આ તો સંજોગોના દબાણથી વિશેષભાવ, એમાં અહંકાર ઊભો થઈ ગયો. બાકી પોતે મહીં કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. એ બગડેય નહીં કે સુધરેય નહીં. એમાં ફેરફાર ક્યારેય ના થાય.

આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે, તો કેવળજ્ઞાન કોને થાય છે ? પોતાને જ થાય છે. આવરણ ખસવાથી પોતે જ પોતાને દેખાવા માંડ્યો. કારણ કે પોતે સ્વ-પર પ્રકાશક છે. આત્મા પોતે સ્વનેય જાણે છે, પોતે પોતાનેય જાણે છે અને પરનેય જાણે છે. આવરણ ખસી ગયા તો પોતે પોતાને આખો દેખે, એને કેવળજ્ઞાન સ્વરૂપ કહેવાય.

જ્ઞાનવિધિમાં આખુંય કેવળજ્ઞાન સ્વરૂપ જ પ્રાપ્ત કરાવે છે પણ પચતું નથી. કારણ કે સ્થૂળતમથી સૂક્ષ્મતમ સુધીની તમામ સંસારી અવસ્થાઓને પોતે જ્ઞાતા-દ્રષ્ટામાત્ર છે, ટંકોત્કીર્ણ છે, કેવળજ્ઞાન સ્વરૂપ જ છે, એ જ ભાન પોતાને પ્રાપ્ત થાય છે.

પાંચ ઈન્દ્રિયથી અનુભવમાં આવે એ સ્થૂળથી સ્થૂળતમ, પછી સ્વપ્નામાં દેખાય તે સૂક્ષ્મ અને સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ. એ બધાના જ્ઞાતા-દ્રષ્ટા પદ સુધી પહોંચે એ કેવળજ્ઞાન સ્વરૂપ જ છે.

પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે છતાં જ્ઞાન પછી મહાત્માઓને શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થાય છે, એનું કારણ એ છે કે પોતે ત્રિકાળ શુદ્ધ જ છે, એ જાગૃતિમાં રહેવાય. પોતાની શુદ્ધતા માટે નિઃશંકતા ઉત્પન્ન થાય. ત્યાર પછીનું પદ એટલે કેવળજ્ઞાન સ્વરૂપ આપણું.

શુદ્ધાત્મા એ તો સ્થૂળ જાગૃતિ છે, સંજ્ઞા છે. શબ્દાવલંબન છે. સ્થૂળ

બધું પરવારી જશે, પછી સૂક્ષ્મ જાગૃતિમાં આવશે, નિરાલંબ થશે ત્યારે કેવળજ્ઞાન સ્વરૂપમાં અવાશે. કેવળજ્ઞાન સ્વરૂપ એટલે એબ્સૉલ્યૂટ જ્ઞાન સ્વરૂપ, એમાં બીજું કશું ભેળસેળ જ નહીં.

દાદાશ્રી કહે છે, દરઅસલ આત્મા કેવળજ્ઞાન સ્વરૂપી જ છે. અમે કેવળજ્ઞાન સ્વરૂપે રહીએ છીએ અને તમે મહાત્માઓ શુદ્ધાત્મા તરીકે રહો છો. બહુ મુશ્કેલી આવે તો શુદ્ધાત્માની નિરંતર જાગૃતિ રહેશે અને એથી ભયંકર મોટી મુશ્કેલી આવે, બૉમ્બ પડવા જેવી તો પોતે કેવળજ્ઞાન સ્વરૂપની ગુફામાં જ પેસી જશે. કેવળજ્ઞાન જેવી દશા થઈ જાય !

શુદ્ધાત્માનું પદ એટલે ચંદુથી ગમે તે સારું-ખરાબ કાર્ય થાય તોય પોતે શુદ્ધ જ છે. એને પોતાને પાપ કે પુણ્યનો ડાઘ નહીં પડવાનો. ખરા-ખોટાની રિસ્પોન્સિબિલિટી હવે પોતાની નથી. કારણ કે પોતે શુદ્ધાત્મા થઈ ગયો છે. આ પદ સુધી પોતે દાદા ભગવાનની કૃપાથી આવ્યો. શુદ્ધાત્મા પદ પ્રાપ્ત થયા પછી આગળનું, છેલ્લું પદ એ પોતાનું કેવળજ્ઞાન સ્વરૂપ છે.

આત્માનો સ્પષ્ટ અનુભવ થાય, પછી કેવળજ્ઞાન સ્વરૂપ સમજવાનું છે. જ્ઞાનનું સ્વરૂપ સમજ્યા પછી એકદમ પ્રવર્તનમાં ના આવે. એ તો ધીમે ધીમે પ્રત્યક્ષ સત્સંગથી જ્ઞાન-દર્શન વધતું જાય. ત્યાર પછી જ્ઞાન-દર્શન સિવાય કોઈ પ્રવર્તન નહીં એ કેવળજ્ઞાન દશામાં આવે.

'હું શુદ્ધાત્મા છું' એ સિવાય બીજું કંઈ નહીં, એવું શ્રદ્ધામાં આવે, એવું જ્ઞાનમાં આવે, એવું વર્તનમાં આવે એ જ કેવળજ્ઞાન.

જો પોતે આત્મા માટે સંપૂર્ણ નિઃશંક થયો, તો એ જ કેવળજ્ઞાન છે. એ જ્ઞાન એ જ આપણે છીએ, આ ચંદુ એ આપણું સ્વરૂપ ન્હોય.

જ્યાં સુધી અશુદ્ધ બાબતો આવે ને મહીં ઊંચું-નીચું પરિણામ થઈ જાય, ત્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' બોલવું સારું. પછી આગળની શ્રેણીમાં 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ બોલાય.

સ્વ-ગુણોની ભજના કરે તો સ્થિરતા રહે. આ અસરો થાય છે, આ ઊંચા-નીચા પરિણામ તે મારું સ્વરૂપ ન્હોય, 'હું શુદ્ધાત્મા છું' તો અસરો ના કરે. આમ આત્મા શું છે એ ગુણ સહિત બોલવું-જોવું તો આત્મા પ્રકાશમાન થાય.

નિર્વિકલ્પ જ્ઞાન છે આ. એટલે 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ બોલવામાં વાંધો નથી. એવું દહાડામાં પાંચ-દસ વખત બોલવું અને પોતાને કેવળજ્ઞાન સ્વરૂપથી ઘણી વખત જોવું.

એ કેવળજ્ઞાન સ્વરૂપ પોતાનું પોતે કેવી રીતે દેખી શકે ? એ પોતાનું કેવળજ્ઞાન સ્વરૂપ, આખા દેહમાં આકાશ જેટલો જ ભાગ પોતાનો દેખાય. આકાશ જ દેખાય, બીજું કશી મૂર્ત વસ્તુ એમાં ના હોય. એવું પોતાની જાતને અમૂર્ત સ્વરૂપે આ દેહમાં જોવી. આમ જ્ઞાની પુરુષના દેખાડેલા પ્રમાણે અભ્યાસ થતો જાય, પોતે તે રૂપ થતો જાય. એટલે પોતાની શુદ્ધ દશા થઈ ગઈ.

માથે અંગારો સળગે એવા ઉપસર્ગ આવે તો પોતે કેવળજ્ઞાન સ્વરૂપના ભાનમાં આવી જાય. જેમ કે ગજસુકુમારને સસરાએ માથે અંગારા મૂકી સગડી સળગાવેલી. પણ ગજસુકુમારને ત્યારના પ્રત્યક્ષ તીર્થંકર શ્રી નેમીનાથ ભગવાનની કૃપા ઉતરેલી. ભગવાનને ખબર હતી કે ગજસુકુમારને આવો ઉપસગવવાનો છે, તેથી એમણે સમજાવેલું કે મોટો ઉપસર્ગ આવે ત્યારે 'હું શુદ્ધાત્મા છું' બોલવાને બદલે સૂક્ષ્મ સ્વરૂપમાં જતા રહેજો. એ સ્વરૂપ ફક્ત કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. એ આકાશ જેવું સૂક્ષ્મ છે. અગ્નિ બાળી ના શકે, ગમે તેમ મારો-કાપો તોયે પોતાના કેવળજ્ઞાન સ્વરૂપને કંઈ જ અસર નહીં થાય. ગજસુકુમાર એ જાગૃતિમાં રહ્યા, માથે અંગારા મૂકાયા ત્યારે. આ દેહ તે હું નહીં, મન તે હું નહીં, સળગે તે હું નહોય, વેદના તે હું નહીં, કોઈ ચીજ હું નહોય. હું તો કેવળજ્ઞાન સ્વરૂપ છું... અને ખોપરી ફાટી, પણ પોતે જ્ઞાનની શ્રેણી ચઢતા ચઢતા કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા.

દાદાશ્રી કહે છે, જે જ્ઞાન નેમિનાથ ભગવાને ગજસુકુમારને આપ્યું હતું તે જ જ્ઞાન અમને છે, પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન, નિરાલંબ આત્માનું. તીર્થંકરો પાસે એ જ આત્મા હતો. આ કાળમાં એ કોઈને પ્રાપ્ત ના થાય એવો છે. છતાં આ જ્ઞાન મળ્યા પછી પોતે શુદ્ધાત્મા પદમાં આવ્યો અને એથી આગળ વધ્યો તો બહુ થઈ ગયું. એ શબ્દનું અવલંબન છે, એથી આગળ કેવળજ્ઞાન સ્વરૂપ એ નિરાલંબ છે એટલું સમજાય તોય પણ સારું.

મહાત્માઓને આ જ્ઞાન મળ્યા પછી પાંચ આજ્ઞા પાળવાની છે. એ જેટલી પળાય તેટલા કેવળજ્ઞાન સ્વરૂપ થવાય. આજ્ઞાનું ફળ પેલું પદ આવશે.

પ્રયોગ અને પ્રયોગી બે જુદા જ છે. પણ જેમ પ્રયોગમાં આંગળી ઘાલીએ તો દઝાઈએ, તો એ અનુભવ જ્ઞાન થાય તેમ જ્ઞાન સચોટ થતું જાય. એમ કરતા કરતા મૂળ જ્ઞાન પોતાનું કેવળજ્ઞાન સ્વરૂપ જ છે, બીજું કશું છે જ નહીં, એ ફિટ થતું જાય.

ભૂતકાળ જાણો, ભવિષ્યકાળ વ્યવસ્થિતના હાથમાં સોંપી દીધો. એટલે કેવળજ્ઞાન સ્વરૂપે જાગૃતિ ઉત્પન્ન થાય એવું આ જ્ઞાન છે.

શુદ્ધાત્મા પદમાં બેસીને મન-વચન-કાયાની આદતો જોતા જોતા આદતો છૂટતી જશે, તેમ જ્ઞાન મજબૂત થતું જશે. ઉપયોગ કશામાં ના બેસે, મુક્ત રહે તો કેવળજ્ઞાન સ્વરૂપમાં આવે.

આ જ્ઞાન પછી આપણે એવી મજબૂતી કરી લેવાની છે કે ગમે તેવા જબરજસ્ત કર્મના ઉદય આવે તો પણ આપણે પોતાની શુદ્ધાત્માની ગુફામાં બેઠા બેઠા જોયા કરવાનું. બહાર નીકળવાનું જ નહીં, તો એ ફક્ત જ્ઞાન સ્વરૂપ એ જ કેવળજ્ઞાન સ્વરૂપ છે. ફક્ત વાતને સમજવાની જ છે. કેવળજ્ઞાન લેવા જવાનું નથી, પોતાનું સ્વરૂપ જ છે એ.

કોઈ વખત મહાત્માઓને શુદ્ધાત્માની જાગૃતિ અને જ્ઞાતા-દ્રષ્ટાભાવ એવો રહે, તેનાથી 'પોતે કંઈક જુદો જ છે' એવો અનુભવ થાય. એ કેવળજ્ઞાનની ઠંડક કહેવાય. એવી ક્ષણ આવે ત્યારે 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એવું બોલી શકે. જેમ જેમ પાછલા કર્મોનો નિકાલ થતો જાય, તેમ તેમ આ પદ વધતું જાય. એકદમ બધું પૂરું થાય નહીં.

કેવળ આત્માની જ નિરંતર રમણતા, પુદ્ગલની સહેજ પણ રમણતા નહીં એ કેવળજ્ઞાન છે. એ કેવળજ્ઞાનથી બધું જ પોતે જોઈ શકે.

સર્વથા નિજ પરિણતિને કેવળજ્ઞાન કહેવામાં આવે છે. કેવળ દર્શનમાં નિજ પરિણતિ ઉત્પન્ન થાય છે અને તે ક્રમે ક્રમે વધ્યા કરશે ને કેવળજ્ઞાન સ્વરૂપમાં પરિણમશે.

કવિરાજે પદમાં લખ્યું છે કે 'જેને વર્તે છે કેવળજ્ઞાન, આ દાદા તે પરમાત્મા.' ત્યારે દાદાશ્રી કહે છે, 'અમને કેવળજ્ઞાન થયું નથી. અમે કેવળજ્ઞાનના કારણોનું સેવન નિરંતર કરીએ છીએ. અમને કેવળજ્ઞાન

પરિણામ પામ્યું નથી. હા, તીર્થંકર ભગવંતોએ જે સ્વરૂપ જોયેલું છે એ જ સ્વરૂપ અમે જોયેલું છે. જે આત્માનું છેલ્લામાં છેલ્લું સ્વરૂપ, નિરાલંબ સ્વરૂપ, એ કેવળજ્ઞાન સ્વરૂપ છે.'

મૂળ આત્મા એવી જગ્યા છે કે જ્યાં પુદ્ગલ પહોંચતું જ નથી, એની બાઉન્ડ્રીમાં. આને આ કાળમાં કેવળજ્ઞાન જ કહેવાય, છતાં સાચું કેવળજ્ઞાન આ કાળમાં આ ક્ષેત્રે થાય એવુંય નથી.

આ જ્ઞાનની વાત ઓરિજિનલ ટેપરેકોર્ડર મારફત નીકળે છે. આ માલિકી વગરની વાણી છે. આ વાણી મારીયે નથી, દાદા ભગવાનનીયે નથી.

નિરાલંબ સ્વરૂપ જોયું કોણે ? એ પ્રજ્ઞાનું કામ છે. જ્યાં સુધી કેવળજ્ઞાન સમજમાં હોય ત્યાં સુધી પ્રજ્ઞા બહાર કામ કરે અને કેવળજ્ઞાન જ્ઞાનમાં આવે ત્યારે પ્રજ્ઞા મૂળ સ્વરૂપમાં ફિટ થઈ જાય. દાદાશ્રી કહે છે કે અમને કેવળજ્ઞાન થયું નથી, છતાં અમે કેવળજ્ઞાન શું છે એ અમે જોયેલું છે.

દાદાશ્રી કહે છે કે અમે કેવળજ્ઞાન સ્વરૂપની સ્થિતિમાં નિરંતર નહીં રહેવાનું કારણ એ અમારો અંતરાય છે. અમે એ અંતરાય તોડવા ના જઈએ. એની મેળે સહજ તૂટવા જોઈએ. અમારી સહજ દશા હોય.

દાદાશ્રી કહે છે, અમે જ્ઞાની પુરુષ કેવળજ્ઞાન સ્વરૂપમાં રહેવાના આશયમાં જ હોઈએ. છતાં આ કાળને લીધે અખંડપણે રહી શકાતું નથી. પોતે એ 'કેવળજ્ઞાન સ્વરૂપ'ને જાણતા હોય પણ આ કાળની ઈફેક્ટ જોશબંધ હોવાથી કેવળજ્ઞાન સ્વરૂપમાં નિરંતર રહી શકાતું નથી.

કેવળજ્ઞાન એ જુદી વસ્તુ છે અને કેવળજ્ઞાન સ્વરૂપ એ જુદી વસ્તુ છે. કેવળજ્ઞાનમાં સંપૂર્ણ જ્ઞેયો ઝળકે. દાદાશ્રી કહે છે, અમને ચાર ડિગ્રી ઓછું રહ્યું તેથી, સંપૂર્ણ સ્વરૂપે જ્ઞેયો ઝળક્યા નથી. ઘણા ખરા જ્ઞેયો ઝળક્યા છે, તેથી અમારી વાણીમાં તમને નવું નવું સાંભળવા મળે છે. શાસ્ત્ર બહારની વાતો, ઊંડા ઊંડા પોઈન્ટ એ કેવળજ્ઞાનના પર્યાય છે.

આખા વર્લ્ડનો અજાયબ પુરુષ કહેવાય 'આ' ! કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા જાણ્યો, તેને જાણ્યું કહેવાય. દાદાશ્રી કહે છે, ભાવે કરીને કેવળજ્ઞાન થયું છે, પ્રગટ કેવળજ્ઞાન થયું નથી. તેથી હું જ્ઞાની પુરુષ તરીકે રહ્યો છું

ને હું મારી જાતને ભગવાન કહેવડાવતો નથી. જે અંદર સંપૂર્ણ કેવળજ્ઞાન થયેલું છે, એને હું 'દાદા ભગવાન' કહું છું. દાદા ભગવાન એ કેવળજ્ઞાન સ્વરૂપ જ છે, એબ્સૉલ્યૂટ જ્ઞાન જ છે.

તીર્થંકર ભગવાનને પુદ્ગલનું સ્વામીપણું જ ના હોય. પોતે કેવળજ્ઞાન સ્વરૂપે જ રહ્યા કરે અને નિરંતર એક પોતાનું પુદ્ગલ શું કરી રહ્યું છે એ બધું જોયા કરે.

## [૧.૨] વિજ્ઞાન સ્વરૂપ - વિજ્ઞાનઘન

આત્મા એ વિજ્ઞાન સ્વરૂપ છે. જેટલું રિલેટિવ જ્ઞાન છે, એ પ્રકૃતિના ગુણધર્મોને લાગે-વળગે છે અને તે બુદ્ધિમાં સમાય. અને તે બુદ્ધિ એન્ડવાળી છે, જ્યારે વિજ્ઞાનઘન આત્માનું બિગિનિંગેય નથી, એનો એન્ડેય નથી.

જગતના લોકોને જે હિતાહિતનું જ્ઞાન છે તે રિલેટિવ જ્ઞાન છે અને વિજ્ઞાન એટલે એબ્સૉલ્યૂટ જ્ઞાન. તે પરમાત્મા બનાવે પોતાને.

આત્મજ્ઞાન થતા સુધી જ્ઞાન કહેવાય અને એથી આગળ એને વિજ્ઞાન કહેવાય. જ્ઞાન એટલે આત્મા અને વિજ્ઞાન એટલે પરમાત્મા.

પોતે વિજ્ઞાની ક્યારે થાય ? મનની ગ્રંથિ ઓળંગે, બુદ્ધિના પર્યાયો ઓળંગે, જ્ઞાનનેય ઓળંગીને બહાર નીકળે, ત્યારે વિજ્ઞાનઘન આત્મા થાય. બધે હું જ છું, દેખાય. દેહમાંય મુક્તદશામાં વર્તે.

જ્ઞાનનું અવલંબન એટલે પાંચ આજ્ઞાનું અવલંબન. અને એ સંપૂર્ણ દશાએ વિજ્ઞાન સ્વરૂપ થાય. જ્ઞાની પુરુષ એ સાધન સ્વરૂપ છે, સાધ્ય વિજ્ઞાન સ્વરૂપ આત્મા છે. વિજ્ઞાન એટલે મૂળ ચેતન એટલે આખુંયે અનુભવનું ઘનસ્વરૂપ, આત્માના અનંત પ્રદેશનો અનુભવ.

નાના બાળકને આરતીના દીવામાં એ મહીં હાથ ઘાલ ઘાલ કરતો હોય, તે પછી એને જરાક આમ દઝાડીએ તો એને અનુભવ ઉત્પન્ન થઈ જાય કે આ દઝાડે છે, તે આખી જિંદગી ના ભૂલે. આ વિનાશીના અનુભવ પછી આખી જિંદગી ભૂલાતા નથી, તો પેલો તો કેવળજ્ઞાનનો અનુભવ થાય છે.

વિજ્ઞાનઘન આત્મા એટલે જ એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર, કેવળજ્ઞાન જ.

જે જ્ઞાને કરીને જગત જાણી શકાય, જોઈ શકાય અને અનુભવી શકાય, એનું ફળ જ આનંદ.

ક્રમિક માર્ગે કેવળજ્ઞાન થયા પછી વિજ્ઞાન સ્વરૂપ થાય. અક્રમ માર્ગે વિજ્ઞાન સ્વરૂપ આત્માના અનુભવ-લક્ષ-પ્રતીતિ પ્રાપ્ત થઈ જાય છે, તેથી ચિંતા ખલાસ થઈ જાય છે.

## [૧.૩] ચૈતન્યઘન સ્વરૂપ

આત્મા પોતે ચૈતન્યઘન સ્વરૂપ છે. ઘન એટલે નક્કર અને ચૈતન્ય એટલે જ્ઞાન અને દર્શન. નક્કર એટલે એના ટુકડા થઈ શકે નહીં, કોઈ કરી શકેય નહીં. બરફ જેમ પાણીનો બનેલો છે તેમ આત્મા જ્ઞાનનો પીંડ છે. અનંત પ્રદેશે અનંત જ્ઞાન છે. આત્મા સ્વાભાવિક વસ્તુ છે. શાશ્વત ચૈતન્યવાળો છે.

જાણવાનો, લાગણીવાળો સ્વભાવ છે આત્માનો. બીજા કોઈ તત્ત્વો જોઈ-જાણી શકે નહીં. જ્ઞાન-દર્શન એટલે હલન-ચલન નહીં પણ જોવું-જાણવું અને એના પરિણામે સુખ ઉત્પન્ન થાય. આ ત્રણ ભેગા થાય એને પરમ જ્યોતિસ્વરૂપ ચૈતન્ય કહેવાય.

મગના દાણાને પલાળે તો ફણગા ફૂટે, તે કાંકરામાં એવી લાગણી ના દેખાય. જ્યાં લાગણી છે, જ્ઞાન છે, ત્યાં આત્મા છે.

ચૈતન્ય સત્તા જ પોતે અવિનાશી હોવાથી આ સંસારની બધી વિનાશી ચીજોને વિનાશી સમજી શકે. અજ્ઞાની પણ આ ચીજો વિનાશી છે સમજી શકે માટે તે પોતે અવિનાશી હોવો જોઈએ. પણ એ પોતાને અનુભવ થયો નથી.

ચૈતન્ય સત્તાનો અનુભવ થયો ક્યારે કહેવાય કે કોઈ નુકસાન કરે, અપમાન કરે તોયે રાગ-દ્વેષ ના થાય. સંસારમાં હોય છતાં નિર્લેપ જ હોય પોતે.

આ અક્રમ જ્ઞાન પામ્યા પછી મહાત્માઓ 'ફાઈલ નંબર વન' કહે છે. એટલે પોતે ચૈતન્યઘન સ્વરૂપ આત્મા જ થઈ ગયો અને પોતાના સિવાય બધું અનાત્મા એ ફાઈલમાં આવી જાય.

જેમ જેમ જ્ઞાની પુરુષ દાદા ભગવાનની પાંચ આજ્ઞામાં પુરુષાર્થથી આગળ વધતો જાય તેમ તેમ કેવળજ્ઞાન સ્વરૂપ પોતાનું જોવાય. એટલે એ

સ્વરૂપ શું છે એ ધ્યેયમાં વર્તે અને આગળ એ સ્વરૂપ જણાય એટલે જ્ઞાનમાં વર્તે. પરમ પૂજ્ય દાદાશ્રીને એ જ્ઞાનમાં વર્તે છે, જે વાણીમાં કહી ના શકાય. એને જ નિરાલંબ દશા કહી.

## [૨] વિશુદ્ધ

સોનાની થાળી જમ્યા પહેલા શુદ્ધ, ચોખ્ખી, પ્યૉર કહેવાય. જમીને ઊઠીએ તો એ જ થાળી એઠીં કહેવાય. એટલે સોનું કે સોનાની થાળી ખોરાકનો સંજોગ મળવાથી અશુદ્ધ અને એ સંજોગ છૂટવાથી શુદ્ધ ગણાય છે. બાકી સોનું પોતે કાયમ શુદ્ધ જ છે, એવો આત્મા પોતે કાયમ શુદ્ધ જ છે. એ મેલો થતો જ નથી. હા, ભ્રામક માન્યતા મેલી થાય છે.

જીવમાત્ર પોતે વિશુદ્ધ જ છે પણ પોતાનું ભાન નથી. જેને ભાન થાય તે લોકો માટે દીવાદાંડી બની જાય છે.

વિશુદ્ધ એટલે વિશેષ પ્રકારે શુદ્ધ છું. વિશેષ પ્રકારે એટલે પોતાના પરમાત્મામાં જે અનંત શક્તિ છે, પોતાનું ઐશ્વર્ય છે, જે તુલના કરી ના શકાય તેવું છે. એ બધાથી પોતે શુદ્ધ છે.

શુદ્ધ જ્ઞાન એટલે રિયલ ને રિલેટિવનું ભેદજ્ઞાન અને વિશુદ્ધ જ્ઞાન એટલે પરમાત્મા.

જેટલું પોતે જ્ઞાયક સ્વભાવમાં રહી અશુદ્ધ પરિણતિને જુએ તો અશુદ્ધ પરિણતિ શુદ્ધ થઈ જાય. એમ શુદ્ધ પરિણતિ પોતાની પાસે પાસે રહે ને પોતેય શુદ્ધ થઈ જાય.

દાદાશ્રી કહે છે કે અમારે ચાર ડિગ્રી ફેરને લઈને જે ચારિત્રમોહ રહ્યો, તેમાં વ્યવહારિક વાતોય નીકળે ને આય અલૌકિક સત્સંગેય નીકળે. જ્યારે સીમંધર સ્વામીને કમ્પ્લિટ નિરાવરણ દશા. એટલે આખું જગત આફરીન થઈ જાય એવી વાણી નીકળે !

## [૩] સચ્ચિદાનંદ સ્વરૂપ

દરેક જીવમાં મૂળ આત્મા એ સચ્ચિદાનંદ સ્વરૂપ જ છે અને એ જ પરમાત્મા છે.

સત્ એટલે ત્રિકાળી હોવાપણું. ચિત્ત એટલે જ્ઞાન-દર્શન. ચિત્ત શુદ્ધ રહ્યું તો આનંદ અને ચિત્ત અશુદ્ધ રહ્યું તો દુઃખ-આનંદ.

આત્મા સિદ્ધક્ષેત્રમાં જાય છે ત્યારે એનું સચ્ચિદાનંદ સ્વરૂપ હોય છે. 'જય સચ્ચિદાનંદ' બોલશે તોય એનું કલ્યાણ થઈ જશે.

ચોવીસ તીર્થંકરોના નામ તો દેહના પડેલા છે, પણ એમનું સ્વરૂપ સચ્ચિદાનંદ છે. એટલે સચ્ચિદાનંદ બોલો તો ચોવીસેય તીર્થંકરોને પહોંચે.

આત્મા એટલે સેલ્ફ. સેલ્ફને 'સચ્ચિદાનંદ' કહ્યો. 'હું ચંદુ છું' એ દેહાધ્યાસ સેલ્ફ છે, એ છૂટે તો સેલ્ફ સચ્ચિદાનંદ છે.

પુદ્ગલપક્ષી ચિત્ત તે અસત્ ચિત્ત અને આત્માપક્ષી ચિત્ત તે સત્ ચિત્ત. અસત્ ચિત્તનું ફળ કલ્પિત સુખ-દુઃખ અને સત્-ચિત્તનું ફળ સનાતન સુખ.

આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે પણ અજ્ઞાનભાવે પ્રકૃતિની સાંકળીયે બંધાયો છે. પોતાને જ્ઞાનભાવ આવે તો બંધન નથી, મુક્ત છે.

આત્મા સચ્ચિદાનંદ ઘન છે, છતાં શુદ્ધાત્મા એટલા માટે કહ્યો કે લોકોને રોંગ બિલીફ બેસી ગઈ છે કે હું પાપી છું. પણ જો પોતે વિજ્ઞાન જાણે તો એને પાપ અડે એવું નથી, પોતે શુદ્ધાત્મા જ છે, પણ આ તો પોતાને રોંગ બિલીફ બેસી ગઈ છે.

આત્મા પોતે સ્વભાવે જ સનાતન સુખનો, પરમાનંદનો માલિક છે, પણ અજ્ઞાન દશામાં જગતની ચીજો ઉપર સુખનો આરોપ કરી બેસે છે. બાકી સનાતન સુખ દુનિયાની કોઈ ચીજમાં છે નહીં. જ્ઞાની પુરુષ પોતાના આત્માના અપાર સુખમાં રહેતા હોય છે.

સચ્ચિદાનંદનો આનંદ એ સનાતન આનંદ છે, જે પોતાનો સ્વભાવ જ છે.

સચ્ચિદાનંદ પ્રત્યક્ષ-ઉઘાડા-ખુલ્લા જોવા હોય તો આ દાદા ભગવાન, મુક્ત હાસ્યવાળા, હાસ્ય વિધાઉટ ટેન્શન, વર્લ્ડમાં એકાદ હોય કોઈક ફેરો, તે અજોડ હોય ! જેમનું ચિત્ત નિરંતર આત્મામાં જ રહે, એ સચ્ચિદાનંદ. ગાળો ભાંડે, માર મારે પણ દુનિયાની કોઈ અસર ચિત્તને ના થાય એ સચ્ચિદાનંદ.

દાદા ભગવાન અને સચ્ચિદાનંદ પરમાત્મા વચ્ચે કોઈ ફરક છે જ નહીં. દાદા ભગવાન એ પોતે જ સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આ દેખાય છે તે એ.એમ.પટેલ છે, મહીં પ્રગટ થયા તે દાદા ભગવાન છે. એ પ્રગટ સચ્ચિદાનંદ સ્વરૂપ અબજોમાં એક જ હોય.

સ્વયંસિદ્ધ સચ્ચિદાનંદ એટલે કોઈનીય મદદ વિના, કોઈના અવલંબન વિના પોતે સ્વયંસિદ્ધ થયા, સચ્ચિદાનંદ ભગવાન થયા.

કૃષ્ણ ભગવાને કહ્યું કે જેમ જેમ અભ્યાસ વધે તેમ તેમ તું મારા સચ્ચિદાનંદ સ્વરૂપને પામી શકીશ. પણ અભ્યાસ શેનો કરવાનો છે ? દેહાધ્યાસ છોડવાનો અને સ્વસ્વરૂપને પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરવાનો છે ! તે સિવાય સચ્ચિદાનંદ ના પમાય.

આપણે જેને ભજીએ, તે રૂપ થવાય એવો જીવનો સ્વભાવ છે. સચ્ચિદાનંદ સ્વરૂપ થયેલા હોય તેને ભજીએ તો તે રૂપ થવાય, નહીં તો બહારવટિયાને ભજે તો તેવો થઈ જાય.

## [૪] સ્વસંવેદન : સ્પષ્ટવેદન

### [૪.૧] સ્વસંવેદન

સ્વસંવેદન એટલે પોતે પોતાના વેદનથી સુખમાં રહે. આ સુખ બહારથી બીજું કોઈ આપતું નથી, આત્મા પોતે જ અનંત સુખનું ધામ છે.

સ્વસંવેદન એ શક્તિ છે. એનાથી આખા બ્રહ્માંડનો જ્ઞાતા-દ્રષ્ટા થાય, આખું બ્રહ્માંડ પ્રકાશમાન થાય, તેને જ કેવળજ્ઞાન કહેવાય. ત્યાં પૂર્ણાહુતિ થાય છે.

આહારી કેરી ખાય, પણ પોતે તેમાં મસ્ત થાય તો એ પર સંવેદન કહેવાય. કારણ કે પારકી ચીજમાંથી વેદનનું સુખ આવી રહ્યું છે. આત્મરમણતાથી વેદન થાય તે સ્વસંવેદન.

સંસારની લાય એ પર સંવેદન છે, તેનાથી તપ્તાયમાન રહે ને પોતે પોતાનું વેદન તે સ્વસંવેદન ત્યાં પરમાનંદ છે !

જ્ઞાનવિધિની રાતે જે સુખ અનુભવમાં આવે છે તે સ્વસંવેદન છે.

આ 'જ્ઞાન' પછી મહાત્માઓને આત્માના અનુભવ-લક્ષ-પ્રતીતિ બેસી ગયા, તેનાથી આત્માનું સ્વસંવેદન રહ્યા કરે. તેથી વ્યાકુળ જગ્યાએ નિરાકુળતામાં રહેવાય, જ્યારે દાદાશ્રીને ભયંકર વ્યાકુળ જગ્યાએ પણ નિરાકુળતા સહજ રહે. અને સંપૂર્ણ સ્વસંવેદન તો કેવળજ્ઞાન થાય ત્યારે જ હોય, જે આ કાળમાં થતું નથી.

મૂળ આત્માને સ્વસંવેદન નથી થતું પણ જે બિલીફ આત્મા છે, વ્યવહાર આત્મા છે, ડેવલપ થતો હું, પોતે, જે પુદ્ગલ કહેવાય છે, જે જ્ઞાનીપદ છે, એને સ્વસંવેદન થાય છે. કેવળજ્ઞાન થયા પછી ભગવાન મહાવીરને 'હું શુદ્ધાત્મા છું, મને સ્વસંવેદન છે, હું અનંત જ્ઞાનવાળો છું, હું મોક્ષસ્વરૂપ છું,' એવું બોલવુંય ના પડે. કારણ કે પોતે મૂળ આત્મામાં આવી ગયા, કેવળજ્ઞાની થઈ ગયા માટે.

સાકર ગળી છે એમ જાણવું, એ ઈન્ફોર્મેશન જ્ઞાન, તે અસર છે અને સાકર ખાધીને અનુભવ થયો તે એનું સંવેદન છે.

મચ્છર હાથ પર બેઠું ત્યારે ઈન્ફોર્મેશન, ખબર પડે છે પછી ડંખ મારે છે ત્યારે પોતે એમ જાણે છે કે મને કરડ્યું, તો પોતે વેદક થઈ જાય છે. ત્યાં પોતે જ્ઞાન ગોઠવે કે 'હું નિર્વેદ છું' તો જાગૃતિ રહી કહેવાય. તો વેદના પોતાને ઓછી થાય. કારણ કે આત્માનો સ્વભાવ નિર્વેદ છે. નિર્વેદ એક સ્ટેપ છે, તે અકળામણ સિવાય સહન કરી શકે. એને અસર ના થાય. એમ કરતા આગળ વધે તો આગળની સ્ટેજમાં સ્વસંવેદન કહેવાય.

આત્મા પોતે જ સ્વસંવેદન છે, પણ પાછલા પર્યાય, અહંકાર-મમતા ગયા નથી, તેથી ડખો થઈ જાય છે. જેમ જેમ જાગૃતિ વધે, તેમ તેમ સ્વસંવેદન વધતું જાય, તે વધીને સ્પષ્ટ વેદન સુધી જાય.

## [૪.૨] અસ્પષ્ટ વેદન - સ્પષ્ટ વેદન

આત્મા એવી વસ્તુ નથી કે બુદ્ધિથી કે ઈન્દ્રિયોથી કે ક્રિયાથી જાણી શકાય. તેનું તો નિરંતર વેદન જોઈએ. વેદન એટલે આનંદ. વેદન એટલે જાણવું. જેટલું જાણપણું આવે તેટલો આત્મા અનુભવમાં આવ્યો. જેટલી અનુભૂતિ તેટલું વેદન થયું કહેવાય.

જ્ઞાનવિધિમાં મહાત્માઓને આત્માનું અસ્પષ્ટ વેદન પ્રાપ્ત થઈ જાય છે. અસ્પષ્ટ વેદન એટલે બરફ રૂમમાં હોય ને ઠંડી હવા અડીને આવે તો ખબર પડી જાય કે અહીં બરફ છે, જ્યારે બરફ શરીરને અડીને હોય તેવું જ્ઞાન થાય, તે સ્પષ્ટ વેદન. બાકી આત્માની બાબતમાં તો એ સ્પષ્ટ અનુભૂતિ અવર્ણનીય છે, અવક્તવ્ય છે.

શુક્લધ્યાનના ચાર પાયા : ૧. આત્માનું અસ્પષ્ટ વેદન, ૨. આત્માનું સ્પષ્ટવેદન, એમાં સર્વ જ્ઞેયો પોતાને ના ઝળકે. ૩. કેવળજ્ઞાન, એમાં આખા લોકાલોકના સર્વ જ્ઞેયો ઝળકે અને ૪. મોક્ષ.

જ્યારથી આત્માનો અસ્પષ્ટ અનુભવ થાય, ત્યારથી સંસારનું વેદન બંધ થાય. બે જગ્યાએ વેદન ના હોય. આત્માનું વેદન અસ્પષ્ટ થયું, તે સ્વસંવેદન વધીને સ્પષ્ટ વેદન આવે.

અસ્પષ્ટ વેદનમાં 'પોતે આત્મા છે' એની ખાતરી થઈ ગઈ, પરિણામે આનંદ ઉત્પન્ન થાય છે. અને આગળ વધીને સ્પષ્ટ વેદનમાં પોતે આત્માને અડીને બેસશે, એ મૂળ સ્વરૂપ દેખાશે, ભ્રમ બધા તૂટી જશે, જેમ છે તેમ એ દેખાશે એક્ઝેક્ટ, પોતે પોતાનો દેખવો બનશે. કારણ કે એ પોતાનો સ્વ-પર પ્રકાશક ગુણ છે.

મહાત્માઓને જે આત્મા વર્તે છે તે આત્માનું અસ્પષ્ટ વેદન છે, જે પહેલો પાયો છે. દાદાશ્રીને આત્માનું સ્પષ્ટ વેદન તે બીજો પાયો. ત્રીજો પાયો તે વીતરાગ, કેવળજ્ઞાની શ્રી સીમંધર સ્વામી. અને ચોથે પાયે મોક્ષ, સિદ્ધક્ષેત્રે જતા હોય તે.

મહાત્માઓ અનાદિની ઊંઘમાંથી ભાનમાં આવ્યા, કે 'હું શુદ્ધાત્મા છું.' એ આત્માનો અનુભવ કહેવાય, સુખ પણ વર્તે પણ એની પૂરી સ્પષ્ટતા ના આવે.

શુક્લધ્યાન આ કાળમાં નથી, એમ શાસ્ત્રકારોએ કહ્યું, પણ આ અપવાદ માર્ગે બની ગયું. 'હું ચંદુભાઈ છું' એ ધ્યાનમાં રહેતું હતું તે ગયું અને 'હું શુદ્ધાત્મા છું' એ પોતાને ધ્યાનમાં રહે છે, નિરંતર પ્રતીતિ રહે છે. એ જ ક્ષાયક સમકિત છે, કેવળદર્શન છે, હવે આની પાછળ પડી કામ કાઢી લેવાનું છે.

મહાત્માઓને જ્ઞાનવિધિમાં જે આત્મા પ્રાપ્ત થાય છે તે અસ્પષ્ટ અનુભવ જ પ્રાપ્ત થયો છે. કારણ કે આ જાતે કમાણી કરી નથી, કૃપાથી પ્રાપ્ત થયું છે, જ્યારે દાદાશ્રીને કેટલાય અવતારની સાધનાનું ફળ આવ્યું છે, જે સ્પષ્ટ વેદન રૂપે છે.

અસ્પષ્ટ વેદન થયું તો સ્પષ્ટ વેદન થતા વાર નથી લાગવાની. દુકાન માંડે પછી આવક શરૂ થતા વાર ના લાગેને ?

સ્પષ્ટ વેદન ક્યારે થાય ? આત્મા દર્શનમાં આવી ગયો, ધંધા રોજગાર-ફાઈલો બધામાંથી સમજણથી છૂટી ગયા પણ બધું જ્ઞાનથી છૂટે ત્યારે સ્પષ્ટ વેદન થાય, ત્યારે રૂપકમાં આવે. જેમ જેમ પાંચ આજ્ઞા તેમ તેમ પળાશે, તેમજ આ સત્સંગમાં રહેતા અંશે અંશે સ્પષ્ટ વેદન પ્રગટ થતું જાય.

પહેલા પાયામાં અંશે કેવળદર્શન સુધી પહોંચે. બીજા પાયામાં પૂર્ણ કેવળદર્શન સુધી આવે. ત્રીજા પાયામાં કેવળજ્ઞાન આવે, સયોગી કેવળી, દેહ છૂટતા સુધી એ. દેહ છૂટે, નિર્વાણ વખતે ચોથો પાયો અયોગી કેવળી પદ ક્ષણ પૂરતું પ્રાપ્ત કરી સિદ્ધક્ષેત્રમાં સ્થિત થાય.

અસ્પષ્ટ વેદનવાળા જ્ઞાન પામેલા મહાત્માઓમાં કોઈને સ્પષ્ટ વેદન માટે ઉતાવળ જાગે, ત્યાં દાદાશ્રી ચેતવતા કે ઉતાવળ કરવાથી ઊલટો નવો રોગ પેસી જાય. આમાં લોભ કરવા જેવું નહીં. પોતે પાંચ આજ્ઞામાં જ રહેવું. એનાથી ધીમે ધીમે સ્પષ્ટ વેદન થવા માંડશે. ત્યાં સુધી આપણે સત્સંગમાં બેસ બેસ કરવું.

લોકોએ આત્માની પ્રતીતિ થાય તેને માટે અથાગ પ્રયત્નો આદર્યા છે, ત્યારે આ તો કૃપાથી જ પ્રતીતિ-લક્ષ-અનુભવ પ્રાપ્ત થઈ ગયા. દેહાધ્યાસ છૂટ્યો, નિરંતર 'આત્મા છું' એવું અસ્પષ્ટ અનુભવ થયો. આ તો અજાયબ પદ પ્રાપ્ત થયું છે ! તે ભોગવતા આવડવું જોઈએ.

સત્સંગમાં રહેવાથી અને આજ્ઞામાં રહેવાથી વ્યવહાર ગુંઠાણા ઊંચે ચઢતા જાય, ધીમે ધીમે. ભરેલો માલ ખાલી થયા કરે. કર્મો નિર્જરા થયા કરે તેમ તેમ પોતે હલકો થતો જાય, તેમ સ્પષ્ટ વેદન તરફ જતો થાય.

જ્યાં સુધી સ્પષ્ટ વેદન નથી થતું, ત્યાં સુધી જ્ઞાની પુરુષ કે સદ્ગુરુ

એ જ પોતાનો આત્મા, એ અવલંબન છે. એમની આજ્ઞામાં રહેવાનું, તેમ બધા શાસ્ત્રોનો ભેદ પોતાને પમાય.

અસ્પષ્ટ વેદન હોય ત્યાં સુધી જ્ઞાની પુરુષ કહે એમ કરવાનું અને સ્પષ્ટ વેદન થશે ત્યારે મહીંથી જે કહે એ પ્રમાણે કરવાનું. દાદાશ્રી કહે છે કે અમને મહીંથી કહે તે પ્રમાણે અમે કરીએ છીએ. એ કહેનારને અમે 'ભગવાન' કહીએ છીએ.

દાદાશ્રી કહે છે, અમારે સ્થૂળ-સૂક્ષ્મ ભૂલો ના થાય. એવી ભૂલો થાય તો ઉપરી હોય. મહાત્માઓની એવી ભૂલો થાય તેથી દાદાશ્રી ઉપરી તરીકે છે. એવી ભૂલો ના થાય ત્યારે સ્પષ્ટ વેદન થયું હશે. પછી મહીંવાળા ભગવાન ભૂલો દેખાડે. ભૂલ દેખાડે તે ભૂલ ખાલી થતી જાય ત્યારે ભૂલ કરનારો ચોખ્ખો થઈ જાય અને ભૂલ દેખાડનારા સાથે પોતે એક થઈ જાય છેવટે.

સ્પષ્ટ વેદનના બાધક કારણોમાં એક બાધક કારણ તો, ફાઈલોનું જોર બહુ વધારે છે. એ જોર ઘટે તો અનુભવ વધતો જાય.

ફાઈલો ઓછી થતી જશે તેમ આનંદ ઉભરાશે. પોતાના ડખા આ આનંદ ચાખવા દેતા નથી.

કર્મો ખપાવ્યા વિના આ જ્ઞાન પામ્યા છે. કર્મો ખપે તો સ્પષ્ટ વેદન થઈ જતા વાર નહીં લાગે. કર્મો ખપાવવા માટે ફાઈલોનો સમભાવે નિકાલ કરવો રહ્યો.

વિષય-વિકારની ગાંઠ ના જાય ત્યાં સુધી સ્પષ્ટ વેદન ના આવે. વિષયની હયાતી છે ત્યાં સુધી સ્પષ્ટ વેદન થાય જ નહીં. જેને સાંસારિક દુઃખનો અભાવ વર્તે, કપટ ખલાસ થઈ જાય એટલે સ્પષ્ટ અનુભવ થવા માંડે.

ઘરમાં રહેવું અને અસંગ રહેવું એ આજ્ઞાના બળથી રહી શકાય. સંસારી સંગ 'પ્રસંગ' ના થાય તો અસરો ના થાય ને સ્પષ્ટ વેદન થાય.

મન-વચન-કાયાનું માલિકીપણું ના હોય તો સ્પષ્ટ વેદન થાય.

દાદાશ્રીની દશા, જે નિર્વિચાર દશા, નિર્વિકલ્પ દશા અને નિરિચ્છક દશા છે, તે દશાએ મહાત્માઓએ છેવટે પહોંચવાનું છે.

જેટલા અંશે આત્મા જાણ્યો એટલું વેદન થાય. અસ્પષ્ટ વેદનમાં સુખ અંતરાય, જ્યારે સ્પષ્ટ વેદનમાં એ સીધું આવે. અસ્પષ્ટ વેદનમાં વેદક ભાવમાં પોતે રહે, જ્યારે સ્પષ્ટ વેદનમાં પોતે એકલું જાણે જ.

સ્પષ્ટ વેદનવાળાને પર પરિણતિ ઉલેચવી ના પડે. દાદાશ્રીની દશામાં પર પરિણતિ ઉત્પન્નેય ના થાય, સ્વ પરિણામમાં જ પોતે રહે.

આત્માનો સ્પષ્ટ અનુભવ ના હોય ત્યાં સુધી જ્ઞાન વધ્યા કરે અને સ્પષ્ટ અનુભવ થઈ જાય કે જ્ઞાન પૂરું થઈ ગયું. પછી નિરંતર એક જ પ્રકારનો પ્રકાશ રહે.

દાદાશ્રીની દશામાં ભાવકનું પરમાણુય ના રહે.

પહેલા પાયામાં આત્માનું લક્ષ બેસે અને બીજા પાયામાં દેશના ચાલુ થાય. સ્પષ્ટ વેદન થાય ત્યારે અનુભવવાળી વાણી ટેપરેકર્ડની પેઠ નીકળ્યા કરે.

આત્માનું સ્પષ્ટ વેદન થાય ત્યારે 'સિદ્ધાંત' પ્રાપ્ત થાય, પછી કાયમની સમાધિ રહે.

'કંઈક છે' એવું આત્મા સંબંધી જે જ્ઞાન થયું એને અસ્પષ્ટ વેદન કહેવાય. જેમ જેમ આત્માનો અનુભવ થતો જશે, તેમ તેમ સ્પષ્ટ વેદન થઈને ઊભું રહેશે.

## [૫] અવ્યાબાધ : અબાધ્ય

### [૫.૧] અવ્યાબાધ સ્વરૂપ

આત્મા પોતે અવ્યાબાધ સ્વરૂપી છે. એટલે આ શરીરને ગમે તેટલી બાધા-પીડા આવે, કાપે, દઝાડે, બાળે, ટાઢ વાય, ભયંકર નુકસાન કરનારી ચીજો એને કશું કરી શકે નહીં, એને કશું થાય જ નહીં.

આ દુનિયામાં કોઈ ચીજવસ્તુ એને દુઃખ આપી શકે નહીં અગર તો સુખ આપી શકે નહીં. પોતે પોતાની અનંત શક્તિથી જીવનાર એવો અવ્યાબાધ સ્વરૂપી છે.

માણસ હવા-પાણી-ખોરાકના આધારે જીવે, જ્યારે આત્માને કોઈ

અવલંબનની જરૂર નથી. એને કોઈ મારી ના શકે. કોઈ એવો ઉપાય નથી એનું મરણ કરે. એને જીવન-મરણ આપી ના શકે. અનંત મુશ્કેલીઓમાંય મુશ્કેલી પ્રૂફ ! સ્વયં સુખનો ભોક્તા છે !

સ્વયં સુખોનો ભોક્તા એટલે જે સુખ મળ્યા પછી દુઃખ ના આવે. ગાળો ભાંડે તો વ્યાકુળ ના થાય કે ફૂલાં ચઢાવે તો આકુળ ના થાય એવું નિરંતર નિરાકુળતાવાળું સુખ હોય.

સંસારની હરેક ચીજને વજન છે, દેખાવ છે, અને ઈફેક્ટિવ છે. એ બધું દુઃખદાયી છે, જ્યારે આત્માને એ કશું જ નથી. કોઈ એવી પરિસ્થિતિ નથી, જે આત્માની સેફ સાઈડ તોડી શકે.

આત્માને કોઈ પીડા અડે તો એ સુખમય થઈ જાય એવો પોતે અનંત સુખનું ધામ છે. બિલીફ આત્માને બધી પીડા માનવાથી અડે છે, બાકી મૂળ આત્મા તો, અવ્યાબાધ સ્વરૂપ છે, એટલે એને બાધા-પીડા કશું જ ના થાય.

આત્મા એવો છે કે એને કોઈ નુકસાન ના કરી શકે, એ કોઈને નુકસાન ના કરી શકે. મૂળ શુદ્ધ પરમાણુ એય એવા છે, પણ આપણે ઊભું કરેલું વિકૃત પુદ્ગલ પોતાને દુઃખ આપે છે. સ્વાભાવિક પુદ્ગલ પરમાણુય અવ્યાબાધ સ્વરૂપ છે.

અજ્ઞાનતામાં પોતે દાન આપે તો જે પરમાણુ પેસે, તે જતી વખતે સુખ આપીને જાય અને ચોરી કરતી વખતે જે પરમાણુ પેસે, તે દુઃખ આપીને જાય.

પોતે આરોપિત ભાવમાં છે. તેથી જેવું માને, 'હું સાપ છું' માને તો તેવી શક્તિ ઉત્પન્ન થાય. તે કોઈને કરડે તો મરીયે જાય.

પોતાનું સ્વરૂપ અવ્યાબાધ છે છતાં આ માની લીધું કે મને થાય છે એટલે આ દુઃખ થાય છે, અસરો થાય છે.

જ્ઞાન પછી પોતાને અવ્યાબાધ સ્વરૂપમાં બેસાડે છે. એ અનુભવ થયો કે આ જગતમાં કોઈ પોતાને અનસેફ કરી શકે નહીં. પોતે સેફ સાઈડવાળો થઈ ગયો. ગાળો ભાંડે, મારે, લૂંટે તોય એને કશું ના થાય.

ભગવાન મહાવીર જગત જીત થયા, કોઈથી હાર્યા નહીં. કારણ કે પોતે આત્મારૂપ થયા. અને તો જ જગત જીતાય, નહીં તો ના જ જીતાય.

દુનિયાની કોઈ ચીજ, બૉમ્બ પણ એને કશું ના કરી શકે એવો અવ્યાબાધ સ્વરૂપી આત્મા છે. જો પોતે એવો આત્મા જો પોતે થયો, તો પછી ભય શાને માટે ?

કોઈ કહેશે, 'હું તમને મારી નાખીશ.' એવી જગ્યાએ એને ભાન હાજર થાય કે 'હું તો અવ્યાબાધ સ્વરૂપી છું, મને કોઈ મારી શકે નહીં,' તો પોતાને કશું થાય નહીં. એટલે પહેલેથી જ પોતાના સ્વગુણોનો અભ્યાસ કરી રાખવો જોઈએ.

ખરી રીતે શુદ્ધાત્મા પોતે એવો છે કે કોઈ એને દુઃખ ના દઈ શકે અને એ કોઈને દુઃખ ના દઈ શકે. એ પોતાનું પદ સત્સંગમાં બેસી બેસીને સમજી લેવાનું છે.

સામાનું સ્વરૂપ પણ એવું છે કે એને દુઃખ ક્યારેય થાય નહીં અને સામો પણ આપણને દુઃખ દઈ શકે નહીં. મને એવો અનુભવ થયો છે કે પછી 'મારાથી સામાને દુઃખ થશે' એવી શંકા જ ના રહે. છતાં કચાશને લીધે 'મારાથી સામાને દુઃખ થાય છે' એવી શંકા થાય તો પોતે ચંદુભાઈ પાસે પોતે પ્રતિક્રમણ કરાવવું. અને પોતાનું સ્વરૂપ તો શુદ્ધાત્મા, અવ્યાબાધ, તે પદમાં રહીને કામ કર્યા કરવું.

દુઃખ પોતાને ટચ થાય તો સુખ થઈ જાય એવો પોતે અનંત સુખનું ધામ છે. સળગતો કોલસો બરફના ઢગલા પર નાખે તો ? કોલસો ટાઢો પડી જાય !

આ દેહમાં તો કોઈ ગોદો મારે તો લોહી નીકળે, દાઢ દુઃખે, પગ ફાટે, કાન દુઃખે, આંખ દુઃખે. આમ કેટલીય ઉપાધિનું સંગ્રહસ્થાન છે આ મન-વચન-કાયા. બહારના સંગ્રહસ્થાન કરતા અંદરનું સંગ્રહસ્થાન મોટું છે, એને જોવા જેવું છે.

અનંત અવ્યાબાધ સુખનો એક અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું એમ જ્ઞાનીઓએ કહ્યું છે પણ તે ક્રમિક માર્ગે અને અક્રમ માર્ગમાં તો પોતે આત્મા થઈ જ ગયો છે, અનુભવથી.

પોતે અવ્યાબાધ સ્વરૂપે છે. પોતાના અવ્યાબાધ સ્વરૂપને કંઈ પણ હરકત કરનારું આવે તેને પોતે 'આ બધું પરભાર્યું છે, ન્હોય મારું' એમ બોલે કે છૂટું પડી જશે. જો છૂટું ના પાડે તો બોજો લાગે, ખૂંચ્યા કરે.

આ જ્ઞાન મળ્યા પછી પોતે જ્ઞાનદશાની શ્રેણીઓ માંડી શકે. 'હું શુદ્ધાત્મા છું' ભાન થયે આ સંસાર સમુદ્રમાં કિનારો પગને ટચ થયો, નહીં તો ગોઠવાતો જ નહોતો એવી હાલત હતી. પગ મૂકાયો તે અનુભવ પછી અંશે અંશે વધતો જાય. એમ કરતા કરતા અવ્યાબાધ સ્વરૂપનો જે અનુભવ થાય એ ઊંચામાં ઊંચો અનુભવ થયો કહેવાય. આ કાળમાં જ્યાં સુધી ઊંચે પહોંચાય ત્યાં સુધી પહોંચ્યો કહેવાય. દાદાશ્રીને જેવો અનુભવ થયો તેવો થયો કહેવાય.

'હું શુદ્ધાત્મા છું' ભાન થયે અનુભવ શ્રેણીઓ શરૂ થઈ જાય. છતાં જીવડું પગ નીચે વટાઈ ગયું તો પોતાને શંકા પડે, નિઃશંકતા ના રહી, તે માટે ચંદુભાઈ પાસે આપણે પ્રતિક્રમણ કરાવવું કે તમે જીવડું વાટ્યું તેનું પ્રતિક્રમણ કરો. એમ કરતા કરતા સૂક્ષ્મ ભાવની અનુભવ શ્રેણી પ્રાપ્ત થશે ત્યારે પોતાનું સ્વરૂપ અવ્યાબાધ છે એમ લાગશે, દેખાશે ને અનુભવમાં આવશે. પછી શંકાયે નહીં પડે. એટલે સૂક્ષ્મ ભાવની અનુભવ શ્રેણી પૂર્ણ થઈ ક્યારે કહેવાય કે 'હું અવ્યાબાધ સ્વરૂપ છું' એમ અનુભવ થઈ જાય ત્યારે.

### [૫.૨] અબાધ્ય સ્વરૂપ

ગમે તેટલા દુઃખમાંયે માણસને મહીં કળ વળે ને ઊંઘી જાય છે, તે એને અબાધ્ય અનુભવ થાય છે તેથી દુઃખમાંય જીવી શકે છે. એનું દુઃખ ખરેખર જતું રહેતું નથી, દુઃખ એટલું ને એટલું જ છે. એને શરીર દુઃખે છે, દાઝી ગયું છે પણ કળ વળે છે, ક્યારેક થોડીવાર માટે ઊંઘ આવી જાય છે, તે આત્મા અંદર અબાધ્ય સ્વરૂપે રહેલો છે એનો અનુભવ કરાવે છે.

એક્સિડન્ટ થયો હોય, પાંચ કલાક સતત દુઃખ ભોગવતો હોય, ચેન પડતું ના હોય તોયે છઠ્ઠા કલાકે થોડીવાર સુખ આવે ને ઊંઘે. એ શરીરને વેદના છે, પણ પોતે આત્મા જુદો છે અંદર. તે પોતે પોતાને અબાધ્ય અનુભવ થાય ત્યારે મહીં સુખ વર્તે, ભયંકર દુઃખ વખતે પણ.

શ્રીમદ્ રાજચંદ્રજીએ કીધું છે ને કે જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે

છે રૂપ. અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવ સ્વરૂપ. કે હાથ નહીં, પગ નહીં એમ કરતા કરતા જે અબાધ્ય બાકી રહે એ આત્મા છે.

ધણી મરી ગયો હોય, રોકકળાટ થાય, ભોગવટો રહે. છતાં રાત્રે આમ કળ વળે ને ઊંઘ આવી જાય, તે અબાધ્ય અનુભવ. એની ખોટ કંઈ ઘટી ? ખોટ તો હતી તેની તે જ છતાં એને દુઃખમાંય મહીં ઠંડકનો અનુભવ થાય છે, તે આત્મા છે. તેથી જીવમાત્ર જીવી શકેને !

દાદાશ્રી કહે છે કે અમને અબાધ્ય અનુભવ ઉત્પન્ન થાય છે તે મહીં આત્માનો છે, તે વાત નાનપણથી સમજાઈ ગયેલી. ભયંકર દુઃખમાં સુખ ક્યાંથી આવ્યું અત્યારે ? તપાસ કરતા જડે કે એ આત્માની હાજરી છે અંદર તેથી સુખ આવે છે. એ હતું જ અંદર, એ આત્માનું અબાધ્ય સ્વરૂપ.

## [૬] ટંકોત્કીર્ણ

ટંકોત્કીર્ણ એ લોકભાષાનો શબ્દ નથી, એ બહુ ગૂઢાર્થવાળો પારિભાષિક શબ્દ છે. તીર્થંકર ભગવંતોના મુખારવિંદથી નીકળેલો આગવો શબ્દ છે. એનો એક્ઝેક્ટ અર્થ જ્ઞાની પુરુષ સિવાય કોઈ સમજી શકે નહીં, સમજાવી શકે નહીં.

ટંકોત્કીર્ણ શબ્દ પરમાર્થ ભાષાનો છે, સ્વાનુભવ તેનું પ્રમાણ છે. કેવળજ્ઞાન અપાય ત્યારે જ આ જ્ઞાન પ્રાપ્ત થયા પછી આ શબ્દ સમજાય તેવો છે.

એ શબ્દ બહુ ભારે છે. કોઈનું ગજું નથી એનો અર્થ કરવા માટે. સહુ સહુની ભાષામાં અર્થ કરે, પણ છેવટે ભાષાનો સાચો અર્થ જ્ઞાની પુરુષ સમજાવે. પણ મૂળ વસ્તુ કહેવા માટે શબ્દો હોતા નથી. મૂળ વસ્તુ શબ્દાતીત છે, એને માટે સંજ્ઞાસૂચક શબ્દો હોય. જેમ આત્મા એ વસ્તુ માટેય સંજ્ઞાસૂચક શબ્દ છે. કારણ કે એનું નામ ના હોય, રૂપ ના હોય, કશુંય ના હોય, માત્ર સંજ્ઞા.

જેમ તેલ અને પાણી ગમે તેટલું ભેગું કરો તો તે એકાકાર ના થાય. અને વિજ્ઞાનના પ્રયોગે કરીને બે છૂટા પડે. એ ટંકોત્કીર્ણ ગુણ એવો છે કે કોઈ વસ્તુને ભેળસેળ ના થવા દે, જુદી ને જુદી જ રાખે. મિક્ષ્ચર થાય, કમ્પાઉન્ડ ના થવા દે.

ટંકોત્કીર્ણ એટલે કોઈ એક વસ્તુ બીજી કોઈ વસ્તુમાં ભળે નહીં. સંયોગ સ્વરૂપે રહે, એકબીજા સાથે રહે છતાં કશું અસર જ ના થાય. એમાં કોઈ ફેરફાર ના થાય, કશું જ ના થાય. અને એટલે જ જ્ઞાની પુરુષ એને છૂટા પાડી શકે !

આત્મા પહેલેથી શુદ્ધ જ છે. ત્યાં આત્મામાં અશુદ્ધિ ને શુદ્ધિ કશું હોતું જ નથી. ફક્ત આવરણ ચઢ્યા છે, તેય કુદરતી છે. કોઈએ કર્યું નથી કે એણે પોતે કરાવડાવ્યું નથી. માત્ર સંજોગો, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સથી છે.

છ તત્ત્વો શરીરમાં છે પણ એ છએ તત્ત્વો શરીરમાં કોઈ કોઈને એકાકાર થયા નથી, ટંકોત્કીર્ણ છે. પોતાના ગુણધર્મ છોડે નહીં, ભેગા હોવા છતાંય.

આ જગતના જે અવિનાશી તત્ત્વો છે તે બધા જ ટંકોત્કીર્ણ સ્વભાવના છે. એટલે એક તત્ત્વ બીજા તત્ત્વને કંઈ પણ ના કરી શકે. પોતે પોતાનું જ કરી શકે, બીજા તત્ત્વનું કંઈ પણ ન કરી શકે.

છયે તત્ત્વો નિર્લેપ છે, નિત્ય છે. એ કોઈ કોઈમાં ભળે એવા નથી, કોઈ કોઈને હેલ્પ કરે એવા નથી, કોઈ કોઈને નુકસાન કરે એવા નથી, છતાં ભેગા રહે છે. એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કશું કરી શકે નહીં એવો જગતનો નિયમ છે, કારણ કે એ બધી વસ્તુઓ ટંકોત્કીર્ણ છે.

આ વીંટીમાં સોનું અને તાંબું બે મિક્ષ્ચર છે. બન્ને ભેળસેળ છે છતાં ટંકોત્કીર્ણ રહ્યા છે, તાંબું તાંબાના સ્વભાવમાં અને સોનું સોનાના સ્વભાવમાં છે. કમ્પાઉન્ડ થઈ ગયું હોત તો સોનાનો સ્વભાવ બદલાઈ જાત, તાંબાનોય સ્વભાવ બદલાઈ જાત ને નવી જ જાતનું ઉત્પન્ન થઈ જાત. પણ આ બન્ને ધાતુ પોતપોતાના સ્વભાવમાં રહે છે અને પ્રયોગથી બન્નેને છૂટા પાડી શકાય.

એવું આ શરીરમાં છ વસ્તુઓ (તત્ત્વો) ભેગા રહ્યા છે છતાં કોઈ કોઈનું કશો ફેરફાર થયો નથી. ટંકોત્કીર્ણ સહેજ ફેરફાર ના થવા દે. મૂળ વસ્તુ અવિનાશી ભાવે રહેલી છે.

રૂપી તત્ત્વને લઈને આખું જગત ઊભું થયેલું છે. રૂપી તત્ત્વ મૂંઝવે

છે, તેથી આત્માના જ્ઞાનની બિલીફ બદલાય જાય છે કે આ જે અવસ્થા દેખાય છે તે હું છું. છતાં દ્રવ્ય સ્વરૂપે આત્મા એવો જ રહે છે. બિલીફથી પરમાણુ ખેંચાય છે અને તે પરમાણુ પોતે જ સ્વાભાવિક રીતે આંખ-કાન બધું દેહ આખો તૈયાર થઈ જાય છે.

અનંત અવતારથી ચાર ગતિમાં જવા છતાં પણ આત્મા જરાય બગડ્યો નથી, એવો ને એવો જ સ્વચ્છ છે. એ મહીં ટંકોત્કીર્ણ છે. પુદ્ગલ એને મોક્ષે જતા અટકાવતું નથી કે આત્મા પુદ્ગલને ઉશ્કેરતું નથી. બેઉ પોતપોતાના સ્વભાવમાં જ છે. પોતે દેહમાં રહેવા છતાં દેહને ને પોતાને કોઈ જાતનો વ્યવહાર થયો નથી. દેહનો કાટ પોતાને ચઢ્યો નથી, પોતાનો કાટ દેહને ચઢ્યો નથી એવા તદ્દન જુદા જ છે.

દેહમાં શુદ્ધ ચેતન ટંકોત્કીર્ણ સ્વભાવવાળું છે. એ સ્વભાવથી ક્યારેય તન્મયાકાર થયું નથી. એ સર્વથા જુદું જ રહે છે, ફક્ત ભ્રાંતિથી તન્મયાકાર ભાસે છે. શુદ્ધ ચેતન તમામ પૌદ્ગલિક પર્યાયો જ્ઞાતા-દ્રષ્ટા માત્ર રહે છે.

એ ટંકોત્કીર્ણ સ્વભાવને લઈને માત્ર બે કલાકમાં ભેદવિજ્ઞાનથી આત્મા જુદો થઈ શકે છે. નહીં તો કેટલાય કાળથી બગડેલું અંદર શી રીતે ચોખ્ખું થાય ? જ્ઞાની પુરુષ લાઈન ઑફ ડિમાર્કેશન (ભેદરેખા) કરી આપે કે આ આત્મા ને આ અનાત્મા. એટલે પોતાને ભાન થઈ જાય કે 'હું શુદ્ધાત્મા છું.' પછી એક-બે અવતારમાં મુક્ત થઈ જાય.

આ તો કહેશે, 'મારા પર્યાય બગડી ગયા' પણ એમાં કશુંય ગભરાવા જેવું જ નથી. કોઈ કોઈને કશું કરી શકે જ નહીં, તો બગડે શી રીતે ? ટંકોત્કીર્ણ એટલે મને કોઈ બાંધી શકે એમ છે જ નહીં, હું જુદો જ છું. હું કોઈની શક્તિના આધારે જીવતો નથી, મારી પોતાની શક્તિથી જીવી રહ્યો છું.

## [૭] કલ્પસ્વરૂપ-અચિંત્ય ચિંતામણિ સ્વરૂપ

### [૭.૧] કલ્પસ્વરૂપ

આત્મા એ કલ્પસ્વરૂપ છે. એ કલ્પસ્વરૂપ ઉપર સંજોગોનું દબાણ

આવવાથી પોતે જેવું કલ્પે એવો થાય છે. તે કલ્પના વિકલ્પ થાય છે, ને વિકલ્પથી સંસાર ઊભો થઈ જાય છે.

શુભ વિકલ્પ કરે કે હું દાન આપું તો તેવું ફળ મળે ને અશુભ વિકલ્પ કરે કોઈને મારવાનું, તો તેવું ફળ મળે.

મૂળ આત્મા કલ્પના કરતો નથી. 'પોતે' કોઈ જાતની કલ્પના કરી કે વિકલ્પ થયો.

કલ્પ એ રિયલ સત્ય છે અને વિકલ્પ એ રિલેટિવ સત્ય છે. એટલે કલ્પ એ અવિનાશી કરેક્ટ છે અને વિકલ્પ એ વિનાશી પણ કરેક્ટ જ છે.

કલ્પ એ ખુદ છે અને સંજોગોના દબાણથી ને સ્વરૂપની અજ્ઞાનતાથી વિકલ્પી થાય છે. હવે જો જ્ઞાન મળે તો પોતે નિર્વિકલ્પી થાય. તો પાછો પોતે કલ્પ થઈ જાય અંતે.

મૂળ આત્મા તે કલ્પ, 'હું ચંદુ' તે વિકલ્પ અને 'હું શુદ્ધાત્મા છું' એ નિર્વિકલ્પ. આમાં આત્મા તો શુદ્ધ જ રહ્યો છે. આત્મા પોતે બદલાતો નથી, માત્ર પોતાની બિલીફ બદલાય છે કે 'આ હું છું.' 'હું ચંદુ છું' એ વિશેષભાવ થયો કે વિકલ્પ થયો.

'હું છું' એ આરોપિત જગ્યાએ અજ્ઞાનતાથી બોલવામાં આવે છે, એને વિકલ્પ કહ્યો. 'હું ચંદુ છું, આનો મામો છું, હું બી.કોમ. છું' એ વિકલ્પ. 'હુંપણું' જ્યાં આત્મા સિવાય અન્ય જગ્યાએ આરોપ કર્યું તે વિકલ્પ અને મારાપણાનો આરોપ કર્યો, કે 'આ પેન મારી છે, આ દેહ મારો છે' એ સંકલ્પ કહેવાય. જેને એ 'હું'-'મારું' જતું રહે તો એ નિર્વિકલ્પ થયો.

પોતે કલ્પસ્વરૂપ છે પણ નિર્વિકલ્પ કહેવાયો, કારણ કે વિકલ્પ કરીને ઊંધો ગયો, તે નિર્વિકલ્પથી પાછો આવ્યો મૂળ સ્વરૂપમાં માટે.

બંધાયેલો હોય તેને 'મોક્ષ' કહેવું પડે, પણ મોક્ષમાં હોય તેને મોક્ષ શેનો કહેવાનો ?

વિકલ્પથી સંસાર ઊભો થયો અને નિર્વિકલ્પથી મૂળ સ્વરૂપમાં આવે.

નિર્વિકલ્પીય પોતે છે અને અમુક સંજોગોને લઈને વિકલ્પી પણ પોતે જ થાય છે. એ સંજોગો ખસી જાય તો નિર્વિકલ્પી જ છે. મૂળ સ્થિતિમાં આવ્યો એટલે કલ્પ જ રહે.

નિશ્ચય આત્મા કલ્પતો નથી, વ્યવહાર આત્મા કલ્પે છે અને જેવું કલ્પે એવો પોતે થઈ જાય છે.

આ તો આત્મા સંસારમાં છે ત્યાં સુધી 'કલ્પ' કહ્યો પણ ત્યાં સિદ્ધક્ષેત્રે કલ્પસ્વરૂપ શબ્દ જ રહેતો નથી. જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ, તેય જ્યાં સુધી સંસારમાં દેહધારી છે ત્યાં સુધી. પછી તેય નહીં. સોનાને સોનું નામ આપનારેય કોઈ રહ્યું નહીંને પછી. પછી ત્યાં સિદ્ધક્ષેત્રે ભગવાન પોતે, સંપૂર્ણ સ્વરૂપ-સ્વભાવમાં આવી ગયા.

'હું શુદ્ધાત્મા છું' ભાન થયે એની કલ્પનામાં પોતે આવ્યો કે શુદ્ધ થતો જ જાય. આ જ્ઞાન પછી પોતાને 'હું શુદ્ધાત્મા છું' ભાન થાય છે અને હું ને મારું, સંકલ્પ-વિકલ્પ છૂટી જાય છે એટલે પોતે નિર્વિકલ્પી થાય છે.

'હું ચંદુભાઈ છું' એ જેવા ભાન સહિત બોલો છો એટલા જ ભાન સહિત 'હું શુદ્ધાત્મા છું' બોલે તો નિર્વિકલ્પ.

અજ્ઞાન દશામાં 'હું અજ્ઞાની છું, હું ક્રોધી છું,' એમ જેવી પોતે કલ્પના કરે તેવો થઈ જાય. 'મને તાવ ચઢ્યો' તો તેવો થઈ જાય. જ્ઞાન પછી 'ચંદુને તાવ ચઢ્યો' બોલવું. 'મને થયું' એવું બોલાય નહીં, નહીં તો તેવી અસર થાય.

'મને તાવ ચઢ્યો, મને નહીં મટે તો ?' તો એવું થઈ જાય. અને 'મને મટશે જ, મારા માથે દાદા છે, મને કશું જ ના થાય,' તો તેવું. આ તો કલ્પનાથી ભયને લીધે માણસ ખલાસ થઈ જાય છે.

આત્માના મૂળ દ્રવ્યને એના પર્યાયને કશાને અસર થતી નથી. આ તો ભ્રામક માન્યતા જ છે. ખરી રીતે પોતે બિલકુલ બગડ્યો જ નથી.

આત્માના ગુણને લઈને પોતે કલ્પે તેવો થઈ જાય છે. ખરેખર બનતું નથી એવું. આત્મા તો આત્મા જ રહે છે પણ અસર થાય છે, એવી રોંગ બિલીફો બેસી જાય છે.

જ્યાં અલોકમાં પુદ્ગલ પરમાણુ નથી, ત્યાં કશુંય ઈફેક્ટ નથી. લોકમાં બીજા પાંચ તત્ત્વો નડતાય નથી. પોતે જેવું કલ્પે એવું પુદ્ગલ થઈ જાય છે. પછી પોતાને બિલીફ ઊભી થાય કે આ હું કે આ હું ? પછી આખું ભ્રાંતિથી ઊંધું ચાલ્યું.

આત્મા એનો એ જ રહે છે પણ પોતે, આત્માએ જે કલ્પેલું એ પ્રમાણે બહાર એવું પુદ્ગલ થઈ જાય છે.

માણસ ગધેડો થવાનું ચિંતવન સીધું કરતો નથી, ભૂલથી એવું ચિંતવન કરે છે એનું ફળ ગધેડો છે. એણે એવું ચિંતવું જોઈએ કે જેથી એ ગધેડો ના થાય.

સંયોગ પ્રમાણે ભાવ થાય અને ભાવ પ્રમાણે સંયોગો થાય. એ બેઉ કારણ-કાર્ય છે. પણ કલ્પે તેવો ભાવ થવો એ સંજોગોને આધીન નથી, એ જ્ઞાનને આધીન છે. એ એની પાસે જે અનુભવ જ્ઞાન છે, એના આધીન છે.

જ્ઞાન પછી પોતે 'હું શુદ્ધાત્મા છું' એ કરવાથી પોતે તેવો થતો જાય. આ પાપ બધા જ ચંદુના, તારે શું લેવાદેવા ? તું શુદ્ધાત્મા. આ તો પારકી વસ્તુ પોતાને માથે લેવાથી પોતે તે રૂપ થઈ જાય. પણ આ પાંચ આજ્ઞા એ વાપરે તો પોતે આત્મારૂપ રહે. એવું આ વિજ્ઞાન છે.

આ જગતમાં પોતે જેવું કલ્પે તેવો થઈ શકે. તેમાં લોકો પોતાને મનગમતું ને મનફાવતું, કલ્પનાથી સર્જન કરે છે. જેમ કે કોઈ ડૉક્ટર થવાનું, કોઈ વકીલ થવાનું, કોઈ સાત છોકરાંના બાપ થવાનું. શુદ્ધાત્મા થવાનું કલ્પે તો તેવોય થાય.

જ્ઞાન પછી નિર્વિચાર દશા, નિર્વિકલ્પ દશા પ્રાપ્ત થાય છે. હવે મનમાંથી વિચાર નીકળે એ જ્ઞેય છે. શુદ્ધાત્મા થયા એટલે સંકલ્પ-વિકલ્પ ગયા.

વિચારમાં વિચર્યો, તન્મયાકાર થયો તો વિકલ્પ કહેવાય. મનને, વિચર્યો નહીં ને જુદું જોયું તો નિર્વિકલ્પ.

## [૭.૨] અચિંત્ય ચિંતામણિ સ્વરૂપ

અચિંત્ય ચિંતામણિ એટલે જ્યાં આપણી કલ્પના ના પહોંચી શકે, ચિંતવી શકાય નહીં એવું સ્વરૂપ. એટલે મૂળ આત્માને 'અચિંત્ય ચિંતામણિ'

કહ્યો છે. અચિંત્ય એટલે ત્યાં કલ્પના-ચિંતવન પહોંચી શકે નહીં. કોઈ શબ્દ પહોંચી શકે નહીં. એનો તોલ કોઈ કદી કરી શકે જ નહીં એવો અવર્ણનીય, અવક્તવ્ય, અચિંત્ય ચિંતામણિ છે. ચિંતામણિ એટલે જેવું ચિંતવો તેવું ફળ આપે એવો છે. એવા આત્માનું ચિંતવન પોતે કેવી રીતે કરી શકે ? એ તો જ્ઞાની પુરુષ પોતાના પાપ ધોઈ આપે ને દૃષ્ટિ આત્મસન્મુખ ફેરવી આપે, ત્યાર પછી એ અચિંત્ય ચિંતામણિ પોતાના હાથમાં આવે.

આત્મ સ્વરૂપ સિવાયનું ચિંતવન પુદ્ગલ પરમાણુને ખેંચે છે. અને એ પુદ્ગલ પરમાણુનો સંયોગ ભેગો થયો, તે તો પાછો વ્યવસ્થિત શક્તિને આધીન વિયોગ થઈ જશે. પણ આત્મ ચિંતવના થવાથી આત્માનો સંયોગ થયો, તેને કોણ વિયોગ કરાવી શકે ? અર્થાત્ પોતાને પોતાનાથી કોઈ છૂટો પાડી શકે જ નહીંને !

આ ઊંધા ચિંતવનથી મૂંઝવણ ઊભી થાય અને મૂળ સ્વરૂપના ચિંતવનથી નિરાકુળતા રહે.

પોતાના આત્માનું ચિંતવન પ્રાપ્ત થયા પછી એની મેળે સહજ રહ્યા જ કરે. પોતાને કશું કરવું ના પડે.

સ્વરૂપની અજ્ઞાનતામાં તો જે પોતાની જાતને માને, તેનું ચિંતવન કરે તેનાથી મદિરા ચઢે તેવી દશા થવાની. તેમાં જેવું ચિંતવે તેવું પાછું થયા કરે. એ તો જ્ઞાની પુરુષ મદિરા ઉતારે ત્યારે પોતાના સ્વરૂપ ભણી ચિંતવન વળે. તેથી શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું છે કે શાસ્ત્રજ્ઞાનથી નિવેડો નથી, અનુભવ જ્ઞાનથી નિવેડો છે. માટે સંપૂર્ણ આત્માનુભવી જ્ઞાની પુરુષ હોય તેમને શરણે જા, તો તારું મોક્ષનું કામ થઈ જશે.

ક્રિયાઓ કરે છે એ ચિંતવન નથી પણ લાંચ લેવામાં વાંધો નહીં અથવા દાન આપવું જોઈએ એવો પોતાનો આશય ગોઠવે એ ચિંતવન છે.

સિદ્ધ થવાનું ચિંતવન કરે તો સિદ્ધ થઈ જાય. શી રીતે સિદ્ધનું ચિંતવન કરવું તે માર્ગ જ્ઞાની પુરુષ પાસે જાણવો જોઈએ.

પોતે બહુ દુઃખી છે એવું ચિંતવન કરે તો દુઃખી થઈ જાય. તે 'હું સુખમય છું' ચિંતવે તો સુખમય થઈ જાય.

મને રૂપિયા મળો એવું ચિંતવે તો રૂપિયા મળી જશે, એવું બનતું નથી પણ પોતે યાચક થઈ જાય છે તરત. ચિંતવન એટલે હું આ સ્વરૂપે છું. હું સાજો છું, હું સારો છું, હું મૂરખ છું, એ પોતે જેવું ચિંતવે તે રૂપ થઈ જાય.

મૂરખ માણસ 'હું ડાહ્યો છું' ચિંતવે તો ડાહ્યો થતો જાય. આ ચિંતવનોની જ અસર લોકોને થઈ છે. દાદાશ્રી કહે છે, અમે તો કોઈ અસર જ અમારી પર પડવા ના દઈએ. ચિંતવે તેવો થઈ જાય, તો કેમ આની (સંસારી દ્વંદ્વો) ઉપર ચિંતવાય ?

ચોરીનું ચિંતવન કર્યું તો એક્સ્પર્ટ ચોર થાય, એવું છે. 'હું પાપી છું' ચિંતવે તો તેવો થાય. 'હું નિર્બળ છું' ચિંતવે તો તેવો થાય.

આત્મા નિર્વિકારી છે પણ અહંકાર ચિંતવે કે 'હું વિકારી છું' તો તેવો થઈ જાય. મૂળ સ્વભાવિક ગુણ જાય નહીં, ચિંતવેલો ગુણ નાશ પામે. કલ્પનારો અહંકાર છે, તો તેને અડે. અહંકાર વિલય થાય તો પોતે આત્મા જ છે.

મૂળ આત્મા તો શુદ્ધ જ રહે છે. પોતે અહંકારથી જેવું ચિંતવન કરે છે, તેવો થઈ જાય છે. એને 'વ્યવહાર આત્મા' કહ્યો.

એવા સંજોગ બાઝે તો કહેશે, 'હું વિકારી છું' તો વિકારી થઈ જાય. એવા સંજોગ બાઝે તો પોતે કહેશે, 'હું નિર્વિકારી છું,' તો તેવોય થઈ જાય. 'હું બ્રહ્મચારી છું' તો તેવો થાય. 'હું શુદ્ધાત્મા છું' તો શુદ્ધ થઈ જાય. અહંકાર છે તો થાય, અહંકાર ના હોય તો કશુંય ના થાય.

વ્યવહાર આત્મા રત્નચિંતામણિ છે અને મૂળ આત્મા અચિંત્ય ચિંતામણિ છે. મૂળ આત્માનું ચિંતવન કરે તો એ મૂળ આત્મા પામે. આ તો આમનો જમાઈ થઉં, આમનો સસરો થઉં એવો રત્નચિંતામણિનો લાભ લે છે, નહીં તો આ ચિંતામણિ તો ઠેઠ આત્મા પમાડે તેમ છે.

દાદાશ્રી કહે છે, હું પહેલેથી જાણતો હતો કે આ રત્નચિંતામણિ છે. તેથી હું મારા આત્માનું ચિંતવન જ કરતો. હું તો સાળો, સસરો થવામાં માનતો ન્હોતો. 'હું આત્મા છું, હું આ ન્હોય, હું આ ન્હોય,

આત્મા આવો ન્હોય' એ ચિંતવન જ કરતો હતો. એ ચિંતવન તો અખંડ હોવું જોઈએ.

મૂળ આત્મા પોતે જ સમાધિ સ્વરૂપ છે, મોક્ષ સ્વરૂપ છે, પરમાત્મા જ છે પોતે. બધી રીતે પોતે જ છે, અચિંત્ય ચિંતામણિ છે. ભગવાન જ છે પોતે. પણ સંસારમાં લોકો ચિંતવે છે કે હું ઉપાધ્યાય થયો, હવે હું આચાર્ય થઉં, પણ શુદ્ધાત્માનું ચિંતવન નથી થતું કોઈ દહાડોય.

અને ધર્મોવાળાયે 'આમ કરો, આમ કરો' એમ નવા વિકલ્પોનું ચિંતવન બેસાડી આપે છે અને જૂના વિકલ્પો કઢાવે છે. આત્માનું ચિંતવન પ્રાપ્ત કરાવે તો કલ્યાણ થાય. પણ શાનું ચિંતવન, કેવી રીતે કરવાનું તે ખબર જ નથીને ! કરવાપણાથી તો બંધન છે. કારણ કે લોકોને લક્ષમાં જ નથી કે આત્મા જેવું ચિંતવન કરે તેવો થઈ જાય.

અક્રમ વિજ્ઞાનમાં દાદાશ્રીએ જ્ઞાનવિધિમાં પોતાને શુદ્ધાત્માનું જ્ઞાન આપ્યું. હવે એ ચિંતવન એની મેળે સહજ રહે. એ સ્વરૂપના ચિંતવને પોતે પોતાના રૂપ થયા જ કરે. આત્માનો આ મુખ્ય ગુણ, જેવું ચિંતવે તેવો પોતે થયા કરે.

ગયા ભવમાં જેવું ચિંતવન કરેલું તેના ફળરૂપે આ સંસાર છે. આ દેખાય છે તેના પરથી પોતે શું ચિંતવન કર્યું તે સમજાય. પોતાના સ્વરૂપનું ચિંતવન કર્યું હોય તો પોતે તે રૂપ થઈ જાય.

જ્ઞાની એટલે પોતાના સ્વરૂપનું અને સ્વભાવનું જ ચિંતવન થયા કરે. સ્વરૂપ એટલે પોતે કોણ છે, એ અને સ્વભાવ એટલે પોતાના ગુણધર્મ, એમાં જ રહ્યા કરવું એ જ્ઞાની.

અહીં અક્રમમાં શુદ્ધાત્માનું લક્ષ બેસાડ્યું અને શુદ્ધાત્માના ગુણધર્મોનું વિવરણ કરી આપ્યું. હવે પોતાના ગુણધર્મોનું ચિંતવન કર્યા કરે તો તે રૂપ પોતે થયા કરે દહાડે દહાડે. કારણ કે ચિંતવે તેવો થાય એ એનો મુખ્ય ગુણ.

અનેક રૂપે જગતમાં થવાનું કારણ જ આ છે કે જેવું ચિંતવે તેવો થઈ જાય છે. એવો ગુણ બીજી કોઈ વસ્તુમાં નથી.

## [૭.૩] ચિંતવે તેવો થાય

ચિંતવે છે કોણ ? અહીં દાદાશ્રી કહે છે, (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા (વ્યવહાર આત્મા) ચિંતવે છે. મૂળ આત્મા કે પ્રજ્ઞા ચિંતવતા જ નથી. પોતે અજ્ઞાન દશામાં પ્રતિષ્ઠિત આત્મા રૂપે જ રહે છે, તેથી 'એને' 'પ્રતિષ્ઠિત આત્મા' કહ્યો. એ ચિંતવે છે. જેમ પેસેન્જર જ ચિંતવે કે ઘરે જવું છે. ઘરે આવ્યા પછી શેઠ કહેવાય. પણ પાછો આવતા સુધી પોતે પેસેન્જરપણે છે તેથી પેસેન્જર ચિંતવે છે એવું કહેવાય. મૂળ આત્મામાં આવ્યા પછી પોતે આત્મારૂપ થઈ જાય છે.

મૂળ આત્મા તો શુદ્ધ જ છે. આને (વ્યવહાર આત્મા, ચાર્જ પ્રતિષ્ઠિત આત્મા, બિલીફ આત્મા) શુદ્ધ બનાવવાનો છે. શુદ્ધના ચિંતવનથી તે રૂપ થાય ને બીજું ચિંતવન કરે તો તેવો થઈ જાય.

પોતાને શુદ્ધાત્માનું ભાન થયું તેથી 'હું શુદ્ધાત્મા છું' બોલવા માંડ્યો. પણ ચંદુભાઈને તો અવળા-સવળા, ખોટા-સારા બેઉ કાર્યો રહેવાના. એ પ્રકૃતિ સ્વભાવ અવળું કે સવળું કર્યા વગર રહે નહીં, તો પોતે એમ કલ્પના નહીં કરવાની કે હું શુદ્ધાત્મા બગડી ગયો. આ અવળું-સવળું તો પહેલા ભૂલ કરેલી તેના પરિણામ છે. એ પરિણામનો સમભાવે નિકાલ કરો. એને જુદા જુઓ. પોતે તો શુદ્ધાત્મા એટલે એ મૂળ પોતાનું સ્વરૂપ જ છે.

હવે શુદ્ધાત્માનું ભાન થયા પછી 'હું શુદ્ધાત્મા છું' બોલ્યા કરે તો તે રૂપ થયા જ કરશે અને 'હું આમનો સસરો થઉ, વેવાઈ થઉ' એ બોલવું પડે પણ તે વ્યવહારથી, ડ્રામેટિક એટલે ચોંટે નહીં કશું.

'હું અનંત સુખનું ધામ છું' બોલો તો પછી 'મને દુઃખ થાય છે' એમ ના બોલવું જોઈએ, નહીં તો તેવું ચોંટે. સર્વજ્ઞની ભાષામાં સમજી જાય, તો તે પદ પ્રાપ્ત થાય.

લોકો દાદાશ્રીને કહેતા કે તમે 'હું જ્ઞાની છું' એવું કેમ કહો છો ? તો શું કહેવું ? ત્યારે કહે, 'હું ભગત છું' બોલો. દાદાશ્રી કહે છે, 'હું ભગત છું' બોલું તો જ્ઞાનીપણું છૂટી ને પોતે ભગત થઈ જાય. કારણ કે આત્મા જેવું કલ્પે તેવો થઈ જાય. 'હું જ્ઞાની પુરુષ છું' તો જ્ઞાની થઈ જાય.

લોકોને અજ્ઞાન દશામાં અવળું ચિંતવન જાય નહીં. જરા કકરું દેખે તો બોલે કે 'આ કકરું છે' તો તેવો પોતે થઈ જાય. તેવી અસર થાય પોતાને. દાદાશ્રી કહે છે, અમે તો કકરું હોય તોયે બોલીએ કે એકંદરે છે તો સારું. એટલે સારી અસર થાય. એટલે અવળું વાક્ય નહીં બોલવાનું ને બોલાય જાય તો સવળાથી એને ભાગી નાખવાનું.

'હું ગરીબ છું' ચિંતવે તો એને એવું ભાસે કે હું ગરીબ થઈ ગયો. પછી ગરીબ થતો જાય. એટલે ત્યાં 'હું તો શ્રીમંત છું, મને આ શું અડે ?' તો શ્રીમંતની અસર થાય. પેલું માઈનસ થઈ જાય તો ઉકેલ આવે.

ઘણા એમ બોલે કે હું જાણું છું ઘણું પણ થતું નથી કાંઈ. 'થતું નથી' એમ બોલાય જ નહીં, એનાથી તો અવતાર બગડે. કારણ કે ચિંતવે તેવો આત્મા થઈ જાય. અજ્ઞાન દશામાં એક-એક અવસ્થામાં એક-એક અવતાર બાંધે એવું જગત છે.

'મને ગમે છે' બોલો તો તેવી અસર થાય ને 'નથી ગમતું' બોલો તો એવી ઈફેક્ટ પડે. એના કરતા બોલવું પડે તો બોલાય કે 'મનને નથી ગમતું.' અજ્ઞાન દશામાં તો ભૂલ થઈ જાય, 'આ મને નથી ગમતું' કે 'આ મને ગમે છે' પણ જ્ઞાનદશામાં આપણે જાગૃત રહેવું જોઈએ.

'મને ઘૈડપણ આવ્યું, પેલા મરી ગયા, તે હું મરી જઈશ તો ?' એવું ચિંતવે તો તેવી અસર થાય. અને 'મને છેલ્લી ઘડી સુધી કશું થાય નહીં.' તો તેવું, એને કશું થાય પણ નહીં. આપણે જુદા અને આ ગ્લોબ (દેહ) જુદો. ગ્લોબ તો ઊડીયે જાય. આ પારકા ઘરની ડખલ શું કરવા કરવી વગર કામની ?

'મને તાવ આવ્યો' બોલે તો તેવી અસર થાય. દાદાશ્રી કહે છે, અમે તો 'આ અંબાલાલભાઈને તાવ ચઢ્યો છે' તેવું કહીએ. 'મને તાવ ચઢ્યો છે' એવું ક્યારેય ના બોલીએ. વ્યવહારમાં બોલવું પડે તો નાટકીય ભાષામાં જાગૃતિ રાખીને બોલીએ, નહીં તો ચિંતવે તેવો પોતે થઈ જાય.

'હું માંદો છું, હું બહુ માંદો છું' તો તેવી અસર થઈ જાય. તેને બદલે 'ચંદુ માંદો છે' કહીએ. બોલાઈ ગયું હોય કે 'મને ઉધરસ થઈ છે' તો

તરત ભૂંસી નાખવું કે 'ચંદુને ઉધરસ થઈ છે, કંઈ શુદ્ધાત્માને ઉધરસ થઈ નથી.' જેની દુકાનનો માલ હોય તે જાહેર કરવો, પણ પોતાને માથે શું કામ લઈએ કે 'મને થયું છે ?'

જેનું નિદિધ્યાસન કરે તેવો પોતે થતો જાય. નિદિધ્યાસન તો એક જ્ઞાની પુરુષનું કરવા જેવું, તો એમની બધી શક્તિ પોતામાં પ્રગટ થાય.

'આ કામ મારાથી નહીં થાય' એવું ક્યારેય ના બોલાય, નહીં તો તેવી અસરો થાય. બોલવું પડે તો કહેવું, 'આ કામ ચંદુભાઈથી નહીં થાય.'

'મારામાં ઘણી નબળાઈ આવી ગઈ છે' બોલો તો તરત તેવો સાક્ષાત્કાર થાય અને પોતે નબળો થતો જાય. ત્યાં જાગૃતિ રાખવી જોઈએ કે નબળાઈ ચંદુને આવે, તેમાં આપણને શું ?

'મારું ઘર સળગ્યું' બોલ્યો તો તેની ભારે અસર થાય. તેને બદલે આપણે તો હોલવવા લાગવું. સળગ્યું તેય વ્યવસ્થિત ને હોલવાયું તેય વ્યવસ્થિત અને ના હોલવાયું તેય વ્યવસ્થિત. પોતાને અડેય નહીં ને નડેય નહીં એવું રાખવું.

## [૮] પ્રકાશ સ્વરૂપ

### [૮.૧] ભગવાન - પ્રકાશ સ્વરૂપ

ભગવાનની વ્યાખ્યા શું ? ભગવાન એટલે સર્વ પ્રકાશિત અને સ્વયં પ્રકાશિત. એટલે બધી ચીજોનેય પ્રકાશિત કરે અને પોતાનેય પ્રકાશિત કરે. ભગવાન એટલે પ્રકાશ. અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખનું ધામ, અવ્યાબાધ સ્વરૂપ એવા ભગવાન અનંત ગુણના ધામ છે.

ભગવાનનું સ્વરૂપ કેવું ? ભગવાન રૂપી નથી, અરૂપી છે. પ્રકાશમય !

ભગવાનનું સ્વરૂપ કેવું ? પ્રકાશ સ્વરૂપ જ. હાથીમાં હાથી જેટલો ને કીડીમાં કીડી જેટલો સંકોચ-વિકાસ પામતો પ્રકાશ.

એમનો સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રકાશ. આ જગત જ ભગવાનને લીધે દીપી રહ્યું છે. અંધારું અહંકારનું છે, અજવાળું ભગવાનનું છે.

ભગવાનનું સ્વરૂપ શરીરના આકારનું પણ પ્રકાશસ્વરૂપ, સૂક્ષ્મતમ આકાશ જેવું. આકાશમાં આમ હાથ કરે તો પોતાને કશું થતું નથી. આ લાઈટમાં હાથ વીંઝે તો લાઈટને કશું થાય ? એવું પોતાનું સ્વરૂપ છે.

ભગવાન એ આકૃતિ નથી, તેમ નિરાકૃતિ નથી. એ પ્રકાશસ્વરૂપ છે, જેને સ્થળની કે આધારની જરૂર નથી. એ પ્રકાશમય જ્યોતિસ્વરૂપ છે. આમ હાથમાં ઝાલીયે તો કશુંય ના આવે. એને કશું અડે નહીં એવું છે. ડુંગરની આરપાર નીકળી જાય, એવરલાસ્ટિંગ લાઈટ છે.

જેમ આકાશનું રૂપ દેખાતું નથી છતાં આકાશ છે એ હકીકત છે, એવો આત્મા આકાશ જેવો અરૂપી છે, પ્રકાશસ્વરૂપ છે. પણ જગતમાં જે અજવાળા-જ્યોતિ દેખાય છે, એવો પ્રકાશ ભગવાનનો નથી. કારણ કે એ અજવાળું પોતાને પ્રકાશમાન કરતું નથી. ભગવાનનું અજવાળું તો પોતાને અને પારકાને બધી વસ્તુને પ્રકાશ કરે છે. બહારના પ્રકાશમાં ચીજોને એક બાજુ પ્રકાશ હોય, તો બીજી બાજુનો ભાગ ના દેખાય. ત્યારે આ પ્રકાશમાં તો બધું ચોગરદમનું દેખાડે. ટૂંકમાં માણસની કલ્પના બહારનો આ પ્રકાશ છે.

મૂળ આત્માનું કાર્ય શું ? જીવમાત્રને પ્રકાશ આપી રહ્યો છે. એ મિકેનિકલ ચેતનને, અહંકારને પ્રકાશ આપી રહ્યો છે કે તારે અમારા પ્રકાશમાં વ્યવહારમાં જે કરવું હોય તે કર. તને અનુકૂળ આવે ત્યાં સુધી પૌદ્ગલિક રમત રમ, ભૌતિક રમત રમ અને ના પોષાય ત્યારે મારી પાસે તું આવજે. તને મારામાં સમાવી લઈશ.

દરઅસલ આત્મા આ દેહમાં પ્રકાશ જ આપે છે. એની હાજરીથી આ બધું ચાલે છે છતાં એ કર્તા નથી.

ભગવાનનો પ્રકાશ સૂર્યના પ્રકાશને જોઈ શકે પણ સૂર્યનો પ્રકાશ ભગવાનના પ્રકાશને જોઈ ના શકે.

ભગવાન અજવાળા સ્વરૂપ છે. એ અજવાળું પોતે જ આનંદસ્વરૂપ છે. એટલે ભગવાન અજવાળું અને આનંદ જીવમાત્રને આપ્યા કરે છે. બીજું કશું આપતાય નથી ને લેતાય નથી. જીવમાત્રમાં નિર્લેપ, નિરાળા અને દરેક જીવને હેલ્પ કર્યા કરે એવા ભગવાન છે.

ભગવાન તો કહે છે, તારે મોક્ષે જવું હોય તો મને સંભાર ને જો ભૌતિક સુખો જોઈતા હોય તો વ્યૂ પોઈન્ટમાં પડ. વાસ્તવિક જોઈતું હોય તો મને ઓળખ ને ફેક્ટમાં આવ.

એમના પ્રકાશ સિવાય કોઈ એવો પ્રકાશ જ નથી કે જેનાથી લોકો પોતાનું ધાર્યું કરી શકે, પોતાની ઈચ્છા પૂરી કરી શકે. એ પ્રકાશ જેટલો વખત પ્રાપ્ત થાય તો પોતાને આનંદ થાય ને પ્રકાશ ઓછો થયો, અંધારું થયું કે મહીં ચિંતા-ઉપાધિઓ થાય.

આત્મા એ જ ભગવાન અને આત્મા એટલે જ સેલ્ફ, પોતાની જાત. એ જાત શું છે ? એ શેની બનેલી છે ? પ્રકાશની જ્યોતિ જ છે. એ તત્ત્વ સ્વરૂપ છે. એ પ્રકાશ અવિનાશી છે અને જગતના પ્રકાશ વિનાશી છે. આ ઓર જાતનો પરમાત્મ પ્રકાશ છે !

બે જાતના પ્રકાશ : એક બુદ્ધિરૂપી પ્રકાશ, એ અજ્ઞાનપ્રકાશ છે અને બીજો જ્ઞાનરૂપી પ્રકાશ. જ્યાં બુદ્ધિ ખલાસ થઈ ગઈ હોય, તે જે જ્ઞાન છે તે જ પ્રકાશ છે, તે જ આત્મા છે. પ્રકાશ સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી આત્મા.

ઘડામાં હજાર વોટનો બલ્બ મૂકો, પછી ઘડો ફોડી નાખીએ તો લાઈટ રૂમમાં ફેલાય, તે પાતળું થતું જાય. જ્યારે આત્માનું લાઈટ તેના તે જ રૂપે રહે, તે પાતળું ના થાય. એ પ્રકાશથી જ આ જગત ચાલી રહ્યું છે.

ક્રોધ-માન-માયા-લોભરૂપી બધી નબળાઈઓ ખલાસ થાય ત્યારે આત્માનો પ્રકાશ અનુભવમાં આવે.

દીવાનો પ્રકાશ છે તેમાંથી ગરમી કાઢી નાખો, પછી બીજું બધું કાઢતા કાઢતા જે છેલ્લો રહે તે પ્રકાશ કહેવાય. જે દઝાડે નહીં, બાળી ના મેલે એવો આત્માનો પ્રકાશ છે. એ પોતે જ સ્વયં પ્રકાશિત છે.

આત્મા એ જ પોતાના નિજસ્વરૂપનું જ્ઞાન છે. એ કેવળજ્ઞાન સ્વરૂપ છે. તેમાંથી પ્રકાશ ઉત્પન્ન થાય છે એ બધો સ્વયં પ્રકાશ છે.

જ્ઞાન સ્વયં પ્રકાશિત છે અને આત્મા પણ સ્વયં પ્રકાશિત છે. તે છેવટે એક જ વસ્તુ માટે છે કે એબ્સૉલ્યૂટ જ્ઞાન જ પ્રકાશ છે. એ પ્રકાશ નહીં મળવાથી છતે સુખે લોકો દુઃખ ભોગવે છે.

સ્વયં પ્રકાશ ના હોય તો પરપ્રકાશ, બુદ્ધિ તો છે જ ને ! એ સંસારની બહાર નીકળવા ના દે. સંસારનું જે જ્ઞાન જાણે તેમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય અને આત્માનું જ્ઞાન જાણવાથી જ્ઞાન ઉત્પન્ન થાય. એ જ્ઞાન સ્વયં પ્રકાશિત હોય, સ્વ-પર પ્રકાશક હોય.

સૂર્યનો પ્રકાશ, જે પ્રકાશથી છાંયડો પડે, એ બધા પૌદ્‌ગલિક પ્રકાશ કહેવાય. આત્માના પ્રકાશને છાંયડો ના હોય. એનો પ્રકાશ જુદો છે. સૂર્યનારાયણને પ્રકાશ કરાવનાર જ આ આત્માનો પ્રકાશ છે ને !

જગતના બધા પ્રકારના પ્રકાશ જ્ઞેય છે અને આત્માનો પ્રકાશ જ્ઞાતા છે, તે જ પોતે છે.

આ સૂર્યનો પ્રકાશ છે કે ફલાણાનો પ્રકાશ છે, એ જે જાણે છે તે જ આત્માનો પ્રકાશ.

સૂર્ય-ચંદ્ર જે પ્રકાશ આપે છે તે એમના પુદ્‌ગલનો પ્રકાશ છે, આંખે દેખાય તેવો આત્માનો પ્રકાશ ના હોય. હા, આત્માની હાજરી છે મહીં, તો આ પ્રકાશ છે.

આત્મા તો સ્વ-પર પ્રકાશક, પોતાનેય પ્રકાશમાન કરે અને બીજાનેય પ્રકાશમાન કરે. કેરીને જ્ઞેયરૂપે જુએ. જ્ઞેયને જોવામાં પોતે પરિણમે છતાં પોતે તન્મયાકાર ના થાય. આ પ્રકાશ પોતે જ ચેતન છે.

અજવાળું હોય તો આંખોથી દેખાય, પણ આત્માનો પ્રકાશ ઓર જાતનો છે. એમાં વગર અજવાળે અને ઈન્દ્રિયોના આધાર વગર દેખાય. આ જ્ઞાન પૂરું થાય ને સંપૂર્ણ દશા થાય તો કેવળજ્ઞાન થાય, તો આખા લોકને પોતે પ્રકાશમાન કરી શકે.

અનંત અવતારનું અંધારું એટલે અજ્ઞાનરૂપી અંધારું ગયું અને આત્મજ્ઞાન થયું એટલે પ્રકાશ થયો. ભાન થયું કે આ શું છે બધું. આય પહેલા સમજમાં આવે. સમજ એ દર્શન છે. પછી જ્ઞાનમાં આવે એ પ્રકાશ છે. પ્રકાશ એકનો એક જ, પણ અમુક ભાગમાં એને સમજવાળું કહેવાય અને અમુક ભાગમાં એને જાણવાળું કહેવાય.

જ્ઞાનરૂપી પ્રકાશમાં બધું જગત બેઠા બેઠા દેખાય. જ્ઞાન એ જ પ્રકાશ

છે, એ જ આત્મા છે. બીજી કોઈ વસ્તુ આત્મા નથી. કેવળજ્ઞાન એટલે બીજું ભેળસેળ વગરનું જ્ઞાન જ, એનું નામ પ્રકાશ અને એ જ આત્મા. એ અજોડ વસ્તુ છે. જગતમાં એવી કોઈ ચીજ નથી કે જેની જોડે સરખામણી કરી શકાય ! એ ઈન્દ્રિયાતીત છે.

દરેક જીવમાત્રમાં આત્માનો પ્રકાશ જ છે. એ પ્રમેય પ્રમાણમાં રહ્યો છે, અવ્યક્ત રૂપે છે. જેમ જેમ ડેવલપ થતો જાય એકેન્દ્રિયથી પંચેન્દ્રિય તેમ તેમ વ્યક્ત થતો જાય. પણ જ્ઞાની પુરુષ મળે તો અવ્યક્તને વ્યક્ત કરી દે. પછી પ્રકાશ થાય એટલે અહંકાર તૂટી જાય. અહંકાર તૂટતો જાય તેમ પ્રકાશ વધતો જાય. પ્રકાશ બધામાં સરખો છે પણ આવરણનો ફેર છે. જ્ઞાનાવરણ-દર્શનાવરણ એમ આવરણોથી આત્માનું લાઈટ રોકાયેલું છે. સંપૂર્ણ નિરાવરણ થાય તો પોતે જ પરમાત્મા છે.

ભૌતિક સુખોમાં જ પ્રકાશ હોય ત્યારે મૂઢાત્મા કહેવાય. પછી પોતે પોતાને જાણે, તો એ શુદ્ધાત્મા કહેવાય અને સંપૂર્ણ પ્રકાશ થયા પછી એનો એ જ આત્મા પરમાત્મા થાય.

પ્રકાશની સીમા તો ભાજન પ્રમાણે રહે છે. ઘડામાં લાઈટ મૂકો તો એટલું પ્રકાશે. રૂમમાં મૂકો તો રૂમને પ્રકાશે. જે આત્મા સંપૂર્ણ નિરાવરણ થાય તેનો પ્રકાશ આખા બ્રહ્માંડમાં ફેલાય, નિર્વાણ વખતે જ.

આખા બ્રહ્માંડમાં એટલે લોકમાં પ્રકાશ જાય છે. કારણ કે લોકમાં જ્ઞેયો છે, અલોકમાં જ્ઞેય નથી. માટે ત્યાં પ્રકાશ જતો નથી.

આખા જગતના જીવમાત્ર બધાનું જ્ઞાન ભેગું કરો એટલું જ્ઞાન એક આત્મામાં છે.

જ્ઞેયોને કહેવું નથી પડતું કે તમે અમને જુઓ. આત્મા જ પોતે પ્રકાશ સ્વરૂપ, અરીસા જેવો હોવાથી પોતાને દેખાયા જ કરે એની મેળે, જ્ઞેયો ઝળક્યા જ કરે પોતાની અંદર. જોવાનો ઉપયોગ કરવો ન પડે.

આત્મા પોતે જ જ્ઞાન છે. એ પ્રકાશ જ છે પોતે. તે પ્રકાશના આધારે આ બધી સમજણ પડે છે અને જાણવામાંય આવે છે.

આ પ્રકાશ ભીંત વચ્ચે આવે, ડુંગર વચ્ચે આવે તો અંતરાય નહીં

એવો છે, એની આરપાર નીકળી જાય. પણ મિશ્રચેતન રૂપી પુદ્ગલ છે, તેના આવરણમાં અંતરાય છે આ પ્રકાશ. ક્રોધ-માન-માયા-લોભનું આવરણ છે તે આ પ્રકાશ બહાર નીકળી શકતો નથી.

## [૮.૨] જ્ઞાનીઓએ અનુભવ્યો અનાદિ જ્ઞાન-પ્રકાશ

બધા તીર્થંકરોને, જ્ઞાનીઓને જ્ઞાન-પ્રકાશ એક જ પ્રકારનો, ફેરફાર વગરનો રહેવાનો, પણ ભાષા ફેર હોય. આ બધા પુદ્ગલોનો પ્રકાશ, બધી લાઈટોનો પ્રકાશ એક જ જાતનો હોય છે. અનાદિ કાળથી પુદ્ગલનો પ્રકાશ અને જ્ઞાનનો પ્રકાશ એમાં ફેર જ હોય છે.

શરૂઆતથી તે છેલ્લી દશા સુધી જેમ જેમ આવરણ ઘટતા જાય, તેમ તેમ જ્ઞાન-પ્રકાશ વધતો જાય અને નિરાવરણ થયા પછી એક જ પ્રકાશ.

આ મૂળ પ્રકાશ આ એનો એ છે. અનંત ચોવીસી સુધી આ જે વિજ્ઞાન રૂપીનો પ્રકાશ છે, એમાં ફેર નહીં પડે.

દાદાશ્રી કહે છે, અમને એ વિજ્ઞાન બધું દેખાયા કરે છે. પછી પૂછનાર પૂછે તો દેખાય એમાંથી તરત જ જવાબ આપી દે.

આ જ્ઞાન મળતાની સાથે પ્રકાશ ગુણ ઉત્પન્ન થાય છે, પછી વધીને ગાઢ પ્રકાશ ઉત્પન્ન થાય, પછી છેલ્લે અવગાઢ પ્રકાશ ઉત્પન્ન થાય.

દાદાશ્રી કહે છે કે એ પ્રકાશનો અનુભવ થયા પછી જ આ જ્ઞાનવાણી નીકળે છે. પ્રકાશનો અનુભવ એટલે એ પ્રકાશને જોઈને જ આ વાણી નીકળે છે. દરેકમાં એ પ્રકાશ દાદાશ્રી પોતે જોઈ શકે છે.

નિરાવરણ થયો કે એક જ પ્રકાશ ! એટલે મૂળ આત્મા કે મૂળ પ્રકાશ એ શબ્દ તો સંજ્ઞા છે, પણ મૂળ પ્રકાશ થયા પછી જે સ્થિતિ છે પોતાની તે પ્રકાશ. દરવાજામાં પેઠા એટલે કંઈ બધું જોઈ લીધું નથી, પણ બધી જાહોજલાલી જોઈ લેવી એનું નામ પ્રકાશ.

આ જ્ઞાન મળતાની સાથે અંધકાર ગયો અને પોતે પ્રકાશસ્વરૂપ છે એવી પ્રતીતિ બેઠી. હવે જેમ જેમ અનુભવ થતો જશે, તેમ તેમ પ્રકાશ પ્રગટ થતો જશે.

આંખથી દેખાય છે અને આત્માથી દેખાય છે એમાં શું ફેર ? આત્માથી જોયું એ ડિરેક્ટ પ્રકાશ, એને પ્રકાશ કહેવાય અને થ્રૂ મીડિયમ પ્રકાશ આવે એ ઈન્ડિરેક્ટ પ્રકાશ, એને પ્રકાશ ના કહેવાય, એ પૌદ્ગલિક પ્રકાશ કહેવાય. બધા ભ્રાંતિવાળાને એ પ્રકાશ દેખાય.

જડમાં પ્રકાશ નામનો ગુણ જ નથી. આત્માનો પ્રકાશ કોઈ માધ્યમ થ્રૂ આવતો હોવાથી આંખ ના હોય તો ના દેખાય, કાન ના હોય તો ના સંભળાય. પેલો ઈન્દ્રિયાતીત પ્રકાશ એમાં કોઈ માધ્યમની જરૂર નહીં, પ્યૉર પ્રકાશ !

અંદર મૂળ પ્રકાશ છે અને મન, શરીર, ઈન્દ્રિયો છે, એના થ્રૂ જે પ્રકાશ આવે છે એ પ્રકાશનો એન્ડ આવશે. જ્ઞાન પછી પોતે સમજી શકે કે મૂળ પ્રકાશસ્વરૂપ તે હું છું, આ પ્રકાશસ્વરૂપ તે હું નથી. આ જાગૃતિ રહેવાથી પોતાને પેલું પ્રકાશસ્વરૂપ ઘટતું જાય ને મૂળ પ્રકાશસ્વરૂપ પ્રગટ થતું જાય.

દાદાશ્રી કહે છે, અમને ઈન્દ્રિય પ્રકાશ હતો તેનાથી બધું યાદ રહેતું. પછી એ ભૂલાતું ગયું અને આ મૂળ પ્રકાશસ્વરૂપ પ્રગટ થતું ગયું.

મહાત્માઓને શંકા પડે કે અમને ડિરેક્ટ પ્રકાશની અનુભૂતિ કેમ થતી નથી ? પણ મહાત્માઓને 'હું શુદ્ધાત્મા છું' એ કેટલી વખત યાદ આવે ? નિરંતર. એટલે મૂળ પ્રકાશને પોતે જોઈ રહ્યા છે, એટલું જ નહીં પણ એમાં તદાકાર થઈ રહ્યા છે.

આત્મા પોતે જ્ઞાનસ્વરૂપ છે. પોતાના પ્રકાશમાં એ પોતાની બહારની અવસ્થાઓને જોયા કરે છે. એક અવસ્થા જુએ, પછી બીજી જુએ, પછી ત્રીજી જુએ. એ અવસ્થાઓ ઉત્પન્ન થાય, ટકે ને લય થાય. પુદ્ગલમાં પણ આવા પર્યાયો ઊભા થવાના, મહાત્માઓ પુદ્ગલ પર્યાય જોઈ શકે.

કોઈ પ્રસંગ કે વ્યક્તિ એને બુદ્ધિથી જોયું કે આત્માના જ્ઞાનથી જોયું એ કેવી રીતે સમજાય ? જોવામાં ઈમોશનલ ના થાય તો એ આત્માનો પ્રકાશ છે અને જોવામાં ઈમોશનલ થાય તો એ બુદ્ધિનો પ્રકાશ છે. સ્થિર બુદ્ધિવાળો સ્થિર ઈમોશનલ હોય, અસ્થિર બુદ્ધિવાળો અસ્થિર ઈમોશનલ હોય.

દરેક પ્રસંગ કે વ્યક્તિને આત્માના જ્ઞાનમાં રહીને જોવાનો પુરુષાર્થ કયો ? દાદાશ્રી કહે છે કે શુદ્ધ ઉપયોગરૂપી બટન દબાવે તો એક્ઝેક્ટ જ્ઞાન-પ્રકાશ થાય. અમારે એ બટન દબાયેલું જ હોય આખો દહાડો. તમે આ બટન દબાવો. મહાત્માઓને ભરેલો માલ નડે તો દાદાશ્રી કહે છે, આખા દિવસમાં એકાદ કલાક પણ આ પુરુષાર્થ રાખો. ઉપયોગ તૂટે તો ફરી પાછું બટન દબાવો. એમ કરતા કરતા આ જીવન સંગ્રામ જીતવાનો છે.

જ્ઞાન મળ્યા પછી મહીં લાઈટ (પ્રકાશ) થાય તેથી દોષો વધારે દેખાય. અંધારામાં દોષો દેખાય નહીં. જેમ ગાડીની હેડ લાઈટ ચાલુ ના હોય તો અંધારામાં જીવડાં ગાડીને અથડાતા હોય તોય આપણને કશું ના થાય. કારણ કે ખબર જ નથીને ! પણ અજવાળું થાય તો બધા જીવડાં સામસામે અથડાય છે તે દેખાય તો શંકા પડે કે મારાથી હિંસા થાય છે. જેને અંધારું છે, તેને દેખાતુંય નથી ને શંકા પડતીયે નથી. જેને અજવાળામાં જીવો વટાય છે એ દેખાવા માંડ્યું તેનો ઉપાય શો ? બહાર નીકળ્યા છીએ તો પૂરું કરવું પડશે ને પાછું ઘેર જવું તો પડશે. જે અથડાય છે તે આપણી ઈચ્છા નથી છતાં દેખાય છે કે અથડાય છે, તો હવે સમભાવે નિકાલ કરી નાખવાનો. આટલું જુદાપણું રાખીને કે ચંદુભાઈ, શા હારુ આવી યોજના કરી ? કેટલાય જીવો બિચારા હેરાન થઈ ગયા. બસ આટલું આપણે ગોઠવવું.

મોટરની લાઈટનો પ્રકાશ ખાડીના કાદવને અડે, ખાડીની ગંધને અડે, ઝાંખરામાં પેસીને નીકળે છતાં એ પ્રકાશને કશું ના અડે. એવું આત્માનો જ્ઞાતા-દ્રષ્ટાનો પ્રકાશ કાદવ, ખાડીની ગંધ બધાને અડે છતાં નિર્લેપ ભાવમાં હોય. પુદ્ગલ-પુદ્ગલની ગંધમાં, પોતે જ્ઞાતા-દ્રષ્ટાપદમાંથી ખસે નહીં. કોઈ જગ્યાએ એને લેપ ના ચઢે, અસંગ જ રહે.

બૈરી-છોકરાં ચંદુભાઈને પજવે, આપણે તો આત્મામાં મસ્ત રહેવું.

કોઈ અપમાન કરે તોયે સંપૂર્ણ શાંતિમાં કયા આધારે રહી શકે ? આત્માના પ્રકાશથી. સમભાવે નિકાલ કરો છો તેય આત્માના પ્રકાશથી. રિયલ-રિલેટિવ એય રિયલ આત્માના પ્રકાશથી જોવાય. વ્યવસ્થિત કર્તા એ

આત્માના પ્રકાશથી સમજાય. એ પ્રકાશ જ સુખ આપે. એ પ્રકાશ કોઈ જગ્યાએ મૂર્છા ના ઉત્પન્ન થવા દે.

આ જ્ઞાન મળવાથી નિશ્ચયથી નિરિચ્છક્પણું આવ્યું. હવે વ્યવહારથી નિરિચ્છક્પણું આવશે તેમ પેલું જ્ઞાન પ્રગટ થતું જશે.

આત્માનો અનુભવ બધાને એકસરખો થાય કે જુદો જુદો ? જુદો જુદો થાય, તે સહુ સહુના ગજા પ્રમાણે. બાકી વિજ્ઞાન તો સરખું છે. અનુભવ મળતો આવે પણ વધતો-ઓછો હોય. આ જ્ઞાન મળવાથી મહાત્માઓને શુદ્ધાત્મા શબ્દાવલંબનરૂપે પ્રાપ્ત થયો અને છેલ્લું સ્ટેશન છે નિરાલંબ, જ્યાં શબ્દ કશું છે નહીં.

## [૮.૩] સ્વ-પર પ્રકાશક

આત્મા સ્વ-પર પ્રકાશક છે એટલે આખા બ્રહ્માંડને પણ પ્રકાશ કરે અને પોતાની જાતનેય પ્રકાશ કરે. તેથી આનંદ થાયને ! આ દીવો પરને પ્રકાશિત કરે પણ પોતે પોતાને પ્રકાશિત ના કરે. કારણ કે એ જડ છે.

સૂર્યનો પ્રકાશ પરને પ્રકાશ કરે છે, પોતાને નહીં. આત્મા તો પોતાને અને પરનેય પ્રકાશ કરે છે.

પોતે પોતાના બધા જ ગુણધર્મોને જાણે કે પોતે કેવો છે, કેવો નહીં. પોતાની અનંત શક્તિને જાણે, બીજાનેય જાણે કે આ નાશવંત ચીજો છે.

સ્વ-પર પ્રકાશક એટલે બીજા બધા દૃશ્યોને જુએ ને જ્ઞેયોને જાણે અને પોતે જ્ઞાતા-દ્રષ્ટા છે એમ જાણે.

જગતની ચીજોને જાણે કે આ ઘડો છે તે માટી હતી, એમાંથી આવું થયું, આવું થયું. પછી ઘડો થયો. તે ભાંગીને આવું થશે, આવું થશે. તે પર છે છતાં બધું જાણે અને પોતાનું નથી છતાં જાણે છે. પોતાનો સ્વભાવ જ પ્રકાશક છે, એટલે પોતાને પણ પ્રકાશ કરે અને બીજાને પણ પ્રકાશ કરે. બીજા કોઈ તત્ત્વોમાં એવો ગુણ નથી. પોતાનો ચેતન ગુણ હોવાથી એ આત્મા, ભગવાન કહેવાય છે. બીજા તત્ત્વો અવિનાશી છે છતાં કોઈ કોઈને એ જાણતા નથી, પોતાનેય જાણતા નથી. અને આત્મા તો પરમાત્મા જ છે, સ્વ-પર પ્રકાશક છે.

આત્મા પોતે ગુણે કરીને સ્વ-પર પ્રકાશક છે અને અવસ્થાએ કરીને પર પ્રકાશક છે. આત્માના ગુણો નાશ પામતા નથી, કિરણો નાશ પામે છે. આત્માના જ્ઞાનના કિરણો જ્ઞેય ઉપર પડે, તે જ્ઞેયાકાર થઈને પોતે જ્ઞાતાપણે રહીને નાશ પામે છે. આત્માને કશી અસર થતી નથી, અવસ્થામાં અસરો થાય છે.

પોતાની જાતે કરીને આત્મા અચ્યુત અને પરપ્રકાશમાં સમયવર્તી.

આત્મા પોતે એકલો જ પ્રકાશ છે. પોતે પોતાને પ્રકાશ કરે છે અને બીજા બધાનેય, પુદ્ગલોનેય, દરેકને પ્રકાશ આપે છે. નહીં તો બીજું બધું અંધારું જ છે. (આ લાઈટ બંધ થઈ જાય તો સામસામી મોઢા ના દેખાય.) આત્માનું લાઈટ બંધ થઈ જાય તો અંધારું ઘોર, કોઈ કોઈને ઓળખે નહીં પછી.

આત્મા સ્વ-પર પ્રકાશક હોવાથી પોતાનામાં સંયોગો માત્ર ઝળકે છે.

પરનો પ્રકાશક એ રીતે કે આ વિનાશી છે એવું સમજે છે અને સ્વનો પ્રકાશ એવી રીતે કરે કે હું પોતે અવિનાશી છું. વિનાશી ચીજોને હું જોવું-જાણું છું પણ હું અવિનાશી છું, હું પોતે અનંત ગુણોનું ધામ છું. સિદ્ધના જે ગુણો છે તે ગુણોનો પોતે ધણી છે એવું પોતે બતાવે, તેથી સ્વપ્રકાશક છે. જગતમાં બધી ચીજો જ્ઞેય અને તેનો પોતે જ્ઞાયક, એટ એ ટાઈમ એ કામ થાય.

મન શું વિચારે, બુદ્ધિ શું કરે તેને પોતે જાણે, ચા સારી થઈ કે ખરાબ, બધું અંદર-બહારનું જાણે. પણ અજ્ઞાનતાથી પોતે 'આ હું છું' એવું માને છે, જાણે છે, અનુભવે છે અણસમજણથી. તેથી આ સંસાર ઊભો છે.

આત્માના પ્રકાશમાં જગત ઝળકે છે આખું, પણ પોતે અજ્ઞાનતાથી કહે છે કે આ હું છું, આ મેં કર્યું. એટલે પોતે દ્રષ્ટા હતો, તે દૃશ્ય થઈ ગયો. જ્ઞાની પુરુષ વિના આ ફોડ સમજાવા મુશ્કેલ છે.

પોતે આત્મારૂપ થાય નહીં ત્યાં સુધી પર પ્રકાશક હોય. પોતાની વસ્તુઓને પોતે જોઈ શકે નહીં. જ્ઞેય-દૃશ્યને જુએ-જાણે પણ જ્ઞાતા-દ્રષ્ટાને ના જાણે.

જ્ઞાન પછી પોતે સ્વ-પર પ્રકાશક થયો. પછી વીતરાગ થાય. વીતરાગ ભાવ એટલે સ્વ-પ્રકાશભાવ, એટલે બુદ્ધિનો અભાવ. બુદ્ધિ હોય ત્યાં સુધી પરપ્રકાશ, ત્યાં સુધી ડખો. બુદ્ધિ ખસે તો વીતરાગ ભાવ આવે.

બુદ્ધિનો પ્રકાશ એટલે 'હું ચંદુ, મને જ દેખાય છે, હું જ કરું છું.' ખરેખર તો આ જ્ઞાયકને દેખાય છે. આત્મા જ્ઞાયક સ્વભાવી છે.

જેને ડિરેક્ટ જ્ઞાનનું આવરણ ખસે તેટલું કેવળજ્ઞાન શું હશે, એ સમજી શકે. બીજાને કેટલીક વાત સમજાવી શકે, કેટલીક વાત પૂરી ન સમજાવી શકાય.

મન-વચન-કાયાની ટેવોને પોતે જાણે છે અને પોતે પોતાના આત્મ સ્વભાવને પણ જાણે છે. કારણ કે પોતે સ્વ-પર પ્રકાશક છે.

આત્માનો સ્વભાવ પ્રકાશસ્વરૂપ હોવાથી જગતનું પ્રતિબિંબ પોતાનામાં પડે છે. તેથી લોકોની સ્થિતિનું પોતાનામાં દેખાય તો મૂંઝાવાની જરૂર નથી. લોભિયાનો લોભ દેખાય, સામાના મનની સ્થિતિ શું છે તે દેખાય.

અરીસો છે તેમાં જે દેખાય છે તે ચીજો એની બહાર છે પોતે પ્રકાશિત ભાવ હોવાથી પોતાની મહીં ઝળકે છે, ત્યારે પોતાને મૂંઝવણ થાય કે આ મહીં પેસી ગયું. મને કેમ આમ થાય છે ? ખરેખર મહીં પેસે જ નહીં. આ તો પોતાને દેખાય છે. જ્ઞાની પુરુષ કહે છે કે અમારામાં બધી ચીજો ઝળકે પણ અમે ગૂંચાઈએ નહીં કે આ કેમ અમને પેસી ગયું ? અરીસાનો સ્વભાવ છે એવું જાણી લેવું જોઈએ.

આત્મા સ્વ-પર પ્રકાશક છે. જો આત્મા સ્વને પ્રકાશ કરે તો પર ક્યાં ગયું ? વ્યવહાર છે તો એને પ્રકાશ કરે. વ્યવહાર જ્ઞેય છે, નિશ્ચય જ્ઞાતા છે. જે આત્મા વ્યવહાર સાથે ના હોય તો એ આત્મા જ ન્હોય. છતાં આત્મા વ્યવહારને જરાય હરકત ના કરે.

પોતે દેહધારી છે ત્યાં સુધી સ્વ-પર પ્રકાશક. દેહધારી ના રહે તો પૂર્ણ જ્ઞાનપ્રકાશ થઈ ગયો. એટલે વ્યવહાર આત્મા સ્વ-પર પ્રકાશક થાય છે. મૂળ આત્મા તો સ્વનોય નહીં, પરનોય નહીં. એ તો સંપૂર્ણ પ્રકાશિત છે. એને કોઈ વિશેષણ જ નથી. વિશેષણ માત્ર વ્યવહાર આત્માના છે.

પ્રકાશક ને પ્રકાશ જુદા ન રહે ત્યારે એ પ્રકાશ કહેવાય, જ્યોતિસ્વરૂપ કહેવાય. કેવળજ્ઞાન ના થાય ત્યાં સુધી મૂળ આત્મા ને પ્રજ્ઞા, બે જુદા રહ્યા કરે. કેવળજ્ઞાન થયા પછી એક થઈ જાય. દેહ છૂટે, પછી સિદ્ધક્ષેત્રેય એકનું એક જ.

પ્રકાશસ્વરૂપે થયા પછી દર્શન-જ્ઞાન-ચારિત્રના ભેદ રહેતા નથી. ત્યાં સિદ્ધ ભગવાનમાં ભેદ કશોય નહીં. આ તો પર છે ત્યાં સુધી સ્વ કહેવાય.

ગીતામાં કહ્યું છે કે 'તું આત્મા વડે આત્માને જો.' એટલે કે પોતે આત્મા થઈને સ્વનેય જોઈ શકે અને પરનેય જોઈ શકે, કારણ કે પોતે સ્વ-પર પ્રકાશક છે. તે હવે તું જ્ઞાનથી સ્વને જો, તો નિરાકુળતા રહેશે.

કોઈ પૂછે કે આપણે વાતો કરીએ છીએ, તેમાં મને જોઈ રહ્યા છો કે મારા આત્માને જોઈ રહ્યા છો ? તો દાદાશ્રી કહે છે, આ આંખો તમને જોઈ રહી છે ને હું મારા આત્માને જોઈ રહ્યો છું. બન્ને સાથે ચાલે એવું છે, કારણ કે બે જુદા જ છે.

જ્ઞાતા-દ્રષ્ટા વખતે ભગવાનનો સ્વયં પ્રકાશ જ હોય છે. પ્રકાશ લેવા જવું નથી પડતું. પેલું સંસારી કાર્યોમાં ભગવાન બધે પ્રકાશ આપે છે, તેનાથી આ લોકોનો વ્યવહાર ચાલ્યા કરે.

પ્રજ્ઞા એ કેવળજ્ઞાનનો ભાગ છે. તેમાં રહીને અમે જોઈને આ બધા પ્રશ્નોના જવાબ કહીએ છીએ. પોતે પોતાના સ્વરૂપને જુએ અને પારકાને પણ પ્રકાશ કરે એવો આત્મા છે.

## [૮.૪] પરમ જ્યોતિસ્વરૂપ

પૂર્ણતાએ પહોંચે ત્યારે આત્મા પરમ જ્યોતિસ્વરૂપ થઈ જાય છે. એ નિર્વિકલ્પ જ્યોતિ છે, ગજબની જ્યોતિ છે. કોઈ જોડે સિમિલિ અપાય એવી નથી. એ બુદ્ધિમાં સમાય એવી નથી. એ અરૂપી જ્યોતિ છે. અતીન્દ્રિય દૃષ્ટિએ દેખાય એવી છે.

એ જ્યોતિનો પ્રકાશ વસ્તુમાત્રને નિહાળે. અંધારું હોય કે અજવાળું, ગમે ત્યાં એ નિહાળી શકે. એની રેન્જ આખા લોક સુધી છે.

સમજ અને અનુભવ બે ભેગા થાય ત્યારે જ્યોતિ કહેવાય. દાદાશ્રી કહે છે, અમારી સમજમાં રહ્યા કરે અને અનુભવમાં વર્ત્યા કરે, એટલે જ્યોતિ મહીં રહ્યા કરે. ફુલ (પૂર્ણ) સમજ અને ફુલ અનુભવ એનું નામ જ્યોતિ. એ જ જ્ઞાન, એ જ પરમાત્મા છે.

એ પરમ જ્યોતિસ્વરૂપ અલક્ષ છે. એવો કોઈ ઉપાય નથી કે લક્ષમાં આવે. જ્ઞાની પુરુષ એકલા જ એ લક્ષ બેસાડી આપે. આત્માના પ્રતીતિ-લક્ષ-અનુભવ કરાવી આપે. પોતે પરમ જ્યોતિસ્વરૂપ થઈ ગયો, પછી એ જ્યોતિ ઓલવાય નહીં.

જ્ઞાન એટલે પ્રકાશ અને વિજ્ઞાન એટલે જ્યોતિસ્વરૂપ. જ્યોતિસ્વરૂપનો અર્થ એ કે દરેક વસ્તુને વસ્તુરૂપે જાણે, અવસ્થારૂપે જાણે, બધી રીતે જાણે. જેટલું જાણે એટલું સુખ ઉત્પન્ન થાય. એટલે જ્ઞાન-દર્શન અને એના પરિણામે ઉત્પન્ન થતું સુખ એ ત્રણ ભેગા થાય ત્યારે પરમ જ્યોતિસ્વરૂપ ચૈતન્ય કહેવાય. જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ એ જ પરમ જ્યોતિ છે.

કેવળ દર્શન અને કેવળ જ્ઞાન, બે ભેગું થાય ને સુખ ઉત્પન્ન થાય, એ ત્રણ ભેગું એનું નામ પરમ જ્યોતિસ્વરૂપ.

જ્યોતિસ્વરૂપ એટલે આ (રિલેટિવ) અજવાળું નહીં, જોવું-જાણવું ને પરમાનંદમાં રહેવું એ જ્યોતિસ્વરૂપ.

કોને જ્યોતિસ્વરૂપ રહેવાનું છે ? જેનામાં ઝળકે છે તે, જ્ઞાતા-દ્રષ્ટા રહે છે તે, જ્ઞાયક છે તે, શુદ્ધાત્મા છે તેનો તે, એકનો એક જ છે. ફક્ત જ્ઞેય જુદું પડે છે. સારા-ખરાબ વિચાર એ જ્ઞેય, બુદ્ધિ-અહંકાર એ જ્ઞેય, પુદ્ગલ જે છે આ જગતમાં એ જ્ઞેય અને પોતે જ્ઞાતા, જ્ઞાયક.

જોવું-જાણવું ને આનંદમાં રહેવું એ તુર્યાવસ્થા, જ્યોતિસ્વરૂપ અને તુર્યાતિત એટલે કેવળજ્ઞાન કહેવાય.

સિદ્ધક્ષેત્રમાં પરમ જ્યોતિસ્વરૂપ સિદ્ધ ભગવાન એટલે આખું જગત જેમને પોતાની મહીં દેખાય.

જ્ઞાન પ્રાપ્ત થયા પછી મહાત્માઓ ૧/૮ સિદ્ધ ભગવાનપદને પામે

છે. તેથી 'હું પરમ જ્યોતિસ્વરૂપ સિદ્ધ ભગવાન છું' બોલે છે. તેનો પોતાને લાભ પણ થાય છે, કારણ કે પોતે ચિંતવે તેવો થતો જાય.

દાદાશ્રીની પાંચ આજ્ઞા પોતાને જ્યોતિસ્વરૂપમાં જ રાખે એવી છે.

અનંત અવતાર ના પામ્યા એવું પરમ જ્યોતિસ્વરૂપ અહીં પ્રાપ્ત થઈ જાય છે.

## [૮.૫] પ્રમેય-પ્રમાતા

આ શરીર કે બ્રહ્માંડ પ્રમેય કહેવાય અને આત્મા પોતે પ્રમાતા છે. આત્માનું લાઈટ આ દેહમાં છે ત્યાં સુધી દેહના પ્રમાણ પૂરતું હોય અને છેલ્લો દેહ છૂટે ત્યારે એ લાઈટ આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય. પ્રમેય પ્રમાણે પ્રમાતા થાય.

આ મજૂરનું પ્રમેય એનો સંસાર, એટલે એનો સંસારભાવ, બાળ-બચ્ચા, મેન્ટેનન્સ, ભણતર એ બધું. જ્યારે મિલમાલિકનું પ્રમેય દસ બંગલા, મોટરો, મિલો, પૈસા. એનો આત્મા, પ્રમાતા આ બધામાં હોય. કારણ કે આનું પ્રમેય મોટું થયું તો પ્રમાતા એટલામાં રહે.

પ્રમેયત્વ એટલે ભાજન હોય તેટલા પ્રમાણમાં પ્રકાશ ફેલાય.

ખરો પ્રમાતા પોતે આખા બ્રહ્માંડને પ્રકાશે ત્યારે કહેવાય. છતાં અલોકમાં પ્રમાતા નથી, ફક્ત લોકમાં જ પ્રમાતા છે. આત્મા એટલો ત્યાં પ્રમાતા થાય.

## [૮.૬] સર્વવ્યાપક-સર્વવ્યાપી

જગતમાં લૌકિક દૃષ્ટિએ પરમાત્માને સર્વવ્યાપક માને છે પણ ખરી રીતે નિર્વાણ વખતે એ આત્માનું અજવાળું સર્વવ્યાપી આખા લોકમાં ફેલાય છે.

બીજા બધાનો આત્મા દેહ છોડતી વખતે એવો વ્યાપ્ત થતો નથી. બાકી એ આત્મા પોતે સર્વવ્યાપી થતો નથી. એનો સ્વભાવ, એની પ્રકાશ કરવાની સત્તા સર્વવ્યાપી છે. આત્મા એ પોતાના પ્રકાશના આધારે સર્વવ્યાપી છે, ક્ષેત્રના આધારે સર્વવ્યાપી નથી.

નિર્વાણ વખતે જ્ઞાનભાવે દેહમાંથી આત્મા છૂટો થાય ત્યારે જ આખા બ્રહ્માંડમાં વ્યાપક થાય છે. અજ્ઞાનભાવે તો અમુક જ ભાગમાં પ્રકાશે.

છેલ્લો દેહ ચરમ શરીર કહેવાય. તે છૂટે ત્યારે આત્મા થોડોક વખત આખા લોકમાં સર્વવ્યાપક થાય. પછી સિદ્ધક્ષેત્રમાં સ્થિત થાય. એટલે ટેમ્પરરી સર્વવ્યાપકતા છે. કાયમને માટે ભગવાન સર્વવ્યાપક નથી. એટલે સર્વવ્યાપક એ એમનો ગુણ નથી, અવસ્થા છે.

વીતરાગતા એક અંશથી શરૂઆત થાય, તે સંપૂર્ણ વીતરાગતા સર્વાંશ થાય ત્યારે. પછી પોતે સિદ્ધક્ષેત્રમાં ચાલ્યો જાય.

## [૯] અમૂર્ત-અરૂપી

### [૯.૧] અમૂર્ત

આત્મા અમૂર્ત છે, અવિનાશી છે, ઈન્દ્રિય પ્રત્યક્ષ નથી. દિવ્યચક્ષુથી અમૂર્તના દર્શન થાય. ઈન્દ્રિયોથી મૂર્ત દેખાય, જે વિનાશી છે.

મૂર્તિ પ્રત્યેના પ્રેમથી જગતમાં ફસામણ છે. અમૂર્ત પ્રત્યેનો પ્રેમ થશે ત્યારે કલ્યાણ થશે.

'હું ચંદુ છું' એ લક્ષ છે ત્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ બેસે નહીં. જ્ઞાની પુરુષની કૃપા થાય તો શુદ્ધાત્માનું, અમૂર્તનું લક્ષ બેસે.

શાસ્ત્રથી જાણે કે સાકર ગળી છે પણ જ્ઞાની પુરુષ મળે તો ગળી એટલે શું એની અનુભૂતિ કરાવે. જ્ઞાની પુરુષ આત્માની અનુભૂતિ કરાવે.

જીવમાત્રમાં અમૂર્ત આત્મા છે જ, પણ તે પ્રકાશમાન થાય તો કામ લાગે.

આત્મા અમૂર્ત છે, એની ઉપર મૂર્તનું કોટિંગ થયેલા જેવો આ દેહ છે. શરીર જેવી ડિઝાઈન છે અંદર આત્માની. દેહ પ્રમાણ જેટલો છે આ શરીરમાં.

આ હાથને વાગી જાય તો પ્લાસ્ટર કરે છે, એ પ્લાસ્ટર જુદું ને હાથ

જુદો, એવું આત્મા જુદો અને દેહ એ પ્લાસ્ટર જેવો જુદો છે. દેહ મૂર્ત છે અને આત્મા અમૂર્ત છે. અમૂર્ત ઉપર મૂર્તનું પ્લાસ્ટર જેવું છે.

તમામ શાસ્ત્રો અમૂર્તના દર્શન કરવા માટે અંગુલીનિર્દેશ કરે છે પણ શાસ્ત્રોમાં મૂર્ત જ્ઞાન છે. એટલે પાંચ ઈન્દ્રિયોથી, મનથી, બુદ્ધિથી સમજાય એ મૂર્ત જ્ઞાન, જ્યારે આત્મા અમૂર્ત છે. એ અમૂર્ત જ્ઞાનથી, અમૂર્ત ભાષાથી માત્ર જ્ઞાની પુરુષની અંદર પ્રગટેલા અમૂર્ત ભગવાનની કૃપાથી પ્રાપ્ત થઈ જાય.

અજીવ ઈષ્ટમૂર્તિના દર્શનથી પુણ્ય બંધાય, જે સંસાર ફળ આપે. પણ એનાથી ઊંધે રસ્તે જતો અટકે ને આવરણ ઓછા થતા જાય. પણ કો'ક ફેરો જ્ઞાની પુરુષ મળે, સજીવન મૂર્તિ મળે તો અમૂર્તના દર્શન થાય.

જ્યાં સુધી અમૂર્તના દર્શન ના થાય ત્યાં સુધી મૂર્તિપૂજા એ ધ્યેય છે. અમૂર્તના દર્શન થયા પછી અમૂર્ત ધ્યેય પ્રાપ્ત થઈ જાય.

અમૂર્તને સમજ્યો ને અમૂર્તની પ્રતીતિ બેઠી, ત્યારથી અધ્યાત્મી થયો.

જ્ઞાની પુરુષમાં અમૂર્તના ભાન સાથે છૂટું પડી ગયું હોય. તેથી તેમને મૂર્તામૂર્ત સ્વરૂપ કહેવાય. એટલે ચર્મચક્ષુથી મૂર્તનાય દર્શન થાય અને દિવ્યચક્ષુથી અમૂર્તના દર્શન થાય.

કેટલાય અવતારથી મનુષ્ય મૂર્ત ભગવાનને ભજે છે. મૂર્તિને, દેહને 'હું છું' માનતો હતો, તે જ્ઞાની પુરુષ જોડે અભેદતાથી દર્શન કરવાથી (આત્મજ્ઞાન પામવાથી) અમૂર્તપદ પ્રાપ્ત થયું. પોતે અમૂર્તપદમાં બેસી ગયો.

'હું શુદ્ધાત્મા છું' એ જ શુક્લધ્યાન છે, એ જ અમૂર્તનું ધ્યાન છે.

મન-વચન-કાયા, સંસારની સર્વ જંજાળો, ધર્મ-અધર્મ બધું મૂર્ત સ્વરૂપી છે, પોતે અમૂર્ત છે એમ પોતાના ગુણનું આરાધન એ જ અમૂર્તનું આરાધન.

આપણે અવિનાશી છીએ. આપણી બાઉન્ડ્રીમાં કોઈ વિનાશી ચીજ પેસી ગઈ નથીને તેની જાગૃતિમાં રહેવું. આપણે અવિનાશી આત્મા ને અમૂર્ત આત્મા, તે અમૂર્ત તો બીજા ચાર દ્રવ્યોય છે પણ એમાં ચેતનતા

નથી. આપણામાં ચેતનતા છે એટલે નિરંતર જોવા-જાણવાનો સ્વભાવ છે, તેમાં જાગ્રત રહેવું.

આપણું કોઈ અપમાન કરે તો ? લોક તો જે દેખાય છે તેનું અપમાન કરશે, તે તો હું ન્હોય. હું અમૂર્ત છું, મારું અપમાન શી રીતે થાય ?

કોઈ હિંસક જનાવર જંગલમાં ભેગું થાય તો 'હું અમૂર્ત છું' બોલીએ, તો એને આપણે દેખાઈએ જ નહીં, એને દેહ દેખાય જ નહીં, આકાશ જ દેખાય. પછી એ ચાલ્યો જાય.

## [૯.૨] રૂપી-અરૂપી

આત્મા અરૂપી છે. એનો આકાર દેહ જેવો છે, પણ દેખાય નહીં એવો એટલે અરૂપી છે. આકાશ અરૂપી છે, એવો આત્માય આકાશ જેવો અરૂપી આ દેહમાં છે.

આત્માનું સ્વાભાવિક રૂપ ચક્ષુગમ્ય નથી, અરૂપી છે અને વિશેષભાષી રૂપ ચક્ષુગમ્ય છે, રૂપી છે, એ પ્રકૃતિ સ્વરૂપ છે.

આખી પ્રકૃતિ, પુદ્‌ગલ, પૂરણ-ગલન, મન-વચન-કાયા એ બધું ફળ છે. પોતે પરમાત્મા અરૂપી છે. રૂપી પરમાણુઓની અધાતુ સાંકળીએ બંધાયા છે, ફસાયા છે. પોતાના સ્વરૂપનું પોતાને ભાન થાય ત્યારે છૂટે.

આત્મા અજ્ઞાનભાવે રૂપી છે, જ્ઞાનભાવે અરૂપી છે. રૂપીની મહીં પોતે અરૂપી તરીકે રહ્યો છે છતાં બહાર બહુરૂપીનું રૂપ લીધું છે. એ બહુરૂપી હોય છે, તેને પોતે જાણે છે કે હું બહુરૂપી નથી, આ તો બહુરૂપીનો રોલ લીધો છે મેં. પોતે પોતાના સ્વરૂપને જ જાણે.

આ જડ રૂપી છે, તે અપેક્ષાએ આત્માને 'અરૂપી' કહ્યો. મોક્ષે ગયા પછી તો આ કશા ગુણો જ નથી ત્યાં. મુખ્ય ગુણ અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખ.

એકલો અરૂપી ગુણ પકડીને આત્માને ભજવા જાય તો બીજા ચાર દ્રવ્યો પણ અરૂપી છે, એમાં પોતે ફસાઈ જાય. માટે જ્ઞાની પુરુષ પાસેથી આત્મતત્ત્વ જાણજો, તો મૂળ આત્મા મળશે.

ખરા આત્માનું જ્ઞાન અરૂપી છે અને બુદ્ધિજન્ય જ્ઞાનરૂપી છે. આત્માનું સ્વરૂપ જ જ્ઞાન છે. કેવળજ્ઞાન સ્વરૂપ એ જ આત્મા છે.

હવા દેખાતી નથી પણ હવા ગરમ આવી, ઠંડી આવી તે ઉપરથી સમજાય કે હવા છે. તેમ આત્મા અરૂપી છે પણ એના ગુણધર્મ ઉપરથી આપણે સમજી શકીએ કે આ આત્મા છે.

એટલે આત્મા અરૂપી દર્શન-જ્ઞાન-ચારિત્રથી ઓળખાય. કોઈ રૂપી વસ્તુથી આત્મા દેખાય નહીં.

આ આંખથી જુએ એ વ્યવહાર ભાષામાં અને રિયલ વ્યૂ પોઈન્ટથી જોયું, એ ભગવાનની શુદ્ધ ભાષામાં, નિશ્ચય ભાષામાં, તો એ અરૂપી આત્મા જોયો કહેવાય.

અરૂપી જોવામાં આત્મા હોય, રૂપી જોવામાં આત્મા હોતો નથી. આત્માની હાજરીથી ઊભું થયેલું પાવર ચેતન છે, તે રૂપીને જુએ છે. પાવર ચેતન પોતે રૂપી છે. એમાં બુદ્ધિ છે એ રૂપીને જુએ છે.

સૂઝ અરૂપી છે. સૂઝ દેખાય એવી વસ્તુ નથી. સૂઝને 'અંશ દર્શન' કહ્યું. સૂઝમાં જે દેખાય છે, એ રૂપી હોય છે. સૂઝ પડે છે એ અનુભવ થાય છે.

'હું' એ રૂપી છે, એ મિશ્ર ચેતન કહેવાય, પુદ્‌ગલ કહેવાય.

આ શરીરમાં જે હોય છે, એમાંથી મરતી વખતે આત્મા એકલો હોતો નથી. સૂક્ષ્મ દેહ ને કારણ દેહ પણ સાથે હોય છે. એ બે દેહ હોલ (છીદ્ર)માંથી નીકળે. એ બે દેહ હોલ વગર નીકળી ના શકે, જ્યારે આત્માને એની જરૂર નથી.

સૂક્ષ્મ શરીર ને કારણ શરીર સામાન્ય લોકો જોઈ ના શકે, બાકી તીર્થંકરોને એ કેવળજ્ઞાનથી સ્પષ્ટ દેખાય.

આત્માને કેવળજ્ઞાનીઓ દેખે નહીં પણ જાણી શકે.

સિદ્ધક્ષેત્રમાં બધા સિદ્ધાત્મા અરૂપી, ત્યાં રૂપી જેવી કોઈ વસ્તુ જ નથી હોતી. સિદ્ધશીલા રૂપી પણ સિદ્ધક્ષેત્ર એ આકાશ, અરૂપી, ત્યાં રૂપી પુદ્‌ગલ હોતું જ નથી.

દેવગતિ એય રૂપી. દેવલોકો રૂપી હોય, ત્યાં ઈન્દ્રિય સુખો છે અને ઈન્દ્રિયો રૂપી છે. આખો સંસાર રૂપી છે. સિદ્ધક્ષેત્ર ને અલોક અરૂપી છે.

આ જગતમાં આત્મા સિવાય કોઈ ચીજ રૂપાળી હોતી જ નથી. એ અરૂપી પરમાત્માનું રૂપ તો અજાયબ છે ! એમની હાજરીથી આ રૂપીમાં લાવણ્ય દેખાય છે.

રૂપી રૂપકનો અંત આવે ત્યારે પોતે મૂળ અરૂપીમાં નિરંતર રહે, ત્યાં સુધી અરૂપી એ પ્રતીતિમાં છે. રૂપી છૂટે ત્યારે પોતે સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા થાય, ત્યાં સુધી પ્રતીતિરૂપે જ્ઞાતા-દ્રષ્ટા.

પ્રજ્ઞાને જાગૃત રાખવાની છે માત્ર રૂપીતત્ત્વ સામે. બીજા બધા તત્ત્વોની કોઈ ડખલ જ નથી. દુઃખ ને સુખ બેઉ રૂપીતત્ત્વ જ છે. દુઃખ નહીં આપો ને સુખ આપશો તો પ્રજ્ઞાને મજબૂત કરશે. અહંકાર હેરાન કરે, નિર્અહંકાર ઈફેક્ટ ન કરે. અપમાન આશીર્વાદ આપીને સાંભળીએ તો પોતે પ્રજ્ઞામાં હોય. રૂપીતત્ત્વથી છૂટી જાય તો આ ફસામણ જાય.

## [૧૦] અગોચર - અતીન્દ્રિયગમ્ય

આત્મા અગોચર છે, એટલે ઈન્દ્રિયગમ્ય નથી. એ તો એના ગુણોથી જ એની ભજના થાય. અગોચર એટલે આકાશ જેવું. આકાશમાં ચીજવસ્તુઓ દેખાય પણ આંખથી આકાશ ના દેખાય. એને ગમે તે કરો પણ આકાશને કાંઈ નુકસાન ના થાય, તેવો આત્મા છે.

ગો એટલે ઈન્દ્રિય, ચર એટલે ચરવું. ઈન્દ્રિયથી દેખાય, સંભળાય તે ગોચર કહેવાય અને અતીન્દ્રિયથી ઓળખાય તે અગોચર કહેવાય.

પહેલું સમજમાં આવે, પછી ગેડ પડે. એથી આગળ ગમ પડી જાય. એટલે પૂરું થયું કહેવાય. એ ગમ પડી એટલે આગમ જેવું, શાસ્ત્ર જેવું પૂરું થઈ સમજી ગયો, મૂળભાવ પામી ગયો. મોક્ષનો પંથ અગમ-અગોચર છે.

અતીન્દ્રિય પ્રત્યક્ષ એટલે 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થાય છે તે. એમાં ઈન્દ્રિયોની બિલકુલ જરૂર નથી. સંસારી કામો ઈન્દ્રિય પ્રત્યક્ષ છે અને આત્મ વિભાગ અતીન્દ્રિય પ્રત્યક્ષ છે. પ્રથમ ઈન્દ્રિયગમ્ય, પછી બુદ્ધિગમ્ય. એથી આગળ અતીન્દ્રિયગમ્ય, એ સ્વ પ્રકાશક.

પુદ્ગલ ઈન્દ્રિયગમ્ય છે, બીજા અવિનાશી દ્રવ્યો ઈન્દ્રિયગમ્ય નથી. ઈન્દ્રિય પ્રત્યક્ષમાં બુદ્ધિ છે, અતીન્દ્રિય પ્રત્યક્ષમાં જ્ઞાન છે. ઈન્ડિરેક્ટ પ્રકાશ એ ઈન્દ્રિયજ્ઞાન અને ડિરેક્ટ પ્રકાશ એ અતીન્દ્રિયજ્ઞાન.

અતીન્દ્રિયજ્ઞાન જાણે તેને જ્ઞાતાપદ કહેવાય. દેહાધ્યાસ છૂટે ત્યારે પોતે જ્ઞાતા થાય. પોતે શુદ્ધાત્મા થઈને આ ચંદુભાઈ શું કરે છે એ જોયા કરે, જાણ્યા કરે એ અતીન્દ્રિયજ્ઞાન કહેવાય.

દોષના આધારે આત્માના જ્ઞાનના પર્યાય થાય. પર્યાયને આત્મા ના કહેવાય. દ્રવ્ય-ગુણ ને પર્યાય ત્રણ ભેગું થાય ત્યારે વસ્તુ તત્ત્વ, કહેવાય.

આત્માનું જ્ઞાન કબાટને ના જાણે. ઈન્દ્રિયજ્ઞાન જાણે કે આ કબાટ છે અને ઈન્દ્રિયજ્ઞાને શું જાણ્યું એ પોતે જાણે.

અજ્ઞાનીને અને જ્ઞાનીને ઈન્દ્રિયજ્ઞાનમાં ફેર નથી, માત્ર અતીન્દ્રિયજ્ઞાનમાં ફેર છે.

જ્ઞેયોને જોવા આત્માને ફરવું નથી પડતું, ખરેખર એના પોતાના જ દ્રવ્યમાં બધા જ્ઞેયો ઝળકે છે. જેમ અરીસામાં, જેટલા લોકો સામે આવે તે બધા મહીં ઝળકે.

## [૧૧] સૂક્ષ્મતમ

આત્મા સૂક્ષ્મતમ છે, જ્યારે શબ્દો સ્થૂળ છે. જે આંખે દેખાય, વાણીમાં બોલાય, કાને સંભળાય. આત્મા નિઃશબ્દ છે, અવર્ણનીય છે, અવક્તવ્ય છે. એ સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી, સૂક્ષ્મતર નથી, સૂક્ષ્મતમ છે. એને સ્થૂળમાં કેમ કરીને પમાય ?

આગમો સ્થૂળ શબ્દરૂપ છે. આગમોમાં ત્રીસ ટકા વાત છે. બાકીની સૂક્ષ્મ, સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ વાત, જે સિત્તેર ટકા, તે જ્ઞાની પુરુષના હૃદયમાં છે. તે શી રીતે આ શાસ્ત્રોથી આત્મા આખો પ્રાપ્ત થાય ? એટલે કહ્યું, જ્ઞાની પુરુષ પાસે જા. એ સંજ્ઞાથી, કૃપાથી આત્મા પમાડશે.

આત્મા અજોડ વસ્તુ છે. મોટા ડુંગરોની, ભીંતોની આરપાર પસાર થઈ શકે એવું આત્માનું સૂક્ષ્મતમ સ્વરૂપ છે.

આ જગતની કોઈ વસ્તુ આત્માને સ્પર્શ કરી શકે નહીં. ઝીણામાં ઝીણા હથિયારથીય કપાય નહીં, કારણ કે હથિયાર કરતાયે આત્મા સૂક્ષ્મ છે.

આત્મા આકાશ જેવો સૂક્ષ્મતમ છે. ખોરાક, ભોગવવાની ચીજો, વિષય માત્ર સ્થૂળ છે અને આત્મા સૂક્ષ્મતમ છે, બેનો શી રીતે મેળ પડે ? આ તો અજ્ઞાનતાથી લોકો અહંકાર કરે છે કે મેં વિષય ભોગવ્યો, તેથી સંસારમાં કર્મ બંધ પડે છે.

પાંચ ઈન્દ્રિયોના વિષયો, માનસિક વિષયો કે કષાયો, આત્માએ કંઈ પણ ભોગવ્યું જ નથી. ચિંતા, દુઃખ કશું આત્માને અડતું જ નથી, કારણ કે આત્મા સૂક્ષ્મતમ છે. આ તો ભ્રાંતિથી માને છે, કે મને ચોંટી પડ્યું. પણ શી રીતે પોતાને ચોંટે ? સ્થૂળ અને સૂક્ષ્મતમ, એ બેનો મેળ પડે જ નહીંને !

શરીરને વેદના થાય છે, તેય અહંકાર અનુભવે છે. તે બિલીફ વેદના છે, જ્ઞાન વેદના નથી. ખાલી રોંગ બિલીફ જ છે. કારણ કે થાય છે બીજાને, શરીરને ને અહંકાર માને છે કે મને વેદના થાય છે. બાકી આત્માને કશું અડતું નથી.

આત્મા અગ્નિમાંથી પસાર થાય તોયે એને કશું અડે નહીં. અગ્નિ સ્થૂળ છે, આત્મા સૂક્ષ્મતમ છે.

આ દીવાનો પ્રકાશ કાપીએ તો કપાય ? કાપીને બે ટુકડા ખોળવા જાય તો જડે ? ત્યારે આત્માનો પ્રકાશ તો ઓર જ છે, તે જ પરમાત્મા છે.

## [૧૨] અલખ નિરંજન-નિરાકાર

### [૧૨.૧] અલખ નિરંજન

અલખ એટલે લક્ષમાં ના આવે એવો આત્મા છે. સંસારની દરેક ચીજ લક્ષમાં આવે પણ આત્મા લક્ષમાં ના આવે. માટે અલખ કહેવાય.

એ જ્ઞાનથી લક્ષમાં આવે, બાકી અલખ એ એનો સ્વભાવ છે. એવો કોઈ ઉપાય નથી કે સાધન નથી કે જેનાથી આત્માનું લક્ષ બેસે. એ દુર્લક્ષ છે, તેથી આત્માને અલખ નિરંજન કહ્યો.

કોઈ માણસે નાદારી કાઢી હોય તો એને લક્ષ બેસી જાય કે હું નાદાર થઈ ગયો છું. ધંધામાં કોઈ ભાગીદાર બને તો એને લક્ષ બેસી જાય કે આ મારા ભાગીદાર છે. પગ ભાંગી હોય ને લાકડીના ટેકે ચાલે તો બીજે દહાડે ઊઠે તો એને લાકડી યાદ આવે, કે મારો પગ ભાંગ્યો છે. એ લક્ષ બેસી જાય. સંસારના લક્ષ તો સહેજે બેસી જાય પણ 'પોતે કોણ છે' એનું લક્ષ બેસવું મુશ્કેલ છે. જ્ઞાની પુરુષ આત્માનું લક્ષ બેસાડે ત્યારે છુટકારો થાય.

અલખ આત્માનું લક્ષ ના બેસે, ત્યાં સુધી સંસારી લક્ષના ઘા રૂઝાય નહીં.

લક્ષ એ તો અનુભવ કહેવાય. એક વખત થયા પછી એ જાય નહીં. પણ એક ક્ષણ આત્મા ના ભૂલાય તો કામ થાય.

'હું ચંદુ છું, આ બાઈનો ધણી છું, છોકરાનો ફાધર છું' એ બધા લક્ષ બેસે પણ એવો ઉપાય નથી કે આત્મા લક્ષમાં આવે. માથાફોડ કરીને મરી જાય કે શાસ્ત્રો વાંચે પણ પોતાનું લક્ષ ના બેસે. કારણ કે પોતે વિકલ્પી છે, એને નિર્વિકલ્પીનું લક્ષ કેવી રીતે બેસે ?

આ જ્ઞાન મળ્યા પછી અનુભવ-લક્ષ-પ્રતીતિ ક્યારેય ના જાય.પોતે સ્વાનુભવપદમાં જ હોય. સવારે જાગે કે આત્માનું લક્ષ હાજર જ હોય.

લક્ષ એ નાના પ્રકારનો, અસ્પષ્ટ પણ અનુભવ જ છે. એ પોતાનું તો કલ્યાણ જ કરી નાખે.

## [૧૨.૨] નિરંજન-નિરાકાર

નિરંજન એટલે એને કર્મ અડતા જ નથી અને નિરાકાર એટલે એની કલ્પના કરી શકાય એવો નથી. બાકી આત્માને આકાર છે પણ તે સ્વાભાવિક આકાર છે. નિરાકાર હોવા છતાં દેહાકારે છે. જે ભાગ પર દેહનું આવરણ છે, તે ભાગમાં આત્મા છે, તેવો તેનો આકાર છે.

ગાળો ભાંડે, ગજવું કાપે, જેલમાં ઘાલે પણ કશું અડે નહીં ત્યારે એ નિરંજન થઈ ગયો.

આજેય પોતાનો આત્મા નિરંજન જ છે. એને કર્મ અડતા જ નથી. પોતે અજ્ઞાનતાથી માની બેઠો છે કે મેં પાપ કર્યા, પુણ્ય કર્યા. પણ તે રોંગ બિલીફ જ બેસી ગઈ છે. જ્ઞાની પુરુષ રોંગ બિલીફ ફ્રેક્ચર કરી આપે ને રાઈટ બિલીફ બેસાડી આપે તો પોતાને 'હું ભગવાન જ છું' એ ભાન થઈ જાય.

મહીંવાળા ભગવાન નિરંજન-નિરાકાર સ્વરૂપે છે. જે મૂળ ભગવાન છે, એ જ દાદા ભગવાન છે. એ મૂળ સ્વરૂપના દર્શન થાય, અરૂપી સ્વરૂપના, તો બધો રોગ ચાલ્યો જાય.

## [૧૩] આકાશ જેવું સ્વરૂપ

આત્મા આકાશ જેવો સૂક્ષ્મતમ છે.

આ હાથ આમથી આમ હલાવીએ તો એક જગ્યા છોડી બીજી જગ્યાએ આવ્યો. તે અવકાશ છે તો થાય પણ આકાશને સ્પર્શ કરે નહીં. આત્મા આકાશ જેવો છે.

આ નીલું દેખાય છે તે ન્હોય આકાશ. આકાશ એટલે અવકાશ. આ નીલું દેખાય છે એ તો દરિયાના-જમીનના પડઘા છે સામસામી, બાકી આકાશ રંગવાળું નથી. આકાશ એટલે ખુલ્લી જગ્યા, અવકાશ.

હોળી સળગતી હોય તો આકાશ દાઝે નહીં. આકાશ સૂક્ષ્મ છે, એને અગ્નિ અડે નહીં. અગ્નિ આકાશને બાળી શકે નહીં. અગ્નિ સ્થૂળ છે, એમાંથી સૂક્ષ્મ પસાર થઈ જાય છતાં સૂક્ષ્મને કશું થાય નહીં.

આકાશમાં એટમ બૉમ્બ નાખો, ભડકા કરો, ગમે તે કરો છતાં આકાશને કશું ના થાય એવો આત્મા છે. એને જગતમાં કોઈ ચીજ નુકસાન કરી શકે નહીં.

આકાશ અજીવ તત્ત્વ છે અને આત્મા ચેતન તત્ત્વ છે. કશું અડે નહીં એવો આત્મા છે, છતાં આકાશ જુદું છે ને આત્મા જુદો છે.

આકાશનું અરૂપીપણું, સૂક્ષ્મત્વપણું સમજાય, તેના આધારે આત્માના સ્વરૂપને સમજી શકાય. આત્માને એક્ઝેક્ટનેસમાં સમજવા માટે દુનિયામાં

કોઈ સિમિલિ હોતી જ નથી. તેથી આવા દાખલાઓથી આત્માને કંઈક સમજી શકાય.

છતાં આત્મા આકાશ જેવો જ છે, એવું માની બેસવાની જરૂર નથી, નહીં તો પોતે આકાશસ્વરૂપ થઈ જાય ને આકાશ જડ છે.

આત્મામાં આકાશ ના હોય. આકાશ જેવો એટલે બધે પ્રસરી જાય એવો છે, આરપાર જતો રહે એવો છે.

મોટો ડુંગર હોય તો એની મહીંથી આત્મા આરપાર જતો રહે. એને કંઈ ફરીને જવું ના પડે. એ તો અવકાશ જ ખોળે. એવી કોઈ ચીજ નથી કે જેની મહીં અવકાશ ના હોય. દરેક ચીજમાં આકાશ તત્ત્વ હોય જ, એટલું એ પોલું હોય. એટલે એ પોલામાં થઈને આત્મા તત્ત્વ મહીંથી નીકળી જાય.

પથરામાં, લોખંડમાં, વાળમાં, નખમાં, હીરામાં બધામાં આકાશ હોય જ. હીરામાં સૌથી ઓછું આકાશ હોય, તેથી તે જલદી ભાંગે નહીં. જેટલું આકાશ તત્ત્વ ઓછું એટલું મજબૂતી વધારે. જેટલામાં આકાશ તત્ત્વ વધારે તે તરત ભાંગી જાય. આત્મામાં પોલ નથી, આકાશ નથી.

આત્મા ગમે તે ચીજમાંથી નીકળી શકે પણ પોતાના આવરણ ભેદી ના શકે. કારણ કે એને આવરણ લાવનારોયે પોતે ને આવરણ ભેદનારોયે પોતે.

આકાશને બાઉન્ડ્રી નહીં પણ આત્મા બાઉન્ડ્રીવાળો. કારણ કે આત્મા જ્ઞેય હોય ત્યાં સુધી જ જોઈ શકે. અલોકમાં આકાશ એકલું જ છે, ત્યાં જ્ઞેય નથી, તો શું જુએ ?

આકાશ દરેક જગ્યાએ છે, આત્મા દરેક જગ્યાએ નથી. આકાશ નિશ્ચેતન છે, આત્મામાં ચેતન છે. આ ચેતન ગુણને લઈને એ પરમાત્મા છે. બીજા કોઈનામાં એ ગુણ નથી. આત્મા અરૂપી છે, તો આકાશેય અરૂપી છે. પણ આકાશમાં સ્થાન આપવાનો ગુણ છે, આત્મામાં એ ગુણ નથી. આત્મા લાગણીવાળો, જ્ઞાનવાળો છે, જ્યારે આકાશમાં કોઈ લાગણી, જ્ઞાન નથી.

પરમાણુથી આત્માને જુદું પાડવાનું એવું બીજા તત્ત્વોથી પણ આત્માને જુદો પાડવાનો, નહીં તો બીજા તત્ત્વો વળગેલા રહે ને બંધન રહે.

આત્મા આકાશમાં છે પણ પોતે આકાશ રોકતો નથી. સિદ્ધક્ષેત્રમાં પણ એવી રીતે રહેલો છે, અન્‌અવગાહક છે. આત્માને આકાશના અવલંબનની જરૂર નહીં.

આત્મા એ જ્ઞાન જ છે અને એ જ્ઞાન આકાશ જેવું અરૂપી છે. જ્ઞાનનું સ્વરૂપ રૂમને જુએ તો રૂમને દેખે અને આકાશને જુએ તો અરૂપી આકાશને દેખે. એટલે જ્ઞાન એક જ છે. જોતી વખતે એના ભાગ જુદા જુદા છે, પણ જ્ઞાન તેનું તે જ. જ્યાં સુધી સાંસારિક જ્ઞાન છે, વિશેષ જ્ઞાનમાં છે પોતે, ત્યાં સુધી આત્મા દેખાય નહીં. મારી વાઈફ, મારા ધણી એવું દેખાય. આત્મા જાણ્યા પછી આત્માયે દેખાય અને રિલેટિવેય દેખાય.

આત્મા અરૂપી આકાશ જેવો છે, છતાં આખા દેહમાં રહ્યો છે. આ શરીરમાં આકાશની પેઠ બધે રહી શકે. જડ પરમાણુએ જગ્યા રોકી હોય ત્યાં આત્મા નથી, અવકાશ ભાગમાં આત્મા છે.

આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે, એટલે એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર જ છે. કેવળજ્ઞાન સ્વરૂપ એ આકાશ જેવો અરૂપી સ્વભાવ છે એનો.

જેમ આ ડબ્બીમાં આકાશ છે અને બહાર પણ આકાશ છે. ડબ્બીનું આકાશ દિવ્યચક્ષુથી જોઈ શકાય, જાણી શકાય પણ આ ઈન્દ્રિયોથી ના દેખાય એ.

## [૧૪] અરીસા જેવું સ્વરૂપ

આત્માનું ફિઝિકલ (સ્થૂળ) વર્ણન કરવા માટે અરીસો જ એક સાધન છે.

આત્મા અરીસા જેવો છે. અરીસામાં બહારની બધી વસ્તુઓ ઝળકે, એમ આત્મામાં એની મહીં આખું બ્રહ્માંડ ઝળકે. એને પોતાને બહાર જોવા જવું ના પડે. આત્માનું દ્રવ્ય જ એવું છે કે પોતાનામાં બધું ઝળકે. ફક્ત અરીસો જડ છે અને આત્મા ચેતન છે.

આત્મા સ્વ-પર પ્રકાશક છે. એટલે પોતાને પણ પ્રકાશ કરે ને બીજાને, જગતને પણ પ્રકાશ કરે. એટલે જગત પોતાની મહીં જ ઝળકે. અરીસામાં આપણે દેખાઈએ, પણ અરીસામાંથી એ આપણને ના જુએ. પોતે જ્ઞાતા હોવાથી પ્રકાશથી તે બધું જુએ છે. પોતાને પોતાનું ભાન થયું હોવું જોઈએ. આત્મા જેટલો પોતાના સ્વ-સ્વભાવમાં આવે એટલું બધું દેખાય.

આત્માને શાશ્વત દર્પણ કહ્યો છે. કારણ કે પોતાની મહીં બધું ઝળકે છે. આત્મા એક જાતનો દર્પણ છે. આ તો પછી અમુક અમુક સ્ટેજમાં એનો અર્થ ઊંચો થતો જાય. છેવટે દર્પણ જેવો રહે છે.

અરીસાની ઈચ્છા વગર અરીસામાં બધું દેખાય. અરીસો જીવતો હોત તો કહેત કે જો તમે બધા બહાર ઊભા છો, પણ મને મહીં દેખાય છે. પણ અરીસામાં ચેતન નથી અને આત્મામાં ચેતન છે એટલે કહે છે, મને આ દેખાય છે.

ખરેખર આત્માને બહાર જોવાની શક્તિ નથી. આ તો પોતાને અંદર ઝળકે છે, તેને જ પોતે જુએ છે.

આત્માને જ્ઞાતા-દ્રષ્ટા કહ્યો છે, તે શરૂઆતની સ્ટેજમાં, પણ છેલ્લો દેહ છૂટ્યા પછી તો એ દર્પણરૂપ થાય છે.

ભ્રાંતિથી પોતે કર્તા ને ભોક્તા થઈ બેઠો'તો, વિભાવમાં. તેથી સ્વભાવ જાગૃતિમાં લાવવા કહેવું પડ્યું કે તું જ્ઞાતા-દ્રષ્ટા છે. પણ તે જોવાનું કાર્ય સહજ હોવું જોઈએ. જોવાનું કાર્ય પોતે કરવું પડે, જ્ઞાતા-દ્રષ્ટા રહેવું પડે છે. એટલે એનેય જાણનાર ઉપર છે. મૂળ આત્મામાં આખું જગત મહીં ઝળકે, એણે જોવા જવું ના પડે. આ તો વચલું સ્ટેજ છે. આ જ્ઞાતા-દ્રષ્ટા રહેવું એ પ્રજ્ઞાનો ઉપયોગ છે. જ્યારે કેવળજ્ઞાનમાં અંદર બધું ઝળકે છે.

આત્મા અરીસા જેવો છે અને જગત અરીસા જેવું થઈ ગયું છે. એટલે આત્મારૂપી અરીસામાંથી પોતે જુએ છે અને પોતાની જ પ્રક્રિયા બધી પોતાને જગતરૂપી અરીસામાં દેખાય છે. પોતે પોતાની પ્રક્રિયામાં સપડાયો છે, નહીં તો કોઈ નામ દેનાર નથી.

પોતે અહીં કૂદે તો અરીસામાં પોતાની જાત કૂદતી દેખાય અને પોતે

સ્થિર થાય તો ત્યાં સ્થિર થઈ જાય. આપણે કોઈ ચેષ્ટા ના કરીએ તો દૃશ્ય કશું ચેષ્ટા ના કરે, એવી રીતે પોતે જ્ઞાનથી અચળ પરિણામી થાય તો પેલું રિલેટિવ અચળ થશે. છતાં આ દૃશ્ય વિનાશી છે. પોતે અવિનાશી આત્મારૂપ થયો એટલે બધામાંથી છૂટી ગયો.

આ ચકલી અરીસા સામે આવીને બેસે તો અરીસામાં એના જેવી જ બીજી ચકલી મહીં દેખાય. એટલે ચકલીની બિલીફ બદલાય અને મહીં બીજી ચકલી છે એવું એ માને. પછી અરીસાની ચકલીને ચાંચ માર માર કરે. બિલીફ ફેરફાર થઈ કે તેવું દેખાય છે. પછી જેવું કલ્પે તેવું થઈ જાય.

દરિયા કિનારે પાંચ લાખ ઘડા મૂક્યા હોય તો પાંચ લાખ ચંદ્રના પ્રતિબિંબ દેખાય અને આખા સમુદ્રમાં એક જ ચંદ્રમાં દેખાય. એવું આત્મા નિશ્ચયથી એક છે, વ્યવહારથી જુદા જુદા છે. ભાજન છે ત્યાં સુધી આત્મા જુદા જુદા છે, પરમાત્મા એક છે, એક સ્વભાવી છે.

આત્માનો સ્વભાવ એવો છે કે દરેક વસ્તુ મહીં દેખાય. કોઈ બે-ચાર જણ આવ્યા હોય, તેમાં કોઈ માની હોય તો તેનો ફોટો મહીં પડે. આપણામાં આ માન નહોતું તો ક્યાંથી આવ્યું ? આપણામાં હોત તો પહેલેથી ના દેખાત ? એટલે આ પરભાર્યો માલ છે તે આપણામાં દેખાય છે. આપણે એને જુદું જોવું.

આત્મા પોતે પ્રકાશક વસ્તુ છે, એમાં જગતનું પ્રતિબિંબ પડે છે. એટલે પોતાને ગભરામણ થાય છે, કે આ શું છે બધું ? કોણે કર્યું આ ? પછી 'મેં કર્યું' એવી ભ્રાંતિ ઊભી થઈ જાય છે. જગત પોતાની અંદર પ્રકાશે છે તે ઉપાધિ છે, તેથી સંસાર ઊભો રહ્યો છે.

પોતે જાણે કે આ મારા સ્વભાવને લઈને આ બધી વસ્તુઓ પ્રકાશમાન થાય છે, પણ વસ્તુઓ તો બહાર જ છે. ત્યારથી પોતે પોતાનું સુખ ચાખે અને ઉપાધિઓ છૂટી જાય.

## [૧૫] આત્માના પ્રદેશો

### [૧૫.૧] પ્રત્યેક પ્રદેશે અનંત જ્ઞાન, અનંત શક્તિ, અનંત સુખ

આત્માના અનંત પ્રદેશો છે. જેમ માથું છે એમાં બહુ વાળ છે, એવું

બોલીએ અથવા હાથ છે એમાં બહુ છિદ્રો છે એવું આત્માને અનંત પ્રદેશો છે. પ્રદેશ એટલે વિભાગ. એક-એક પ્રદેશે એક-એક જુદું જુદું જ્ઞાન છે. તે જ્ઞેયો અનેક હોવાથી જ્ઞાન અનંત છે. એટલે આત્મા અનંત પ્રદેશી છે, તેથી પ્રત્યેક જ્ઞેયને જોઈ શકે છે.

જે પ્રદેશ ઉપરનું આવરણ તૂટે, એ પ્રદેશનું જ્ઞાન બહાર પડે.

આત્માના અનંત પ્રદેશો હોવા છતાં એકાકાર છે, સંયોગી નથી, અવિભાજ્ય છે, સ્વાભાવિક છે.

વ્યવહારમાં અસંખ્યાત પ્રદેશી ગણાય અને મૂળ આત્મા અનંત પ્રદેશી છે.

આ જગતમાં અનંત જીવો છે. આ જગતમાં દરેક જીવને જે જ્ઞાન પ્રગટ થયું છે તેટલું જ્ઞાન એક આત્મામાં છે. તેથી અનંત પ્રદેશી આત્મા છે. એક પ્રદેશ ખુલે તો તેટલું જ્ઞાન પ્રગટ થાય.

સિદ્ધ ભગવંતોને દરેકે દરેક પ્રદેશ ખુલ્લા હોય. તે પ્રદેશોથી દરેક જ્ઞેયને જુએ-જાણે.

પોતાના આત્મ પ્રદેશમાં જોવા-જાણવાપણું જ છે, બીજું બધું મુશ્કેલી. દુ:ખ બધું પારકા પ્રદેશમાં છે.

આત્માના પ્રત્યેક પ્રદેશે આનંદ છે. જ્ઞાન મળ્યા પછી જેમ જેમ પ્રદેશો નિરાવરણ થતા જાય, તેમ તેમ આનંદ વધતો જાય.

પોતાના પ્રત્યેક પ્રદેશમાં કોઈ રાગ-દ્વેષ નથી, વીતરાગ ભાવ જ છે.

એક પણ પ્રદેશે પુદ્‌ગલ પરમાણુમાં હું નહીં એવું માન્યામાં આવે તો પોતાનું સંપૂર્ણ સુખ વર્તાય. (એક પરમાણુ આત્મા ઉપર જેટલી જગ્યા રોકે એને પ્રદેશ કહેવાય.)

એકેન્દ્રિય જીવને એક કાણું ખુલે એટલો પ્રકાશ, એટલી શાંતિ વર્તે. બીજા આવરણોને લઈને તરફડાટ રહે. બે ઈન્દ્રિય જીવોને બે કાણાં એમ ત્રણ-ચાર-પાંચ ઈન્દ્રિય જીવોને ત્રણ-ચાર-પાંચ કાણાં ખુલ્લા થયા. મનુષ્ય થયા તોયે શાંતિ નથી રહેતી, તો બીજા જીવોને કેટલી મુશ્કેલી ?

આ મન-વચન-કાયાના ત્રણ આવરણોથી આત્માનું લાઈટ રોકાયેલું છે. દાદાશ્રી કહે છે, અમારા બધા આવરણ તૂટી ગયા છે, તેથી મહીંવાળા ભગવાન સંપૂર્ણ પ્રકાશમાન થયા છે.

જે પ્રદેશનું આવરણ ખસે એટલું જ્ઞાન ખુલ્લું થતું જાય, કોઈને અમુક પ્રદેશ ખુલ્લો થાય તો વકીલનું જ્ઞાન ખુલ્લું થઈ જાય, કોઈને ડૉક્ટરનું જ્ઞાન ખુલ્લું થઈ જાય. સર્વત્ર પ્રદેશી જ્ઞાન ખુલ્લું થાય ત્યારે કેવળજ્ઞાન થાય.

અનંતા જીવો છે, એમાં દરેક જીવની પ્રકૃતિ જુદી જુદી છે. દરેકને જુદી જુદી શક્તિ પ્રગટી છે, એટલી શક્તિ એક આત્મામાં છે. જેને જે શક્તિ પ્રગટ થઈ, તેનાથી એ રોટલા રળી ખાય.

આવરણ તૂટવા એ બધું નિયમસર હોય છે. બધાને સુથારી કામનું આવરણ તૂટે તો બધા સુથાર જ થઈ જાય, તો શી દશા થાય ? એટલે આ 'વ્યવસ્થિત'ના પ્રમાણથી બધું થયા કરે છે.

જ્ઞાની પુરુષ નિરાવરણ કરી આપે ત્યારે આત્માનું ભાન થાય. સંપૂર્ણ નિરાવરણ થઈ જાય તો પરમાત્મા થઈ જાય.

આત્માના બે પ્રકારના પ્રકાશ : ડિરેક્ટ અને ઈન્ડિરેક્ટ પ્રકાશ. પ્રાકૃત્ત શક્તિઓ તે પણ આત્માની જ શક્તિ છે, એમાં જ્ઞાન છે તે આત્માનું જ છે, પણ તે અહંકાર-બુદ્ધિથી છે એટલે ઈન્ડિરેક્ટ પ્રકાશ, પરપ્રકાશ કહેવાય.

જે પ્રદેશ ખુલ્લો થયો એ એનું જ્ઞાન ચાલુ થઈ જાય. પછી એ જ્ઞાનનો દુરુપયોગ કરવો કે સદુપયોગ કરવો એ પોતાની જવાબદારી છે.

આત્માના પ્રદેશો લંબાય છે. તે જ્યારે આ દેહ છોડે અને બીજા ગર્ભમાં પ્રવેશે ત્યારે એટલો લંબાય છે. પણ આત્મા સ્વભાવે એક જ પદાર્થ છે એટલે પ્રદેશ જુદા પાડી શકે એમ નથી.

માણસ ક્રોધ કરે ત્યારે હાથ-પગ ધ્રૂજે ત્યારે આત્માના પ્રદેશો બહાર નીકળવા માંડ્યા હોય છે.

જ્યારે પોતે શુદ્ધ ઉપયોગમાં હોય ત્યારે આત્માના પ્રદેશો કંપાયમાન

ના થાય અને પ્રદેશો પહોળા થાય ને સંકોચાય ત્યારે આત્મા અશુદ્ધ ઉપયોગમાં હોય.

## [૧૫.૨] નાભિમાં આત્મપ્રદેશો નિરાવરણ

આત્મા અનંત પ્રદેશી છે. એના દરેક પ્રદેશે કર્મ ચોંટેલા છે, તે આત્માના પ્રકાશને બહાર જવા દેતા નથી. પણ આઠ રૂચક પ્રદેશો નાભિ પાસે, દૂંટી પાસે છે એ પ્રદેશો ખુલ્લા છે. તેમાંથી કંઈક પ્રકાશ બહાર નીકળે છે. એટલે માણસને પોતાનું ઘર જડે, વાઈફ-છોકરાં જડે. દરેક જીવને રૂચક પ્રદેશો આવરાય નહીં, તેથી તો ભાન રહે છે. જેને લીધે એનો વ્યવહાર ચાલે છે.

માણસ અમુક લિમિટ સુધી જ મોહ કરી શકે. એ લિમિટ ના હોત તો નાભિમાંય આવરણ થાત ને પછી વ્યવહાર ખોરવાઈ જાત. પણ એવું બને નહીં, નાભિપ્રદેશ ખુલ્લા જ રહે છે.

નાભિપ્રદેશે આવરણ આવે એવું છે જ નહીં. ગમે તેટલો મોહ કરે પણ ત્યાં આવરણ આવતા પહેલા કોઈ ગતિમાં જઈને ભોગવી આવે.

મોહના આધારે ચાર ગતિ છે ને મોહ ખલાસ થયે મોક્ષ.

એકેન્દ્રિય જીવને પણ આઠ રૂચક પ્રદેશો ખુલ્લા છે, તો જ એને કંઈક ભાન રહે.

આઠ રૂચક પ્રદેશોમાં આવરણ નથી આવતું, પણ બીજે દરેક પ્રદેશે તો આવરણ છે જ. તે જ્યારે દરેક પ્રદેશે આવરણ તૂટે તો કેવળજ્ઞાન થાય. આ તો આઠ રૂચક પ્રદેશે આવરણ નથી, તે ફક્ત વ્યવહાર ચલાવવા પૂરતો જીવોને કામ લાગે.

ક્રમિક માર્ગમાં જેટલું આવરણ ખસે એટલું સમ્યક્ દર્શન થાય અને અક્રમમાં જ્ઞાની પુરુષની કૃપાથી જ્ઞાનવિધિમાં અમુક આવરણ તૂટે. તે પોતે પોતાને જાણે. પોતે સ્વ-પર પ્રકાશક થાય.

આઠ પ્રકારના કર્મની વર્ગણા જુદી અને આ આઠ રૂચક પ્રદેશોયે જુદા.

## [૧૫.૩] પ્રત્યેક પ્રદેશ નિરાવરણ થયે કેવળજ્ઞાન

જગતમાં જેટલા જીવો છે એ બધાનું જેટલું જ્ઞાન છે એટલું જ્ઞાન એક આત્મામાં છે, પણ તેની ઉપર આવરણ આવેલું છે.

અનંત પ્રદેશે અનંત જ્ઞાન, તેની ઉપર અનંત જાતના આવરણ, તેને લીધે અનંત વહેમ ઉત્પન્ન થાય.

પીપળાની ડાળી 'લાખ'થી ભરેલી હોય તો ડાળી ચોખ્ખી દેખાતી નથી, તેમ આત્માના અનંત પ્રદેશે આવરણ હોવાથી શક્તિઓ દેખાતી નથી.

આરોપિત ભાવે કર્તા થવાથી કર્મો ચોંટે છે અને તેથી પ્રદેશો અવરાય છે.

પ્રદેશ ખુલ્લા થવાથી પોતે વકીલ થાય છે, પણ વકીલ થઈને કહે છે, 'હું કરું છું, મેં ચલાવ્યું.' તેથી એને આવરણ પાછું આવી જાય છે. આમ આત્મા આવરણોથી ઢંકાઈ જાય છે.

આ શરીરમાં આત્માના પ્રદેશો છે તે પ્રદેશો ઉપર જ બધું કર્મોનું આવરણ ચોંટેલું છે. નહીં તો ગમે ત્યાંથી આવરણ ખુલે તો ત્યાંથી બધું સમજાય.

એ એક-એક આવરણ કાઢતા તો હજારો અવતાર લાગે.

જ્ઞાની પુરુષ ભેગા થાય ને એમની કૃપા થાય અને સત્સંગમાં પોતે આવતો થાય તો આવરણો તૂટે. પ્રદેશો ખુલ્લા થતા જાય ને શક્તિઓ વ્યક્ત થાય.

જ્ઞાનાવરણ-દર્શનાવરણ એમ આવરણોથી આત્મા ઢંકાયેલો છે, જ્ઞાની પુરુષના બધા જ આવરણ તૂટી ગયા હોય તેથી મહીંવાળા ભગવાન સંપૂર્ણ પ્રકાશમાન હોય.

સંપૂર્ણ નિરાવરણ થઈ જાય તો પોતે જ પરમાત્મા છે.

પોતે પોતાના સ્વરૂપનું જ્ઞાન જાણે તો એ જ્ઞાનાવરણ તૂટ્યું કહેવાય.

પછી બધા કર્મો એની મેળે ખસે, તેમ બધો ઉકેલ આવે. આત્મ પ્રદેશો નિરાવરણ થતા જાય તેમ આનંદ વધતો જાય, પ્રકાશ વધતો જાય. ફાઈલોના સમભાવે નિકાલ થતા જાય તેમ પ્રદેશો ખુલતા જાય.

મહાત્માઓને જ્ઞાન લીધા પછી દાદા ક્ષણવાર ભૂલાતા નથી. મૂર્ચ્છાના સ્થાનકમાંયે દાદા યાદ રહે. તે જ બધા પ્રદેશે આવરણો તોડી નાખશે, નવું આવરણ આવે નહીં અને બીજા આવરણો ખુલતા જાય.

પોતાના ગુણધર્મો જેવા કે અનંત જ્ઞાન-અનંત દર્શન, તેનું ધ્યાન કરે તો આત્મપ્રદેશો ખુલતા જાય. તેમ તેમ જ્ઞાનપ્રકાશે ને આનંદ વધતો જાય.

દેહમાં ગમે તે થઈ જાય, પણ પોતાના પ્રદેશને કંઈ જ ના થાય તેવું છે.

અનંત પ્રદેશો ઉપર જે આવરણના ડાઘ છે, એ ચોખ્ખા થવા પડશે. આ સત્સંગથી ઘણો નિવેડો આવી જાય.

દાદાજીના શબ્દો પર લક્ષ રહે તે જાગૃતિ કહેવાય, પણ ઉપયોગ ના કહેવાય. મૂળ વસ્તુનો અનુભવ થયા વગર ઉપયોગ કેમ ઉત્પન્ન થાય ? 'આ હું છું' એનું પ્રમાણ સહેજે બદલાવું ના જોઈએ, એના અનંત પ્રદેશો સહિત. મૂળ વસ્તુ અનંતા પ્રદેશો સહિત બિલકુલ ચોખ્ખી, ક્લિયર છે અને તે પ્રમાણે અનુભવ હોય ત્યાર પછી ખરો શુદ્ધ ઉપયોગ થાય. ત્યાં સુધી અંશે થોડોક શુદ્ધ ઉપયોગ છે. બાકી જાગૃતિ જ કહેવાય બધી. શુદ્ધ ઉપયોગ તો બહુ ઊંચી વસ્તુ છે.

કેટલીક વખત કોઈ સૂઝ પડે પછી એ વાત ફિટ થઈ જાય. પછી બીજી સૂઝ પડે, એ વાત ફિટ થાય. એ એક-એક પ્રદેશ ખુલતા જાય છે એવું કહેવાય.

આત્મા જોનારો છે, તો આત્મપ્રદેશને જોનારો કોણ ? પોતે પોતાનું સ્વરૂપ જે છે, એનો જાણકાર પોતે જ છે. પહેલા પોતે પુદ્ગલના પ્રદેશો જોતો હતો, હવે આત્માના પ્રદેશો જુએ, જ્ઞાન પછી. આત્માના દરેક પ્રદેશોમાં જ્ઞાન છે, એટલે દરેક જાતનું એમાં દેખાય.

કેવળજ્ઞાનીને દરેકે દરેક પ્રદેશ ખુલ્લા. પણ એ વગર કામનું જુએ નહીં, શુદ્ધ જ જુએ બધે. એમને દરેકે દરેક પ્રદેશનો અનુભવ, એટલે વિજ્ઞાનઘન આત્મા કહેવાય. આત્મજ્ઞાન થયા પછી મહાત્માઓને એ દશાએ પહોંચવાનું છે. જેમ જેમ ભરેલો માલ નીકળી જશે, તેમ તેમ દરેક પ્રદેશનો અનુભવ થતો જશે.

## [૧૬] સંકોચ-વિકાસશીલ

આત્મા ભાજન પ્રમાણે સંકોચ-વિકાસ પામે છે. જેમ લાઈટને ઘડામાં મૂકો તો ઘડા જેટલું અજવાળું ફેલાય અને મોટા ઘડામાં મૂકો તો પ્રકાશ એટલો ફેલાય. ઘડા પ્રમાણે પ્રકાશ થઈ જાય. એવી રીતે આત્મા એય પ્રકાશ સ્વરૂપ છે.

આત્મા નિરાકારી હોવા છતાં દેહાકારે છે. જે ભાગ ઉપર આવરણ છે એ ભાગમાં આત્મા રહેલો છે, તેનો આકાર દેખાય છે. હાથીમાં હાથી જેવડો થાય ને કીડીમાં કીડી જેવડો, માણસમાં એવડા પ્રમાણમાં થઈ જાય. આત્મા દેહ પ્રમાણ રહે છે.

બાકી આત્મા નાનોય નથી, મોટોય નથી, હલકો-ભારે નથી, એ તો એના સ્વભાવમાં જ છે.

આત્મા જ્યાં સુધી સંસાર દશામાં છે, ત્યાં સુધી સંકોચ-વિકાસવાળો છે. મોટા દેહમાં વિકાસ પામે, નાના દેહમાં સંકોચાઈ જાય, છતાં આત્મા બધામાં આખો જ છે, સરખો જ છે.

જેમ કર્મ વધારે હોય, ચીકણા હોય તો દેહ નાનો મળે અને મોટો દેહ ઓછા કર્મોવાળો હોય.

સંસારી દશાઓ પૂરી થઈ જાય પછી એક જ સ્વરૂપ. પછી જે મનુષ્યના દેહે છુટકારો થાય, એ દેહના ૧/૩ ભાગ ઓછો આકાર સિદ્ધક્ષેત્રમાં રહે. પછી સંકોચ-વિકાસ નહીં.

આકાશ તત્ત્વ આત્મા કરતા મોટું. ઘરમાં રહેનારા કરતા ઘર મોટું. આકાશમાં કેટલા બધા આત્મા રહી શકે ! તોય એ મોટું રહે છે.

આત્મા આ દેહમાં મૃત્યુ વખતે હોય અને બીજા દેહના ગર્ભમાં પહોંચવાનો હોય ત્યાં પણ હોય. એટલો લાંબો થાય. કારણ કે આત્મા સંકોચ-વિકાસ સ્વભાવનો છે. ત્યાં બીજા દેહમાં પહોંચ્યા પછી આ દેહ છોડી દે.

જે અંગ ખોટું પડી જાય, લકવો થઈ જાય ત્યાંથી આત્મા ખસી જાય. પક્ષાઘાત થાય તે અંગ પર મચ્છરેય ના બેસે. એટલે જાણવું કે ત્યાંથી આત્મા ખસી ગયો છે. હાથ કપાઈ જાય તો ત્યાંથી આત્મા સંકોચાઈ જાય.

આત્માનો સ્વભાવ છે કે અમુક વેદના વધે તો ત્યાંથી આત્મા ખસી જાય. આત્મા મૂળેય આનંદી સ્વભાવનો, તે વેદના સહન કરી શકે નહીં. તેથી તો ડિલિવરી વખતે કેટલીક સ્ત્રીઓ બેભાન થઈ જાય છે.

ઑપરેશન વખતે જે ભાગ બેભાન કરે છે ત્યાંથી આત્મા સંકોચાઈ જાય. પછી ભાનમાં આવે ત્યારે પાછો વિકાસ પામી જાય.

શરીરમાં જે ભાગ કપાઈ જાય છે, તેમાં આત્મા નથી હોતો. ત્યાંથી અજવાળું સંકોચાઈ જાય છે. આત્માના ટુકડા થતા નથી, એ સંકોચાઈ જાય છે. દેહનો એટલો ભાગ કપાઈ છૂટો પડી જાય છે.

વાણી બોલાય છે તેના મૂળમાં, બહારના દબાણથી આત્મા સંકોચ વિકાસ થયા કરે છે. તે એની સંજ્ઞા ઉત્પન્ન થાય છે. એમાંથી કોડવર્ડ ઉત્પન્ન થાય. એમાંથી શૉર્ટ હેન્ડ થાય ને તે પછી આ શબ્દરૂપે વાણી નીકળે.

સંજોગોને લઈને એને પોતાને દબાણ આવે, તેને લીધે કંપાયમાન થાય. કારણ કે આત્મા સંકોચ-વિકાસવાળો છે. તેથી આ બધું ઊભું થઈ જાય છે (કર્મ ચાર્જ થઈ જાય છે).

## [૧૭] ઊર્ધ્વગામી

આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અને પુદ્ગલનો સ્વભાવ અધોગામી છે. પણ સંસાર રસ્તે જતા ભ્રાંતિ ઉત્પન્ન થઈ ગઈ છે. રસ્તાનો આધાર મુખ્ય છે છતાં ભ્રાંતિ એક દહાડે છૂટશે. કારણ કે આત્મા સ્વાભાવિક શુદ્ધ છે, મોક્ષ સ્વભાવ છે, ઊર્ધ્વગામી સ્વભાવ છે.

જેટલું પુદ્ગલ વળગે એટલું એને નીચે ખેંચે. છેવટે આત્મા જીતીને મોક્ષ પ્રાપ્ત કરી લે છે. રસ્તે જતા વળગણ વળગ્યું છે. સંયોગોમાં અનંત આત્માઓ સપડાયા છે અને પોતાના સ્વભાવમાં આવવાનો પ્રયત્ન કરે છે.

પૌદ્ગલિક ભાવ, ઈચ્છાઓ એ એને નીચે લઈ જાય. પુદ્ગલ ઓછું થાય તો ઉપર આવે.

તુંબડાને કાળી-ચીકણી માટી ચોપડીને સૂકવીને પછી પાણીમાં મૂકો તો ઠેઠ તળીયે બેસી જાય. પછી પાણીથી માટી પલળે તે ઓગળે, તો તુંબડું ઊંચું આવતું જાય. કારણ કે તુંબડાનો સ્વભાવ ઊંચું આવવું છે, માટી એને નીચે ખેંચે છે. એવું માટી એ કર્મ કહો કે પુદ્ગલ કહો, તે આત્માને ખેંચે છે.

આત્માના વિભાવથી બુદ્ધિ ઉત્પન્ન થઈ ને બુદ્ધિથી બીજા જોડે 'હું' અને 'તું' એમ ભેદ થવાથી રાગ-દ્વેષ કરીને ખરાબ કર્મો બાંધે છે. તે અનાત્મ વિભાગનું જોર વધે તો નીચે ખેંચે અને એ જોર ઘટે તો ઊંચે ચઢી જાય.

પુદ્ગલનો પોતે કર્તા થાય છે, પુદ્ગલમાં એને ટેસ્ટ આવે છે, તેથી નીચે ખેંચાય છે. પોતાનું સ્વરૂપ ના જાણે ત્યાં સુધી વિભાવિક શક્તિ હોય.

આત્મા સ્વભાવથી જ મોક્ષે જાય એવો છે, પણ પોતે કરનાર ના થાય તો. આ સંસારના પરિણામો ઓગળ્યા કરે અને પોતે ઊંચે ચઢે એવું છે, પણ પોતે ડખલ કરવાથી નવું આવરણ ચઢે છે.

શાસ્ત્ર કશું ના જાણતો હોય તો બધા જીવો ધીમે ધીમે ઊર્ધ્વગમન થયા જ કરે છે. પણ આ જાણવાથી વિકલ્પો કરીને અબજો અવતાર ભટકે છે. જન્મ થયો એટલે એકબીજાને વાત કરી કરીને ચૂંથણા ચૂંથીને ગૂંચવાડા વધારે છે. બુદ્ધિશાળીના ટચમાં આવ્યો એટલે બગડે છે ને અધોગતિમાં જાય છે.

પુદ્ગલનો સ્વભાવ અધોગામી એટલે શરીરના આધારે નહીં, પણ અહંકાર કેટલો ભારે છે એના આધારે ભટકે છે.

કોઈ જીવને દુઃખ આપવાનો ભાવ કર્યો તો વજનદાર પરમાણુ ચોંટે ને તે નીચે લઈ જાય. દુનિયાને સારું કરવાના વિચાર થાય તો હલકા પરમાણુ ચોંટે ને તે ઉપર લઈ જાય.

બધા કર્મ છૂટી ગયા તો આત્માનો સ્વભાવ જ ઊર્ધ્વગામી છે, પછી મોક્ષે જ જાય.

જ્ઞાની મળે તો પુદ્‌ગલનો ભાવ તૂટેને તો કર્મથી મુક્તિ મળે, નહીં તો ના છૂટાય. ત્યાં સુધી કાળ, કર્મ ને માયા બધું નડવાનું.

તુંબડાને પાણીમાં દબાવી રાખે ને છોડી દે તો ઉપર આવી જાય, તેમ જો કદી પુદ્‌ગલ ના રહે ને પોતે શુદ્ધાત્મા થઈ જાય તો સિદ્ધગતિમાં જતો રહે.

એરંડાનું બીજ છે તે ફૂટે છે તે ઊંચું થઈને ફૂટે તેવી રીતે છેલ્લા અવતારમાં દેહથી આત્મા છૂટી તે સિદ્ધક્ષેત્રે જાય છે.

આપણે ભાવ કરેલા કે મારે મોક્ષે જવું છે. તે પૂર્વ પ્રયોગના આધારે, ધર્માસ્તિકાય દ્રવ્ય (ગતિસહાયક તત્ત્વ) છે, તે પોતાને મોક્ષે પહોંચાડે છે. પોતાનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અને ધર્માસ્તિકાય મદદ કરે છે, તે સિદ્ધક્ષેત્રે લઈ જાય છે. જેમ માછલું પાણીમાં તરે ને પાણીનું વહેણ માછલાંને આગળ લઈ જાય તેવું.

## [૧૮] મોક્ષ

જ્ઞાની પુરુષ પોતાને સ્વરૂપજ્ઞાન આપે ત્યારે પોતે અંદર મુક્તિ સુખ ભોગવે તે શરીર સાથે મોક્ષ અને પછી દેહના કર્મો પૂરા થાય એટલે પછી સંપૂર્ણ આત્યંતિક મોક્ષ, શરીર વગરનો મોક્ષ.

દરેક આત્મા મોક્ષે ગયા પછી જુદા જ રહે છે, અસ્તિત્વથી અલગ રહે છે. પોતાનું સુખ અનુભવવા પોતે અલગ છે. એક સ્વભાવવાળા બધા આત્માઓ છે. સિદ્ધક્ષેત્રમાં બીજા આત્મા જોડે એકીકરણ થતું નથી. દરેક સિદ્ધ ભગવંતો પોતાનો સ્વતંત્ર લાભ ભોગવે છે.ઠેઠ અનંત કાળ સુધી પોતાના જ્ઞાન-દર્શનમાં રહી પોતાના આનંદમાં રહે છે,

પોતાના કાયમી સુખમાં રહે છે. પોતાના મુક્તિપણાના ભાનમાં નિરંતર રહે છે.

પાંચ લાખ સોનાની લગડીઓનો ઢગલો પડ્યો હોય તો એ સોનારૂપે એક છે, પણ લગડીરૂપે અસ્તિત્વ નોખા છે. એવું અનંત આત્માઓ છેવટે સ્વભાવે એક પરમાત્મા જ છે, પણ પ્રત્યેક આત્મા પોતાના વ્યક્તિત્વભાવને છોડતા જ નથી. એક એટલે એક સ્વભાવના છે, આત્મામાં કોઈ ફેર નથી.

વ્યવહારમાં વ્યક્તિત્વ જુદા પડવાનું કારણ દરેકના કાળ અને ક્ષેત્ર જુદા જુદા હોય છે. એક વ્યક્તિ જે ક્ષેત્રમાં બેઠો હોય, તે ક્ષેત્રમાં બીજી વ્યક્તિ તે કાળે ન જ હોય. બીજી વ્યક્તિ એ ક્ષેત્રમાં આવે ત્યારે કાળ બદલાઈ ગયો હોય. એટલે ભિન્નતા રહે છે.

વસ્તુ એકની એક જ છે, પણ દરેકના દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ ફેર છે. દરેક જીવ પોતાના ક્ષેત્રમાં રહ્યો છે. પછી દરેકને કાળ જુદો લાગુ પડે. દ્રવ્ય એટલે ગયા અવતારની પ્રકૃતિ અને ભાવ જુદો પડે. એક આજે લાંચ ના લેતો હોય પણ એને ભાવ થાય કે લાંચ લેવી જોઈએ. એટલે આમ દરેકનો વ્યવહાર જુદો જુદો હોય.

આ જગત જીવોનો પ્રવાહ વહી રહ્યો હોય એવું છે. નિરંતર પરિવર્તન થતું, એક ક્ષણ સ્થિર નથી હોતું એવું વહ્યા જ કરે છે. જ્યારે જ્ઞાનચક્ષુ ખુલ્લા થઈ જાય, ત્યારે જ્ઞાની પુરુષોને જગત વહેતું દેખાયા કરે. એક ક્ષેત્રમાં પોતે હોય, એ ક્ષેત્રમાં બીજો આવે તો કાળ બદલાઈ જાય. એટલે દેહ, આકાર, પુણ્ય-પાપ બધાને જુદું જુદું થઈ જાય. પણ આત્મસ્વરૂપે બધા એક સ્વભાવી છે.

દરેક જીવને બધા અનુભવ લેવા પડે ત્યારે મોક્ષે જાય. એને પોતાને ખાતરી થવી જોઈએ કે આમાં સુખ નથી. જેને જે અનુભવ બાકી હશે, તે અનુભવ એને કરવા જવું પડે.

અક્રમ માર્ગ તો જે લોકો સંસારમાં ફરી ફરીને તૈયાર થયેલા છે પણ માર્ગ મળતો નથી એવા લોકો માટે છે. છતાં આમાં કેટલાયને પુણ્ય ના હોય તો ના પામે.

મોક્ષે ગયા પછી દરેક મુક્તાત્માનું ક્ષેત્ર જુદું. એમનો ત્યાં ભાવ એક જ. ત્યાં દ્રવ્ય એક થઈ ગયું સંપૂર્ણ કેવળજ્ઞાનમાં જ.

નિર્વાણ પામ્યા પછી દરેક આત્મા મોક્ષમાં સ્વતંત્ર, જુદા જુદા રહે છે. કોઈ બૉસ નહીં, અંડરહેન્ડ નહીં, કોઈની જોડે સમાઈ જવાનું નહીં. દરેકે પોતાના પરમાનંદમાં રહેવાનું.

બધાથી પોતે જુદો એનું નામ મોક્ષ. બધાથી પોતે જુદો એનું નામ આત્મા. આ તો સંસારમાં આત્માની સ્થિતિઓ છે, એના પર્યાય છે. બાકી મોક્ષની ઉપર કોઈ કક્ષા જ નથી. એ કેવી રીતે કહી શકાય ? દાદાશ્રી પોતાનો અનુભવ કહે છે કે હું પોતે પરિપૂર્ણ થયો છું. અત્યારથી જ મુક્ત થઈ ગયો છું, એવો અનુભવ વર્તે છે. દેહનો માલિક ના હોય, ટેન્શન ના થાય, બુદ્ધિ ના હોય. અહીં જ પહેલી મુક્તિ વર્તાયા કરે.

દરેક જીવ આત્મા છે અને આત્માનો સ્વભાવ મોક્ષ છે, તો દરેક જીવનો મોક્ષ થવો જોઈએ ને ? તો કોઈનો વહેલો મોક્ષ થાય, કોઈનો મોડો મોક્ષ થાય. એનું કારણ એ છે કે સો છોકરાંની લાઈન હોય તો પહેલો આગળ હોય એ ખસે, પછી બીજો આવે. પણ લાઈન તૂટ્યા વગર આગળ જાય છે, એવી રીતે લાઈનબંધ જીવોનો મોક્ષ થઈ રહ્યો છે. ભૂલ ક્યાં થાય છે, પોતે સ્વતંત્ર છે પણ ઊંધું-ચતું કરવાની દાનત થવાથી રખડી પડે છે.

આ સંસાર સ્થિરરૂપે નથી, પ્રવાહરૂપે છે. નદીનું પાણી વહે એવી રીતે આ વહેતું જગત છે. જે પાણી દરિયાને મળે તે પાણીનો મોક્ષ થયો. પછી બીજું પાણી આવશે તેનો મોક્ષ થશે. એમ પ્રવાહરૂપે હોવાથી બધાનો મોક્ષ એકસામટો ના થાય.

અમુક આત્મા મોક્ષે જાય તો એટલા બીજા આત્મા અવ્યવહાર રાશિમાંથી વ્યવહારમાં આવે છે. એટલે વ્યવહારમાં એક જીવ વધે-ઘટે નહીં ને એટલી ને એટલી જ સંખ્યા રહે છે.

અવ્યવહાર રાશિમાં જીવો પોતે કર્તાપદમાં હોતા નથી, એટલે એ જીવોને કર્મની અકામ નિર્જરા થવાથી, કર્મના ક્ષયોપશમથી કાળ જાય તેમ એ જીવો વ્યવહાર રાશિમાં આવતા જાય છે.

આ જીવોનો પ્રવાહ અનાદિ છે અને અનંત કાળ સુધી રહેશે. એ પ્રવાહ નિરંતર ચાલુ છે, કાયદેસર છે, વ્યવસ્થિતના નિયમથી છે.

વ્યવહારમાં જીવો સંખ્યાત-અસંખ્યાત છે અને અવ્યવહાર રાશિના જીવો અનંત છે. અનંતમાંથી ગમે તેટલું ઘટે તોયે અનંત રહેશે. સિદ્ધક્ષેત્રમાં અનંત છે, તેમાં ગમે તેટલું વધે તોયે અનંત રહેશે.

વ્યવહારમાં જે ચેતન તત્ત્વ પોતાના સ્વભાવમાં આવી ગયો કે તે મોક્ષે જાય છે.

આ સંસાર એ તો આત્માનું ડેવલપમેન્ટ છે. આમાં મૂળ આત્મા તો ડેવલપ થયેલો જ છે, એ પોતે આત્મા જ છે. પણ આપણી શ્રેણી એવી ઉત્પન્ન થયેલી છે કે આપણે પૌદ્‌ગલિક માન્યતામાં દૃઢ થઈ ગયેલા છીએ. તે માન્યતા ખસતી ખસતી મૂળ ચૈતન્ય સ્વરૂપની ભાવના ઉત્પન્ન થાય કે મોક્ષ.

સોફો કાયમ સોફો જ છે, પણ એને માન્યતા બેસી ગઈ છે કે 'હું સ્ટેજ છું.' એ માન્યતા ખસતી ખસતી 'હું સોફો જ છું' અનુભવ થઈ જશે અને પેલી માન્યતા ખલાસ થઈ જશે કે પૂર્ણાહુતિ.

આખા જગતના બધા આત્મા મોક્ષે જાય એવું બનવાનું નથી પણ પ્રત્યેક આત્માનો વહેલો-મોડો મોક્ષ થવાનો. આ પ્રવાહરૂપે જીવો મોક્ષે જાય છે જ.

મોક્ષ જવામાં ઓછામાં ઓછો કાળ કેટલો ? તો કરોડો અવતારે ને કરોડો વર્ષો પછીયે મોક્ષ ના થાય. ભગવાને કહ્યું છે કે ઉપશમ સમકિત થાય, પછી અર્ધ પુદ્‌ગલ પરાવર્તનમાં આવે. ત્યાર પછીયે અબજો અવતાર બાકી રહે, નહીં તો લોકોને તો અવતારની પરંપરા જ છે. હિન્દુસ્તાનમાં કો'ક ફેરો જન્મ થયો અને જ્ઞાની પુરુષ મળ્યા ને મેળ બેસી ગયો તો મોક્ષે જાય.

આ કાળમાં જ્ઞાની પુરુષ દાદા ભગવાનની કૃપાથી કારણ મોક્ષ ખુલ્યો છે. તેની પ્રાપ્તિ પછી ઓછામાં ઓછો એક અવતાર બાકી રહે. આ કાળમાં આ ક્ષેત્રથી કાર્ય મોક્ષ સીધો થઈ શકે એમ નથી.

અક્રમ જ્ઞાન છે એટલે આજ્ઞાપૂર્વક રહેતા જ કારણ મોક્ષ થાય. આજ્ઞા ના પાળે તો અવતારો વધીયે જાય.

બે જાતના આવરણ : એક સમસરણ માર્ગનું આવરણ અને બીજું કર્મોનું આવરણ. સમસરણ માર્ગનું આવરણ તૂટે, પછી કર્મો ખપે તો મોક્ષ થાય. અક્રમ વિજ્ઞાને સમસરણ માર્ગનું આવરણ તોડી આપ્યું. હવે કર્મોના ગોડાઉનનો ભરેલો માલ છે, એ સમભાવે નિકાલ થઈ જાય તો મોક્ષ થાય.

સમસરણ માર્ગમાં દરેક માઈલે આવરણ જુદા જુદા હોય. ગમે તેટલા કર્મો ખપાવે છતાં સમસરણ માર્ગનું આવરણ ના તૂટે તો મોક્ષ ના થાય. અક્રમ માર્ગમાં સમસરણ માર્ગનું આવરણ તૂટે છે. જેમ ડબ્બો અને એન્જિન વચ્ચેનો આંકડો કાઢી લીધો, પછી એન્જિન છૂટું થઈ જાય, ડબ્બા પડી રહે.

સમસરણ આવરણ એ અજ્ઞાભાવ છે અને જ્ઞાન પછી પ્રજ્ઞાભાવ પ્રગટ થઈ જાય છે. આત્મા આત્માની જગ્યાએ છે અને ખપાવાના કર્મો, કર્મોની જગ્યાએ છે.

પાંચ ઈન્દ્રિયોમાં વૃત્તિ વિના જીવન જીવે તે વ્યવહારનયથી મોક્ષમાર્ગ. વ્યવહારનયથી ચંદુભાઈ અને નિશ્ચયનયથી પોતે શુદ્ધાત્મા. એ ભાન થયા પછી પોતે જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહે, એ નિશ્ચયનયથી મોક્ષમાર્ગ.

ક્રમિક માર્ગ એટલે બહારથી ચોખ્ખું કરીને અંદર આવવાનું. પાંચ ઈન્દ્રિયોના વિષયમાંથી વૃત્તિ વાળવી બહુ મુશ્કેલ. આ તો અક્રમ વિજ્ઞાન પ્રાપ્ત થયું એ મહાન ગાઢ પુણ્ય. અગાધ ઊંચાઈએ દાદા કૃપાએ પહોંચ્યા છે. જ્ઞાન મળતાની સાથે અંદરનું ચોખ્ખું થઈ જાય છે. હવે બહાર એની મેળે ચોખ્ખું થયા કરે. સર્વ દુ:ખોથી મુક્તિ થયા કરે. અક્રમ જ્ઞાનની અદ્‌ભુત બલિહારી છે આ તો !

જ્ઞાન મળતાની સાથે પોતાને શુદ્ધાત્મા પદને પ્રાપ્ત થાય છે. આત્મા પોતાના સ્વભાવમાં આવે અને જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહે એ ખરું આત્મચારિત્ર. એ ચારિત્ર વિના મોક્ષ નથી. પોતે જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહે, એ જ સર્વ દુ:ખોથી મુક્તિનું કારણ. પછી નિર્વાણ થાય એટલે આત્યંતિક મોક્ષ.

નિર્વાણ એટલે આ સંસારમાં જે બધું આવરણ ઊભું થઈ ગયેલું એ બધું બંધ થઈ ગયું. જેને ફરી કોઈ જાતના કર્મ બંધાવાના નહીં. દેહ ને આત્મા કમ્પ્લિટ જુદા થઈ ગયા. પછી આત્મા સિદ્ધક્ષેત્રે જાય.

## [૧૯] સિદ્ધ ભગવંત - સિદ્ધક્ષેત્ર

### [૧૯.૧] જીવની દશાના ભાંગા

જીવની દશાના ચાર ભાગ પડે છે. ૧) અનાદિ અનંત. એ અનાદિ કાળથી છે ને અનંત કાળ સુધી ભટકવાના છે. તેમાંથી છૂટવાનો થાય તે ત્રણ ભાગમાં આવે. ૨) અનાદિ સાંત. ૩) સાદિ સાંત. ૪) સાદિ અનંત.

આખું જગત અનાદિ અનંતમાં જ છે. એમાં જો કદી જ્ઞાની પુરુષ મળી જાય તો પોતે અનાદિ સાંત ભાગમાં આવે. અનાદિનો તો છે પણ એ દશાનો અંત આવશે, મિથ્યાત્વ દશાનો અંત આવશે અને પોતે અનાદિ સાંતમાં આવે. પછી સાદિ સાંતમાં આવે. સમ્યકત્વની એટલે સાચી સમજણની શરૂઆત થઈ અને તેનો અંત આવશે અને પછી ફૂલ લાઈટ થયું કે સાદિ અનંતમાં આવી ગયો. સિદ્ધદશાની શરૂઆત થઈ, તે અનંત કાળ સુધી રહેવાનું.

આ જગત અનાદિ અનંત છે જ. જે વૈજ્ઞાનિક અસરથી બંધાય છે, તે તોડી આપનાર કોઈ જ્ઞાની પુરુષ મળે તો બન્ને વસ્તુને છૂટી પાડી આપે અને અનાદિ અનંત દશા હતી તેને બદલે અનાદિ સાંત દશામાં આવે. આ જ્ઞાન મળતાની સાથે પોતે અનાદિ સાંત દશામાં આવી ગયો.

અસ્તિત્વનું ભાન હતું કે 'હું છું' પણ વસ્તુત્વનું ભાન નહોતું. હું શું છું એ વસ્તુત્વનું ભાન થતાની સાથે પોતે સાદિ સાંતની દશામાં આવે અને પૂર્ણત્વ થશે ત્યારે સાદિ અનંત એટલે સિદ્ધદશા થશે.

સાદિ સાંત એટલે સમકિત થયું તેની આદિ છે. તે કેવળજ્ઞાન સુધી સાંત, સઅંતવાળું છે. ત્યાર પછી છેલ્લી દશા સાદિ અનંતનો ભાંગો છે.

જ્ઞાની પુરુષનું નિમિત્ત મળી જાય અને એનું ઉપાદાન તૈયાર હોય તો એને પોતાને સ્વરૂપજ્ઞાન પ્રગટ થાય, તો સાદિ સાંતના ભાંગામાં આવે.

ત્યારથી એને પંચ પરમેષ્ટિ કહેવાય. જ્ઞાનીનો જોગ ના બેસે તો તો અનાદિ અનંત છે જ !

અપૂર્વ અવસર એવો ક્યારે આવશે.... એમાં કૃપાળુદેવ ભાવના ભાવે છે કે સિદ્ધાલયમાં પહોંચી સાદિ અનંત દશા અમને પ્રાપ્ત થાય અને અનંત દર્શન, અનંત જ્ઞાન સહિત અનંત સમાધિ સુખમાં રાચું.

## [૧૯.૨] સિદ્ધક્ષેત્ર

મોક્ષ એટલે મુક્તભાવે પોતાના સ્વરૂપમાં રહેવાનું. મોક્ષ એટલે ઈન્ડિપેન્ડન્ટપણું. એ સિવાય બીજું કંઈ નહીં. એ મોક્ષ થયેલા આત્મા ત્યાં સિદ્ધક્ષેત્રમાં છે, ત્યાં સિદ્ધશીલા છે તે સ્થાનમાં મુકામ કરે છે. ત્યાં અનંતા સિદ્ધો છે.

સિદ્ધ ભગવાન એ સિદ્ધક્ષેત્રમાં કાયમને માટે રહેવાના. એમને નિરાલંબ સ્થિતિ. ટાઢ નહીં, તડકો નહીં, બૉડી નહીં, મન નહીં, વાણી નહીં, કશું જોઈએ નહીં. એ કશું કરે નહીં, કશું ખોળે નહીં, કશું કોઈનું ધોળે નહીં. એમને આવું શરીર જ નહીં, પ્રકાશરૂપી દેહ હોય. એમને દુઃખ નહીં, ફક્ત સુખ, સુખ ને સુખ !

સંસારમાં બીજા તત્ત્વો છે, તેમાં દબાણ આવવાથી પોતાને એવો ખ્યાલ બેસી ગયો છે કે આ હું છું. એ ઊંધા ખ્યાલને લઈને આ પકડ રહ્યા કરે છે. જ્ઞાની મળવાથી એ ખ્યાલ છૂટે છે ને હું જુદો, હું શુદ્ધાત્મા અને આ જુદું એ ભાન થાય છે. પછી બધા આવરણો તૂટી ગયા એટલે સંસારથી મુક્ત થઈ ગયા. બીજા તત્ત્વોની પકડમાં હવે છે નહીં પોતે એટલે ત્યાં સિદ્ધક્ષેત્રમાં રહેવાનું. એટલે સંસારમાં પાછું આવવાનું નહીં.

સિદ્ધશીલા તો ત્યાં કર્મને ચોંટવું હોય તોયે ચોંટાય નહીં. સિદ્ધક્ષેત્રની નીચેના ભાગમાં પુદ્‌ગલ પરમાણુઓ છે. એ સિદ્ધોને અસર ના કરે. લોક અને અલોકની વચ્ચે એ સિદ્ધક્ષેત્ર છે.

સિદ્ધોને કોઈ જાતની અસર જ ના હોય અને સિદ્ધોની સ્થિતિની અસર અહીં ના આવે. ફક્ત આપણું બધાનું લક્ષસ્થાન એ છે કે આપણે ત્યાં જવું છે.

એક પણ સંજોગની વળગણા ના હોય, કોઈ પ્રકારના કર્મોની વળગણા ના હોય, દેહ ના હોય. કોઈ સંયોગ સ્પર્શ ના કરી શકે એ સિદ્ધ ભગવંતો છે. કાયમને માટે ત્યાં ને ત્યાં જ રહેવાનું. બહારનું કશું લેવાનું નહીં. નર્યા પાર વગરના આનંદમાં જ હોય. જોવું-જાણવું ને પોતાના આનંદમાં રહેવું એ જ કામ.

સિદ્ધ ભગવંતો અહીંના બધા જ્ઞેયોને જોઈ શકે. એમની જગ્યામાં એકુંય જ્ઞેય ના હોય, એકુંય પરમાણુ ના હોય.

સિદ્ધક્ષેત્રમાં કોઈ દ્રવ્ય નથી. પોતેય દ્રવ્ય તરીકે નથી, એ તો ત્યાં સિદ્ધ તરીકે છે. દ્રવ્ય તો બીજા દ્રવ્યની જોડે હોય ત્યાં સુધી દ્રવ્ય કહેવાય. આકાશ દ્રવ્ય છે પણ એ પોતાને નડે નહીં, પુદ્‌ગલ હોય તો જ નડે. કારણ કે તે વિશેષભાવને ધારણ કરે તેવું છે.

લોકમાં છ તત્ત્વો છે તેથી લોક પરિવર્તનશીલ છે, અલોક નહીં. સિદ્ધક્ષેત્રમાં આકાશ તત્ત્વ એકલું છે. બીજા તત્ત્વો નથી માટે તે પરિવર્તનશીલ નથી.

સિદ્ધક્ષેત્ર લોકની ધાર ઉપર છે, લોક અને અલોકના સાંધા પર છે. ત્યાં કુદરત જેવી વસ્તુ જ નથી. પાંચ ઈન્દ્રિયથી અનુભવમાં આવે એટલી જ કુદરતી રચના છે અને તે વ્યવસ્થિતને તાબે છે, બીજું બધું તો જગત જ કાયમનું છે.

ચોથા આરાના મોક્ષે ગયેલા સિદ્ધોનો આકાર નાનો અને ત્રીજા આરાના સિદ્ધોનો આકાર મોટો, અવસર્પિણી કાળમાં. જે દેહે નિર્વાણ થાય તે દેહના આકાર જેવડા હોય (૧/૩ નાના), સુખ બધાનું સરખું. સિદ્ધો એક જ પ્રકારના, ઊંચા-નીચા ના હોય.

સિદ્ધ ભગવંતો નિરાકાર હોવા છતાં આકારી છે. દેહ જેવો છે આકાર, છતાં અરૂપી આકાશ જેવું સ્વરૂપ છે. બુદ્ધિથી કલ્પનામાં આવે એવું નથી એ સ્વરૂપ.

જે દેહે જે કાળે નિર્વાણ પામ્યા, તે દેહના આકારમાં ૨/૩ એવા સ્વરૂપે ત્યાં હોય. ઊંચા દેહનાય ૨/૩ ભાગે રહે, નાનો દેહ હોય તો તેનાય

૨/૩ ભાગે રહે. ૧/૩ ભાગ જે શરીરમાં પોલાણ છે તેટલો ભાગ સંકોચાઈ જાય અને ૨/૩ ભાગ રહે. પછી અમૂર્ત દશા.

અવગાહના એટલે સ્પેસ (જગ્યા) રોકવી તે ભાગને કહે છે. આત્મા જગ્યા રોકતો નથી, એ અન્અવગાહક છે. સિદ્ધક્ષેત્રમાં આત્મા અને આકાશ. આત્મા જગ્યા રોકતો નથી. એટલે આકાશના ઉપકારમાંય પોતે રહ્યો નથી. ભગવાન સ્વતંત્ર છે બધાથી.

એકલા શુદ્ધ પરમાણુ, પુદ્ગલ સ્પેસ રોકે છે, બીજા કોઈ તત્ત્વ નહીં.

આત્મા સંસારમાં પુદ્ગલ સાથે છે એટલે જગ્યા રોકે છે. ત્યાં સુધી અવગાહના કહેવાય.

આ દેહ ના હોય તો આત્મા પોતે જગ્યા રોકે નહીં. એટલો બધો સૂક્ષ્મ છે કે અગ્નિની આરપાર જતો રહે તોય એને એ અડે નહીં. ડુંગરાની આરપાર જતો રહે એટલો સૂક્ષ્મતમ છે.

આત્મા સિદ્ધદશામાં સ્પેસ રોકે તો એ અવલંબન લીધું કહેવાય. આત્મા નિરાલંબી છે, એને કોઈ વસ્તુની જરૂર હોતી નથી. બીજી વસ્તુનો આધાર હોય તો એને મોક્ષ કહેવાય જ નહીંને ! પોતે પ્રકાશ સ્વરૂપ છે, પ્રકાશ તો આકાશ રોકે નહીંને !

સિદ્ધો અનંતા છે સિદ્ધક્ષેત્રમાં.

મનુષ્યમાંથી ધીમે ધીમે સિદ્ધ થવાનું છે. તે કો'ક એકાદ-બે સિદ્ધ થાય આખી દુનિયામાંથી. વળી પાછા થોડા વખત પછી એકાદ-બે થાય. એટલે સિદ્ધ થવું એ એવું સહેલું પદ નથી.

તત્ત્વાર્થ સૂત્રમાં જણાવ્યું છે કે એક સિદ્ધ થયા પછી લાગલગાટ બીજા સિદ્ધ થાય, તે નિરંતર સિદ્ધ કહેવાય. તે જઘન્ય બે સમય અને ઉત્કૃષ્ટ આઠ સમય સુધી નિરંતર સિદ્ધિ ચાલે છે.

કોઈ સિદ્ધ થયા બાદ જ બીજા સિદ્ધ થાય છે, તે આંતર સિદ્ધ કહેવાય. તે બન્ને વચ્ચે અંતર જઘન્ય એક સમય અને ઉત્કૃષ્ટ છ માસનું હોય છે.

સંખ્યા : જઘન્ય (ઓછામાં ઓછું) એક સમયમાં એક અને ઉત્કૃષ્ટ એક સમયમાં પુરુષ દેહે ૧૦૮ સિદ્ધ થાય.

ચરમ શરીર એટલે નિર્વાણ થવાના હોય તે છેલ્લું પુદ્ગલ, એ શરીર બહુ સુરક્ષિત હોય. ગમે તેનાથી એ દેહ કપાય નહીં, મરે નહીં, બળે નહીં. એ દેહે નિર્વાણ થાય પછી મોક્ષે જાય.

આત્માને ઉપર લઈ જવા વિમાન આવે છે, તે બાળ જીવોને સમજાવવા માટે છે. બાકી ગતિસહાયક તત્ત્વ આત્માને સિદ્ધક્ષેત્રે મૂકી આવે છે. પૂર્વે ભાવના કરેલી, પૂર્વે કર્મ બાંધેલા તે ઉદયમાં આવે છે. એટલે એ ડિસ્ચાર્જ કર્મ છે. એટલે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બેઉ ડિસ્ચાર્જ કર્મ છે. ઠેઠ મોક્ષે પહોંચાડતા સુધી એ ડિસ્ચાર્જ કર્મ છે. એ આત્માને મોક્ષે પહોંચાડી દે, પછી એમનું કાર્ય પૂરું થાય.

પોતાની ઈચ્છા હતી તેથી એ તત્ત્વોએ સહાય કરી. ગતિસહાયક તત્ત્વ લઈ જાય અને સ્થિતિસહાયક તત્ત્વ ત્યાં સ્થિર કરી, પછી એ બે તત્ત્વો એમનું કામ કરીને ચાલ્યા જાય.

સિદ્ધક્ષેત્રમાં હું-તું-તે એવું કશું હોય નહીં. દરેક પોતે ફક્ત જ્ઞાતા-દ્રષ્ટા. દરેક 'હું છું' એવા સ્વતંત્ર ભાનમાં રહે, બીજા જોડે કશી ભાંજગડ નહીં.

દરેક આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ છે. એટલે બીજા કોઈની ડખલ નથી. પોતે સ્વાભાવિક આનંદવાળો છે.

સ્વભાવથી અજવાળું એક જ દેખાય, બધું પ્રકાશ જ. પણ દરેક પ્રકાશ પોતે અસ્તિત્વથી પાછા જુદા જુદા રહે.

સિદ્ધક્ષેત્રમાં વિશેષણ જ નથી. ચોખ્ખું પોતાના સ્વરૂપમાં જ ઝળહળે છે. એકબીજાને ઓળખે એ તો જ્યાં સુધી એની જોડે કર્મના હિસાબ છે ત્યાં સુધી. બાકી સિદ્ધક્ષેત્રમાં એવું ઓળખે-કરે નહીં કશું. આ બધા લાઈટ (પ્રકાશના ગોળા) મૂકેલા હોય, તે સામસામી લાઈટ જુએ એવું.

સિદ્ધક્ષેત્રમાં કોઈને બીજા કોઈ જોડે કશી લેવાદેવા જ નહીં. આ જગતમાંય કોઈ કોઈનેય કશી લેવાદેવા છે જ નહીં અને જે કંઈ છે એ દરેક નિમિત્ત માત્ર છે.

સિદ્ધક્ષેત્રમાં જઈએ તો ત્યાં એકલા બેસી રહેવાનું ? ને જોયા જ કરવાનું ? પણ એ કલ્પનાની વસ્તુ નથી, ત્યાં કલ્પનાથી પર નવી જ જાતનું છે.

પોતે આત્મા થયો, ચોખ્ખો થયો પછી તો પોતે જ પરમાત્મા થયો. પછી એને કોઈ જોડે એટેચમેન્ટ રહે જ નહીં. આ એટેચમેન્ટ તો અજ્ઞાનતાને લઈને છે. જડ વસ્તુને 'હું છું' એવું પોતે માને છે, તેથી જડ વસ્તુ ખેંચાય છે. દેહ છે તો એટેચમેન્ટ-ડિચેટમેન્ટ થાય. દેહથી છૂટા પડ્યા પછી દેહમાંય એ ના થાય. મૂળ તત્ત્વ બધાથી છૂટું પડી જાય, પછી એ કશું ના હોય. ત્યાં સિદ્ધક્ષેત્રમાં તો દેહેય ના હોય. ત્યાં પરમ જ્યોતિ સ્વરૂપમાં રહેવાનું. પોતાના સુખમાં જ રહેવાનું.

શું સિદ્ધક્ષેત્રમાં ઓળખે કે આ મારા હસબન્ડ કે આ મારી વાઈફ ? આ તો મન-વચન-કાયાના કપડાંને લીધે, આ રિલેટિવને લીધે હસબન્ડ-વાઈફ સંબંધો છે. ત્યાં રિલેટિવ જ નથી રહ્યું, રિયલ જ રહ્યું. રિયલમાં આવું કશું હોય નહીં. દાદાશ્રી કહે છે કે અમને આ દેહથી છૂટા પડી ગયા પછી સંસારમાં કોઈ વસ્તુ અડે નહીં. સ્ત્રી-પુરુષનો ભેદેય રહ્યો નથી, એવો વિચારેય ના આવે તો ત્યાં તો છેલ્લી દશા, ભગવાન !

જેનાથી આ સંસારના સંબંધો બંધાય છે તે રાગ-દ્વેષ છે. તે જેને આ સંબંધ બંધાવાની ચીજ રાગ-દ્વેષ ખલાસ થઈ ગયા હોય, તે ત્યાં સિદ્ધગતિમાં જતા રહે. સંસારમાં સગાસંબંધીના સંબંધ તે ખરેખર બીજો કોઈ સંબંધ જ નથી, આ તો રાગ-દ્વેષના જ સંબંધ છે.

કેવળ સ્થિતિ તો અહીં સંસારમાં થાય છે. પછી એ ચરમ દેહ છૂટે તો ત્યાં સિદ્ધ થાય. ત્યાં કેવળ સ્થિતિ ના કહેવાય, સિદ્ધ કહેવાય.

કેવળજ્ઞાન તો અહીં દેહધારી છે ત્યાં સુધી કહેવાય, દેહ છૂટ્યા પછી ના કહેવાય. કારણ કે અહીં દેહધારી છે, આટલા સંજોગોમાંય પોતે કેવળજ્ઞાનમાં રહે છે. કેવળજ્ઞાનની સત્તા એવી છે કે પોતાને શુદ્ધ ઉપયોગમાં રાખે છે. શુદ્ધ ઉપયોગનું બળ એટલું બધું છે કે ગમે તેવા સંજોગો હોય તોય એમને વાંધો ના આવે. સંજોગ એ દબાણ છે. સંજોગો એમને ગમતા નથી. એટલે એમને બહુ શુદ્ધ ઉપયોગ રાખવો પડે. પણ પછી છેવટે પોતાને સિદ્ધ દશા ઉત્પન્ન થાય છે, ત્યાં સ્વાભાવિક દશા છે.

## [૧૯.૩] સિદ્ધ ભગવાન

શુદ્ધાત્મા એટલે એની ગાડી ઊપડી રહી છે અને સિદ્ધાત્મા એટલે એની ગાડી પહોંચી ગઈ છે, એના જેવો ફેર છે.

કોઈ આત્મા કોઈ કાળે સિદ્ધક્ષેત્રમાં હતા જ નહીં. જે આત્મા જ્યારે જશે, ત્યાર પછી અનંતકાળ ત્યાં જ રહેશે.

દેહ છે ત્યાં સુધી તીર્થંકર ભગવાન પદ છે, દેહનો બોજો છે. જ્યારે સિદ્ધ ભગવાન દેહના બોજાથી રહિત છે. બાકી આત્મા પામેલામાં કોઈ ફેર નહીં.

કેવળજ્ઞાનીને દેહનો બોજો હોય અને સિદ્ધ ભગવાનને કોઈ બોજો નહીં. નિર્વાણ થયા પછી સિદ્ધક્ષેત્રે જતા સુધી ગતિસહાયક તત્ત્વ લઈ જાય તેટલો બોજો. ત્યાં પહોંચ્યા પછી મુક્ત.

સંસારી અને અસંસારી એટલે સિદ્ધ, બે પ્રકારના જીવો. પણ બે વચ્ચે ત્રીજા પ્રકારના છે તે કેવળજ્ઞાની છે. તે અપ્રમત ભાવમાં છે પણ એમને દેહનો બોજો છે, બાકી એ સિદ્ધ સમાન જ કહેવાય.

દાદા ભગવાન સિદ્ધ ક્યારે કહેવાય કે નિર્વાણ થાય ને છેલ્લો દેહ છૂટે ત્યારે.

વ્યવહારમાં બીજા દેહધારી રાગ-દ્વેષવાળા જીવો હોય તો એની ઉપર કરુણા રાખવાની પણ ત્યાં સિદ્ધગતિમાં કરુણા હોતી નથી.

કેવળજ્ઞાન થતા જ પ્રજ્ઞાશક્તિનું કામ પૂરું થાય. તેથી તેને આત્માનો ભાવ કે અન્વય ગુણ ના કહેવાય. માટે સિદ્ધ ભગવંતોને પ્રજ્ઞા હોય એવું નથી હોતું.

સિદ્ધક્ષેત્રે આત્માને વિચારવાનું હોતું નથી. ત્યાં સ્થિર રહ્યા રહ્યા આખા લોકનું બધું જોયા જ કરે છે. બધા આત્માઓ ત્યાં રહીને માત્ર જોયા જ કરે છે. એકમેકને કશી લેવાદેવા નથી હોતી.

સિદ્ધ ભગવાનને કોઈ કાર્ય કરવાનું હોતું જ નથી. અત્યારે દરેક દેહધારીમાં આત્મા કંઈ કાર્ય કરતો જ નથી. જે કાર્ય કરે છે તે અજ્ઞાન

ભાવ છે, મિકેનિકલ ભાવ છે. ત્યાં તો પરમાત્મ સ્વરૂપ, પોતે પોતાનું સુખમાં જ રમણતા !

સિદ્ધક્ષેત્રમાં નિવૃત્તિયે ના હોય ને પ્રવૃત્તિયે ના હોય. ત્યાં જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયામાં જ રહ્યા કરે નિરંતર.

ત્યાં ટાઈમ પસાર કેવી રીતે કરે ? ત્યાં બુદ્ધિ ખલાસ થયા પછીની એ દશા છે. માટે ત્યાં સનાતન સુખમાં છે નિરંતર.

સિદ્ધ ભગવાનને પર્યાય હોય. કોઈ પણ વસ્તુ તત્ત્વે કરીને અવિનાશી હોય ને પર્યાયે કરીને વિનાશી હોય. સિદ્ધક્ષેત્રમાં પર્યાય ચોંટતા જ નથી, શુદ્ધ જ રહે છે અને સંસારમાં જ્ઞાન પછી આપણે ચોંટેલા પર્યાય ઉખાડીએ છીએ.

જ્ઞાન પછી આપણી શ્રદ્ધામાં સિદ્ધોનું સ્વરૂપ છે. વર્તનમાં વિનાશી સ્વરૂપ છે પણ શ્રદ્ધામાં વિનાશી સ્વરૂપ ગયું.

જ્ઞાની પુરુષ અહીં આગળ જે જુએ એ દેહને લઈને (૪° ઓછી હોવાથી) સહેજ મેલું હોય, જ્યારે સિદ્ધોને બિલકુલ કરેક્ટ જોવા-જાણવાનું.

સિદ્ધદશા થયા પછી પ્રકૃતિ ના હોય. નિર્વાણ થાય ત્યારે જ પ્રકૃતિ ખલાસ થઈ ગઈ. પ્રકૃતિને જોઈ-જાણી એટલે પછી પ્રકૃતિ રહી નહીં, તેથી તો સિદ્ધદશા ઉત્પન્ન થઈ.

સિદ્ધ ભગવંતોને નિરંતર જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયા, એનું ફળ ગજબનો આનંદ હોય.

અરીસો હોય તો અરીસામાં બધું દેખાયા કરે, ઝળક્યા કરે, એવું સિદ્ધક્ષેત્રે આત્માને બધા જ્ઞેયો ઝળકે.

આ લાઈટને પ્રકાશ આપવામાં કંઈ કંટાળો આવે ? એવું આત્માને જ્ઞેયો જોવા જવું પડતું નથી, પોતાનામાં દેખાયા જ કરે.

સ્વભાવથી દેખાયા કરે. પણ કશામાં રાગ-દ્વેષ ના હોય, એ પછી કોઈ ચોરી કરતો હોય કે ખૂન કરતો હોય કે દાન આપતો હોય. વર્તમાન સિવાય કશું જુએ નહીં.

કાચનો ગોળો હોય, તેમાં આપણે બધા બેઠેલા મહીં દેખાયા કરે, એમાં કાચના ગોળાને શું જોર પડે ?

સિદ્ધો નિરંતર એમના પોતાના સ્વભાવમાં રમણતા કર્યા કરે. અનંતા સિદ્ધો છે, એ દરેક પોતાનું જુદું જુદું સુખ ભોગવે.

તીર્થંકર ભગવાનને જ્ઞાન-દર્શન-ચારિત્ર બધું સાથે હોય, દેહ છે તેથી. ત્યાં સિદ્ધોને જ્ઞાન-દર્શન ને સુખ હોય, તેમને ચારિત્ર ના હોય.

સિદ્ધ ભગવાનનું એક મિનિટનું સુખ દુનિયા ઉપર પડે તો હજારો વર્ષ સુધી દુનિયા આનંદમાં રહે, એવું સુખ એ ભોગવી રહ્યા છે. એવું સુખ પામવા જીવો તલપાપડ થઈ રહ્યા છે. દાદાશ્રી કહે છે, અમારે દેહનો અંતરાય હોવા છતાં જે સુખ છે, એના પરથી સમજાય કે દેહનો અંતરાય ના હોય તો કેટલું બધું સુખ હોય !

સિદ્ધગતિમાં પોતે જ પોતાના સુખનો અનુભવ કરે છે. ત્યાં કોઈ માધ્યમની જરૂર નહીં. માધ્યમ હોય તો પરવશતા થઈ જાય. પરવશતા હોય તો મોક્ષ કહેવાય નહીં. ત્યાં આધાર-આધારિત સંબંધો નથી. એ તો અહીં આગળ દુનિયામાં જ છે. કારણ કે અહીં બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ છે. પાંચ ઈન્દ્રિયથી અનુભવીએ છીએ તેમાં કંઈ પરમેનન્ટ નથી. જ્યારે પરમેનન્ટને આધાર-આધારિત સંબંધ હોતો જ નથી, ત્યાં જ્ઞેયો ને દૃશ્યોને પોતે જુએ-જાણે ને તેનાથી પોતાને સુખ રહે છે, બાકી પોતે નિરાલંબ છે.

સિદ્ધ અને સંસારી જીવો એ બન્ને સમસત્તાવાન છે. દ્રવ્ય-ગુણ-પર્યાયે કરીને એક જ છે, સમસત્તાવાન છે પણ સંસારી જીવોને દેહનો ભાર છે એટલે સત્તાપણે છે, જ્યારે સિદ્ધોને તે પ્રગટપણે છે. સિદ્ધ ભગવાનને અનંતા જ્ઞેયો દેખાય, તે સંસારીઓને બસ્સો-પાંચસો જ્ઞેયો દેખાય.

દરેક સિદ્ધોને એમની પોતપોતાની મહીં દેખાયા કરતું હોય તે જ જોયા કરે અને બધા જોડે જોડે જ હોય છે. કંઈ આઘાપાછા હોતા નથી છતાં એકમેકને દેખી શકતા નથી. બાકી આખું જગત એમને દેખાય.

લોકમાં જ્ઞેયો-દૃશ્યો છે તે જોયા કરે. અલોકમાં ને સિદ્ધગતિમાં જ્ઞેયો નથી તો ત્યાં કશું ના જુએ.

દુનિયારૂપી જ્ઞેયો ખલાસ થઈ જાય તો જ્ઞાતાય ના રહે. પછી તો આત્મા રહ્યો નહીં. ફિલ્મ જોનારને ફિલ્મ બંધ થઈ જાય તો ગમે નહીં, એવું આ દુનિયા વિનાશ થઈ જાય તો પોતેય વિનાશ થઈ જાય. પણ એવું બને નહીં. આ દુનિયા જ્યાં સુધી છે, ત્યાં સુધી એ પરમાનંદમાં રહેવાના.

જ્ઞેય વગર તો જ્ઞાન જ ઊભું ના રહેને ! જ્ઞેયને જુએ એટલે એ જ્ઞેય ને પોતે જ્ઞાતા.

સિદ્ધ ભગવંતોને અનંત આનંદ શાથી છે કે નિરંતર જગત દેખાયા જ કરે અને તે હાનિ-વૃદ્ધિના નિયમથી નિરંતર નવું ને નવું જ દેખાય, તે જોયા કરવાનું.

એમને આનંદના પર્યાય ના હોય, જ્ઞાન-દર્શનના પર્યાય હોય. પરિણામે આનંદ હોય.

સિદ્ધ ભગવાનને ઉપયોગ ના હોય, દેહધારીને ઉપયોગ હોય. જ્યાં જાગૃતિ રાખવાની હોય ત્યાં ઉપયોગ હોય. આત્મારૂપી પ્રગટ દીવો સળગ્યા કરે, તેનો જ્ઞાની પોતે શુદ્ધ ઉપયોગ કરે. પણ દેહ છૂટ્યો, નિર્વાણ થયું કે ઉપયોગ છૂટ્યો, શબ્દ માત્ર ગયા. એ પોતાના સ્વભાવમાં જ રમણતા છે પછી.

સિદ્ધ ભગવાનને શુક્લધ્યાન ના હોય. એ તો પોતે જ એ ધ્યાન સ્વરૂપ થઈ ગયા. આપણે જેનું ધ્યાન કરવાનું હોય, એ તો પોતે તે સ્વરૂપ જ થઈ ગયા હોય.

સિદ્ધ ભગવાનને પરિણમન હોય. પરિણમન વગર તો દ્રવ્ય કહેવાય જ નહીં. એમને શુદ્ધ પર્યાય હોય, તે આપણને અશુદ્ધ પર્યાયો હોય તેને જોવાના. પોતાના સિવાય બહાર જુએ તે અશુદ્ધ પર્યાય.

સિદ્ધ ભગવાન દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત છે પણ બધું પ્યૉર, ચોખ્ખું. આપણે જે બોલીએ છીએ કે દ્રવ્ય-ગુણ-પર્યાયથી હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું, એ સિદ્ધક્ષેત્રે ત્યાં સંપૂર્ણ ચૈતન્ય છે.

દરેક સિદ્ધોને પોતાનો અનુભવ પોતાને વર્તે. નર્યું સુખ જ વર્તે. આ

તો સંસારી ઈચ્છા હોવાથી આવરણ આવી ગયું છે. ત્યાં ઈચ્છા નહીં, શરીર નહીં એટલે પાર વગરનું સુખ, પરમાનંદમાં જ રહે.

પોતે, પોતે જ થઈ ગયેલો હોય તે ઘડીએ. પોતે આખા જગતને જાણે અને પરમાનંદ અનુભવે. એ બધું પોતે જ, બીજો કોઈ રહ્યો જ નહીં.

બુદ્ધિથી આ વાત પહોંચે નહીં. બુદ્ધિ એની લિમિટ સુધી જઈને પછી પાછી પડે. પણ જેમ જેમ જ્ઞાનની શ્રેણી ચઢતા જઈએ તેમ તેમ સમજાતું જાય. બે પગથિયા ચઢ્યા તો એટલું આપણને દેખાતું થાય. જેમ ટૉપ ઉપર ગયા તો આગળનું દેખાતું થાય.

અહીં છેલ્લી વાત જાણવાની મળે. જેની આગળ કશું જાણવાનું જ બાકી ના રહ્યું. ફેરફાર ના થાય. શબ્દનો પરમ અર્થ અહીં આગળ થાય, જે પરમાર્થ કહેવાય.

❖ ❖ ❖ ❖ ❖

# અનુક્રમણિકા

## [૧] આત્માનું સ્વરૂપ

### [૧.૧] કેવળજ્ઞાન સ્વરૂપ



### [૧.૨] વિજ્ઞાન સ્વરૂપ - વિજ્ઞાનઘન



### [૧.૩] ચૈતન્યઘન સ્વરૂપ



## [૨] વિશુદ્ધ



## [૩] સચ્ચિદાનંદ સ્વરૂપ

## [૪] સ્વસંવેદન : સ્પષ્ટ વેદન

### [૪.૧] સ્વસંવેદન



### [૪.૨] અસ્પષ્ટ વેદન - સ્પષ્ટ વેદન



## [૫] અવ્યાબાધ : અબાધ્ય

### [૫.૧] અવ્યાબાધ સ્વરૂપ



### [૫.૨] અબાધ્ય સ્વરૂપ

## [૬] ટંકોત્કીર્ણ



## [૭] કલ્પસ્વરૂપ - અચિંત્ય ચિંતામણિ સ્વરૂપ

### [૭.૧] કલ્પસ્વરૂપ



### [૭.૨] અચિંત્ય ચિંતામણિ સ્વરૂપ



### [૭.૩] ચિંતવે તેવો થાય

## [૮] પ્રકાશ સ્વરૂપ

### [૮.૧] ભગવાન - પ્રકાશ સ્વરૂપ



### [૮.૨] જ્ઞાનીઓએ અનુભવ્યો, અનાદિ જ્ઞાનપ્રકાશ



### [૮.૩] સ્વ-પર પ્રકાશક

### [૮.૪] પરમ જ્યોતિસ્વરૂપ



### [૮.૫] પ્રમેય-પ્રમાતા



### [૮.૬] સર્વવ્યાપક-સર્વવ્યાપી



## [૯] અમૂર્ત-અરૂપી

### [૯.૧] અમૂર્ત



### [૯.૨] રૂપી-અરૂપી

## [૧૦] અગોચર - અતીન્દ્રિયગમ્ય



## [૧૧] સૂક્ષ્મતમ



## [૧૨] અલખ નિરંજન-નિરાકાર

### [૧૨.૧] અલખ નિરંજન



### [૧૨.૨] નિરંજન-નિરાકાર



## [૧૩] આકાશ જેવું સ્વરૂપ

## [૧૪] અરીસા જેવું સ્વરૂપ



## [૧૫] આત્માના પ્રદેશો

### [૧૫.૧] પ્રત્યેક પ્રદેશે અનંત જ્ઞાન, અનંત શક્તિ, અનંત સુખ



### [૧૫.૨] નાભિમાં આત્મપ્રદેશો નિરાવરણ



### [૧૫.૩] પ્રત્યેક પ્રદેશ નિરાવરણ થયે કેવળજ્ઞાન



## [૧૬] સંકોચ-વિકાસશીલ

## [૧૭] ઊર્ધ્વગામી



## [૧૮] મોક્ષ



## [૧૯] સિદ્ધ ભગવંત-સિદ્ધક્ષેત્ર

### [૧૯.૧] જીવની દશાના ભાંગા



### [૧૯.૨] સિદ્ધક્ષેત્ર

## [૧૯.૩] સિદ્ધ ભગવાન



❖ ❖ ❖ ❖ ❖

# આપ્તવાણી

## શ્રેણી-૧૪ ભાગ-૫

## [૧]

## આત્માનું સ્વરૂપ

## [૧.૧]

## કેવળજ્ઞાન સ્વરૂપ

### આત્મા કાયમ કેવળજ્ઞાન સ્વરૂપે જ

**પ્રશ્નકર્તા :** આત્માને કેવળજ્ઞાન સ્વરૂપ કહ્યો તો એ કેવળજ્ઞાન સ્વરૂપ વિશે સમજાવો.

**દાદાશ્રી :** આત્મા પોતે જ કેવળજ્ઞાન સ્વરૂપ છે. આ દેહ છે એ સ્થૂળ સ્વરૂપ છે. મહીં અંતઃકરણ ને એ બધું સૂક્ષ્મ સ્વરૂપે પણ છે અને આત્માય છે. આત્મા તો કેવળજ્ઞાન સ્વરૂપ એટલે પ્રકાશ સ્વરૂપ જ છે, પ્રકાશમય જ છે, બીજું કંઈ નથી એનું. જેમ પરમાણુઓ વધતાં ગયાં ને આપણે માનતા ગયા કે 'હું મનુષ્ય છું, આમ છું, તેમ છું', તેમ તેમ એ અજ્ઞાન ભણી ચાલ્યા. સમકિત થયા પછી કેવળજ્ઞાન ભણી ચાલવાનું છે. ધીમે ધીમે બોજા ઘટતા જાય, સંસારનાં લફરાં છૂટતાં જાય, તેમ તેમ આનંદ વધતો જાય. ધીમે ધીમે પોતે પરમાત્મા થાય.

કેવળજ્ઞાન સ્વરૂપ, જ્ઞાન સિવાય બીજું કશું જ નહીં. આત્મા મૂળ એની દરઅસલ સ્થિતિમાં જ છે. દરઅસલ સ્થિતિમાં એટલે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે મહીં.

## બીજા તત્ત્વમાં ન મળે આવો વિશેષ ગુણ

**પ્રશ્નકર્તા :** આત્મા એ જ્ઞાનરૂપ, કેવળજ્ઞાન સ્વરૂપ જ છે, બીજું કાંઈ નહીંને ? અને તો પછી સિદ્ધક્ષેત્રમાં પણ એવું જ ને ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન સ્વરૂપે તે આપણે અહીં કહેવા પૂરતું જ છે, જ્યારે ત્યાં સિદ્ધક્ષેત્રે કહેવા પૂરતુંય નથી. ત્યાં તો આમાંનો એકેય ગુણ લાગે નહીં. પણ આપણે અહીં બધાને કહેવા માટે એમ જ કહી શકીએ કે ભઈ, આત્મા કેવો છે ? ત્યારે કહે, કેવળજ્ઞાન સ્વરૂપ. એ અહીં કહેવા માટે બરોબર છે. કારણ કે એમાં બીજું એકુંય નથી કે જે કેવળજ્ઞાન સ્વરૂપ હોય. આ આત્મા એકલો જ કેવળજ્ઞાન સ્વરૂપ છે.

આ નિર્લેપેય બધા (તત્ત્વો)ને લાગુ થાય. અસંગેય બધાને લાગુ થાય. અવિનાશીયે બધાને લાગુ થાય. મૂળ તત્ત્વરૂપે અનાદિ-અનંત બધાયને લાગુ થાય, અગુરુ-લઘુ બધાને લાગુ થાય, સનાતન-શાશ્વત બધાને લાગુ થાય. કેવળજ્ઞાન સ્વરૂપ એકલું જ આને (આત્માને) એકલાને લાગુ થાય. કેવળજ્ઞાન સ્વરૂપ કહ્યું એટલે આપણે આત્મા થઈ ગયા.

## કેવળજ્ઞાન સ્વરૂપ અને જ્ઞાતા-દ્રષ્ટા, અફર ગુણ આત્માના

**પ્રશ્નકર્તા :** આત્મા જ્ઞાતા-દ્રષ્ટા પણ કહેવાયને ?

**દાદાશ્રી :** હા, જ્ઞાતા-દ્રષ્ટાય આત્મા. આ બે વસ્તુ, કેવળજ્ઞાન સ્વરૂપ અને જ્ઞાતા-દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા :** અને કાળથી પર ?

**દાદાશ્રી :** કાળથી તો બધાય પર.

**પ્રશ્નકર્તા :** સ્વભાવવર્તી ?

**દાદાશ્રી :** હા, સ્વભાવવર્તી છે. આટલું જ સમજવાનું છે, ટૂંકું. કેવળજ્ઞાન સ્વરૂપ એમાં તો ના કહેવાય નહીં, કારણ કે બીજા એકુંય નથી. જ્ઞાન સ્વરૂપ તો કોઈ છે જ નહીં, કેવળજ્ઞાન સ્વરૂપ. તેથી કૃપાળુદેવે જ્યાં ને ત્યાં બધે લખેલુંને, હું જ્ઞાન સ્વરૂપ શુદ્ધાત્મા છું, જ્ઞાતા-દ્રષ્ટા આત્મા છું.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન સિવાય બીજો એકુંય ગુણ, જે એક એ ગુણથી આત્મા જુદો પડે ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન, એબ્સૉલ્યૂટ જ્ઞાન ! કેવળજ્ઞાન સ્વરૂપ અને જ્ઞાતા-દ્રષ્ટા આ બે આત્માના ગુણ છે, એમાં ફેરફાર ના થાય.

કેવળજ્ઞાન સ્વરૂપમાં એ ફેરફાર ના થાય અને જ્ઞાતા-દ્રષ્ટામાં ફેર ના થાય. કારણ કે જ્ઞાયક સ્વભાવનો છે. બીજા કોઈનામાં આ ગુણ જ નથી.

**પ્રશ્નકર્તા :** એક જ્ઞાન ગુણ જ, એથી સ્વભાવ જુદો પડે.

**દાદાશ્રી :** હા, કેવળજ્ઞાન સ્વરૂપ. જ્ઞાતા-દ્રષ્ટા, સચ્ચિદાનંદ સ્વરૂપ. બીજા બધામાં આનંદ નથી, જ્યારે આ સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

## કેવળજ્ઞાન સ્વરૂપની સૂક્ષ્મતા સમજે તો આવે ઉકેલ

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન એટલે આત્માનું જ જ્ઞાન કે બીજું કંઈ ખરું ?

**દાદાશ્રી :** બસ, બીજું કંઈ નહીં. આત્મા પોતે જ્ઞાનસ્વરૂપ જ છે. આત્મા બીજી કોઈ ભૌતિક વસ્તુ સ્વરૂપ નથી.

જ્ઞાન એ જ આત્મા છે, એ જ કેવળજ્ઞાન સ્વરૂપ છે, એબ્સૉલ્યૂટ સ્થિતિ છે. એ એવી સરસ સ્થિતિ છે કે હિમાલયની આરપાર નીકળી જાય એટલી સૂક્ષ્મતા છે પોતાના સ્વરૂપની. પોતાના સ્વરૂપની એટલી સૂક્ષ્મતા છે તો હવે એને કઈ જગ્યાએ અડચણ આવે ? અવરોધ ક્યાં હોય ? એવું પોતાનું સ્વરૂપ જો જાણેને, તો પછી એને તો શું જોઈએ ? એ એટલું બધું સૂક્ષ્મ છે કે એણે કોઈ દહાડો વિષય ભોગવ્યો જ નથી. આત્માએ ક્યારેય પણ વિષય ભોગવ્યો નથી. આરોપણ કર્યું આમાં. પોતે મૂળ આરોપણ કરે પોતાની જાત ઉપર ને પછી 'હું જ ભોગવું છું' એમ કહે છે પાછો. આત્માએ ભોગવ્યું જ નથી. આત્મા સૂક્ષ્મ છે, વિષયો સ્થૂળ છે એ બેને મેળ ના પડે. આત્મા તો એટલો બધો સૂક્ષ્મ છે કે આખી ઈલેક્ટ્રિકની ભઠ્ઠી ચાલતી હોય ને મોટો અગ્નિનો ગોળો બળતો હોય, તેની વચ્ચેથી પસાર થાય તોય પણ એને અડે નહીં. એટલી સૂક્ષ્મતા છે. આ ભઠ્ઠીની અગ્નિ એ બધી સ્થૂળ છે, અડે જ નહીં. સ્થૂળ અને સૂક્ષ્મ, બે અડે નહીં સામાસામી.

હવે આટલી બધી સૂક્ષ્મતા સમજે તો કંઈ કો'ક દહાડો કંઈ ઉકેલ આવે. ગપ્પે ગપ્પા સમજવા જઈએ, તો ક્યારે દહાડો વળે ?!

## મહીં કેવળજ્ઞાન છતાં વિજ્ઞાનથી ઊભું થયું અજ્ઞાન

**પ્રશ્નકર્તા :** આત્મા સ્વભાવે કેવળજ્ઞાન સ્વરૂપે હોવા છતાં વર્તમાનમાં અજ્ઞાની સ્વરૂપે કેમ વર્તે છે ?

**દાદાશ્રી :** એ લોકસંજ્ઞાથી વર્તે છે. સુખ શેમાં છે એ જાણતો નહીં હોવાથી ભૌતિકમાં, બહારની વસ્તુમાં સુખ માન્યું. એટલે અજ્ઞાન ઊભું થયું અને આત્મામાં જ સુખ છે, બહાર ખોળે નહીં, ત્યારે જ્ઞાન ઊભું થાય. એટલે બહાર ખોળતો બંધ થઈ જાય. આ તો પોતાના સ્વભાવમાં પાર વગરનું સુખ છે અને આ બહાર તો કલ્પિત સુખ છે. આપણે કલ્પના કરીએને તો સુખ થાય, નહીં તો સુખ નાય થાય.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન સ્વરૂપ હોવા છતાં એ ભૂલ ક્યાં કરી બેઠો છે ?

**દાદાશ્રી :** ના, એ ભૂલ કરી નથી, એ કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. આ તો વિજ્ઞાનથી અહંકાર ઊભો થઈ ગયો છે. એ તો પોતે મહીં જ છે. મહીં પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. એ બગડે નહીં કે સુધરે નહીં. એમાં ફેરફાર ના થાય. જેમ આ સૂર્યની હાજરીથી આ લોકો કામ કરે એવી રીતે આ અંદર કામ ચાલી રહ્યું છે. આત્માની હાજરીથી આ બધું ચાલે છે. હવે એ તમારે અહંકાર બધો ઓગળી જાય, ખલાસ થઈ જાય, એટલે પછી એ જ મુક્ત થાય પાછો.

## પોતે પોતાને આખો દેખાય, એને કેવળજ્ઞાન કહેવાય

**પ્રશ્નકર્તા :** આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ કહ્યો તો કેવળજ્ઞાન થાય છે એ કહે છે ને, એ કોને થાય છે ?

**દાદાશ્રી :** આત્માને જ થાય છે.

**પ્રશ્નકર્તા :** પણ પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે ને ?

**દાદાશ્રી :** છે જ કેવળજ્ઞાન પણ વાદળ ખસવાં જોઈએ ને ! તેમ તેમ થતું જાય. આ સૂર્યનારાયણ આખો દેખાવા માંડ્યો તો કોને દેખાવા માંડ્યો ?

**પ્રશ્નકર્તા :** જોનારાને. સૂર્યનારાયણ અને વાદળા એટલે વાદળનું આવરણ જેને છે.

**દાદાશ્રી :** હા, પણ જોનારને ! પણ જોનાર અને જાણનાર બેય એક જ છે વસ્તુ આ.

**પ્રશ્નકર્તા :** એટલે જોવાની વસ્તુ અને જોનાર, બેય એક જ છે ?

**દાદાશ્રી :** હા. આત્મા સ્વનેય જાણે છે ને પરનેય જાણે છે. પોતાના સ્વને જાણે છે કે જાણનાર કોણ ? સ્વ કોણ ?

જાણેલી વસ્તુ એ પોતે જ છે. પોતે પોતાને જ જાણે છે. આત્મા સ્વને જાણે છે ને પરને જાણે છે. તે વાદળો ખસી ગયા એટલે પોતે પોતાને આખો દેખાય, એને કેવળજ્ઞાન સ્વરૂપ કહેવાય.

## દાદા આપે છે કેવળજ્ઞાન સ્વરૂપ, પણ પચતું નથી

આપણે કહીએ છીએને કે સ્થૂળતમથી સૂક્ષ્મતમ સુધીની તમામ સંસારી અવસ્થાઓનો હું જ્ઞાતા-દ્રષ્ટા માત્ર છું, ટંકોત્કીર્ણ છું, કેવળજ્ઞાન સ્વરૂપ છું. એટલે અમે આપીએ છીએ, કેવળજ્ઞાન સ્વરૂપ જ પણ કાળને લીધે પચતું નથી. તો એક અવતાર વધારે થશે પણ અજ્ઞાનથી મુક્તિ તો થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** સ્થૂળતમથી સૂક્ષ્મતમ સુધીની તમામ સંસારી અવસ્થાઓ, એમાં શું શું આવે ?

**દાદાશ્રી :** બધું જ, જેટલી સંસારી અવસ્થાઓ છે તે બધી જ. આ સ્થૂળતમ તો આ દેખાય છે તે. બધા નાના છોકરાંય સમજી જાય કે તમે આમ રસોડામાં ગયા હતા ને ખાધું-પીધું. એ સ્થૂળતમ દેખાય બધું, આ ઈન્દ્રિયોથી દેખાય બધું, અનુભવમાં આવે ઈન્દ્રિયોથી અને સૂક્ષ્મતમ તો દેહ

દેખી જ ના શકે. એ આત્માનું કામ બધું. આગળનું હેડ ઑફિસનું કામ બધું. જ્ઞાતા-દ્રષ્ટા સુધી પહોંચે ત્યારે સૂક્ષ્મતમ થાય.

અને દેખાય છે એ તો બધું સ્થૂળતમ, ફિલ્મ દેખાય છે એ બધું સ્થૂળતમ. સ્વપ્નામાં ફિલ્મ દેખાય તે સૂક્ષ્મ કહેવાય પછી સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમના જ્ઞાતા-દ્રષ્ટા સુધી પહોંચે ત્યારે કેવળજ્ઞાન સ્વરૂપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** એમાં બીજું પણ એવું વાક્ય છે, કે સ્થૂળતમથી સૂક્ષ્મતમ સુધીના તમામ પૌદ્‌ગલિક પર્યાયોનો હું જ્ઞાતા-દ્રષ્ટા માત્ર છું.

**દાદાશ્રી :** તેનો અર્થ મોટામાં મોટીથી નાનામાં નાની સૂક્ષ્મ પુદ્‌ગલની અવસ્થાઓનો જ્ઞાતા-દ્રષ્ટા એ કેવળજ્ઞાન. એકનું એક જ બધું, નજીકનું બધુંય. 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું.' કેમ શુદ્ધાત્મા સ્વરૂપ ના બોલ્યા (આપણે) ? એ જ કેવળજ્ઞાન સ્વરૂપ હું છું.

## ફેર, શુદ્ધાત્મા સ્વરૂપ ને કેવળજ્ઞાન સ્વરૂપમાં

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે જ્ઞાતા-દ્રષ્ટા એ કેવળજ્ઞાન સ્વરૂપ, એ શુદ્ધાત્મા સ્વરૂપ નહીં અને જ્ઞાન પછી મહાત્માને કહો છો, તારું સ્વરૂપ શુદ્ધાત્મા, તો એ બેમાં ફેર શો ?

**દાદાશ્રી :** 'શુદ્ધાત્મા' શબ્દ એ તો ખાલી સંજ્ઞા જ છે. એનાથી 'હું શુદ્ધ જ છું, ત્રણેય કાળ શુદ્ધ જ છું.' એ સંજ્ઞામાં રહેવાય એટલે પછી મજબૂત થઈ જાય. શુદ્ધતા માટે નિઃશંકપણું ઉત્પન્ન થાય. ત્યાર પછીનું પદ એટલે 'કેવળજ્ઞાન સ્વરૂપ' 'આપણું' !

કેવળજ્ઞાન એ સૂક્ષ્મ વસ્તુ છે ને શુદ્ધાત્મા એ તો સ્થૂળ છે. શુદ્ધાત્માનું સ્થૂળ બધું પરવારી જશે, પછી સૂક્ષ્મમાં, કેવળજ્ઞાનમાં આવશે. આત્મા ફક્ત કેવળજ્ઞાન સ્વરૂપ છે. આ લોકો સ્થૂળમાં જે કહે છે તેમ નથી. એ વિચારોથી પણ પર છે. કેવળજ્ઞાન એટલે ફક્ત જ્ઞાન સ્વરૂપ, એમાં બીજું કશું જ ભેળસેળ નહીં. આ શુદ્ધાત્માનું જ્ઞાન થાય છે તોય એને પોતાના દોષ થાય છે એમ દેખાય છે અને પેલું કેવળજ્ઞાન એટલે તો સંપૂર્ણ.

'દરઅસલ આત્મા' તો 'કેવળજ્ઞાન સ્વરૂપી' જ છે. એટલે અમારામાં

ને તમારામાં ફેર શો ? 'અમે' 'કેવળજ્ઞાન સ્વરૂપે' રહીએ છીએ અને 'તમે' (મહાત્માઓ) શુદ્ધાત્મા તરીકે રહો છો.

આ તો અજાયબ જ્ઞાન આપેલું છે ! રાતે જ્યારે જાગો ત્યારે હાજર થઈ જાય કે 'હું શુદ્ધાત્મા છું'. તમે જ્યાં કહેશો ત્યાં હાજર થશે અને બહુ મુશ્કેલી આવે તો નિરંતર જાગૃત રહેશે. બહુ મોટી મુશ્કેલી આવી અને એથી વધારે મુશ્કેલી આવી, બોમ્બ પડવા માંડ્યા'તા તો પછી પોતાની ગુફામાં પેસી જશે, કેવળજ્ઞાની જેવી દશા થઈ જશે. બહાર બોમ્બ પડવા જોઈએ તો કેવળજ્ઞાન જેવી દશા થઈ જાય એવું જ્ઞાન આપેલું છે.

## શુદ્ધાત્મા પછી આગળનું કેવળજ્ઞાન સ્વરૂપ એ અંતિમ લક્ષ

**પ્રશ્નકર્તા :** દાદા, 'શુદ્ધાત્મા શબ્દથી હું ત્રણેય કાળ શુદ્ધ જ છું' એ સંજ્ઞામાં રહેવાય. એ જરા વધારે સમજાવશો.

**દાદાશ્રી :** અમે જ્ઞાન આપીએ છીએ તેની સાથે જ કહીએ છીએ કે હવે તને 'શુદ્ધાત્મા છું' એ લક્ષ બેઠું છે. માટે હવે તારાથી જે કંઈ કાર્ય થાય, સારું અગર નરસું તેનો માલિક તું નહીં, તું શુદ્ધ જ. પુણ્યનો ડાઘો પડવાનો નહીં અને પાપનોય ડાઘો પડવાનો નહીં. શુભનોય ડાઘો નહીં પડવાનો ને અશુભનો ડાઘો નહીં પડવાનો. માટે તું શુદ્ધ જ છું.

બાકી શુદ્ધાત્મા એ કંઈ પરમાત્મા નથી. શુદ્ધાત્મા તો પરમાત્માના યાર્ડમાં આવેલું સ્થાન છે. 'શુદ્ધાત્મા' તમને પદ કેમ આપવામાં આવ્યું છે ? એ જો કે પરમાત્માપદનું લક્ષ છે પણ કેમ આપવામાં આવ્યું છે તમને ? આ આ જે કંઈ ક્રિયા થાય તે સારા-ખોટાના યૂ આર નોટ રિસ્પોન્સિબલ (તમે જવાબદાર નથી) એવું શુદ્ધાત્મા પદ આપ્યું છે. તમે શુદ્ધ જ છો, સારા-ખોટાના રિસ્પોન્સિબલ તમે નથી એવું કહેવા માંગીએ છીએ.

શુદ્ધાત્મા એ શું છે કે આપણું સ્વરૂપ એ શુદ્ધ જ છે. કાટમાં પડે તોય કાટ અડે નહીં, ત્યાં સુધી અમે તમને લાવ્યા. શુદ્ધાત્મા પદ થયા પછી આગળ કેવળજ્ઞાન સ્વરૂપ રહે છે, તે છેલ્લું પદ છે. કેવળજ્ઞાન એબ્સૉલ્યૂટ, બીજું કશું છે જ નહીં. એબ્સૉલ્યૂટ જ્ઞાન સ્વરૂપે છે. પૂરું વર્તનમાં નથી પણ એ જ્ઞાન સ્વરૂપ કેવું હોય તે અમે જોયેલું હોય. બાકી

શુદ્ધાત્મા એ તો પદ છે, એ સ્ટેશન (સ્થાન) છે, યાર્ડની અંદર આવેલું, છેલ્લા સ્ટેશનનું યાર્ડ.

**પ્રશ્નકર્તા :** બરાબર છે, દાદા. શરૂઆતમાં અમારા માટે શુદ્ધાત્મા પદ, પછી આગળનું પદ કેવળજ્ઞાન સ્વરૂપ આવશે ?

**દાદાશ્રી :** આત્મા પોતે છેય કેવળજ્ઞાન સ્વરૂપ. પણ પહેલા ભ્રાંતિ ને એમાંથી કેવળજ્ઞાન સ્વરૂપે બહાર આવવું એ બહુ અઘરું છે. આત્માનો અનુભવ થયા પછી કેવળજ્ઞાન સ્વરૂપ સમજવું, એ જેમ જેમ આગળ જતો જાય, તેમ તેમ એને સમજાતું જાય. બોરીવલીના રસ્તા ઉપર તમે ગયેલા હોય અને કોઈ કહે કે આજ રસ્તે તમે સીધા બોરીવલી જશો તો બોરીવલી તમને દેખાય ખરું ? ના ! એ તો તમે પહોંચો ત્યારે તમને દેખાય. તમે આત્માના, કેવળજ્ઞાનના રસ્તા પર છો પણ કેવળજ્ઞાન દેખાય નહીં તમને. એ તો જ્ઞાનીને જ દેખાય, એના નજીકમાં છે, નજીકમાં આવેલા છે, એ દેખે કેવળજ્ઞાન સ્વરૂપના ! એ ત્રિકાળ સ્વભાવ છે.

જ્ઞાનનું સ્વરૂપ સમજ્યા પછી એકદમ પ્રવર્તનમાં ના આવે. સમજ્યા પછી ધીમે ધીમે સત્સંગથી જ્ઞાન-દર્શન વધતું જાય અને ત્યાર પછી પ્રવર્તનમાં આવતું જાય. પ્રવર્તનમાં આવે ત્યારે કેવળ આત્મ પ્રવર્તન, એનું નામ 'કેવળજ્ઞાન'. દર્શન-જ્ઞાન સિવાય અન્ય કોઈ પ્રવર્તન નહીં, એને 'કેવળજ્ઞાન' કહેવાય.

કેવળજ્ઞાન એટલે 'હું શુદ્ધાત્મા સિવાય બીજું કંઈ નહીં' તેવું શ્રદ્ધામાં આવે, જ્ઞાનમાં આવે ને વર્તનમાં આવે તે કેવળજ્ઞાન.

## આત્મા માટે નિઃશંક એ જ કેવળજ્ઞાન

ભગવાને શું કહ્યું છે કે જો આત્મા પ્રાપ્ત કર્યો અને તું નિઃશંક થયો આત્મસંબંધમાં, તો એના જેવું કેવળજ્ઞાન દુનિયામાં હતું નહીં પહેલા. એને જ અમે 'કેવળજ્ઞાન' કહીએ છીએ. તમે તો આત્મા માટે સંપૂર્ણ નિઃશંક થયા એટલે દાદાના આપેલા જ્ઞાનમાં મસ્ત રહો અને એ જ્ઞાન જ આપણે છીએ. આ (ચંદુ એ) આપણું સ્વરૂપ ન્હોય.

'આ દેહે ગમે એટલા કાર્ય થાય તારાથી, સારા થાય કે ખોટા થાય, તું તો શુદ્ધ જ છું', કહે છે. ત્યારે એ કહે, 'હે ભગવાન ! હું શુદ્ધ છું ? આ દેહે થાય છે તે ?' ત્યારે કહે, 'એ તારા ન્હોય કાંઈ. તું તો શુદ્ધ જ છું. તને ના અડે હવે. તું તારી મેળે જો. તને જો શંકા પડશે તો તારું અને તું નિઃશંક છું તો તારું નહીં, દાદાની આજ્ઞામાં રહ્યો કે તારું નહીં.'

મૂળ હકીકતમાં શંકા પાડવા જેવી છે જ નહીં. ખરેખર તું પોતે કશું કરતો જ નથી. આવી 'તું' કોઈ ક્રિયા કરતો જ નથી. આ તો ખાલી ભ્રાંતિ જ છે, આંટી પડી ગયેલી છે.

## પરિણામ ઊંચા-નીચા થાય ત્યાં સુધી બોલવું, 'હું શુદ્ધાત્મા છું'

**પ્રશ્નકર્તા :** 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ વધારે બોલીએ તો વાંધો છે ?

**દાદાશ્રી :** કશો વાંધો નહીં. પણ શબ્દરૂપે બોલવાનો અર્થ નહીં, સમજીને બોલવું સારું. જ્યાં સુધી અશુદ્ધ બાબત આવે ને તે વખતે મહીં પરિણામ ઊંચા-નીચા થઈ જાય ત્યાં સુધી 'હું શુદ્ધાત્મા છું' બોલવું સારું. પછી આગળની શ્રેણીમાં 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એમ બોલાય. ગુણોની ભજના કરે, તો સ્થિરતા રહે ! 'આ મારું સ્વરૂપ છે અને આ ન્હોય, આ જે થાય છે એ મારું સ્વરૂપ ન્હોય' એવું બોલો તોય ઊંચા-નીચા પરિણામ બંધ થઈ જાય, પોતાને અસર ના કરે. આત્મા શું છે એ એના ગુણ સહિત બોલવું, જોવું, ત્યારે એ પ્રકાશમાન થાય.

નિર્વિકલ્પ જ્ઞાન છે આ. એટલે 'કેવળજ્ઞાન સ્વરૂપ છું' એવું બોલવામાં વાંધો નથી. એવું દહાડામાં પાંચ-દસ વખત બોલવું અને પોતાને કેવળજ્ઞાન સ્વરૂપથી જોવું ઘણી વખત.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે જોવું ?

**દાદાશ્રી :** એ કેવળજ્ઞાન સ્વરૂપ કેવું દેખાય ? આખા દેહમાં આકાશ જેટલો જ ભાગ પોતાનો દેખાય. આકાશ જ ખાલી દેખાય, બીજું કશું દેખાય નહીં, કોઈ મૂર્ત વસ્તુ એમાં ના હોય. આમ ધીમે ધીમે અભ્યાસ કરતા

જવાનું છે. અનાદિકાળના અન્-અભ્યાસને 'જ્ઞાની પુરુષ'ના કહેવાથી અભ્યાસ થતો જાય, અભ્યાસ થયો એટલે શુદ્ધ થઇ ગયું !

## ત્યારે થાય ભાન, 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું'

જેવું સમજે તેવું ફળ આવે. કો'ક માણસને હમણે મનમાં બેસી ગયું, કે હું ગાંડો થઈ ગયો છું, તો ગાંડાનું ફળ આપે અને ગાંડાને, 'ડાહ્યો થઈ ગયો છું' એવું ભાન થાય તો ડાહ્યાનું ફળ આપે અને 'હું શુદ્ધાત્મા થયો છું' એવું ભાન થાય, તો શુદ્ધાત્માનું ફળ આપે અને કેવળજ્ઞાન સ્વરૂપનું એને ભાન ક્યારે થાય ? માથા ઉપર સગડી સળગે (એવા ઉપસર્ગ થાય) ત્યારે થાય. એ વગર ના થાય.

ગજસુકુમારને સગડી કરાવી'તીને ! બીજા કોઈએ સળગાવી નહીં, પણ એમના સસરાએ જ પાઘડી બાંધી'તી. કેવી સરસ પાઘડી બાંધી'તી ? છોને તારે અગ્નિ સળગાવવી હોય, તે સળગાવને તારી મેળે. હું સમજી ગયો છું, કે 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું.'

## કેવળજ્ઞાન એ આકાશ જેવું સૂક્ષ્મ, ન બાળી શકે અગ્નિ

**પ્રશ્નકર્તા :** દાદા, ગજસુકુમારની વાત વિગતમાં કહેશો ?

**દાદાશ્રી :** ભગવાને ગજસુકુમારને કહેલું કે આ જે શુદ્ધાત્મા સ્વરૂપ છે, એ એક અંશ કેવળજ્ઞાન છે. પણ 'હું શુદ્ધાત્મા જ છું, આ દેહ કપાઈ જાય, સળગી જાય તોય હું કેવળજ્ઞાન સ્વરૂપ જ છું' એમ રહે, એ સ્વભાવ જ તારો થઈ જશે ત્યારે કેવળજ્ઞાન છે. સળગે તોયે 'મારું નથી' એવું તને ભાન રહેશે. એટલો છૂટો રહીશ તું. ખરેખર છૂટો જ છે તું.

ભગવાને તેમને સમજાવ્યું હતું કે 'મોટો ઉપસર્ગ આવી પડે ત્યારે 'શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' ના કરશો. શુદ્ધાત્મા તો સ્થૂળ સ્વરૂપ છે, શબ્દરૂપ છે, ત્યારે તો સૂક્ષ્મ સ્વરૂપમાં જતા રહેજો.' એમણે પૂછયું, 'સૂક્ષ્મ સ્વરૂપ શું છે ?' ત્યારે ભગવાને સમજાવેલું કે 'ફક્ત કેવળજ્ઞાન જ છે, બીજી કોઈ વસ્તુ નથી.' ત્યારે ગજસુકુમારે પૂછયું, 'કેવળજ્ઞાનનો અર્થ મને સમજાવો.' ત્યારે ભગવાને સમજાવ્યું, 'કેવળજ્ઞાન એ આકાશ જેવું સૂક્ષ્મ છે, જ્યારે

અગ્નિ સ્થૂળ છે. તે સ્થૂળ, સૂક્ષ્મને કોઈ દહાડો બાળી શકે નહીં. મારો, કાપો, બાળો તોય પોતાના કેવળજ્ઞાન સ્વરૂપને કંઈ જ અસર થાય તેમ નથી.

'કેવળજ્ઞાન સ્વરૂપ' એટલે 'એબ્સૉલ્યૂટ' જ્ઞાનસ્વરૂપ છે. કેવળજ્ઞાન આકાશ જેવું, આકાશ જેવો એનો સ્વભાવ છે, અરૂપી છે ! આત્મા આકાશ જેવો સૂક્ષ્મ છે. આકાશને આમ અગ્નિ અડાડીએ તો તે દઝાય નહીં. અગ્નિ એને બાળે નહીં કે કશું એને અસર થાય નહીં. આ જે અગ્નિ ને બીજું બધું છે એ એટલું બધું સ્થૂળ છે કે આત્માની સૂક્ષ્મતાને કોઈ પહોંચી શકે એવું નથી. બીજી બધી વસ્તુ આત્મા કરતાં સ્થૂળ છે. એટલે સૂક્ષ્મ ને સ્થૂળનો મેળ ખાય એવો નથી. એટલું બધું એમાં ઊંડું ઉતરવાનું છે.

આ તો ન બનવાનું તે બન્યું. શુદ્ધાત્માનું અમુક અંશે કેવળજ્ઞાન થયેલું. એટલે એમણે માથે અંગારા ધીકતા હતા ત્યારે ભગવાનના કહેવા પ્રમાણે બોલ્યા, 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું, કેવળજ્ઞાન જ સ્વરૂપ છું, દેહ-બેહ કોઈ વસ્તુ નહીં. મન નહીં, સળગે છે મારી ચીજ ન્હોય. હું કેવળજ્ઞાન સ્વરૂપ છું.'

તે પોતે મૂળ સ્વરૂપમાં, શુદ્ધાત્મા તો બોલવા ગયા પણ ત્યારે શુદ્ધાત્મા કામ લાગે નહીં. ત્યાં આગળ તો હું કેવળજ્ઞાન સ્વરૂપ છું. કેવળજ્ઞાન સ્વરૂપ એવું છે કે દેવતાથી બળે નહીં એવું છે. એટલે કેવળજ્ઞાન સ્વરૂપ બોલ્યા કે વેદના બંધ થઈ ગઈ. સાધારણ થાય પણ ખરેખરી વેદના બંધ થઈ ગઈ.

તે કેવળજ્ઞાન સ્વરૂપ, કેવળજ્ઞાન સ્વરૂપ, કેવળજ્ઞાન સ્વરૂપ બોલ્યા ત્યાં આગળ આ માથા પર ખોપરી ફાટી પણ કશું અસર થઈ નહીં. તે શુદ્ધાત્માના ધ્યાનમાં શ્રેણીઓ ચઢતાં ચઢતાં કેવળજ્ઞાન પામી મોક્ષે ગયા !

## નિરાલંબ એ કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા

પેલા ગજસુકુમાર મૂળ આત્માના આધારે સગડીનો તાપ જીરવી શક્યા હતા. માણસ એવો પ્રયોગ કરી જુએ તો ? અરે, એકુંય જ્ઞાની પણ એ ના કરી શકે અને ગજસુકુમારને તો છેલ્લો, મૂળભૂત આત્મા નેમીનાથ ભગવાન પાસે પ્રાપ્ત થયો હતો.

**પ્રશ્નકર્તા :** ગજસુકુમારને નેમીનાથ ભગવાને જે જ્ઞાન આપ્યું'તું, એ બહુ જુદા જ પ્રકારનું જ્ઞાન હતું ?

**દાદાશ્રી :** એ પ્રકારનું જ્ઞાન અમને છે પણ એટલી સ્થિરતા નથી શરીરની. કારણ કે એમને તો ભગવાન જોડે જ વાત થયેલી. નેમીનાથ ભગવાનની કૃપા સીધી ઊતરેલી. બાકી જ્ઞાન અમારી પાસે છે એ જ જ્ઞાન છે, છેલ્લામાં છેલ્લું જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** તો પછી કયું જ્ઞાન એ ?

**દાદાશ્રી :** પોતાના મૂળ સ્વરૂપનું જ્ઞાન.

**પ્રશ્નકર્તા :** નિરાલંબ આત્મા એમને સંપૂર્ણ પ્રાપ્ત થઈ ગયેલો ?

**દાદાશ્રી :** નિરાલંબ આત્મા તો છેલ્લો જ પ્રાપ્ત થયેલો, નહીં તો સગડી બાળે તો એ ધ્યાન ના રહે એને. બીજી જગ્યાએ જ જતું રહે. આ તો છેલ્લો આત્મા એટલે આ ન હોય, તે ન હોય, ફલાણું ન હોય, આ નહીં, તે નહીં, આ નહીં, એ નહીં, ભગવાન. કેવો નિરાલંબ !

ગજસુકુમારે આત્મા પ્રાપ્ત કર્યો, એ આત્મા અમારી પાસે છે અને તીર્થંકરો પાસે એ આત્મા હતો. એ આત્મા આ કાળમાં કોઈને પ્રાપ્ત ન થાય એવો છે એ વાત સાચી છે. શુદ્ધાત્માથી આગળ વધ્યો એટલે બહુ થઈ ગયું. શબ્દથી આગળ વધ્યો કે આ તો શબ્દનું અવલંબન છે એટલું સમજતો થયો, એ ત્યાંથી નિરાલંબ તરફ જાય. પછી એ નિરંતર નિરાલંબ તરફ જાય. શુદ્ધાત્મા એય શબ્દ છે ને, અવલંબન શબ્દનું ને મૂળ શુદ્ધાત્મા એવો નથી.

## આજ્ઞા પાળતા સામેથી આવશે કેવળજ્ઞાનનું પદ

**પ્રશ્નકર્તા :** તો હવે એ કેવળજ્ઞાન અમને મહાત્માઓને પ્રાપ્ત થાય તેના માટે શું પુરુષાર્થ કરવાનો ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન એટલે એબ્સૉલ્યૂટ, કેવળ પોતાની સત્તાને જાણો એ. તમને કેવળજ્ઞાન આવે શી રીતે ? તમારે હજી મારી આજ્ઞા પાળવાની છે. જેટલી પાંચ આજ્ઞા પાળો તેટલા કેવળજ્ઞાન સ્વરૂપ થાઓ.

આ પાંચ આજ્ઞારૂપી વાક્યો એ જ કેવળજ્ઞાનના યથાર્થ સાધનો છે. એ સાધનોથી કામ લીધું કે કેવળજ્ઞાન ઉત્પન્ન થાય. સંસાર નડતો નથી. આ પાંચ વાક્યો ને સંસારને લેવાદેવા નથી.

આત્મજ્ઞાન અને જ્ઞાનીની આજ્ઞા પ્રમાણે વર્તાય એટલે પછી કેવળજ્ઞાન થાય. કેવળજ્ઞાન પામવું એ કંઈ બહુ છેટું નથી. જ્ઞાની મળે પછી એ બહુ છેટું નથી, નહીં તો કરોડો વર્ષે ને કરોડો અવતારેય નથી પમાય એવું.

તમારે બોજો રાખવાનો નહીં. આ આજ્ઞા પાળોને, એટલે એ પદ તો એની મેળે સામું જ આવવાનું હવે. મારે ચોખ્ખું કહી દેવું જોઈએને કે શું છે આ ! કરેક્ટનેસ તો આવવી જોઈએ ને ? કેવળજ્ઞાન ! એબ્સૉલ્યૂટ !

## કેવળજ્ઞાન સ્વરૂપ થતા, થયા પ્રયોગ-પ્રયોગી જુદા

**પ્રશ્નકર્તા :** આ વ્યવસ્થિતની આજ્ઞા અને ભોગવે એની ભૂલની સમજથી આખો બોજો ઓછો થઈ ગયો.

**દાદાશ્રી :** કારણ કે તે ઘડીએ એ શું કરતો હતો ? એ પ્રયોગમાં પડતો હતો અને હવે પ્રયોગની બહાર નીકળ્યો. હવે કેવળજ્ઞાન સ્વરૂપ થયો પાછો. એટલે એને સમજાયું કે ભૂલ થઈ હતી આપણી.

**પ્રશ્નકર્તા :** મોટી ભૂલ થઈ હતી.

**દાદાશ્રી :** હા, તે ભૂલ થાય પણ તે ઘડીએ દઝાવાય ને ?

**પ્રશ્નકર્તા :** હા, દઝાવાય.

**દાદાશ્રી :** ત્યારે દઝાવાનું એ જેટલું લમણે લખેલું એટલું દઝાવું જ પડે.

**પ્રશ્નકર્તા :** હા, છૂટકો જ નહીં.

**દાદાશ્રી :** હા, છૂટકો જ ના થાયને ! પણ દઝાએલું હોય તો અનુભવ જ્ઞાન થાય, સચોટ જ્ઞાન થાય. વારેઘડીએ આમ દઝાયેલા હોયને,

એટલે પછી મનમાં ફિટ (દૃઢ) થતું જાય કે હવે ફરી નથી કરવું. એમ કરતો કરતો બંધ થઈ જશે.

**પ્રશ્નકર્તા :** અનુભવ જ્ઞાનથી પાકું થઈ જાય પછી ?

**દાદાશ્રી :** પ્રયોગ ને પ્રયોગી બે જુદા જ છે ત્યાં આગળ. પ્રયોગમાં આંગળી ઘાલીએ ત્યારે દઝાઈએ. એટલે ફરીવાર આપણે નક્કી કરીએ કે હવે ફરી નહીં ઘાલવી. પાછી ફરી ભૂલ થઈ જાય, પાછું ગોથું ખઈ જાય તો ફરી ઘાલી દે. એમ કરતા કરતા કોઈ એક દહાડો જ્ઞાન ફિટ થઈ જશે. પણ મૂળ જ્ઞાન પોતાનું કેવળજ્ઞાન સ્વરૂપ જ છે, બીજું કશું છે નહીં આ.

## વર્તમાનમાં વર્ત્યા કરવું એ જ કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** આપણા માટે તો હવે વર્તમાન વર્ત્યા જ કરવું એ જ કેવળજ્ઞાનને ?

**દાદાશ્રી :** હા, કેવળજ્ઞાન, આથી બીજું ના હોય. ભૂતકાળનો ઉપયોગ નહીં, ભવિષ્યકાળનો ઉપયોગ નહીં, વર્તમાનકાળનો ઉપયોગ.

આપણે અક્રમ જ્ઞાન એવું આપ્યું છે કે ભૂતકાળ ભૂલી જાવ. ભવિષ્યકાળ વ્યવસ્થિતના હાથમાં સોંપી દીધો. હવે રહ્યું શું ? કેવળજ્ઞાન સ્વરૂપે ઉત્પન્ન થાય એવું આપણું જ્ઞાન આપેલું છે.

ભૂતકાળ કંઈ ભૂલી જવાય એવો નથી, પણ ભૂતકાળને જુઓ અને જાણો. શું યાદ આવે છે એને જુઓ અને જાણો, એટલે એ ભૂલી ગયા બરોબર. એમ કરતા કરતા ભૂલી જવાય એટલે પછી તમારે મહેનત કરવાની રહેશે નહીં, સહજ ભાવે. ત્યાં સુધી પુરુષે પુરુષાર્થ ને પરાક્રમ ભજવવાના છે.

## જોવા-જાણવાનું જ હવે, 'કેવળજ્ઞાનની ગુફા'માંથી

એટલે એ જોવા-જાણવાનું જ છે. બીજું આપણે કરવા જઈએ તોય કશું વળે એવું નથી. તે બીજા ફાંફા છે ખાલી. કારણ કે જૂની આદતો છેને, એ છૂટતી નથી. બાકી આપણું સ્વરૂપ આ જે પ્રાપ્ત થયું છે તે જ સ્વરૂપ

છે. બીજી કશી જાણવા જેવી આ જગતમાં કોઈ વસ્તુ નથી. બધું કેવળજ્ઞાન સ્વરૂપ જ એ છે. એટલે આમ જોતા જોતા જૂની આદતો છૂટતી જશે, તેમ તેમ મજબૂત થતું જશે. આ દેહ ક્રિયા કરે તેનો વાંધો નથી. દેહની આદતો છે તેનો વાંધો નથી. આપણને મહીં દેહમાં પાછું ભળવાની આદતો છે. ઉપયોગ એમાં પેસી જાય, ઉપયોગ આમાં પેસી જાય. ઉપયોગ આમાંથી મુક્ત રહ્યો તો થઈ રહ્યું, ખલાસ. આ તો કેવળજ્ઞાન સ્વરૂપ, આ જે જ્ઞાન આપ્યું છે એ કેવળજ્ઞાન સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન સ્વરૂપ જ ?

**દાદાશ્રી :** બસ, કેવળજ્ઞાન સ્વરૂપ, બીજું કાંઈ નહીં. તૃપ્તિ વળેને સ્વરૂપની, તેનાથી રૌદ્રધ્યાન-આર્તધ્યાન બંધ થાય. આપણે બંધ કરવું ના પડે.

આપણું મૂળ સ્વરૂપ કેવળજ્ઞાન સ્વરૂપ છે. હવે બહારના હલ્લો કશો થશે નહીંને ? આપણું આ જે પ્રાપ્ત થયું છે, એને ખોવડાવી નાખે એવો હલ્લો નહીં થાયને ? બસ, એ આપણી મજબૂતી એવી કરી લેવાની કે ગમે એવા કર્મના ઉદય આવવા હોય તો આવે, જેવા આવતા હોય તો 'આવો' કહીએ. હવે મને વાંધો નથી. બહુ જબરજસ્ત ઉદય આવે ચોગરદમના, તો આપણે આપણી ગુફામાં બેઠા બેઠા જોયા કરવાનું. બહાર નીકળવાનું જ નહીંને ! અંદર, હોમ ડિપાર્ટમેન્ટમાં, ફોરેનમાં હાથ ઘાલવાનો જ નહીં. જોયા જ કરવાનું, સ્થિર, એકદમ સ્થિર.

વાત જ સમજવાની છે આ તો. પોતે કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. કેવળજ્ઞાન લેવા જવાનું નથી, પોતાનું સ્વરૂપ જ છે. કેવળજ્ઞાન એટલે શું ? ફક્ત જ્ઞાનસ્વરૂપ.

## અંશે અંશે વધતું જાય કેવળજ્ઞાન સ્વરૂપ મહાત્માને

**પ્રશ્નકર્તા :** હવે આ શુદ્ધાત્માની જાગૃતિ અને જ્ઞાતા-દ્રષ્ટાભાવ રહે, ત્યારે તે વખતે 'હું કંઈક જુદી જ વસ્તુ છું' એવો અનુભવ થાય અને ઠંડક લાગે.

**દાદાશ્રી :** એ તો લાગે જ ને ! એ વાત જ જુદી છે એવું લાગે ને

આપણને બહુ ઠંડક લાગે. એ તો કેવળજ્ઞાનની ઠંડક કહેવાય. કોઈ-કોઈ મહાત્મા કેવળજ્ઞાનની ઠંડક અનુભવી શકે. આપણા ઘણા મહાત્માઓ તો ઘણીવારે મહીં એવી ક્ષણો ઊભી થાય ત્યારે 'હું કેવળજ્ઞાન સ્વરૂપ છું' એવું હઉ બોલે. એવું બોલી શકે છે, કારણ કે અમુક સમયે કેવળજ્ઞાન સ્વરૂપ થાય છે માણસ. અંશ-અંશ ભાગ ઉત્પન્ન થયેલો છે. હવે મહીં જેમ જેમ આ દેવા પતશે ને ઓવરડ્રાફટ લીધેલાને, તે બધા જેટલા પતશે એમ એમ આ બધું સમજાશે.

સંપૂર્ણ જ્ઞાતા-દ્રષ્ટા તો થયા છે બધા, પણ નિરંતર જ્ઞાતા-દ્રષ્ટા રહે તો કેવળજ્ઞાની.

એ તો એવું છેને કે જ્ઞાતા-દ્રષ્ટા સંપૂર્ણપણે રહે તે કેવળજ્ઞાની. પણ અંશે રહેને, તે થોડે થોડે અંશે વધતું જાય. જેમ જેમ પેલા કર્મોનો નિકાલ થતો જાય, તેમ તેમ પેલું વધતું જાય. એટલે એમાં કશો ડખો છે નહીં. રસ્તો જ એ છે, હાઈવે જ એ છે. જેમ જેમ આ ફાઈલો ઓછી થતી જાય, તેમ તેમ જ્ઞાતા-દ્રષ્ટાપણાનું પ્રમાણ વધતું જાય. તે વધતું વધતું કેવળજ્ઞાને પહોંચે, એકદમ થાય નહીં.

## સર્વથા નિજ પરિણતિ એ કેવળજ્ઞાન સ્વરૂપ

કેવળજ્ઞાનનું સ્વરૂપ તેને જ કહેવામાં આવે છે કે પુદ્ગલ પરિણતિ બંધ થાય. કોઈ પણ જાતની પુદ્ગલ રમણતા નહીં, નિરંતર પોતાની સ્વાભાવિક રમણતા, સ્વભાવની, આત્માની જ નિરંતર રમણતા. પુદ્ગલની સહેજપણ રમણતા નહીં એ કેવળજ્ઞાન છે. એ કેવળજ્ઞાનથી બધું જ એ જોઈ શકે. પુદ્ગલની રમણતા બિલકુલ હોય જ નહીં એમાં. જ્યાં સુધી પુદ્ગલની થોડી ઘણી રમણતા છે, ત્યાં સુધી કેવળજ્ઞાન થયું નથી પણ કેવળદર્શન હોય. કેવળદર્શન હોઈ શકે.

સર્વથા નિજ પરિણતિને કેવળજ્ઞાન કહેવામાં આવે છે. અત્યારે કેવળદર્શનમાં નિજ પરિણતિ ઉત્પન્ન થઈ છે. એ કેવળજ્ઞાનમાં સંપૂર્ણ થશે. નિજ પરિણતિ ઉત્પન્ન થયેલી છે, તે ક્રમે ક્રમે વધ્યા કરશે અને કેવળજ્ઞાન સ્વરૂપમાં પરિણમશે. નિજ પરિણતિ એ આત્મભાવના છે, 'હું શુદ્ધાત્મા' એ આત્મભાવના નથી.

## કેવળજ્ઞાન સ્વરૂપ વર્તે કારણ રૂપે, પરિણામ રૂપે નહીં

**પ્રશ્નકર્તા :** 'જેને વર્તે છે કેવળજ્ઞાન, આ દાદા તે પરમાત્મા' એવું કવિરાજે કહ્યું છે તો આના વિશે ફોડ પાડશો ?

**દાદાશ્રી :** અમે કંઈ ત્રણસો સાંઈઠના થયા નથી, ત્રણસો છપ્પનના છીએ. અમને તો આ જે કવિરાજે વધારે પડતું લખ્યું હોય, એ તો એમનો છે તે ભાવાવેશ છે. કેવળજ્ઞાન અમને થયું નથી. અમે કેવળજ્ઞાનના કારણ સ્વરૂપ છીએ, અમે પરિણામ સ્વરૂપ નથી. અમારે નિરંતર કેવળજ્ઞાનની જ બધી એ રમણતા ચાલ્યા કરે. અમારે નિરંતર કેવળજ્ઞાનના જ કારણો સેવવામાં આવે છે અને અમને તે પરિણામ પામ્યું નથી અને પામે એવુંય નથી આ કાળમાં.

**પ્રશ્નકર્તા :** એ બે વચ્ચેનો ભેદ સમજાવો જરા, કારણ અને પરિણામ વચ્ચેનો.

**દાદાશ્રી :** હા, તે કેવળજ્ઞાન જ્યારે પરિણામ પામે ત્યારે જે સ્વરૂપે હું છું એ સ્વરૂપે જ હોય છે. મને જે સમજમાં આવે છે અગર તો મારા કારણમાં છું, તો સ્વરૂપ બેઉનું એક જ છે પણ કેવળજ્ઞાનીના જ્ઞાનમાં બધું વર્તે છે. આના ભૂતકાળમાં પર્યાય કેટલા થયા અને ભવિષ્યકાળમાં કેટલા પર્યાય થશે, એ બધું જ્ઞાનમાં વર્ત્યા કરે એટ-એ-ટાઈમ. એટ-એ-ટાઈમ એના બધા પર્યાય વર્ત્યા કરે. જ્યારે અમને તે વર્તે નહીં, અમે એના કૉઝમાં હોઈએ. પણ સ્વરૂપ જે છે તે એમણે જોયેલું છે એ જ સ્વરૂપ અમે જોયેલું છે.

**પ્રશ્નકર્તા :** આત્માનું ?

**દાદાશ્રી :** આત્માનું જે છેલ્લામાં છેલ્લું સ્વરૂપ, નિરાલંબ સ્વરૂપ, કોઈ પણ અવલંબન ન રહે એ સ્વરૂપ, કેવળજ્ઞાન સ્વરૂપ, તે અમે જોયેલું છે.

**પ્રશ્નકર્તા :** આપને નિરાલંબ દાદા ભગવાન એટલે જે મૂળ સ્વરૂપ દેખાયું તે એ કેવું સ્વરૂપ ?

**દાદાશ્રી :** અહીં હોય નહીં કોઈ, શેના આધારે ઓળખાવીએ ? એ સ્વરૂપ શબ્દથી સમજાય એવી વસ્તુ નથી.

મૂળ આત્મા એવી જગ્યા છે કે જ્યાં પુદ્‌ગલ પહોંચતું જ નથી. એની બાઉન્ડ્રીમાં પુદ્‌ગલ પહોંચતું જ નથી. એ જગ્યા મેં જોયેલી છે એટલે મને આશ્ચર્ય થાયને કે આ કેવી જગ્યા છે ! જ્યાં પુદ્‌ગલ ના પહોંચે એવી જગ્યા છે. આને આ કાળનું કેવળજ્ઞાન કહેવાય. એ તો એવું ચાલે પણ સાચું કેવળજ્ઞાન નહીં, કળિયુગનું ! જેમ-તેમ પાસ થાય એવું, ફુલ્લી પાસ (પૂર્ણ) નહીં !

**પ્રશ્નકર્તા :** બોલી શકે નહીં એ બરાબર છે. તમે કહો કે દાદા ભગવાન ત્રણસો સાઈઠ ડિગ્રીના એ તો માન્યા અને તમે ત્રણસો છપ્પન, પણ ત્રણસો છપ્પન મારફતે ત્રણસો સાઈઠનું જ્ઞાન કેવી રીતે નીકળે ?

**દાદાશ્રી :** છપ્પન મારફતે નથી નીકળતું, આ તો ઓરિજિનલ ટેપરેકર્ડ નીકળે છે અને માલિકી વગરની વાણી છે. તે આ દાદા ભગવાનનીય ન્હોય અને આ મારીએ ન્હોય.

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાનની એ ન્હોય ?

**દાદાશ્રી :** ના, દાદા ભગવાનની હોત તો બારસો રૂપિયા (ટેપરેકોર્ડરની કિંમત)ના દાદા ભગવાન થઈ ગયા ! આ તો કેવળજ્ઞાન સ્વરૂપ છે !

## જ્ઞાનીએ જોયું કેવળજ્ઞાન સ્વરૂપ, પ્રજ્ઞાથી

**પ્રશ્નકર્તા :** નિરાલંબ સ્વરૂપ આપે જોયું છે, એ કેવું હોય ? એટલે નિરાલંબ સ્વરૂપ જોયું કોણે ? આમાં મૂળ સ્વરૂપે દાદા રહેલા છે, પણ આ અનુભવ કરવા જુદા રહ્યાને ? મૂળ સ્વરૂપને જોનારા જુદા રહ્યાને અત્યારે ?

**દાદાશ્રી :** એ પ્રજ્ઞા જ, પ્રજ્ઞાથી, બધું પ્રજ્ઞાનું કામ. આ તમારા મૂળ શુદ્ધાત્મા સ્વરૂપને જોનારી પ્રજ્ઞા. એ પ્રજ્ઞા જુએ છે. જ્યાં સુધી

કેવળજ્ઞાન સમજમાં હોય, ત્યાં સુધી પ્રજ્ઞા બહાર હોય. કેવળજ્ઞાન જ્ઞાનમાં હોય, ત્યારે પ્રજ્ઞા (અંદર) ફિટ થઈ જાય, બસ. બીજું શું ? પછી જોનારોય કોણ તે ?

**પ્રશ્નકર્તા :** એટલે કેવળજ્ઞાન થાય ત્યાં સુધી પ્રજ્ઞા હોય ?

**દાદાશ્રી :** ત્યાં ઠેઠ સુધી પ્રજ્ઞા. કેવળજ્ઞાન થયા પછી નહીં.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન થયા પછી તીર્થંકર થાય અથવા કેવળી થાય, તો પછી એમની કૃપાનો સવાલ હોતો જ નથી. કારણ કે પ્રજ્ઞા છે નહીં.

**દાદાશ્રી :** પૂરું થઈ ગયુંને ! બધું ખલાસ થઈ ગયું. પ્રજ્ઞા છે ત્યાં સુધી દેહ જોડે લેવાદેવા છે કંઈકે. પછી તો દેહ જોડે સાવ છૂટેછૂટું ! અમને કેવળજ્ઞાન થયું નથી, છતાંય એ કેવળજ્ઞાન શું છે, એ અમે જોયેલું છે.

## પૂર્વના અંતરાયે અટક્યું કેવળજ્ઞાન

કોઈ એ છેલ્લા દરવાજામાં પ્રવેશી શકે નહીં. તેય કેવળજ્ઞાન સ્વરૂપ જ છે. અમે એ દરવાજો જોયો અને તે મહીં કોણ પેસવા નથી દેતું તેય જોયું.

**પ્રશ્નકર્તા :** એ કોણ છે, જે પેસવા દેતું નથી ?

**દાદાશ્રી :** પબ્લિકને માટે મોટા મોટા બે સિંહ છે, દાદાને માટે બે રમકડાં છે. છતાં પેસવા નથી દેતું એટલે શું કે એ અમારો અંતરાય છે, એમનો દોષ નથી. એટલે અંતરાય એની મેળે જ તૂટવા જોઈએ. અમે એને તોડીએ નહીં, સહજ તૂટવા જોઈએ. લાભાંતરાય, દાનાંતારાય, ભોગાંતરાય, ઉપભોગાંતરાય એ બધા અંતરાય એની મેળે તૂટવા જોઈએ. અમારી સહજ દશા હોય, અમારી ક્રિયાવાળી દશા ના હોય.

આત્મા કેવળજ્ઞાન સ્વરૂપ છે. ફક્ત આ કાળમાં કેવળજ્ઞાન પચતું નથી, એટલે પરિણામ પામતું નથી.

**પ્રશ્નકર્તા :** એટલે પછી કયા કાળમાં પરિણામ પામવાનું ?

**દાદાશ્રી :** એ તો આ કાળમાં નથી પરિણામ પામે એવું. એક આ અવતારમાં તો કશું વળે એવું નથી, આવતા અવતારમાં પરિણામ પામશે.

જ્ઞાની પુરુષ કેવળજ્ઞાન સ્વરૂપમાં રહેવાના જ આશયમાં હોય. પણ આ કાળને હિસાબે કેવળજ્ઞાન સ્વરૂપમાં અખંડપણે રહી ના શકાય. પણ એમનો આશય કેવો હોય કે નિરંતર કેવળજ્ઞાન સ્વરૂપમાં રહેવું. કારણ કે 'કેવળજ્ઞાન સ્વરૂપ'ને એ 'પોતે' જાણતા હોય. આ કાળની એટલી બધી જોશબંધ ઈફેક્ટ છે કે કેવળજ્ઞાન સ્વરૂપમાં રહી શકાય નહીં. જેમ બે ઈંચના પાઈપમાંથી પાણી ફોર્સબંધ આવતું હોય તો આંગળી રાખે તો ખસી જાય અને અડધા ઈંચની પાઈપમાંથી પાણી આવતું હોય તો આંગળી ના ખસી જાય. એવું આ કાળનું જોશ એટલું બધું છે ! એટલે જ્ઞાની પુરુષનેય સમતુલામાં રહેવા ના દે !

## જોયું સંપૂર્ણ 'કેવળજ્ઞાન સ્વરૂપ', પણ રહ્યું ચાર ડિગ્રી ઓછું

કેવળજ્ઞાન એ વસ્તુ જુદી છે અને કેવળજ્ઞાન સ્વરૂપ એ જુદું છે વસ્તુ. કેવળજ્ઞાન એટલે બધા જ જ્ઞેયો ઝળકવા. અમને બધા જ્ઞેયો ઝળક્યા નથી પણ ઘણા ખરા જ્ઞેયો ઝળક્યા, તેથી તો અમારી વાણીમાં તમને નવું નવું સાંભળવાનું મળે કે નવા નવા, ઊંડા ઊંડા પોઈન્ટો. બધી નવી નવી વાતો અને શાસ્ત્રની બહારની જ બધી વાતો, એ તો કેવળજ્ઞાનના બધા પર્યાય છે. પણ સંપૂર્ણ સ્વરૂપે ઝળક્યું નથી, ચાર ડિગ્રી ઓછું રહ્યું.

છતાં આખા વર્લ્ડનો અજાયબ પુરુષ છે 'આ' ! 'કેવળજ્ઞાન સ્વરૂપી' આત્મા જાણ્યો, તેને 'જાણ્યું' કહેવાય.

ભાવે કરીને કેવળજ્ઞાન થયું છે અને પ્રગટ કેવળજ્ઞાન નથી થયું. એટલે હું જ્ઞાની પુરુષ તરીકે રહ્યો છું. તેથી હું 'ભગવાન' કહેવડાવતો નથી મારી જાતને. જો મને પોતાને પ્રગટ થયું હોત કેવળજ્ઞાન, તો હું ભગવાન કહેવાત, પણ આ કાળમાં એ થાય એવું નથી એટલે હું જ્ઞાની પુરુષ તરીકે રહું છું. અંદર ફુલ્લી (પૂર્ણ) કેવળજ્ઞાન થયેલું છે, એને હું 'દાદા ભગવાન' કહું છું. દાદા ભગવાન છે એ કેવળજ્ઞાન સ્વરૂપ છે, એબ્સૉલ્યૂટ જ્ઞાન જ છે.

## તીર્થંકર ભગવાન બધું જોયા કરે, કેવળજ્ઞાનથી

**પ્રશ્નકર્તા :** છેલ્લે તીર્થંકર ભગવાનના કેવળજ્ઞાન વિશે સમજાવશો.

**દાદાશ્રી :** તીર્થંકર એટલે શું કે પુદ્‌ગલનું સ્વામીપણું જ ના હોય, છૂટાપણું જ હોય. પુદ્‌ગલને જોયા જ કરે. પુદ્‌ગલ શું કરી રહ્યું છે એ બધું જોયા કરે અને તે કેવળજ્ઞાન સ્વરૂપે. બધી જ એબ્સૉલ્યૂટ જાગૃતિ હોય. એબ્સૉલ્યૂટ એટલે સાંસારિક વિચાર જ આવતા બંધ થયા હોય. 'પોતે' પોતાના જ પરિણામને ભજે ! જાગૃતિ સિવાય કેવળજ્ઞાન બીજી વસ્તુ નથી. ખાલી સંપૂર્ણ જાગૃતિ બધું જ જોઈ શકે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૨]

# વિજ્ઞાન સ્વરૂપ - વિજ્ઞાનઘન

## વિજ્ઞાન જ્ઞાન એ જ આત્મા

**પ્રશ્નકર્તા :** આપણા શાસ્ત્રમાં વિજ્ઞાનને 'આત્મા' કહ્યો છે, 'વિજ્ઞાન અનંતમ્, જ્ઞાનમ્ વિજ્ઞાનમ્ બ્રહ્મ.' તો વિજ્ઞાન એટલે શું ?

**દાદાશ્રી :** આત્મા એ જ વિજ્ઞાનસ્વરૂપ છે. એનું સ્વરૂપ જ વિજ્ઞાન છે અને આ રિલેટિવ જ્ઞાન, એ તો બધું પ્રકૃતિનું જ્ઞાન હોય, આત્માનું જ્ઞાન ના હોય, આત્માનું વિજ્ઞાન છે. જેટલું રિલેટિવ જ્ઞાન છે તે પ્રકૃતિને લાગે-વળગે. પ્રકૃતિના ગુણો, ધર્મ બધું એની વાતચીત કરવા માટેનું છે અને તે જ્ઞાન એ બુદ્ધિ છે. એ જ્ઞાનથી બુદ્ધિ ઊભી થાય. એ જ્ઞાન અમારામાં નહીં એટલે અમારામાં બુદ્ધિ ખલાસ થઈ ગયેલી છે. અમારામાં વિજ્ઞાન એટલે બુદ્ધિ નહીં, બુદ્ધિ ખલાસ થઈ ગયેલી અને બુદ્ધિ એ એન્ડ (અંત)વાળી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિ ખલાસ થઈ જાય ?

**દાદાશ્રી :** હંઅ. એની બિગિનિંગ છે, એનો એન્ડ છે. વિજ્ઞાનનું બિગિનિંગ (શરૂઆત) પણ નથી, એન્ડે (અંતે)ય નથી.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન એટલે આત્મા નહીં ? તો આત્માને જ્ઞાનનો પીંડ કહેવામાં આવે છે ને, દાદા ?

**દાદાશ્રી :** હા, જ્ઞાનનો પીંડ કહે છે તે બરોબર છે. પણ એ ભાષામાં બરોબર છે પણ આ જ્ઞાન છે તે જ્યાં સુધી વિજ્ઞાન ના થાય ત્યાં સુધી આત્મા કહેવાય જ નહીં. પણ છતાં એણે શબ્દમાં તો એમ જ કહ્યું છે, જ્ઞાન એ જ આત્મા છે. છેવટે જ્ઞાન એ જ આત્મા છે પણ કયું જ્ઞાન ? વિજ્ઞાન જ્ઞાન.

## વિજ્ઞાન એ એબ્સૉલ્યૂટ જ્ઞાન, બનાવે પરમાત્મા

આખું જગત રિલેટિવ જ્ઞાનમાં જ છે. પછી તે સાધુ-બાવા કે ગમે તેવા મોટા આચાર્ય હોય, તે બધા જ રિલેટિવ જ્ઞાનમાં છે. વિજ્ઞાનમાં તો કોઈ જ આવ્યા જ નથી. વિજ્ઞાન એટલે એબ્સૉલ્યૂટ જ્ઞાન. આ જગતમાં હિતાહિતનું ભાન તે તો રિલેટિવ જ્ઞાન છે, તે વિજ્ઞાન નથી.

અત્યારે આપણી પોતાની નબળાઈ નીકળે, પોતે પરમાત્મા થાય એવું આ વિજ્ઞાન છે આપણું. અને ભગવાનેય તમારો ઉપરી નથી, એની ગેરેન્ટી આપું છું. પછી શો વાંધો છે તે ?

## આત્મજ્ઞાન થતા સુધી જ્ઞાન, પછી આગળ વિજ્ઞાન

**પ્રશ્નકર્તા :** દાદા, હવે એ સમજવું હતું કે આપની જ્ઞાનવિધિ દ્વારા અમને જે રિયલ જ્ઞાન થાય છે તે ને આ વિજ્ઞાનસ્વરૂપ એ બે કઈ રીતે જુદું પડે છે ?

**દાદાશ્રી :** વિજ્ઞાન એટલે એબ્સૉલ્યૂટ જ્ઞાન અને રિયલ જ્ઞાન એ છે તો આત્મજ્ઞાન થતા સુધીનું જ્ઞાન કહેવાય છે. આત્મજ્ઞાન સ્પર્શે ત્યાં સુધીનું જ્ઞાન કહેવાય છે અને તે પછી આગળ એને વિજ્ઞાન કહેવાય છે. વિજ્ઞાન એ એબ્સૉલ્યૂટ કહેવાય. એટલે જ્ઞાન એ કરવું પડે અને વિજ્ઞાન એની મેળે ક્રિયા થયા કરે.

## ...પછી વિજ્ઞાનઘન થતા થાય ભગવાન

**પ્રશ્નકર્તા :** દાદા, વધારે સમજાવશો.

**દાદાશ્રી :** આત્મજ્ઞાન જ્યારે વિજ્ઞાનસ્વરૂપે થાય છે ત્યારે એમાં બે

જુદું જુદું નથી હોતું. આત્મજ્ઞાન જ વિજ્ઞાનસ્વરૂપે થાય. આત્મજ્ઞાન તો મેં તમને આપ્યું જ છે ને, પછી એ વિજ્ઞાનસ્વરૂપે થાય. ભગવાન વિજ્ઞાનસ્વરૂપ છે. 'જ્ઞાનસ્વરૂપે' નથી. આ મારું વિજ્ઞાનસ્વરૂપ થયેલું. જ્યાંથી પૂછે ત્યાંથી જવાબ મળે. એ દુનિયામાં બનેલુંય નહીં. આ ઈતિહાસેય નહીં બનેલો આવો. તેથી અમે વેદના ઉપરી કહેવાય ને ! નહીં તો વેદના ઉપરી ના હોય તો કંઈ બોલાય નહીંને, શબ્દેય. આ તો જે હોય ફેક્ટ તે કહી દે ઝટ, કે ધીસ ઈઝ ધેટ.

જ્ઞાન એટલે આત્મા અને વિજ્ઞાન એટલે પરમાત્મા. આ તો 'સાયન્સ' છે. આત્મા-પરમાત્માનું 'સાયન્સ' એટલે સિદ્ધાંત ! એમાં કોઈ જગ્યાએ અંશ માત્ર 'ચેન્જ' (ફેરફાર) ના થાય અને ઠેઠ આરપાર કાઢી નાખે. જ્ઞાનઘન આત્મામાં આવ્યા પછી, અવિનાશી પદને પામ્યા પછી વિજ્ઞાનઘનને જાણવું જોઈએ.

## જ્ઞાની પુરુષ વિજ્ઞાનઘન આત્મ સ્વરૂપે

વિજ્ઞાની ક્યારે થઈ શકે ? મનની આખી ગ્રંથિઓ ઓળંગી જાય, બુદ્ધિના બધા પર્યાયો ઓળંગી જાય, પછી 'જ્ઞાન'ના પર્યાયો શરૂ થાય, એય પછી ઓળંગી જાય ને 'જ્ઞાન'ની બહાર નીકળે, ત્યારે 'વિજ્ઞાનઘન આત્મા' થાય !

વિજ્ઞાનઘન એટલે બધામાં 'હું જ છું' એવું દેખાય, એ વિજ્ઞાનઘન આત્મા કહેવાય. બંધાયેલો છતાંય મુક્ત રહે ! 'જ્ઞાની પુરુષ' તો ધર્માધર્મ આત્માથી પર ને જ્ઞાનઘનથીયે પર વિજ્ઞાનઘન આત્મામાં હોય, કેવળ મુક્ત પુરુષ !

તેઓ પોતે 'થિયરી ઑફ એબ્સૉલ્યૂટિઝમ'માં જ નહીં પણ 'થિયરમ ઓફ એબ્સૉલ્યૂટિઝમ'માં હોય. આખા 'વર્લ્ડ'નું પુણ્ય જાગ્યું કે આ 'અક્રમ વિજ્ઞાન' નીકળ્યું, વિજ્ઞાનઘન આત્મા નીકળ્યો !

આ વિજ્ઞાન છે, આત્મ વિજ્ઞાન. કૃષ્ણ ભગવાને જે વિજ્ઞાનસ્વરૂપ કહ્યું તે જ આ આત્મા. જ્ઞાનસ્વરૂપ આત્મા કામમાં લાગશે નહીં. વિજ્ઞાનસ્વરૂપ આત્મા, સ્પષ્ટ ચેતનસ્વરૂપે જોઈશે.

## આત્માના અનંત પ્રદેશોનો અનુભવ એ જ વિજ્ઞાનઘન

**પ્રશ્નકર્તા :** તો અમારે હવે જ્ઞાનનું અવલંબન કયું ?

**દાદાશ્રી :** જ્ઞાનનું અવલંબન એટલે પાંચ આજ્ઞાનું અવલંબન. બાકી મૂળ જ્ઞાન એ જ આત્મા છે, એને વિજ્ઞાનસ્વરૂપ કહેવાય. જ્યારે સંપૂર્ણ દશા એ વિજ્ઞાનસ્વરૂપ કહેવાય.

'જ્ઞાની' એ તો સાધનસ્વરૂપ છે, સાધ્ય 'વિજ્ઞાનસ્વરૂપ આત્મા' છે ! વિજ્ઞાન એ જ ચેતન. ચેતન તો આખુંયે અનુભવનું ઘનસ્વરૂપ કહેવાય અને વિજ્ઞાનઘન એ જ ચેતન.

**પ્રશ્નકર્તા :** વ્યવહારમાં અનુભવ સાથેનું જ્ઞાન એને વિજ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** ના, વિજ્ઞાન એટલે તમામ અનુભવોનું ઘનસ્વરૂપ. આત્માના તમામે તમામ પ્રદેશનો અનુભવ એ જ વિજ્ઞાનઘન.

**પ્રશ્નકર્તા :** આ લોકો વિજ્ઞાન એ જ ચેતનને કેમ કરીને એક્સેપ્ટ કરશે ?

**દાદાશ્રી :** આ વિજ્ઞાનઘન એ જ ચેતન. વિજ્ઞાન આત્મા એ જ ચેતન. આત્મા શબ્દ ના લખે તો ચાલે. પણ વિજ્ઞાન એવું એકલું લખીએ તો પેલું કંઈ આવી બેસી જાય. લોકો વિજ્ઞાન આત્માને બદલે પેલું ભૌતિક વિજ્ઞાન ઘાલી દે. એટલા માટે 'વિજ્ઞાન આત્મા' કહ્યું. વિજ્ઞાનમય ચેતન છે અને તે ચેતન અમે જોયેલું છે.

વિજ્ઞાનઘન આત્મા બસ. તમામ અનુભવનું ઘનસ્વરૂપ. આ વ્યવહાર જ્ઞાન બુદ્ધિમાં જાય ને વિજ્ઞાન પોતાના જ્ઞાનમાં જાય.

**પ્રશ્નકર્તા :** તમામ અનુભવોનું સ્વરૂપ એ વિજ્ઞાન કહ્યું, તો તમામ અનુભવો એટલે કેવી રીતનું ?

**દાદાશ્રી :** આ નાનું છોકરું નાનપણમાં દેવતાને આમ આમ કરતું હોય, સળી કરતું હોય, ત્યારે આપણે આમ જરા અડાડીએને, એટલે એને

અનુભવ થાય. પછી એ આખી જિંદગી ના ભૂલે. તે આ વિનાશીનો અનુભવ આખી જિંદગી ભૂલાતો નથી, તો પેલો તો કેવળજ્ઞાનનો અનુભવ.

**પ્રશ્નકર્તા :** એ આત્માના એક-એક પર્યાયનો અનુભવ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એક-એક પ્રદેશનો, દરેકે દરેક પ્રદેશનો. અનંત પ્રદેશી આત્મા. દરેક પ્રદેશનો અનુભવ, એટલે વિજ્ઞાનઘન. તમે એમાં પેઠા એટલે તમને એ જ થવાનું, બીજું કશું થવાનું નહીં. એમ અનુભવ થતું થતું થતું જ્યારે આ બધો માલ નીકળી જશે ત્યારે.

**પ્રશ્નકર્તા :** એટલે પેલો એક-એક પ્રદેશનો અનુભવ થતો જશે ?

**દાદાશ્રી :** હા, થતો જશે.

## વિજ્ઞાનઘન, એબ્સૉલ્યૂટ જ્ઞાનમાત્ર

**પ્રશ્નકર્તા :** પોતાનું વિજ્ઞાનઘન સ્વરૂપ જે કહીએ છીએ, તો ઘન શબ્દ દ્વારા એક્ઝેક્ટ શું કહેવા માગો છો ?

**દાદાશ્રી :** હા, એ તો આપણે પેલા એની પાછળ નહીં લગાડતા, ચક્કરની પાછળ ?

**પ્રશ્નકર્તા :** ઘનચક્કર !

**દાદાશ્રી :** હં, એવું આ ક્યૂબ કહેવાય, વિજ્ઞાન ક્યૂબ ! પેલું ચક્કર ક્યૂબ કહ્યું.

**પ્રશ્નકર્તા :** આમ જરા વધારે પડતું, સોલિડ વિજ્ઞાન કહેવાય.

**દાદાશ્રી :** સોલિડ વિજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** ચક્કર તો હતો જ પણ ઘનચક્કર કહ્યો, એટલે વધારે ચક્કર, એ રીતે વિજ્ઞાન કહ્યું, વિજ્ઞાન તો છે જ, પણ વિજ્ઞાનઘન કહ્યું.

**દાદાશ્રી :** ઘનચક્કર એટલે અંગ્રેજીમાં ક્યૂબ ચક્કર. ક્યૂબ એટલે ત્રણ ગુણ્યા ત્રણ ગુણ્યા ત્રણ, એવું આ વિજ્ઞાનઘન. એટલે આમાં બીજું કંઈ

છે નહીં અંદર. આખું લંબાઈ, પહોળાઈ, ઊંચાઈનો ગુણાકાર, બધું વિજ્ઞાન જ છે આ.

**પ્રશ્નકર્તા :** એ અર્થમાં વિજ્ઞાનઘન કહ્યો ?

**દાદાશ્રી :** હં, એબ્સૉલ્યૂટ જ્ઞાનમાત્ર, વિજ્ઞાન માત્ર.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાન ?

**દાદાશ્રી :** હા, બસ.

## વિજ્ઞાન એ સ્વયં ક્રિયાકારી, સ્વાભાવિક ક્રિયાઓ કરાવે

વિજ્ઞાન એ જ એબ્સૉલ્યૂટ આત્મા. આત્મા નામનો બીજો કોઈ ભૌતિક પદાર્થ નથી. આ જ પદાર્થ, વિજ્ઞાન, જે જ્ઞાને કરીને જગતને જાણી શકાય, જોઈ શકાય, અનુભવી શકાય અને એ અનુભવનું ફળ આનંદ જ.

'વિજ્ઞાન' હંમેશાં ખોટી ક્રિયાઓ છોડાવે ને સાચીય છોડાવે. 'વિજ્ઞાન' તો સ્વાભાવિક ક્રિયાઓ કરાવે. 'વિજ્ઞાન' આવ્યું એટલે ભગવાન જ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** વિજ્ઞાનને સ્વયં ક્રિયાકારી કહેવાય ?

**દાદાશ્રી :** હા, સ્વયં ક્રિયાકારી. વિજ્ઞાન બે પ્રકારના; એક આ ભૌતિક વિજ્ઞાન, એ પોતે નાશ થવાનું અને આ વિજ્ઞાન કાયમી પરમેનન્ટ વિજ્ઞાન. અને આ વિજ્ઞાન એ જ આત્મા ને તે જ પરમાત્મા.

**પ્રશ્નકર્તા :** દાદા, વિજ્ઞાન શબ્દ અત્યારે અમને સમજાય નહીં એવું લાગે છે.

**દાદાશ્રી :** ના, એ સમજાઈ જ ગયું છે ને !

**પ્રશ્નકર્તા :** આમ બરાબર છે પણ અનુભવમાં...

**દાદાશ્રી :** અનુભવમાં આવ્યું છે જ ને તમને ચેતવે જ છે ને !

વિજ્ઞાન એનું નામ કહેવાય કે જે જાણ્યું તે આપણે કશું કરવું ના

પડે, એની મેળે થાય એનાથી. જ્ઞાન તો એની ચોકસાઈ નહીં કે થવાનું જ એ. પણ આ વિજ્ઞાન તો થાય જ, અવશ્ય થાય.

## જ્ઞાન પછી વિજ્ઞાન સ્વરૂપ થતા ગઈ ચિંતા ને પ્રગટ્યો ચેતક

**પ્રશ્નકર્તા :** પછી ચિંતા જતી રહે. આગલે દહાડે કહેનાર કે આ ચિંતા જાય નહીં, એ જ માણસ જ્ઞાન લીધા પછી બીજે દિવસે કહે છે કે મારી ચિંતા ગઈ.

**દાદાશ્રી :** ગઈ હવે ચિંતા. ચિંતા ક્યારે જાય કે વિજ્ઞાનસ્વરૂપ થાય ત્યારે. એટલે પેલો કેવળજ્ઞાન થયા પછી વિજ્ઞાનસ્વરૂપ થાય છે. તમને કેવળજ્ઞાન ભલેને ના થયું હોય પણ વિજ્ઞાનસ્વરૂપ તો થયા છો. તેથી તમને શું કહું છું કે કેવળજ્ઞાન મેં તમને આપ્યું છે ખરું પણ મને પચ્યું નથી માટે તમને પચતું નથી. અને કેવળજ્ઞાન આપેલું ના હોત તો આ બે કલાકમાં તમારો આત્મા જાગ્રત થાતેય નહીં.

**પ્રશ્નકર્તા :** થાતેય નહીં ને ચિંતા જાતેય નહીં.

**દાદાશ્રી :** હા, એટલે આ વિજ્ઞાનસ્વરૂપ છે આત્મા તો.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, વિજ્ઞાનસ્વરૂપ છે એ હકીકત આમ દરેકને સાધારણ અનુભવ થાય છે કે પોતે બહાર કશું નહીં કરતા હોવા છતાં અંદર ક્રિયા સતત ચાલ્યા જ કરે છે.

**દાદાશ્રી :** ચાલ્યા જ કરે, નિરંતર ચેતવે હઉ. અંદર કંઈ અવળું થાયને ત્યારે ચેતવે હઉ. ચંદુભાઈ ગુસ્સે ભરાયા તો અંદર ચેતવે કે એમ નહીં, એવું ના થવું જોઈએ.

આ તો ચૈતન્ય વિજ્ઞાન છે, મહીંથી જ ચેતવે. અંદર જે ચેતવનારી શક્તિઓ બધી છે એ ખુલ્લી થઈ ગઈ. એટલે આ વિજ્ઞાન છે. આ તો આનો લાભ આજ વીસ-પચ્ચીસ હજાર માણસો લઈને બેઠા છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧.૩]
# ચૈતન્યઘન સ્વરૂપ

## આત્મા ભેળસેળ રહિત ચૈતન્યનો ઘન

**પ્રશ્નકર્તા :** આ તમે જેમ કહો છો કે હું ચૈતન્યઘન એવો શુદ્ધાત્મા છું, તો ચૈતન્યઘન એટલે શું ?

**દાદાશ્રી :** આ સાંબેલું આવે છે ને, એ સાંબેલાને ખખડાવીએ તો શું થાય ? અવાજ આવે ?

**પ્રશ્નકર્તા :** અવાજ આવે.

**દાદાશ્રી :** અને પ્લાસ્ટિકનું સાંબેલું હોય ને ખખડાવીએ તો ?

**પ્રશ્નકર્તા :** પોલું હોય તો પોલો અવાજ આવે.

**દાદાશ્રી :** પ્લાસ્ટિકનું સાંબેલું એટલે પ્લાસ્ટિક એ પોલું હોય તો, પોલો અવાજ જ આવેને કે ના આવે ?

**પ્રશ્નકર્તા :** હા, આવે.

**દાદાશ્રી :** એટલે એ પ્લાસ્ટિકનું સાંબેલું એને ઘન ના કહેવાય. આ પોલું સાંબેલું અને આ છે નક્કર. તે આત્મા નક્કર છે એમ કહે છે. પોલા સાંબેલા જેવો નથી, ઘન છે. ઘન એટલે ક્યૂબિક, એટલે આમ (બધી બાજુએ) કોમ્પ્રેસ કર્યું.

**પ્રશ્નકર્તા :** ઘન એટલે એનું વિભાજન નથી થયું એ અર્થમાં છે ? ઘનનો અર્થ એવો છે કે એના ભાગ પડ્યા નથી ?

**દાદાશ્રી :** એના ભાગ પડે જ નહીં. એના ટુકડા થઈ શકે નહીં, કરવા હોય તોય. બીજો ફેરફાર જ ના થાય એમાં. કોઈ કરી શકેય નહીં.

**પ્રશ્નકર્તા :** ચૈતન્યઘન એટલે ?

**દાદાશ્રી :** ચૈતન્યનો ઘન એટલે વન સાઈડેડ ચૈતન્ય નહીં, ક્યૂબ સાઈડથી ચૈતન્ય. બધી રીતે ચૈતન્ય છે. ચેતનનું આખું ઘનસ્વરૂપ છે. આ કંઈ પડછાયો નથી, ચૈતન્યઘન ! ચૈતન્યઘન એટલે ચૈતન્યનો પીંડ કહેવાય. ચૈતન્યના અનંત પ્રદેશો છે, પ્રદેશે પ્રદેશે જ્ઞાન છે. માટે અનંત જ્ઞાન છે. એ અનંત પ્રદેશે અનંત જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** એ ઘન શબ્દ ચૈતન્યની સાથે જાય ?

**દાદાશ્રી :** ઘન એટલે શું કહેવા માગે છે કે એ સિવાય બીજું મહીં ભેળસેળ નથી. ભેળસેળવાળી વસ્તુ નથી, સ્વાભાવિક વસ્તુ છે. આ કંઈ બનાવેલી વસ્તુ નથી.

## ચૈતન્ય એટલે જ્ઞાન-દર્શન-સુખ રૂપી પરમ જ્યોતિ

**પ્રશ્નકર્તા :** ચૈતન્યઘન વિશે વધારે ફોડ પાડશો ?

**દાદાશ્રી :** આત્મા છે ને, એ તો ચૈતન્ય છે, શુદ્ધ ચૈતન્ય છે.

આત્મા કેવો છે ? સત્ એટલે અવિનાશી અને નિરંતર શાશ્વત ચૈતન્યવાળો છે. જોડે જોડે એ પરમાનંદ સ્વરૂપ છે અને બધી ચીજ જાણવાનો ને લાગણીવાળો જેનો સ્વભાવ છે. એ જ્ઞાતા, જોઈ શકે ને જાણી શકે. બીજા કોઈ તત્ત્વો જોઈ શકે અને જાણી શકે નહીં. જોવા-જાણવાની ક્રિયા છે એ ભગવાન અને પરમાનંદ સ્વરૂપ. એટલે ચૈતન્ય છે, શુદ્ધ ચૈતન્ય. બીજામાં ચૈતન્યતા નથી. બધું 'માય' (મારું) એ ચૈતન્ય નથી.

**પ્રશ્નકર્તા :** ચૈતન્યનો ખરો અર્થ શું ?

**દાદાશ્રી :** જ્ઞાન-દર્શન ભેગું કરીએ તો ચૈતન્ય કહેવાય. બીજી કોઈ

વસ્તુમાં ચૈતન્ય નથી. માત્ર આત્મામાં જ અનંત જ્ઞાન-અનંત દર્શન છે, તેથી તેને ચૈતન્યઘન કહ્યો.

ચૈતન્ય એટલે જ્ઞાન-દર્શન. ચૈતન્ય એટલે હાલાહાલ કરે, ઊઠ-બેસ કરે, દોડધામ કરે એ ચૈતન્ય નહીં. જ્ઞાન-દર્શન અને એનાથી પરિણામે ઉત્પન્ન થતું સુખ એ ચૈતન્ય કહેવાય. જ્ઞાન-દર્શનના પરિણામે ઉત્પન્ન થતું સુખ, આ ત્રણ ભેગા થાય ત્યારે પરમજ્યોતિ સ્વરૂપ ચૈતન્ય કહેવાય.

## ચૈતન્ય સત્તા અવિનાશી, માટે સમજી શકે વિનાશીને

**પ્રશ્નકર્તા :** ચૈતન્ય એ ચૈતન્ય સત્તાનો પ્રત્યક્ષ ગુણ છે એ સમજાવો.

**દાદાશ્રી :** ચૈતન્ય સત્તા એટલે શું કે એને સમજવું શી રીતે ? ચૈતન્ય સત્તા આમ સમજાય એવી વસ્તુ નથી. તે એને ફોડ પાડીને જ્ઞાની પુરુષ શું કહે કે ચૈતન્ય સત્તા એટલે જ્ઞાન-દર્શન સત્તા. જ્ઞાન-દર્શન એટલે તું સમજી શકું છું કે આ મગ છે તે ભલે હાલતા-ચાલતા નથી પણ જો એને પાણીમાં (પલાળીને) બાંધીએ તો એની લાગણીઓ દેખાશે આપણને. અને આ બીજી વસ્તુઓ ફૂટશે નહીં. આ કાંકરા નાખીએ તો એ ફૂટે ? ના. વિલક્ષણતા છે એ બેનામાં. પેલામાં ચૈતન્ય સત્તા છે અને આ ચૈતન્ય સત્તા રહિત છે. પેલામાં જ્ઞાન-દર્શન છે, લાગણીઓ છે. એ જે ફૂટે છે એ લાગણી ધરાવે છે અને જ્યાં કંઈ લાગણી ધરાવે ત્યાં ચેતન છે એ નક્કી થાય. લાગણી ધરાવતું નથી ત્યાં ચેતન ન હોય. આ ચીજવસ્તુ લાગણી ધરાવતા નથી એટલે ચેતન ન હોય. લાગણી ધરાવનાર સ્વ-પર પ્રકાશક કહેવાય. પ્રકાશક એટલે આ ચૈતન્ય સત્તા કહેવાય અને ચૈતન્ય સત્તા જ વિનાશીને વિનાશી સમજી શકે, નહિતર બીજી કોઈ સત્તા વિનાશીને વિનાશી સમજી શકે નહીં. ચૈતન્ય સત્તા પોતે અવિનાશી હોવાથી આને એ વિનાશી તરીકે કહી શકે છે. આ અજ્ઞાની પણ સમજતા નથી કે મારી ચૈતન્ય સત્તા કામ કરી રહી છે. પણ છતાંય એ લોકો એમ કહે છે કે આ નાશ થઈ જાય છે, તો વિનાશી છે. એ તો આ લોકોને, અજ્ઞાનીનેય ખબર પડે કે આ બધી વિનાશી ચીજો છે પણ એનો જાણનાર અવિનાશી જ હોય. વિનાશીને વિનાશી જાણી શકે નહીં. એટલે અજ્ઞાની માણસ પણ એમ કહી શકે કે

આ બધી વિનાશી ચીજો છે. અલ્યા, તું અવિનાશી થયો છું ? ત્યારે કહે, હું થયો નથી પણ આ વિનાશી ચીજો છે એનો મને અનુભવ થયો. પણ એ જાણે છે તે અવિનાશી છે. એ સત્તાને તું ખોળ, એ ચૈતન્ય સત્તા છે.

## ચૈતન્ય સત્તાના અનુભવે થાય રાગ-દ્વેષ રહિત, નિર્લેપ

**પ્રશ્નકર્તા :** ચૈતન્ય સત્તાનો અનુભવ શી રીતે થાય ?

**દાદાશ્રી :** આપણને કોઈ ગજવું કાપે, ગાળો ભાંડે ને રાગ-દ્વેષ ના થાય ત્યારે આપણે જાણવું કે આપણને ચૈતન્ય સત્તાનો અનુભવ થઈ ગયો. ચૈતન્ય સત્તાનો અનુભવ હોય ત્યારે આ બધામાં રાગ-દ્વેષ ના હોય, નિર્લેપ જ હોય. સંસાર સમુદ્રમાં હોવા છતાં નિર્લેપ હોય.

## 'ફાઈલ'માં શું શું આવે ?

આપણા લોકો જે બોલે છે ને કે આ ફાઈલ નંબર વન, એટલે પછી બાકી શું રહ્યું ? ત્યારે કહે, શુદ્ધ-બુદ્ધ-ચૈતન્યઘન સ્વરૂપ. ફાઈલ નંબર વન બાદ કરે, તે ફાઈલ શેને કહીએ છીએ ? બધી જ વસ્તુઓ. શુદ્ધ-બુદ્ધ-ચૈતન્યઘન સિવાયની બધી જ વસ્તુઓને આપણે 'ફાઈલ' કહીએ છીએ. ફાઈલ કહેતાની સાથે જ પોતે તે આત્મા રૂપ થઈ ગયો. પણ એ બોલવા માત્રથી કંઈ વળે નહીં, એ તો ગણનારો અહંકાર ખસી જાય તો દહાડો વળે.

## 'જોવાય' અને 'જણાય'માં શું ફેર ?

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું, કેવળજ્ઞાન જણાય, તો એવું કેવળજ્ઞાન જણાય તો એ ઘનસ્વરૂપ થયુંને ? ઘન જણાય એવું છે, તો જણાય એટલે શું ?

**દાદાશ્રી :** જણાય એટલે જ્ઞાનમાં વર્તે કહેવાય. જોવાય એટલે જ્ઞાન શું છે એ દર્શનમાં વર્તે અને જણાય એટલે વર્તે, શું છે એ. જ્ઞાનમાં અમને વર્તેલું છે. વર્તેલું છે પણ આમ કહી ના શકાય, વાણી ના હોય.

**પ્રશ્નકર્તા :** પણ વર્ણન ના થઈ શકેને ?

**દાદાશ્રી :** એ જ્યારે વર્તે ત્યારે એને નિરાલંબ કહેવાય, નિરાલંબ દશા.

❖ ❖ ❖ ❖ ❖

# [૨]

# વિશુદ્ધ

## આત્મા નિરંતર શુદ્ધ, જુદા જુદા સંજોગે દેખાયો અશુદ્ધ

**પ્રશ્નકર્તા :** આત્માના અશુદ્ધ, શુદ્ધ, વિશુદ્ધ એવા પ્રકારો છે કે આત્મા એક જ જાતનો છે ?

**દાદાશ્રી :** આત્મા તો એનો એ જ છે. આત્મામાં કંઈ ચેન્જ નથી. ફક્ત જેવા સંજોગો હોય તે પ્રમાણે એને કહેવાય છે. આપણા ઘેરે આ સોનાની થાળી હોય, પણ જમીને ઊઠ્યા હોય ત્યારે એ અજવાળવાની કહે. 'એંઠી છે' એવું કહે અને જમીને ના ઊઠ્યા હોય તે પહેલા, ખાવાનું ના મૂક્યું હોય તે પહેલા સોનાની થાળી પ્યૉર છે, શુદ્ધ છે કહે. એટલે એવી રીતે આ શુદ્ધ ને અશુદ્ધ કહે છે. એનો એ જ આત્મા, જુદા સંજોગો લાગવાથી આ અશુદ્ધિ દેખાય છે અને અશુદ્ધિ ખરી જાય તો શુદ્ધ જ છે. પોતે શુદ્ધ જ છે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા મેલો થાય ખરો ?

**દાદાશ્રી :** એ મેલો થતો નથી. એને કશું થતું નથી. આ ભ્રામક માન્યતા મેલી થાય છે.

## જીવમાત્ર વિશુદ્ધ, ભ્રાંતિથી મનાય અશુદ્ધ

જીવમાત્ર શુદ્ધાત્મા છે, અવ્યક્ત ભાવે બધાય શુદ્ધાત્મા જ છે. પણ

શુદ્ધાત્મા એનું અજવાળું વ્યક્ત થવું જોઈએ. વ્યક્ત થયું એ અજવાળું, એ દીવાદાંડીનું કામ કરી શકે. ઑબ્ઝર્વેટરીનું કામ કરી શકે.

**પ્રશ્નકર્તા :** એટલે વિશુદ્ધ છે એ ?

**દાદાશ્રી :** વિશુદ્ધ જ છે, બધા જીવમાત્ર વિશુદ્ધ છે, પણ વિશુદ્ધતાનું ભાન નથી. લોકોને એ ભાન થાય તો દીવાદાંડી થાય. બીજાને અજવાળું આપી શકે. એટલે આ જ્ઞાની ભાનમાં લાવે આપણને. (અન્યથા) બેભાનપણે વર્તે છે. લોકોએ જે કહ્યું એ જ્ઞાન પોતે નક્કી કરીને પોતે સ્વીકારી લીધેલું છે. એટલે લોકોની સંજ્ઞાથી ચાલ્યા છે લોક, જ્ઞાનીની સંજ્ઞાથી ચાલ્યો નથી. જો ચાલ્યો હોત તો છુટકારો થઈ જાત.

## અનંત શક્તિ-સ્વ ઐશ્વર્યથી વિશેષ પ્રકારે શુદ્ધ

**પ્રશ્નકર્તા :** વિશુદ્ધાત્મા એટલે વિશુદ્ધ એ વિશેષણ થયું ? 'હું શુદ્ધાત્મા છું' ને 'હું વિશુદ્ધાત્મા છું' એ જુદું કેમ પાડ્યું ?

**દાદાશ્રી :** એનો અર્થેય જુદો છે જ. શુદ્ધ છું, વિશેષ પ્રકારે શુદ્ધ છું, વિશુદ્ધાત્મા.

**પ્રશ્નકર્તા :** 'વિ' એટલે વિશેષ પ્રકાર ?

**દાદાશ્રી :** હા, વિશેષ પ્રકાર.

**પ્રશ્નકર્તા :** એટલે એ વિશેષ પ્રકારે એટલે કેવા પ્રકારે ?

**દાદાશ્રી :** વિશેષ પ્રકાર એટલે મારા પરમાત્મામાં જે અનંત શક્તિ છે એ બધાથી હું શુદ્ધ જ છું. મારા જે વિશેષ પ્રકારો છે એ બધાથી હું શુદ્ધ છું. મારું ઐશ્વર્ય છે એ બધાથી હું શુદ્ધ છું. મહાન ઐશ્વર્ય છે, તુલના ના કરી શકાય. એ ઝળકે તો કામ કાઢી નાખેને ! આ થોડુંક ઝળકે છે તો જોને, અંદરથી એ પાછું સમાધિ સુખ ચાલુ થઈ ગયુંને ?

## અક્રમ જ્ઞાન થકી વિશુદ્ધ સમકિત, માટે ન રહે કરવાપણું

આ આપણું જો કે અક્રમ જ્ઞાન છે. આગળના જ્ઞાનીઓએ, ચોવીસ

તીર્થંકરોનું કહેલું જ આ છે. આ પ્રકાશ જ ચોવીસ તીર્થંકરોનો છે. કંઈ નવો પ્રકાશ નથી આ. એટલે આ અહીં તો વિશુદ્ધ સમકિત જ થઈ જાય છે. શુદ્ધ સમકિત નહીં, વિશુદ્ધ સમકિત. શુદ્ધ સમકિતમાં પોતાને કરવાપણું રહે, આમાં કરવાપણું રહે નહીં.

એની મેળે જ્ઞાન જ કામ કર્યા કરે રાત-દહાડો. એ જ્ઞાન ચેતન જ્ઞાન કહેવાય છે અને શાસ્ત્રના જ્ઞાનીઓએ જે જ્ઞાન આપેલું હોય, એ જ્ઞાન બુદ્ધિજન્ય જ્ઞાન હોવાથી એ યાદશક્તિમાં રાખવાનું હોય. આ જ્ઞાન યાદશક્તિમાં રાખવાનું ન હોય. આ તમને ભૂલાયેલું જ રહે. પણ જ્યારે જરૂર પડે ત્યારે જ્ઞાન હાજર થાય.

**પ્રશ્નકર્તા :** એટલે અંતર આત્મા જેટલો ચોખ્ખો હોય તે પ્રમાણે જ્ઞાન હાજર થાય ?

**દાદાશ્રી :** હા, જેટલો ચોખ્ખો એટલે સંપૂર્ણ શુદ્ધ જો થયેલો હોય, તો તો પછી હાજર રહે ને તે શુદ્ધ થયેલો છે, સંપૂર્ણ શુદ્ધ થયેલો છે. એક ફેરો શુદ્ધિકરણ થયા પછી આત્માની હાજરીથી જ જાગૃતિ રહ્યા કરે, નિરંતર. એટલે એ ક્રિયાકારી જ્ઞાન હોય.

આત્મા એ જ્ઞાન છે, વિશુદ્ધ વિજ્ઞાન. વીતરાગ વિજ્ઞાન એ જ આત્મા. એ જ્ઞાન જ છે, બીજું કશું છે નહીં. શુદ્ધ જ્ઞાન એટલે 'વોટ ઈઝ રિયલ' અને 'વોટ ઈઝ રિલેટિવ' એમ બે ભાગ પાડે તે અને વિશુદ્ધ જ્ઞાન એટલે 'થિયરી ઑફ એબ્સૉલ્યૂટિઝમ.' વિશુદ્ધ જ્ઞાન એટલે પરમાત્મા !

## પરિણતિ વિશુદ્ધતા પામે, જ્ઞાતા-જ્ઞેય સંબંધે

**પ્રશ્નકર્તા :** અમારી જે પરિણતિઓ છે એમાં હવે વિશુદ્ધતા આવવી જોઈએ, તો અમારો જે પ્રકાશ છે એ એના ઉપર પડે અને તરત જ એ છે તો એમાંથી મલિનતા જતી રહે ને પરિણતિઓ આખી શુદ્ધ થઈ જાય.

**દાદાશ્રી :** હા, જુઓ તો શુદ્ધ જ થાય. તમે જો ત્યાં આગળ જોયુંને, તમારો જો જ્ઞાયક સ્વભાવ હોય, તમે પોતે જ્ઞાયક સ્વભાવમાં રહો, એટલે અશુદ્ધ પરિણતિ શુદ્ધ થઈને ચાલી જાય.

**પ્રશ્નકર્તા :** અને એમ કરતા કરતા વિશુદ્ધતા એટલી બધી થઈ જાય કે પછી પરિણતિઓ બધી વિશુદ્ધ રહે ?

**દાદાશ્રી :** હા, એ પરિણતિઓ બધી શુદ્ધ થઈને ચાલી જાય. આપણી પરિણતિ આપણી પાસે શુદ્ધ થઈને રહે અને આપણેય શુદ્ધ થઈને રહીએ.

## ફેર, દાદા અને સીમંધર સ્વામીના વિશુદ્ધાત્મામાં

આ અમે શુક્લધ્યાનના બીજા પાયામાં છીએ ને તમને પહેલા પાયામાં બેસાડ્યા છે. તેથી કવિ લખે છે કે દાદા વિશુદ્ધ હૃદયી છે.

**પ્રશ્નકર્તા :** હવે આ મારો આત્મા છે એ કર્મોથી થોડોક આવરાયેલો છે અને એ શુદ્ધ થતો જાય છે. સમજો કે દાદાનો આત્મા કમ્પ્લીટલી વિશુદ્ધ જ બની ગયો છે. હવે જેવો દાદાનો આત્મા વિશુદ્ધ છે એવો જ સીમંધર સ્વામીનો હોયને ? એમનામાં ને આપનામાં શું ફેર ?

**દાદાશ્રી :** એમનો બિલકુલ ચોખ્ખો, બિલકુલ પ્યૉર. ફેર આ પેલી ચાર ડિગ્રી ઓછી ને એના બધા આવરણો. તેના આ ઝોકા વાગેને ! આ અરધો કલાક અમારે (બીજો) જે જાય, આમ સત્સંગ માટે અમે બોલીએ, અત્યારે બોલીએ તે ખોટું નહીં. પણ બીજી આ વ્યવહારિક વાતો, શીંગો કેમ લાવ્યા ને ફલાણું કેમ લાવ્યા ને કેમ તમારે ના ખાવું જોઈએ, આવી બધી વાતો. હવે આ ચારિત્રમોહ છે, એ જ આવરણ છે. એ એમને ના હોય.

**પ્રશ્નકર્તા :** એમને કમ્પ્લીટલી ક્લિયર !

**દાદાશ્રી :** એમને કમ્પ્લીટલી ક્લિયર, બહુ ક્લિયર. જગત આખું આફરીન થઈ જાય એવું ક્લિયર. ત્યારે વાણીયે એવી નીકળે. જેટલું ક્લિયરન્સ એવી વાણી ક્લિયર, બસ એટલો નિયમ.

❖ ❖ ❖ ❖ ❖

# [૩]
# સચ્ચિદાનંદ સ્વરૂપ

## મૂળ આત્મા એ સચ્ચિદાનંદ સ્વરૂપ

**પ્રશ્નકર્તા :** આપ જે 'જય સચ્ચિદાનંદ' કહો છો એનો અર્થ શું ?

**દાદાશ્રી :** જય સચ્ચિદાનંદ, મૂળ પુરુષ, મૂળ આત્મા. આત્મા એ મૂળ સચ્ચિદાનંદ સ્વરૂપ છે અને આત્મા તે જ પરમાત્મા છે. આપણામાં મૂળ આત્મા જે છે, દરેક જીવમાં, તે આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપે જ છે. એનું શુદ્ધ સ્વરૂપ સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

પ્રભુ પોતે જ જય સચ્ચિદાનંદ છે. બધામાં સચ્ચિદાનંદ રૂપે રહ્યા છે. એટલે બધું એમાં સમાવેશ થઈ જાય. સચ્ચિદાનંદ બીજી કોઈ વસ્તુમાં સમાવેશ પામે નહીં. બધી વસ્તુ સચ્ચિદાનંદમાં સમાવેશ પામે. સચ્ચિદાનંદ એટલે બધામાં રહ્યો છે તે પ્રભુ, આત્મા, તે સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

## ચોવીસ તીર્થંકરોનું ભેગું સ્વરૂપ તે સચ્ચિદાનંદ

**પ્રશ્નકર્તા :** લોકો ઈશ્વરને અનેક શબ્દોથી સંબોધન કરે છે અને આપ જય સચ્ચિદાનંદ કહો છો, એની પાછળ શું ભાવાર્થ અને વિશિષ્ટતા છે ?

**દાદાશ્રી :** એ શબ્દ રૂપે છે, પણ ભગવાનનું છેલ્લું નામ છે અને ભેળસેળ વગરનું છે. પણ સ્થૂળ ભાવે છે. સત્ એટલે ત્રિકાળી અને

હોવાપણું એ. ચિત્ત એટલે જ્ઞાન-દર્શન અને જો જ્ઞાન-દર્શન શુદ્ધ રહ્યું, ચિત્ત શુદ્ધ થઈ ગયું તો આનંદ રહેશે અને અશુદ્ધ ચિત્ત રહ્યું તો અજ્ઞાન રહેશે !

આપણા બધાને એડ્રેસ, પણ ભગવાનને એડ્રેસ જ નહીંને ! ભગવાન બધે જ છે પણ એથી એનું એડ્રેસ નથી. પણ એ સચ્ચિદાનંદ સ્વરૂપે પ્રગટ થાય, તો બધી જ જગ્યાએ છે. બધા આવરણ તૂટે તો જ, દેહનું આવરણ તૂટે તો જ, નહીં તો નહીં.

આત્મા જ્ઞાનની અપેક્ષાએ આખા બ્રહ્માંડમાં એટલે નિષ્પક્ષપાતપણે વ્યાપક છે. સંપૂર્ણ નિરાવરણ એવો સચ્ચિદાનંદ સ્વરૂપ છે. આત્મા જ્યારે દેહ છોડીને મોક્ષે જાય છે ત્યારે એનું સચ્ચિદાનંદ સ્વરૂપ હોય છે. એનો પ્રકાશ આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય છે. ત્યાર પછી એ સિદ્ધક્ષેત્રમાં જાય છે, સિદ્ધ બની જાય છે.

જય સચ્ચિદાનંદમાં તો આખા વર્લ્ડનું એક્સ્ટ્રેક્ટ (સાર) ભરેલું છે. બધા શુદ્ધાત્માનો એક માત્ર સ્વભાવ તે સચ્ચિદાનંદ છે. ચોવીસ તીર્થંકરોનું ભેગું સ્વરૂપ તે સચ્ચિદાનંદ છે. તીર્થંકરોના નામો તો દેહના પડેલા છે. તે ચોવીસને ભેગા સ્વરૂપે બોલવા હોય તો તે 'સચ્ચિદાનંદ' છે. સચ્ચિદાનંદ તો તેમનું સ્વરૂપ છે. 'સચ્ચિદાનંદ' બોલો તો ચોવીસેય તીર્થંકરોને પહોંચે. એટલે સચ્ચિદાનંદ બોલશે તોય કલ્યાણ થઈ જશે.

## જ્ઞાન-દર્શન શુદ્ધ થયું એ સચ્ચિદાનંદ

**પ્રશ્નકર્તા :** આત્માને સચ્ચિદાનંદ કેમ કહ્યો ?

**દાદાશ્રી :** આત્મા એટલે શું ? આત્મા શબ્દ એ સંજ્ઞા છે. આત્મા એટલે સેલ્ફ. સેલ્ફને 'સચ્ચિદાનંદ' કહ્યો. ત્યારે કહે, અત્યારે સેલ્ફ છે તે 'હું ચંદુભાઈ છું', એ સેલ્ફ દેહાધ્યાસ છે અને પેલું સેલ્ફ સચ્ચિદાનંદ છે. સચ્ચિદાનંદ એટલે શું ? સત્ એટલે અવિનાશી.

સચ્ચિદાનંદ એ જ પોતાનું સ્વરૂપ છે. આત્મા, શુદ્ધાત્મા જે છે સત્-ચિત્ત-આનંદ, તે આ અસત્ ચિત્ત થઈ ગયેલું છે. અસત્ ચિત્ત કોને

કહેવાય ? પુદ્‌ગલપક્ષી ચિત્ત છે, એ અસત્ ચિત્ત કહ્યું અને આત્મપક્ષી, સ્વપક્ષી થયું એટલે સત્-ચિત્-આનંદ.

અસત્ ચિત્ત એટલે અશુદ્ધ ચિત્ત થઈ ગયું છે. એટલે જ્ઞાન-દર્શન અશુદ્ધ થયેલું છે. એ જ્ઞાન-દર્શન શુદ્ધ થયું એ સચ્ચિદાનંદ ! શુદ્ધ ચિત્ત અને સત્‌ની ભજના કરે છે, તે આનંદમય છે.

અશુદ્ધ ચિત્ત એનું રિઝલ્ટ શાતા વેદનીય ને અશાતા વેદનીય. કલ્પિત સુખ અને કલ્પિત દુઃખ, સાચું સુખ એક ક્ષણવાર જોયું ના હોય. સાચું સુખ જોયા પછી એ સનાતન હોય તો જ અનુભવમાં આવે.

આ જ્ઞાન-દર્શન અસત્ છે. એટલે આનંદ ને દુઃખ, આનંદ ને દુઃખ. પેલું તો આનંદ એકલો જ હોય, નિરંતર આનંદ.

આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે તે આમાંથી એક જ પાંદડું બગડ્યું (બિલીફ બગડી) છે. તો અસત્-ચિત્ત-દુઃખ, એ 'અસત્' દાદા ચોખ્ખું કરી આપે તો સત્-ચિત્ત-આનંદ થઈ જાય.

## સચ્ચિદાનંદ સ્વરૂપ, છતાં પ્રકૃતિની સાંકળીએ બંદીવાન

**પ્રશ્નકર્તા :** સચ્ચિદાનંદ છે તો પછી આત્મા પોતે સ્વતંત્ર અને મુક્ત છે ?

**દાદાશ્રી :** ના, સચ્ચિદાનંદ સ્વરૂપ છે પણ સ્વતંત્ર નથી. તેથી તો આ વેશ થયો છે. સ્વતંત્ર હોય તો તો હમણે મુક્તિ જ થઈ જાયને ! વાર જ શું લાગે ? આ તો એવો બંધાયેલો છે, તે જો લોઢાની આવી જાડી સાંકળ હોતને, તેનાથી બંધાયો હોતને તો આપણે 'ગેસ કટિંગ' કરીને કાપી નાખત. પણ આ તો એવો બંધાયેલો છે કે જે તૂટી જ ના શકે. એ સાંકળેય કેવી જાતની ? કવિએ શું લખ્યું છે ? 'અધાતુ સાંકળીએ પરમાત્મા બંદીવાન.' અધાતુ સાંકળીએ એટલે આ પ્રકૃતિની સાંકળીએ. એમાં બંધાયો છે. 'આત્માને બંધન નથી' એ વાત તો સો ટકા સાચી છે. પણ કઈ અપેક્ષાએ ? આ તો નિરપેક્ષ વાત છે. આત્માને જ્ઞાનભાવે બંધન નથી, અજ્ઞાનભાવે બંધન છે. તમને જ્ઞાનભાવ આવ્યો કે 'હું શુદ્ધાત્મા છું' તો

'તમને' બંધન નથી અને જ્યાં સુધી 'હું જ ચંદુભાઈ છું' એવો ભાવ છે ત્યાં સુધી બંધન જ છે.

**પ્રશ્નકર્તા :** એવું કહે છે કે આત્મા સચ્ચિદાનંદ ઘન છે, એમાં આ કલ્પના છે કે સાચું છે ?

**દાદાશ્રી :** સાચું છે. આત્મા સચ્ચિદાનંદ ઘન છે એ સાચી વાત છે, એમાં કલ્પના નથી.

**પ્રશ્નકર્તા :** બીજા લોકો એને કલ્પના કહે છે તે ?

**દાદાશ્રી :** કલ્પના કરનારને હજુ સચ્ચિદાનંદ શું છે, એનું ભાન નથી. જો ભાન થાયને તો પોતાને કાયમનો શાશ્વત આનંદ થાય. સનાતન સુખ પ્રાપ્ત થાય ત્યારે સચ્ચિદાનંદ થાય.

## ન સમજાય સચ્ચિદાનંદ, માટે કહેવું પડ્યું 'શુદ્ધાત્મા'

**પ્રશ્નકર્તા :** આત્મા સચ્ચિદાનંદ ઘન છે, તો શુદ્ધાત્મા કેમ કહ્યું ?

**દાદાશ્રી :** આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ જ છે, પણ આ લોકોને 'સચ્ચિદાનંદ' શબ્દ કેમ નથી આપ્યો ? કારણ કે 'સચ્ચિદાનંદ' એ ગુણવાચક હોવાથી આ લોકોને નહીં સમજાય. આમને શુદ્ધાત્માની જરૂર છે. એટલા માટે આ લોકોને 'શુદ્ધાત્મા' શબ્દ આપ્યો છે. શુદ્ધાત્માની જરૂર કેમ ? આ લોકો કહે છે કે 'હું પાપી છું'. ત્યારે કહે, ''જો 'તું' 'વિજ્ઞાન' જાણે તો તને પાપ અડે એવું નથી.' 'તું' શુદ્ધાત્મા જ છે, પણ આ 'તારી' બિલીફ રોંગ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તો એમાં આનંદ ક્યાંથી આવ્યો ? સત્-ચિત્ત-આનંદ.

**દાદાશ્રી :** આત્મા પોતે સ્વભાવે જ સનાતન, પરમાનંદ છે. આ પરમાનંદનો માલિક છે, પોતે જ આનંદનું ધામ છે. આ આનંદની ચીજ જેવી આ દુનિયામાં કોઈ ચીજ છે નહીં. પોતે આરોપિત ભાવમાં છે. જલેબી ઉપર તમે આરોપ કરો કે તમને જલેબીમાં સુખ લાગે અને જલેબી ના

ગમતી હોય તેમાં સુખ ના લાગે. બાકી જલેબીમાં સુખ છે એવી બધી ખોટી વાત છે. રૂપિયામાં સુખ છે કે સોનામાં સુખ છે એ વાતો લોકોની ખોટી છે. કારણ કે કેટલાય સોનું લે નહીં એવા માણસો હોય છે. નથી હોતા ? અત્યારે મને કશું આપે તો હું સ્વીકાર કરું નહીં. સોનું આપે, કે ગમે એટલી ચાંદી આપે તે મારે કામનું નહીંને ! અપાર સુખમાં હું રહેતો હોઉ તો આ બધા ટેમ્પરરી એડજસ્ટમેન્ટને મારે શું કામ છે તે ?

## સનાતન આનંદ, સચ્ચિદાનંદ સ્વરૂપ મહીં

**પ્રશ્નકર્તા :** સનાતન સુખ અને આનંદ, એનો પરિભાષામાં કંઈક ફેર ખરો કે એક જ ?

**દાદાશ્રી :** એ એક જ વસ્તુ છે છતાં પણ આનંદ બે પ્રકારના હોય છે; એક તો સનાતન આનંદ અને બીજો, તિરોભાવી આનંદ. એટલે આનંદ બે જગ્યાએ વપરાય છે. માટે તિરોભાવી આનંદ કરતા સનાતન સુખ ઊંચી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** એટલે સચ્ચિદાનંદમાં જે આનંદ છે તે સનાતન આનંદ છે ?

**દાદાશ્રી :** એ જ સનાતન આનંદ છે. પોતાનો સ્વભાવ જ આનંદનો છે.

## જેનું ચિત્ત નિરંતર આત્મામાં રહે છે એ સચ્ચિદાનંદ

**પ્રશ્નકર્તા :** સચ્ચિદાનંદ સ્વરૂપ કોને કહેવાય ?

**દાદાશ્રી :** આ જોઈ લો સચ્ચિદાનંદ ! સચ્ચિદાનંદ ! આ સચ્ચિદાનંદ મુક્ત હાસ્યથી માલૂમ પડે. હાસ્ય વિધાઉટ એની ટેન્શન, ત્યાં સચ્ચિદાનંદ પ્રગટ ! સમજાય છે તમને ?

**પ્રશ્નકર્તા :** કો'ક વિરલ જ સાચા સચ્ચિદાનંદવાળા હોય !

**દાદાશ્રી :** સાચા સચ્ચિદાનંદવાળા તો કો'ક, વર્લ્ડમાં એકાદ હોય, બેય હોય નહીં. અજોડ હોય, એની જોડ ના હોય. એટલે મુક્ત હાસ્ય એ

સિવાય, એમનામાં બીજી બધી બહુ ચીજો હોય ! દરેક પ્રકારનું, તમે જે માગોને એ બધું મળે.

**પ્રશ્નકર્તા :** આ વ્યાખ્યા તમે પૂરેપૂરી વિકસાવો.

**દાદાશ્રી :** જેનું ચિત્ત નિરંતર પોતાના આત્મામાં રહે છે એ સચ્ચિદાનંદ. જેનું ચિત્ત સહેજે આઘુંપાછું ભટકે નહીં, ગાળ દે તોય ભટકે નહીં, માર મારે તોય ભટકે નહીં. દુનિયાની કોઈ અસર ચિત્તને થાય નહીં, એ છે સચ્ચિદાનંદ.

## દાદા ભગવાન એ સચ્ચિદાનંદ સ્વરૂપ

**પ્રશ્નકર્તા :** દાદા ભગવાન અને સચ્ચિદાનંદ પરમાત્મા વચ્ચે કોઈ ફરક ખરો ?

**દાદાશ્રી :** દાદા ભગવાન અને સચ્ચિદાનંદ પરમાત્મા વચ્ચે કોઈ ફરક છે નહીં. એ પોતે જ સચ્ચિદાનંદ સ્વરૂપ છે, દાદા ભગવાન. અત્યારે તો સચ્ચિદાનંદ સ્વરૂપ ક્યાં ઓળખવા જાય ? તે ઓળખવાનું આ સાધન છે. એ દર્શન ક્યાં કરે ? આ દેખાય છે એ દાદા ભગવાન ન્હોય. મહીં જે સચ્ચિદાનંદ સ્વરૂપ છે તે અરૂપી સ્વરૂપ છે ને તે જ દાદા ભગવાન. પણ દાદા ભગવાનને ઓળખે ક્યાં આગળ ? ઓળખાણ પડે નહીં. એટલે 'દાદા ભગવાન' કહે, એ જ સચ્ચિદાનંદ સ્વરૂપ, એ જુદું ના હોય. સચ્ચિદાનંદ તો એક જ હોય.

## નિરાલંબ-સ્વયંસિદ્ધ સચ્ચિદાનંદ ભગવાન

**પ્રશ્નકર્તા :** 'સ્વયંસિદ્ધ સચ્ચિદાનંદ' એ સમજાવો.

**દાદાશ્રી :** એ પોતે સ્વયંસિદ્ધ થયેલા છે, પોતે જ સચ્ચિદાનંદ ભગવાન. સ્વયંસિદ્ધ, કો'કની મદદથી નહીં. નિરાલંબી, અવલંબન નહીં કોઈનું. અવલંબન હોય ત્યારે તો પછી પરવશતા કહેવાય. સુખી જ ના ગણાયને ? સ્વયંસિદ્ધ, પોતે પોતાથી જ સિદ્ધ થયેલા. એ જ ભગવાન, એ જ અલ્લાહ. ખુદા જુદા અને અલ્લાહ જુદા. જે ખુદને જાણે અને ખુદમાં જ રહે એ ખુદા અને અલ્લાહ સચ્ચિદાનંદ સ્વરૂપ છે.

## અડતાલીસ મિનિટના ધ્યાને, શરૂઆત થાય સચ્ચિદાનંદની

**પ્રશ્નકર્તા :** ભગવાનનું સ્થૂળ, માનસિક ધ્યાન તો સુલભતાથી હું કરી શકું છું, પણ સચ્ચિદાનંદ સ્વરૂપનું ધ્યાન કરવા માટે શું કરવું ?

**દાદાશ્રી :** ભગવાનનું સુલભતાથી ધ્યાન કેટલો વખત રહે છે ?

**પ્રશ્નકર્તા :** સ્થૂળ, માનસિક રીતે પાંચ-સાત મિનિટ રહી શકે.

**દાદાશ્રી :** એ તો અડતાલીસ મિનિટનો પ્રયત્ન કરવો જોઈએ. અડતાલીસ મિનિટનો પુરુષાર્થ કરવો જોઈએ. અડતાલીસ મિનિટ રહે તો સચ્ચિદાનંદનો છાંટો પછી પડવા માંડે, શરૂઆત થાય. સાત મિનિટનું ચાલે નહીં. અડતાલીસ મિનિટ એક જ ધ્યાનમાં રહી શકાય ભગવાનના, સ્થૂળ, માનસિક ધ્યાનમાં ?

**પ્રશ્નકર્તા :** હા, અડતાલીસ મિનિટ સુધી સ્થૂળ ધ્યાનમાં સતત રહેવું જોઈએ.

**દાદાશ્રી :** અડતાલીસ મિનિટ થાય તો તમને ફળદાયી થઈ પડશે. સચ્ચિદાનંદ સ્વરૂપનો કંઈક પ્રકાશ, એનો એ આભા પડશે. પછી ધીમે ધીમે આગળ વધતું જાય.

**પ્રશ્નકર્તા :** એ જય સચ્ચિદાનંદ, જય સચ્ચિદાનંદ બોલ્યે જ રાખીએ તો અમને એનાથી શું પદ મળે ?

**દાદાશ્રી :** જપયજ્ઞ થાય, બીજું શું થાય ? એકાગ્રતા રહે એટલું જ. જેટલા શબ્દો રિયલમાં સમજો એટલામાં એકાગ્રતા રહે. સચ્ચિદાનંદનો અર્થ સમજવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** ગીતાનો શ્લોક છે, એમાં અર્જુનને કૃષ્ણ ભગવાન કહે છે કે જેમ જેમ અભ્યાસ વધે તેમ તેમ તું મારા સચ્ચિદાનંદ સ્વરૂપને પામી શકીશ, તે સમજાવો.

**દાદાશ્રી :** અભ્યાસ શેનો કરવાનો છે ? ત્યારે કહે, અધ્યાસ છોડવાનો. આ દેહાધ્યાસને છોડવાનો અભ્યાસ કરવાનો છે અને સ્વ-

સ્વરૂપને પ્રાપ્ત કરવાનો અભ્યાસ કરવાનો છે. આ બે અભ્યાસ કરવાના છે. હવે એ કૃષ્ણ ભગવાને કહ્યું, તે અભ્યાસ સહુ સહુની ભાષામાં લઈ ગયા લોક. હાયર સ્ટાન્ડર્ડનો, લોઅર સ્ટાન્ડર્ડનો કે કૉલેજનો અભ્યાસ કરવાથી સચ્ચિદાનંદ સ્વરૂપ ના થાય.

## સચ્ચિદાનંદ સ્વરૂપ થયેલાની ભજનાથી થવાય તે રૂપ

**પ્રશ્નકર્તા :** હવે આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ છે અને જીવ પંચ ક્લેશવાળો છે, તો આ જીવ સચ્ચિદાનંદ સ્વરૂપ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** જેને ભજે તેવો થઈ જાય. સચ્ચિદાનંદને ભજે તો સચ્ચિદાનંદ થઈ જાય અને બહારવટિયાને ભજે તો બહારવટિયો થઈ જાય. જીવનો સ્વભાવ એવો છે કે જેને ભજે એવો થઈ જાય. મુક્ત પુરુષને ભજે તો મુક્ત થાય અને બંધાયેલાને ભજે તો બંધાયેલો થઈ જાય. એટલે સચ્ચિદાનંદ સ્વરૂપ થયેલા હોય, એમને આપણે ભજીએ તો એ રૂપ આપણે થઈએ.

**પ્રશ્નકર્તા :** એ સચ્ચિદાનંદમય કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** સચ્ચિદાનંદમય છે જ એ. એમાં કંઈ નવું થવાનું નથી.

**પ્રશ્નકર્તા :** પણ સચ્ચિદાનંદ તો પરમાત્મા હોય, આપણે આત્મા એ...

**દાદાશ્રી :** હા, એ પોતે જ પરમાત્મા છે. આત્મા જ પોતે પરમાત્મા છે. પરમાત્મા આનાથી બીજો કોઈ છે નહીં.

**પ્રશ્નકર્તા :** તો પણ વિશ્વાસ કેમ નથી આવતો ?

**દાદાશ્રી :** શી રીતે વિશ્વાસ આવે ? વિશ્વાસી થયા છો ? વિશ્વાસી થશો તો વિશ્વાસ આવશે. વિશ્વાસી એટલે જ્ઞાની પુરુષને ઓળખી અને જ્ઞાની પુરુષની પાસેથી આ ધારણ કરવું. સહુના આત્મા સચ્ચિદાનંદ સ્વરૂપ જ છે. ફક્ત એની ઉપર આવરણ છે, એ તોડી આપે તમને. આવરણ તોડે એટલે દેખાય કે ના દેખાય ?

❖ ❖ ❖ ❖ ❖

# [૪]
# સ્વસંવેદન : સ્પષ્ટ વેદન

## [૪.૧]
## સ્વસંવેદન

### પોતે પોતાનું વેદન તે સ્વસંવેદન, જે પ્રકાશે આખું બ્રહ્માંડ

**પ્રશ્નકર્તા :** આરતીમાં 'સ્વસંવેદન શક્તિ, બ્રહ્માંડ પ્રકાશે સ્વયં' એવું કહ્યું છે તો સ્વસંવેદન એટલે શું ?

**દાદાશ્રી :** સ્વની અનુભૂતિ, સ્વસંવેદન એટલે પોતે પોતાનું વેદન સુખ ભોગવે. પોતે પોતાના વેદનથી સુખમાં રહે છે ને આ સુખ બીજો આપતો નથી. પોતે અનંત સુખનું ધામ છે. એટલે પોતે પોતાનું જ વેદન, સ્વસંવેદન, એટલે એ સ્વસંવેદન શક્તિ છે. એનાથી જ્ઞાતા-દ્રષ્ટા રહેવાય એટલે આખું બ્રહ્માંડ પ્રકાશમાન દેખાય, તો પૂર્ણાહુતિ થાય.

આખા બ્રહ્માંડને પ્રકાશવાની શક્તિ આત્મામાં છે. પોતે પોતાની આખા બ્રહ્માંડને પ્રકાશવાની જે સ્વસંવેદન શક્તિ છે, તેને કેવળજ્ઞાન કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** પેલું સ્વસંવેદન શક્તિ, બ્રહ્માંડ પ્રકાશે સ્વયં એટલે શું એ જરા સમજાવો. એ પેલું કેવળજ્ઞાનને માટે આપે કહ્યું.

**દાદાશ્રી :** આ કેરીઓ ખાય એ આહારી અને તેમાં મસ્ત થઈએ એટલે પરસંવેદન કહેવાય. પારકી ચીજમાંથી એને વેદનનું સુખ આવી રહ્યું છે. જ્યારે સ્વમાં આત્મરમણતાથી સ્વસંવેદન થાય. એટલે આખું બ્રહ્માંડ પ્રકાશી ઊઠે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મરમણતા.

**દાદાશ્રી :** આત્મામાંથી જ વેદન થાય તે સ્વરમણતા. તે સ્વસંવેદનમાં પરિણામ પામે અને પછી આખું બ્રહ્માંડ પ્રકાશમાન થાય.

## સંસારની લાય એ પરસંવેદન, પરમાનંદ એ સ્વસંવેદન

**પ્રશ્નકર્તા :** સ્વસંવેદન શક્તિ એટલે શું ?

**દાદાશ્રી :** આ ગરમ પાણી રાત્રે બંબામાં રહી ગયું હોય તો સવારમાં કાઢીએ તો ગરમ હોય ?

**પ્રશ્નકર્તા :** ના રહે, ઠંડું થઈ જાય.

**દાદાશ્રી :** કોણે કર્યું ટાઢું ?

**પ્રશ્નકર્તા :** એની જાતે જ.

**દાદાશ્રી :** એની જાતે. એવું આ સ્વસંવેદન શક્તિ એટલે પોતાનું વેદન છે અને જો એમાં ગયા તો પોતાનું વેદન, સ્વસંવેદન શક્તિ ઉત્પન્ન થઈ જાય, નહીં તો આ પરસંવેદન શક્તિ છે. તેનું તપ્તાયમાન રહે છે આ. પેલો પરમાનંદ, સ્વસંવેદન શક્તિ એ, પોતે પોતાનું વેદન.

**પ્રશ્નકર્તા :** પોતે પોતાના વેદનમાં.

**દાદાશ્રી :** આ સંસારની લાય એ પારકું વેદન છે. પોતે પોતાનું વેદન એટલે પરમાનંદ.

## મહાત્માને અંશ સ્વસંવેદન, રહ્યા કરે લક્ષ-જાગૃતિ

સ્વસંવેદન તો આપણને ચાલુ જ થઈ ગયું છે. એક વખત જે ચાખી ગયો તેને એ છોડે જ નહીં.

એક જ ફેર જો 'હું શુદ્ધાત્મા છું'નું ધ્યાન કરે અમારા જ્ઞાન મળ્યા પછી, તો તેને સ્વસંવેદન શરૂ થઈ જાય. જ્ઞાન આપ્યા પછી તે જ રાત્રે જે અનુભવમાં આવે છે તે સ્વસંવેદન છે.

આખું જગત મનોવેદનામાં છે. કોઈનેય સ્વસંવેદન થયું જ નથી, નહીં તો મોક્ષે જતો રહ્યો હોત. તમને આત્માનું સ્વસંવેદન રહ્યા કરે. અંદરથી લક્ષ રહ્યા કરે, જાગૃતિ રહ્યા કરે, એ સ્વસંવેદન કહેવાય. એનો લાભેય મળ્યા કરે, નિરાકુળતાનો લાભેય મળ્યા કરે. વ્યાકુળ જગ્યાએ નિરાકુળતામાં રહેવાય અને અમે તો ભયંકર વ્યાકુળ જગ્યાએ નિરાકુળતામાં રહેલા. આ તો ટેસ્ટેડ કહેવાય.

**પ્રશ્નકર્તા :** સ્વસંવેદન જે હોય એનું દર્શન સમગ્ર હોયને ?

**દાદાશ્રી :** સમગ્ર હોય પણ એ હજુ આ કાળમાં નથી થાય એવી દશા. એટલે સ્વસંવેદનમાં એટલી કચાશ રહે છે. સંપૂર્ણ સ્વસંવેદન થઈ શકતું નથી આ કાળમાં. સંપૂર્ણ, સમગ્ર દશા તો કેવળજ્ઞાન થાય ત્યારે થાય.

જ્ઞાન પછી સ્વસંવેદન કહેવાય છે, પણ એ વઘાર જેવું છે. વઘાર કરે તો ટેસ્ટ આવે. આ સ્વસંવેદન એક અંશ ભાગ જેટલું છે. જેમ ભૂખ્યો માણસ એક કોળિયો ખાય તેના જેવું આ છે.

## સ્વસંવેદન પુદ્ગલનું, મૂળ આત્માને ન કોઈ વેદન

**પ્રશ્નકર્તા :** આત્માને સ્વસંવેદન હોય ?

**દાદાશ્રી :** ખરેખર એ બધું પુદ્ગલ છે, આત્માને વેદન નથી. એ કોને છે ? પુદ્ગલને.

આત્મસ્વરૂપ જો છે તો સ્વસંવેદન બોલવાની જરૂર જ શી ? તમે જો ભાનમાં જ છો તો પછી તમારે 'હું ભાનમાં છું' એવું બોલવાની જરૂર નથી. જે ના હોય ને જરાક જરાક ભાનમાં આવતો હોય તે બોલે કે હું ભાનમાં છું.

કેવળજ્ઞાન પછી મહાવીર ભગવાનને 'હું શુદ્ધાત્મા છું' એમ બોલવું

ના પડે. 'મને સ્વસંવેદન છે' એવુંય બોલવું ના પડે. 'અનંત જ્ઞાનવાળો છું, અનંત દર્શનવાળો છું, હું મોક્ષસ્વરૂપ છું' એવુંય બોલવું ના પડે. દેહ છે તેથી તેના આધારે સ્વસંવેદન કહીએ છીએ.

## પહેલું જાણપણું એ અસર, પછી સંવેદન એ અનુભવ

**પ્રશ્નકર્તા :** અસર અને સંવેદન કોને કહેવાય ?

**દાદાશ્રી :** અસર એ જાણપણું છે અને સંવેદન એ અનુભવ છે. તે શેના જેવું ? આપણે સાકર ગળી છે, એમ જાણીએ એ અસર છે અને એ ખાધી એ એનું સંવેદન છે. ખાય ત્યારે સંવેદન થાયને ? સાકર ખાય એટલે ખબર પડેને કેવી છે ? સાકર ખાય એટલે એનું વેદન થાય કે ના થાય ?

**પ્રશ્નકર્તા :** અનુભવેલાનો અનુભવ એને સંવેદન કહેવાય ?

**દાદાશ્રી :** હા, એ અનુભવ જ થઈ ગયો. સાકર ખાધી એટલે સાકર શું છે એનો અનુભવ થયો, નહીં તો સાકર ગળી છે એમ બોલવાથી અનુભવ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાનનું પણ એવું જ ને, જ્ઞાનની અસર ને જ્ઞાનનું સંવેદન ?

**દાદાશ્રી :** હા, બરોબર છે. એની અસર ને પછી વેદન.

## વેદના વખતે બોલવું નિર્વેદ, પછી જાણ્યા જ કરે એ સ્વસંવેદન

**પ્રશ્નકર્તા :** દાદા, એ માટે પેલી મચ્છરવાળી વાત કરો.

**દાદાશ્રી :** હા, આમ તમે બેઠા હોય અને અહીં હાથ ઉપર મચ્છર બેઠું. એટલે બેઠું એ તમને પહેલો અનુભવ થાય, એ તમને જાણપણું થાય. તે ઘડીએ જાણપણું હોય છે કે વેદકપણું હોય છે, બેઠું તે ઘડીએ ?

**પ્રશ્નકર્તા :** બેઠું હોય તે વખતે તો જાણપણું જ થાય.

**દાદાશ્રી :** હા, પછી એ ડંખ મારે છે તે ઘડીએ પણ જાણપણું છે કે મને કૈડ્યું મચ્છરું. આ મને એટલે વેદક. જો વેદક થાય, અને આપણે

છીએ નિર્વેદ, એટલે ડંખ મારે તે ઘડીએ આપણે કહેવું કે હું તો નિર્વેદ છું. પછી ડંખ ઊંડો જાય, ત્યારે પાછું ફરી કહેવું, હું નિર્વેદ છું.

**પ્રશ્નકર્તા :** હવે એ નિર્વેદની વાત કરી, એના આગળ એક બીજો શબ્દ વાપર્યો કે સ્વસંવેદન હોય છે.

**દાદાશ્રી :** સ્વસંવેદન તો ના બોલાય, એટલું બધું. એ તો બહુ ઊંચી વસ્તુ છે. સ્વસંવેદન એ તો છેલ્લી વાત કહેવાય. એટલે આપણે નિર્વેદ બોલવું, તે વેદના ઓછી થાય. મારું શું કહેવાનું ? એ એકદમ જાય નહીં. સ્વસંવેદન તો જ્ઞાન જ થયું કહેવાય, એને જાણે જ. છોને ડંખ વાગે, જબરજસ્ત વાગે તોયે જાણ્યા જ કરે, વેદે નહીં, એ સ્વસંવેદન કહેવાય.

**પ્રશ્નકર્તા :** હા, પણ એમાં જે આ મચ્છર કૈડ્યું અને એની જે પ્રતિક્રિયા થઈ કે આ મને મચ્છર કરડ્યું તેને પણ જાણે, પ્રતિક્રિયાને પણ જાણે, ત્યારે તે સ્વસંવેદનમાં છે ?

**દાદાશ્રી :** હા, તેનેય જાણે.

**પ્રશ્નકર્તા :** પણ આ તો તમે વેદતો નથી કશું એવું કહો, એટલે એમ સમજે છે કે વેદનતા જતી રહી.

**દાદાશ્રી :** ના, ના, એવું નથી. એને પણ જાણે, એટલું બધું માણસોનું ગજું નથી. એટલે 'નિર્વેદ છું' એવું બોલેને, તો એને અસર ના થાય. આત્માનો સ્વભાવ નિર્વેદ છે. તે આવું બોલે એટલે કશું અસર ના થાય, પણ સ્વસંવેદન એ ઊંચી વસ્તુ છે. એ જો જાણતો જાણતો જાય તો તે સ્વસંવેદનમાં જાય. જાણવાનું જ છે કે આણે ડંખ માર્યો, એને જાણ્યું. ફરી ડંખ વાગ્યો, તેને પણ જાણ્યું. પછી એ ડંખ ઊંડો ગયો, એને પણ જાણ્યું, એમ કરતા કરતા સ્વસંવેદનમાં જાય. પણ આ નિર્વેદ એ તો એક સ્ટેપ, તે અકળામણ સિવાય સહન કરી શકે.

## અહંકાર ખાલી થતા વધશે સ્વસંવેદન, પહોંચશે સ્પષ્ટ વેદને

**પ્રશ્નકર્તા :** આત્માના સ્વસંવેદનનો અનુભવ હજુ થતો નથી ?

**દાદાશ્રી :** આત્મા પોતે સ્વસંવેદન જ છે પણ આ પાછલા પર્યાય, પાછલો અહંકાર જાય નહીંને ! પાછલા અહંકાર-મમતા જાય નહીંને હજુ.

**પ્રશ્નકર્તા :** જ્યાં જ્યાં સૂક્ષ્મતાએ પહોંચવા જઈએ ત્યાં આગળ આવરાતું દેખાય. જે અસર થાય તે માલૂમ પડે છે, પોતે છૂટો રહે છે પણ જે એની સૂક્ષ્મતાએ નિર્મૂળ થવું જોઈએ એ થતું નથી.

**દાદાશ્રી :** એ ટાઈમ લેશે. એટલે બધી સૂક્ષ્મતા આવે. પણ એ સૂક્ષ્મતાથી હજુ બહુ આગળ જવાનું છે. એ બધા કિલ્લા ઓળંગે ત્યારે આત્મા સ્વસંવેદનમાં આવે.

**પ્રશ્નકર્તા :** એ જ સ્પષ્ટ વેદન કહેવાય ?

**દાદાશ્રી :** હા, પણ સ્પષ્ટ વેદન થતાય પહેલા સ્વસંવેદન પોતાને માલમ પડે. સ્વસંવેદન વધતું જાયને, એટલે આપણે જાણીએ કે એ વધી વધીને ક્યાં સુધી જશે ? ત્યારે કહે, સ્પષ્ટ વેદન સુધી (મહાત્માને આ કાળમાં). પણ ધીમે ધીમે જાગૃતિ વધી જાય ત્યારે પહોંચાશે.

❖ ❖ ❖ ❖ ❖

## [૪.૨]

# અસ્પષ્ટ વેદન - સ્પષ્ટ વેદન

### વેદન એટલે આત્માની અનુભૂતિનું વેદન

**પ્રશ્નકર્તા :** સ્વસંવેદન, અસ્પષ્ટ વેદન, સ્પષ્ટ વેદન આ બધામાં જે વેદન કહે છે તે વેદન વિશે સમજવું હતું.

**દાદાશ્રી :** આત્મા એવી વસ્તુ નથી કે ક્રિયાથી જાણી શકાય, તેને માટે વેદન, નિરંતર વેદન જોઈએ. આવું ના ચાલે. વેદન વગરનો આત્મા શું કામનો ? આ બધાને (જ્ઞાન પછી મહાત્માઓને) નિરંતર વેદન રહે છે.

વેદન એટલે આત્માની અનુભૂતિનું વેદન. આત્માનું અસ્પષ્ટ વેદન એ જેટલી અનુભૂતિ તેટલું વેદન. વેદન એટલે આનંદ, તે પણ જેવો અને જેટલો અનુભવ હોય તેટલો થાય. વેદન એટલે જાણવું. જેટલું જાણવું પદમાં જવાય તેટલું અનુભવમાં આવે.

### 'કંઈક છે' એ અસ્પષ્ટ વેદન, 'આ છે' એ સ્પષ્ટ વેદન

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટ વેદન અને અસ્પષ્ટ વેદન, એ જરા સ્પષ્ટ રીતે સમજાવોને !

**દાદાશ્રી :** સ્પષ્ટ વેદન એટલે અંધારી રાતમાં બરફ શરીરને અડેલો હોય તેનું જ્ઞાન અને અસ્પષ્ટ વેદન એટલે બરફ છેટો હોય ને ઠંડી હવા આવે તો ખબર પડી જાય, તે નિર્ણય થઈ જાયને કે બરફ છે. એ અસ્પષ્ટ, સ્પષ્ટતા ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ એનો બીજો કોઈ દાખલો આપોને, જેથી સમજાય કે આત્માનું અસ્પષ્ટ વેદન અને સ્પષ્ટ વેદન કોને કહી શકાય ?

**દાદાશ્રી :** સ્પષ્ટ વેદન એટલે આ ફૂલા અમને અડીને હોય તો અમને સુગંધેય આવે ને સ્પર્શેય રહે, જ્યારે અસ્પષ્ટ વેદનમાં ફૂલા છેટે હોય, તે સ્પર્શ ના હોય પણ સુગંધ હોય. અત્તરની ગંધ આવે છતાં અત્તર દેખાય નહીં તે અસ્પષ્ટ વેદન અને અત્તર દેખાય ને સુગંધી પણ આવે તે સ્પષ્ટ વેદન.

અંધારામાં પેલો કહે કે લ્યો પ્રસાદ. તે મોઢામાં આટલો શ્રીખંડ મૂકીએ, એ અંધારામાં પછી એમાં શું શું છે, એને વર્ણન કરે કે ના કરે ? આપણે પૂછીએ કે આ શું હતું મોઢામાં ? ત્યારે કહે, શ્રીખંડ છે. કેવો લાગ્યો ? તો કહે, દહીં ગંધાય છે. મહીં શું હતું ? મહીં ચારોળી છે, પિસ્તા છે, બદામ પણ છે, બધું વિગતવાર કહે. સ્પષ્ટ વેદન એ છે, નહીં તો મેળ પડે નહીં.

**પ્રશ્નકર્તા :** આ સ્પષ્ટ વેદનનો આપે જે દાખલો આપ્યો એ બરાબર છે પણ સહેજે એનો જે અનુભવ છે, એનું વર્ણન શબ્દમાં થઈ શકે ખરું ?

**દાદાશ્રી :** એ તો જેટલું શબ્દોમાં ઊતરે એટલું થાય, બીજું કહેવાય નહીંને ! આત્માનું કોઈ પણ શબ્દથી વર્ણન હોતું જ નથી, કારણ કે પોતે જ અવર્ણનીય છે અને અવક્તવ્ય છે. શબ્દ જોડે એને જંજાળ જ નથી કોઈ. ત્યાં શબ્દ પહોંચી શકતો જ નથી. શબ્દ ત્યાં અડી શકતો જ નથી, 'શબ્દાતીત'.

## મહાત્માને અસ્પષ્ટ વેદન, દાદાને સ્પષ્ટ વેદન

અસ્પષ્ટ વેદન તે પહેલું શુક્લધ્યાન, સ્પષ્ટ વેદન પણ બધાય જ્ઞેયો ના ઝળકે તે બીજું શુક્લધ્યાન, ને કેવળજ્ઞાન સર્વે જ્ઞેયો ઝળકે તે ત્રીજું શુક્લધ્યાન અને ચોથું મોક્ષ, એવી રીતે આ બધા ધ્યાન છે ભગવાનના. ભગવાને કેવી શોધખોળ કરી છે, કે બધા પાયા-બાયા સાથે મૂકીને ગયા છે !

મહાત્માને આ જ્ઞાન પછી આત્મા પ્રાપ્ત થયો તે જાણી શકાતો નથી, પણ ભાસ્યમાન થયો છે એને દર્શન કહ્યું, સમકિત કહ્યું. ભાસ્યમાન તે અસ્પષ્ટ વેદન અને આ અમને છે એ સ્પષ્ટ વેદન.

અત્યારે તમને જે પ્રતીતિમાં આત્મા છે અને લક્ષમાં છે એ કરેક્ટ છે. અનુભવ છે પણ અસ્પષ્ટ. અસ્પષ્ટ એટલે અહીં અંધારામાં બરફ ઢગલો વાળેલો હોયને, તો એને અડીને હવા આપણને આવે. એટલે આપણને એમ લાગે કે આ અહીં બેઠા છે તે આ ઉનાળાને દહાડે આવો ઠંડો પવન ના હોય, માટે આટલામાં બરફ હોવો જોઈએ. એટલે બરફ છે એમ ખાતરી થઈ ગઈ આપણને. એનો સ્વાદેય મળે પણ સ્પષ્ટ અનુભવ ના થાય અને અમને સ્પષ્ટ જ, એક્ઝેક્ટ લાગે. અમારે બરફને અડીને જ હાથ હોય, એવી રીતે સ્પષ્ટ વેદન થયા કરે.

અહીં આત્માનો અસ્પષ્ટ અનુભવ થઈ જાય છે અને આ વેદન શરૂ થયું ત્યારથી સંસારનું વેદન બંધ થાય. એક જગ્યાએ વેદન હોય, બે જગ્યાએ વેદન ના હોય. આત્માનું જ્યારથી વેદન શરૂ થાય, તે આત્માનું 'સ્વસંવેદન' અને તે ધીમે ધીમે વધીને 'સ્પષ્ટ વેદન' સુધી પહોંચે.

એટલે એ જ્ઞાન પછી આત્મા છે એની ખાતરી થઈ ગઈ, એ આનંદ ઉત્પન્ન થાય છે એટલે અસ્પષ્ટ વેદન. સ્પષ્ટ વેદન તો જ્યારે એને અડીને બેસશો અને એ દેખાશે ત્યારે સ્પષ્ટ વેદન થશે. બધો ભ્રમ તૂટી જશે ! એ દેખાશે એક્ઝેક્ટ, જેમ છે તેમ દેખાશે. પોતે પોતાને દેખવું, એ તો સ્વ-પર પ્રકાશકનો ગુણ છે. એ આપણે એની બહુ આશાઓ ના રાખવી.

પહેલો પાયો આત્માનું અસ્પષ્ટ વેદન, જે તમને આત્મા વર્તે છે. બીજો પાયો તે અમારો, સ્પષ્ટ વેદન. ત્રીજો પાયો તે સંપૂર્ણ વીતરાગ. આ અમે ખટપટિયા, ઘાલમેલવાળા વીતરાગ કહેવાઈએ. ભગવાન કહે છે, આ ઘાલમેલિયા વીતરાગમાં એક હજાર આઠ ગુણ હોય ને વીતરાગમાં એકસો આઠ ગુણ હોય.

અમારું સ્પષ્ટ વેદન અને તમારું અસ્પષ્ટ વેદન, તમારું વેદન ખરું મહીં. સુખ વર્ત્યું ખબર પડે પણ એની સ્પષ્ટતા ના આવે. પણ આત્માનું વેદન એટલે અનુભવ થયો કહેવાય. આત્માનું જેને વેદન છે અને લક્ષ બેઠું છે, એને રાત્રે જાગ્યા કે 'હું શુદ્ધાત્મા છું' એનું ભાન ઉત્પન્ન થાય. ઊંઘમાંથી ઊઠ્યો ને ભાન ઉત્પન્ન થાય, એ સાચું ભાન છે ને તે અનુભવ કહેવાય, આત્માનુભવ કહેવાય.

## અસ્પષ્ટ વેદન એ શુક્લધ્યાનનો પહેલો પાયો

શુક્લધ્યાનના ચાર પાયા; એમાં આ પહેલો પાયો છે. આ શુદ્ધાત્માનું લક્ષ એ શુક્લધ્યાન કહેવાય. શુક્લધ્યાન એટલે આત્માનું વેદન થાય. એટલે અસ્પષ્ટ વેદન થાય. વસ્તુ છે એ નક્કી થઈ ગયું. વસ્તુ છે એવું ભાન થયું આપણને, પણ એનું સ્પષ્ટ વેદન નથી થયું. 'શુદ્ધાત્મા છું' એ લક્ષ બેઠું પણ અસ્પષ્ટ વેદન એ પહેલો પાયો, બીજો પાયો સ્પષ્ટ વેદન.

શાસ્ત્રકારોએ ના પાડી છે કે શુક્લધ્યાન આ કાળમાં નથી. શુક્લધ્યાન એટલે જગતમાં જેમ છે તેમ જોવું. પહેલા 'હું ચંદુભાઈ છું' અને 'આ સ્થાનકવાસી છું' એવું બધું ધ્યાનમાં રહેતું હતું. હવે 'હું શુદ્ધાત્મા છું' એ તમારા ધ્યાનમાં રહે. રહે છે કે નથી રહેતું ?

**પ્રશ્નકર્તા :** હા, રહે છે.

**દાદાશ્રી :** એ ધ્યાન શુદ્ધાત્માનું ધ્યાન, એ જ શુક્લધ્યાન. હવે શુક્લધ્યાનનો પહેલો પાયો તો શા આધારે રાખ્યો છે અસ્પષ્ટ ? કે જ્ઞાન-દર્શન-ચારિત્રને ભિન્નતાથી જુએ છે એ.

**પ્રશ્નકર્તા :** અભેદથી નથી જોતા.

**દાદાશ્રી :** હા, અભેદ રીતે નથી જોતા. તમને તો પ્રતીતિમાં અભેદ થયેલું છે અને નિરંતર પ્રતીતિ છે આ. એટલે ક્ષાયક સમકિત છે આ, કેવળદર્શન છે આ. પ્રતીતિ નિરંતર બેસી ગઈ, તો હવે આની પાછળ ખૂબ પડજો.

## અસ્પષ્ટ વેદન એ જ અજાયબ પદ

**પ્રશ્નકર્તા :** આપણે જ્ઞાન લીધા પછી જેમ કે સ્પષ્ટ અનુભવ થવો જોઈએ આત્માનો આમ દ્રષ્ટા ને જ્ઞાતા તરીકેનો, એવો સ્પષ્ટ અનુભવ નથી રહેતો પણ અસ્પષ્ટ અનુભવ રહે છે.

**દાદાશ્રી :** સ્પષ્ટ અનુભવ આપ્યો નથી તમને, અસ્પષ્ટ જ આપ્યો છે. અસ્પષ્ટ અનુભવ એટલે બહુ મોટી દશા કહેવાય. મને સ્પષ્ટ અનુભવ છે ને તમને અસ્પષ્ટ છે, એટલો જ ફેર રહ્યો.

આ અસ્પષ્ટ તો આપેલું છે ને, એ કંઈ તમારું કમાયેલું છે ? ધીમે ધીમે કમાણી ભેગી કરવાની છે. જાતે કમાયેલા નહીંને ! જાતે રસ્તેસર આવ્યો હોય ? અમે રસ્તેસર ગયેલા.

વર્લ્ડમાં અસ્પષ્ટ વેદન કોઈનેય હોય નહીં. અસ્પષ્ટ વેદનમાં આવ્યો એટલે તે સ્પષ્ટ વેદનમાં ટૂંક સમયમાં આવવાનો જ. આખું જગત આત્મા સંબંધી શંકાશીલ છે, જ્યારે તમને એનું વેદન છે.

અસ્પષ્ટ વેદન અને સ્પષ્ટ વેદનમાં બહુ ડિફરન્સ નથી. દુકાન માંડી તે પછી આવક ચાલુ થવાને શું વાર ? ચાર કલાકની જ. મહાવીર ભગવાન બત્રીસમે વરસે જે અનુભવતા હતા, તે તમને આપ્યું છે અને તમે તે અનુભવો છો.

## દર્શન નિરાવરણ થતા થયું અસ્પષ્ટ, 'જ્ઞાન' થતા થશે સ્પષ્ટ

**પ્રશ્નકર્તા :** અમને સ્પષ્ટ વેદન ક્યારે થાય ?

**દાદાશ્રી :** બહાર દર્શનમાં બધું તમને આવી ગયું છે, પણ રૂપકમાં નથી આવ્યું અને રૂપકમાં આવે ત્યારે સ્પષ્ટ વેદન થાય. અમુક ભાગ રૂપકમાં આવી ગયો, પણ આ ધંધા-રોજગાર, બીજા બધામાંથી સમજથી છૂટી ગયા છીએ પણ જ્ઞાનથી છૂટ્યા નથી. એટલે જ્ઞાનથી છૂટે ત્યારે સ્પષ્ટ વેદન થાય. હવે ધીમે ધીમે આજ્ઞા પાળશોને, તેમ સ્પષ્ટ વેદન ભણી જશે !

હવે અમે કહીએને એ પ્રમાણે આ બધું સત્સંગ કરતા કરતા સ્પષ્ટ વેદન, ધીમે ધીમે, અંશે અંશે પ્રગટ થતું જાય. એ સ્પષ્ટ વેદન થાય એ બીજો પાયો, પછી ત્રીજો પાયો કેવળજ્ઞાન, સયોગી કેવળી. તે બધું જ દેખાડે.

**પ્રશ્નકર્તા :** લોકાલોક.

**દાદાશ્રી :** લોકાલોક. અત્યારે લોકાલોક અમને સમજાયું ખરું, પણ રૂપકમાં ના આવે. એટલે કેવળદર્શનમાં ખરું અને ભગવાનને કેવળજ્ઞાનમાં વર્તે એ ત્રીજો પાયો અને ચોથો પાયો અયોગી તો એક ક્ષણે એને ટાઈમ જ નથી. એક ક્ષણવારનો ટાઈમ છે. એટલે ત્રીજો પાયો ઠેઠ સુધી રહે છે.

દેહ છૂટતી વખતે ચોથો પાયો ઉત્પન્ન થાય તે ઘડીવારમાં, સહેજવારમાં, આંખના મીંચકારામાં જ !

પહેલા પાયામાં અંશે કેવળદર્શન સુધી પહોંચાય. બીજા પાયામાં પૂર્ણ કેવળદર્શન સુધી આવે. ત્રીજા પાયામાં કેવળજ્ઞાન આવે. આ કાળને લીધે કેવળજ્ઞાન અટક્યું છે. આ અક્રમ વિજ્ઞાન છે, એટલે સીધી-ડિરેક્ટ વસ્તુ જ પ્રાપ્ત થઈ જાય. જ્ઞાનીની કૃપાથી જ વસ્તુ પ્રાપ્ત થાય.

## આજ્ઞાપાલને અસ્પષ્ટમાંથી થાય સ્પષ્ટ વેદન

**પ્રશ્નકર્તા :** આત્માને સ્પષ્ટ વેદનની બહુ ઉતાવળ લાગી છે.

**દાદાશ્રી :** નજીક આવી ગયા, એટલું જ જોવાનું. આ કાળમાં આશા ના રખાય. સ્પષ્ટ વેદન તો જ્ઞાની પુરુષ એકલાને જ હોય, બીજા કોઈને હોય નહીં. કારણ કે તેઓ પૂર્વનું બધું લઈને આવેલા ! ને આપણે ઉતાવળ કરવીયે નહીં. ઉતાવળ કરવાથી નવો રોગ પેસી જાય. આપણે પાંચ આજ્ઞામાં જ રહેવું. આમાં લોભ કરવા જેવું નહીં.

**પ્રશ્નકર્તા :** ના, લોભની વાત નથી, દાદા. આ તો એ સ્થિતિ સમજવાની વાત છે.

**દાદાશ્રી :** સ્પષ્ટ વેદન બહુ ઊંચી વસ્તુ છે. પોતે ભગવાન જ થઈ ગયો.

**પ્રશ્નકર્તા :** અંદર મારો આત્મા જુદો છે એવો અનુભવ નથી થતો.

**દાદાશ્રી :** અત્યારે સ્પષ્ટ જુદો છે એનો અનુભવ ના જ થાય. અત્યારે તો અસ્પષ્ટ અનુભવ છે, સ્પષ્ટ મારે એકલાને જ હોય. તમારે આજ્ઞા પાળો ત્યારે ધીમે ધીમે સ્પષ્ટ થવા માંડે. આ બધાને અસ્પષ્ટ વેદન હોય. અને આ બીજી બધી ભ્રાંતિ ઊડી જાય એની.

**પ્રશ્નકર્તા :** એના આવરણો તૂટી જાય, પેલા ઉપલા જે આવરણો ?

**દાદાશ્રી :** આવરણના પેલા ભાવો તૂટી જાય, મમત્વ ઘટી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે 'હું છું' એ ઘટી જાય ?

**દાદાશ્રી :** મમત્વ અને અહંકાર એ બે ઘટી જાય. એટલે તમારે મમતા વધે છે કે ઘટે છે ?

**પ્રશ્નકર્તા :** વધતી નથી એટલું તો નક્કી જ છે.

**દાદાશ્રી :** ના, ઘટી ગઈ છે. હવે આ અહંકાર વધે છે કે ઘટે છે ?

**પ્રશ્નકર્તા :** હં, આમ કરું છું એવું લાગતું નથી.

**દાદાશ્રી :** બરોબર છે. એટલે આમાં બીજું કશું નથી. તમારે પોતાના વિચાર ના કરવા કે મને શું થયું એવું ? તમારે તો હું કહું એટલો વખત અહીં સત્સંગમાં બેસ બેસ કરવું.

## અસ્પષ્ટ અનુભવે પણ ભોગવે અજાયબ પદ

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટ અનુભૂતિ માટે કાઉસગ્ગ અવસ્થા અથવા આસનની બીજી કોઈ અવસ્થામાં રહેવું વધારે સારું હોય ?

**દાદાશ્રી :** સ્પષ્ટ અનુભવ ખોળશો નહીં, અસ્પષ્ટ થયું એ સારું છે. સ્પષ્ટ અનુભવે તો હું એકલો જ છું. આ પદે આવતા આવતા તો બહુ ટાઈમ લે. એ તારી મહેનત નકામી જશે. આપણે જે છે ને, એને પૂર્ણાહુતિ કરો. બહુ સરસ થઈ ગયું છે. આ તો પ્રતીતિ થઈ, લક્ષ થયું, અનુભવ થયો. અસ્પષ્ટ અનુભવ પણ આટલું બધું થયું. હવે લોક તો પ્રતીતિ હોય તોય બહુ થયું, કહેશે. 'હું આત્મા છું' એની પ્રતીતિ બેસે તોય પણ બહુ થઈ ગયું હવે.

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટ વિના સંતોષ થાય નહીંને પણ ?

**દાદાશ્રી :** ના, એ સંતોષ તો ખોટો લોભ છે એક જાતનો. આમાં લોભ પેઠોને તો ખલાસ થઈ જાય. ચિંતા-બિંતા નથી થતીને ?

**પ્રશ્નકર્તા :** નથી થતી.

**દાદાશ્રી :** પછી હવે આથી શું વધારે જોઈએ ?

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટ થાય એટલે તો એનું સુખ કંઈક અનુભવાયને ?

**દાદાશ્રી :** આખો દહાડો અનુભવ થાય છે ને ! આખો દહાડો કષાય

નથી, નહીં તો આખો દહાડો કષાય હોય. પાંચ મહાવ્રત છે આ તો. ઓહોહો ! આ તો મોટો અનુભવ !

**પ્રશ્નકર્તા :** દાદા, એમાં તો કોઈ શંકા જ નથી.

**દાદાશ્રી :** ના, એમ નહીં. આ કંઈ દેહનો અનુભવ નથી. દેહાધ્યાસ ન્હોય આ. આ તો મોટામાં મોટો અનુભવ, નિરંતર આત્મા જુદો એવો અનુભવ.

અસ્પષ્ટ વેદન, 'હું કર્તા નથી' એવું ભાન થાય એને અને 'હું અનંત જ્ઞાનવાળો છું, અનંત દર્શનવાળો છું ને અનંત શક્તિવાળો છું' એવું પોતાનું ભાન થાય. 'હું ચંદુલાલ છું' એ ભાન તૂટી જાય અને પછી 'હું શુદ્ધાત્મા છું' એવું પોતાને ભાન થાય પણ અસ્પષ્ટ કહેવાય. અસ્પષ્ટ એટલે તદ્દન છૂટો નહીં, તન્મયાકાર ! હવે આટલું જ થવું બહુ છે. આનો એક આની ભાગ કોઈ અવતારમાં થયો નથીને ! કોઈનેય થયો નથી ! આ જે તમને મળ્યું છે એનો એક આનીય કોઈને મળે તો એને સમકિત કહેવાય. આ તો અજાયબ પદ મળ્યું છે ! પણ આ પદને ભોગવતા આવડવું જોઈએને તમને ! આ તો પેલું સહેલું મળી જાયને, એટલે વાત સમજાય નહીં.

## સત્સંગ-આજ્ઞા એ સ્પષ્ટ વેદન પ્રાપ્તિના ઉપાય

**પ્રશ્નકર્તા :** આ સ્પષ્ટ વેદન તરફ ધીમે ધીમે આગળ વધાય એના માટે મહાત્માએ કેવો પુરુષાર્થ કરવો ?

**દાદાશ્રી :** આ સત્સંગમાં રહેવાથી. સત્સંગમાં રહેવાથી વ્યવહાર ગુંઠાણું ઊંચું જતું જાય દહાડે દહાડે, એને સ્પષ્ટ વેદન બંધાય. અહીં સત્સંગમાં પડી રહેવાથી, આજ્ઞાઓમાં રહેવાથી ગુંઠાણું ઊંચું જતું જાય. કર્મો બધા ઓછા થઈ જાય દહાડે દહાડે. જે વાસણ ખાલી કરવા માંડ્યું એ વાસણ ખાલી થઈ જાયને ! ભલેને ચમચે ચમચે ઘી આપતો હોય પણ વાસણ તો ખાલી થઈ જાયને ! કર્મની નિર્જરાઓ થયા કરે તેમ તેમ હલકો થતો જાય. આ કાળે સ્પષ્ટ વેદન સુધી પહોંચી શકાય એમ છે.

આ તો અક્રમ એટલે કર્મ ખપાવ્યા સિવાય આત્મા પ્રાપ્ત થયો. પેલું

ક્રમિક એટલે કર્મ ખપાવી ખપાવીને આગળ જવાનું, તે બહુ મુશ્કેલી. એને ક્રમિકમાં 'આ ન્હોય,' 'આ ન્હોય' એવી જે શ્રદ્ધા, એ એને સુખ આપે છે અને આ શબ્દો છે તે જ હું છું, એ જ એને આનંદ આપે છે. એટલે પુદ્ગલ છૂટ્યાનો આનંદ છે, આત્માનો આનંદ નથી એમાં. અને આત્માનો આનંદ તો અમે આત્મા હાથમાં આપીએ તે ઘડીએ આનંદ આવે. પણ અસ્પષ્ટ વેદન !

## સ્પષ્ટ વેદન થતા સુધી લેવું જ્ઞાની પુરુષનું અવલંબન

જ્યાં સુધી આત્માનું સ્પષ્ટ વેદન નથી, ત્યાં સુધી જ્ઞાની પુરુષનું નિદિધ્યાસન એ સ્પષ્ટ વેદન છે.

કૃપાળુદેવે શું કહ્યું કે જ્ઞાની પુરુષ અગર સદ્ગુરુ, એ જ આપણો આત્મા છે. ક્યાં સુધી કે જ્યાં સુધી સ્પષ્ટ વેદન તમને થયું નથી, અસ્પષ્ટ વેદન છે મહીં. સુખ ઉત્પન્ન થાય છે પણ કેવી રીતે, ક્યાંથી થાય છે ને શું થાય છે એ જ્યાં સુધી અસ્પષ્ટ છે, ત્યાં સુધી જ્ઞાની પુરુષ તમારો આત્મા છે અને મહીં સ્પષ્ટ ઉત્પન્ન થયું, એટલે તમે છૂટા થયા. પછી સ્વતંત્ર થયા. અસ્પષ્ટ ત્યાં સુધી જ્ઞાની પુરુષનું અવલંબન છે. એ પોતાનો શુદ્ધાત્મા છે, પોતાનો જ આત્મા છે. એ જે કહે એમ કરવાનું, તો પછી બધા આગમોનો ભેદ, બધા શાસ્ત્રોનો ભેદ પોતાને પમાય.

## ભૂલોને લીધું અટક્યું સ્પષ્ટ વેદન

**પ્રશ્નકર્તા :** એવરલાસ્ટિંગ (કાયમી) અવલંબન માટે કેવા સ્વરૂપનું અવલંબન લેવું ?

**દાદાશ્રી :** સ્વરૂપનું કશું અવલંબન નહીં. 'હું શુદ્ધાત્મા છું' એ પ્રતીતિ તમને એવરલાસ્ટિંગ છે. હવે સ્પષ્ટ વેદન થવા માટે કહ્યું કે આ દાદા એ જ્ઞાની પુરુષ, એ આપણો આત્મા. જ્યાં સુધી સ્પષ્ટ વેદન ના થાય ત્યાં સુધી એ જે કહે એ પ્રમાણે કર અને સ્પષ્ટ વેદન થશે એટલે મહીં જે કહે એ પ્રમાણે કરવાનું. અમને મહીંથી જે કહે, એ પ્રમાણે કરીએ અમે. અને એ મહીંથી કહેનારને અમે 'ભગવાન' કહીએ છીએ. અમારી ભૂલ પેલી

ના થાય. પેલી ભૂલ થાય તો ઉપરી હોય. આ તમારે બધાને હજુ અમુક ભૂલો થાય છે એટલે હું ઉપરી તરીકે છું. પણ એ ભૂલો થાય નહીં, તો ત્યાં સ્પષ્ટ વેદન થયું હશે. અને તે પેલા દેખાડે પછી, મારી જગ્યાએ પેલા આવી જાય. અને પેલી બધી ભૂલો થઈ રહી એટલે તમે ને એ એક જ. ભૂલ દેખાડનાર અને ભૂલના કરનાર, એ એક થઈ જાય. ઉકેલ તો લાવવો પડશેને કે નહીં ?

**પ્રશ્નકર્તા :** દાદા, એની એ જ વાત આપ ફરી જ્યારે કહો છો ત્યારે એનો વળી વધુ ઉઘાડ નીકળે છે.

**દાદાશ્રી :** એ પેલું એક આવરણ તૂટે, પછી બીજું તૂટે. તે આ બધી પડવાળી ચીજને ! તે પડ તૂટતા જાય એમ વધારે સમજાતું જાય. જ્યારે પૂરું સમજાય ત્યારે એને પ્રકાશ થશે એનો.

## ફાઈલો-કર્મો ખપે મહાત્માને થશે સ્પષ્ટ વેદન

**પ્રશ્નકર્તા :** દાદા, આપણા જ્ઞાન પછી મહાત્માઓને એટલી ખબર પડી કે આત્મા અનંત સુખનું ધામ છે. હવે એ જે સ્પષ્ટ વેદન અનુભવમાં આવવું જોઈએ, ત્યાં બાધક કારણ કયું છે ?

**દાદાશ્રી :** એ વેદનમાં બાધક કારણ ફાઈલોનું બહુ જોર છે. એ ફાઈલોનું જોર જો વધારે ના રહે તો અનુભવ વધતો જાય.

એવું છે ને, કોઈ બપોરે દોઢ વાગે કહે કે 'મારે બહાર જવામાં શું હરકત છે ?' ત્યારે કહે, 'ભઈ, અત્યારે દોઢ વાગ્યો છે. પાંચ વાગે જજેને, નહીં તો અકળામણમાં દમ નીકળી જશે તારો !' એટલે આ ફાઈલોનું જોર છે ને, તેને લીધે બધું આમ થયા કરે. ફાઈલો ઓછી થશે એટલે એની મેળે જ ફેર પડશે. ફાઈલો ઓછી થાયને એવું કરો, પાંચ આજ્ઞા પાળો. બસ એટલું જ કરવાનું, બીજું કરવાનું છે નહીં.

આ બધી ફાઈલો ઓછી થશેને, પછી તો આનંદ માશે નહીં. આનંદ ઊભરાશે ને પાડોશવાળાનેય લાભ થશે. કારણ કે કોઈ પણ વસ્તુ ઊભરાય એટલે બહાર નીકળે ને બહાર નીકળે એ બીજાને કામ લાગે. તે પાડોશીનેય

લાભ થશે. અત્યારે ફાઈલનો નિકાલ કરવામાં જ આનંદ આવતો નથી. આ બધા ડખા એ આનંદને ચાખવા દેતા નથી.

અક્રમ વિજ્ઞાન છે એ કર્મ ખપાવ્યા વગરનું વિજ્ઞાન છે. કર્મ ખપાવ્યા હોય તો વાર જ નથી, સ્પષ્ટ વેદન થઈ જાય. આ હું કર્મ ખપાવીને આવ્યો છું, તે મને સ્પષ્ટ વેદન છે જ ને ! હું તો બધું ખપાવીને આવેલો છું અને આખા વર્લ્ડનું વિજ્ઞાન લઈને આવ્યો છું.

ક્રમિક માર્ગ એટલે કર્મ ખપાવીને આગળ જવું અને આ અક્રમમાં કર્મ ખપાવ્યા સિવાય છે. એટલે તમારે હવે નિકાલ કરવો રહ્યો. તે ફાઈલોનો નિકાલ જેમ જેમ કરતા જશો, તેમ સ્પષ્ટ વેદન થતું જશે. તમારે દેવું રહેલું છે ને મારે દેવું વળી ગયેલું છે.

કોથળા બધા (ભરેલો માલ) જેમ ખાલી થશે તેમ રૂમો ખાલી થશે. હજુ તો કોથળા બધા ભરેલા છે અને મહીં પેસાય નહીં, એવી જગ્યા છે. સ્પષ્ટ જ્ઞાન તો ક્યારે થાય ? બધા કોથળા ખાલી થઈ જાય મહીં, ને આજ્ઞામાં રહેવાય ત્યારે.

**પ્રશ્નકર્તા :** પણ અસ્પષ્ટ તો અત્યારે ગણાયને, દાદા ?

**દાદાશ્રી :** અસ્પષ્ટ એટલે એય બહુ મોટું જ્ઞાન છે. જેને વર્લ્ડમાં અજાયબી કહેવાય એવું જ્ઞાન છે.

## સ્પષ્ટ વેદન અટક્યું, વિષય-કપટ-સંસારી પ્રસંગથી

**પ્રશ્નકર્તા :** બીજા કોઈ બાધક કારણ હોય તો તે વિશે ફોડ પાડશો ?

**દાદાશ્રી :** હવે એ સ્પષ્ટ વેદન ક્યાં સુધી ના થાય ? જ્યાં સુધી આ વિષય-વિકાર ના જાય, ત્યાં સુધી સ્પષ્ટ વેદન ના થાય. એટલે આ આત્માનું સુખ છે કે આ કયું સુખ છે, તે 'એક્ઝેક્ટ' ના સમજાય. એ વિષયની હયાતી હોય, ત્યાં સુધી સ્પષ્ટ વેદન થાય જ નહીં. બ્રહ્મચર્ય હોય તો 'ઑન ધી મોમેન્ટ' તરત સમજાઈ જાય.

સ્પષ્ટ વેદન થાય એટલે એ પરમાત્મા જ થઈ ગયો કહેવાય ! જેને

સાંસારિક દુઃખનો અભાવ વર્તે, કપટ જતું રહે એટલે મહીં સ્પષ્ટ અનુભવ થવા માંડે. કપટને લઈને અનુભવ અસ્પષ્ટ રહે છે. જે જેટલા પ્રમાણમાં અમારી પાસે ખુલ્લું કરે, તે તેટલો અમારી સાથે અભેદ થયો ને જેટલો અભેદ થયો એટલો સ્પષ્ટ અનુભવ થાય.

આપણને આત્મા પ્રાપ્ત થયો છે, એટલે આપણે સત્સંગમાં પડી રહેવું જોઈએ. સત્સંગ એટલે આત્માનો સંગ ! અહીંથી જો પાછો કુસંગમાં પેઠો કે આ રંગ ઊતરી જાય. કુસંગનું એટલું બધું જોર છે કે કુસંગમાં સહેજવાર જવું નહીં અને ઘર માટે તો કૃપાળુદેવે કેવો કુસંગ લખ્યો છે કે એને 'કાજળ કોટડી' કહી ! હવે ઘરમાં રહેવું અને અસંગ રહેવું, એ તો જાગૃતિ રાખવી પડે. અમારા શબ્દોની જાગૃતિ રાખવી પડે. અમારી આજ્ઞા પાળવી જોઈએ તો ઘરમાં રહી શકાય ! અથવા તો અસર ક્યારે ના થાય ? સ્પષ્ટ વેદન થાય ત્યારે અસર ના થાય. અને સ્પષ્ટ વેદન ક્યારે થાય કે 'સંસારી સંગ' 'પ્રસંગ' ના થાય ત્યારે ! 'સંસારી સંગ'નો વાંધો નથી, પણ 'પ્રસંગ'નો વાંધો છે. ત્યાં સુધી 'સ્પષ્ટ વેદન' ના થાય. સંગ તો આ શરીરનો છે, બળ્યો ! પણ પાછો પ્રસંગ તો એકલા આમ નિરાંતે બેસી રહેવું હોય તોય ના રહેવાય. અમને તો આ સંગ જ ભારે પડી ગયો છે. તે પાછા પ્રસંગ કરવા ક્યાં જઈએ ? આ સંગ જ મહીંથી બૂમ પાડે, અઢી વાગી ગયા, હજી ચા નથી આવી ! છે પોતે અસંગ અને પડ્યો છે સંગ-પ્રસંગમાં !

સ્પષ્ટ વેદન ક્યારે થાય કે આ મન-વાણી-દેહમાંય પોતાનું માલિકીપણું ના હોય. અમારી નિર્વિચાર દશા છે, અમારી નિર્વિકલ્પ દશા છે, અમારી નિરિચ્છક દશા છે, ત્યારે આ દશા ઉત્પન્ન થઈ છે. એ દશાને અમે ધન્ય ધન્ય ગણીએ છીએ, એને નમસ્કાર કરીએ છીએ. એટલે આ દશાએ પહોંચવાનું છે. પછી એકાદ સ્ટેશન રહ્યું છે તો છોને રહ્યું. આટલા બધા સ્ટેશનો ઓળંગ્યા, હવે એકનો શું હિસાબ ? અને તેય ભગવાનની હદમાં જ હોય. સિગ્નલેય આવી ગયું, બધું આવી ગયું, ક્યારનુંય આવી ગયું. તમારેય સિગ્નલ ઓળંગી લીધું. પ્લેટફોર્મ તો નથી આવ્યું પણ સિગ્નલ તો ઓળંગ્યું છે.

**પ્રશ્નકર્તા :** ભગવાનની હદ અને ભગવાનની હાજરી બેય ?

**દાદાશ્રી :** હા, ભગવાનની હદ ને ભગવાનની હાજરી ! એ તો કલ્યાણ કરી નાખેને !

## સ્પષ્ટ વેદનમાં જ્ઞાની દુઃખને વેદે નહીં, જાણે માત્ર

**પ્રશ્નકર્તા :** આપ કહો છો કે અમને સ્પષ્ટ વેદન છે, તો એ વિશે વધારે સમજવું છે.

**દાદાશ્રી :** જેટલા અંશે આત્મા જાણ્યો તેટલું વેદન થાય. અસ્પષ્ટ વેદનમાં સુખ અંતરાય, જ્યારે સ્પષ્ટ વેદનમાં સુખ સીધું આવે. વેદનમાં ફેર હોય. સ્પષ્ટ વેદન થાય ત્યાર પછી એ સુખ-દુઃખને ખાલી જાણે.

અસ્પષ્ટ વેદન છે ને, ત્યાં સુધી વેદકભાવ વધતો-ઓછો રહે છે. જેટલી સ્પષ્ટતા થઈ તેટલો અને સ્પષ્ટ વેદનમાં પોતે જાણે એકલું જ.

'જ્ઞાની'ને અહંકાર હોય નહીં એટલે એ પોતે દુઃખ ભોગવે નહીં. જ્યાં સુધી આત્માનું અસ્પષ્ટ વેદન છે ત્યાં સુધી એ દુઃખને વેદે, એટલે કે દુઃખતી દાઢના જ્ઞાતા-દ્રષ્ટા રહેવાના પ્રયત્નમાં હોય. જ્યારે 'જ્ઞાની પુરુષ' કે જેમને આત્માનું સ્પષ્ટ વેદન હોય તે દુઃખને વેદે નહીં, પણ જાણે માત્ર. 'સ્વરૂપજ્ઞાન'વાળાને દાઢ દુઃખતી હોય તો તે દુઃખ ભોગવે નહીં, પણ એનો એને બોજો લાગ્યા કરે, પોતાનું સુખ અંતરાય, જ્યારે અમને તો અમારું સુખ અંતરાય નહીં, આવ્યા જ કરે. લોકો જાણે કે આ 'દાદા'ને અશાતા વેદનીય છે, પણ અમને વેદનીય અસર ના હોય ! વ્યવહારમાં વેદનીય ગણાય.

અમારું વ્યવહારનું ઘણું ઊંચું દસમું ગુંઠાણું હોય. નિશ્ચયનું બારમું ગુંઠાણું, પણ અમારો સ્પષ્ટ અનુભવ, સ્પષ્ટ વેદન અને તમારું અસ્પષ્ટ વેદન. આત્મા હાજર થયાનું સુખ ઉત્પન્ન થાય. સુખ સ્વભાવી જ છે. આત્માનો સ્વભાવ જ પરમાનંદી છે. પણ આપણા વિચારો બધાય સુખને આવવા ન દે. આપણને પહોંચવા ના દે, એ વચ્ચે હલાય હલાય કરે.

## જ્ઞાનીને નિરંતર સ્વપરિણતિ, સ્પષ્ટ વેદનમાં

સ્પષ્ટ વેદન એટલે અમારે પરપરિણતિ ઉલેચવી ના પડે. પરપરિણતિ ઉત્પન્નેય થાય નહીં ને હોયેય નહીં, સ્વપરિણતિમાં જ રહે ને આ તમારે બધાને પરપરિણતિ ઉલેચવી પડે. પરપરિણતિના પરિણામ ઊભા થાય તેને ઉલેચવા પડે, ખસેડવા પડે, દૂર કરવા પડે.

**પ્રશ્નકર્તા :** દૂર કરવા જ પડે, ધક્કા મારી મારીને બહાર કાઢવા પડે.

**દાદાશ્રી :** ધક્કા મારી મારીને, કારણ કે આ એક અવતારમાં અનંત અવતારનું સાટું વાળી દેવાનું છે.

## સ્પષ્ટ વેદન થતા સુધી જ્ઞાન વધ્યા કરે

**પ્રશ્નકર્તા :** આપને જ્ઞાન પ્રગટ થયું પછી જ્ઞાનપ્રકાશ એટલો જ રહે કે વધ્યા કરે ?

**દાદાશ્રી :** અમારે તો આ 'અનુભવજ્ઞાન' છે. એમાં બે પ્રકારનો પ્રકાશ ના હોય, નિરંતર એક જ પ્રકારનો પ્રકાશ રહે. અમને આત્માનો સ્પષ્ટ અનુભવ હોય. જ્યાં સુધી આત્માનો સ્પષ્ટ અનુભવ ના હોય ત્યાં સુધી જ્ઞાન વધ્યા કરે, પણ સ્પષ્ટ અનુભવ થઈ જાય એટલે એ જ્ઞાન પૂરું થઈ જાય.

જ્ઞાની પુરુષ એટલે આત્માનુભવી પુરુષ અને સંપૂર્ણ અનુભવી.

**પ્રશ્નકર્તા :** છેલ્લે કોઈ ભાવક પરમાણુ જ ના રહેને ? જ્ઞાનીને આ 'ક' હોય ?

**દાદાશ્રી :** અમારી દશામાં ભાવકનું પરમાણુય ના રહે. અમે જે જગ્યાએ બેઠા છીએ એ જગ્યાએ તમે આવો તો તમારા પણ ભાવક ના રહે. પછી કોઈ બૂમ પાડનાર મહીં ના રહે. શુદ્ધાત્માના સ્પષ્ટ વેદનમાં આવે તો 'ક' ના રહે. આ 'સાયન્સ' માત્ર સમજવાનું છે. આ જ્ઞાન તો 'ઈટસેલ્ફ' ક્રિયાકારી છે. આ ઝીણી વાત સમજે તો જ મોક્ષ થાય.

## સ્પષ્ટ વેદનમાં વાણી 'જેમ છે તેમ' નીકળે

**પ્રશ્નકર્તા :** સ્પષ્ટ વેદન વખતે વાણી કેવી હોય છે ?

**દાદાશ્રી :** પહેલા પાયામાં આત્માનું લક્ષ બેસે, બીજા પાયામાં દેશના ચાલુ થાય.

**પ્રશ્નકર્તા :** વાણી એવું સાધન છે કે અંદર શું અનુભવ થાય છે, એ વ્યક્ત કરવાનું ?

**દાદાશ્રી :** બીજું શું ત્યારે ?

**પ્રશ્નકર્તા :** મૂળ વસ્તુ આખી જેમને અનુભવમાં વર્તે છે, ત્યારે એમના શબ્દો પણ એ અનુભવ સુધી પહોંચાડી શકે ?

**દાદાશ્રી :** હા, તો જ 'જેમ છે તેમ' વાણી નીકળેને ! સ્પષ્ટ વેદન થાય ત્યારે એવી વાણી નીકળે, નહીં તો એકુંય વાક્ય સાચું ના નીકળે.

## દાદાની ટેપરેકર્ડ, માલિકી વગરની

**પ્રશ્નકર્તા :** દાદા, આ સ્પષ્ટ વેદન એ અનુભવપદ, પણ આ ટેપરેકર્ડનું સાચું વાક્ય નીકળવું એનું કનેક્શન શું છે ?

**દાદાશ્રી :** સ્પષ્ટ વેદનથી એને બધું જ હોય, બધી જ સિદ્ધિઓ હોય !

**પ્રશ્નકર્તા :** બે દિવસ પહેલા જ આપે ફરક દેખાડ્યો. આપના ટેપરેકર્ડમાં ને અમારા ટેપરેકર્ડમાં થોડો ફરક દેખાડ્યો.

**દાદાશ્રી :** શું ?

**પ્રશ્નકર્તા :** આપે કીધું કે મારે તો માલિકી છે જ નહીં અને તમને હજી થોડી ઘણી માલિકી છે અંદર એય ચારિત્રમોહમાં.

**દાદાશ્રી :** એ તમને નિશ્ચયથી, દર્શનમોહથી માલિકી નથી હોતી, પણ એટલી હજી સ્પષ્ટતા નથી થઈ. એય સ્પષ્ટતા કાળે કરીને થાય. ઘણા કાળ પછી, આત્માનું સ્પષ્ટ વેદન કર્યા પછી થાય. એ વેદન કર્યે જ છૂટકોને ! જેમ કોઈ માણસ નથી કહેતા કે ભોગાવલી કર્મ છે, તે ભોગવવા

આવવું પડ્યું ? એવું આ એક ભોગાવલી કર્મ કહેવાય. કારણ કે આત્મા જાણ્યા પછી રહ્યું શું ? ભોગાવલી. એને ચારિત્રમોહ કહેવામાં આવે છે.

## સ્પષ્ટ વેદનમાં કાયમ ઉલ્લાસ, સમાધિ પામે સિદ્ધાંત

**પ્રશ્નકર્તા :** દાદા, આપને કાયમ ઉલ્લાસ ને કાયમ સ્ફૂર્તિ રહે છે એનું શું રહસ્ય છે ?

**દાદાશ્રી :** એ તો સ્પષ્ટ હોય તો જ રહેને ! આ તો સ્પષ્ટ થયેલું ને તમારે અસ્પષ્ટ રહ્યુંને ! અસ્પષ્ટ તો આ કાળમાં બહુ મોટું પદ કહ્યું છે. આ તો અમારે તો સ્પષ્ટ, બેઉ સ્પષ્ટ જુદું, છૂટું પડેલું. અમે આત્મા બિલકુલ અસ્પષ્ટ નહીં તેવો જાણ્યો છે અને તમને અસ્પષ્ટ એટલે ઘડીકમાં ઉલ્લાસમાં આવે, ઘડીકમાં પાછું પડી જાય, એવું થાય.

## સ્પષ્ટ વેદન થયે વર્તે કાયમની સમાધિ

હવે 'કંઈક છે' એવું તમને જે જ્ઞાન બેઠું, એના પરિણામ તમે જોયા પણ હજુ તમે કશું સ્પષ્ટ જોયું-કર્યું નથી. સ્પષ્ટ વેદન થયું નથી, અસ્પષ્ટ વેદન છે. એટલે 'કંઈક છે' એવું લાગ્યું તમને પણ 'આ છે' એવું ડિસિઝન હજુ આવ્યું નથી.

**પ્રશ્નકર્તા :** 'આ છે' એ નક્કી થયું નથી ?

**દાદાશ્રી :** 'આ છે' એ નક્કી ક્યારે થશે ? કેવળજ્ઞાન થશે તે વખતે. અત્યારે તો જેમ જેમ અનુભવ થતા જશે, તેમ તેમ સ્પષ્ટ વેદન થઈને ઊભું રહેશે. પછી કેવળજ્ઞાન થશે.

આત્માનું સ્પષ્ટ વેદન જ્યારે તમને થશે ત્યારે કાયમની સમાધિ રહેશે. જ્યાં સુધી 'સ્પષ્ટ વેદન' થાય નહીં, ત્યાં સુધી 'સિદ્ધાંત' પ્રાપ્ત ના થાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૫]

# અવ્યાબાધ : અબાધ્ય

## [૫.૧]

## અવ્યાબાધ સ્વરૂપ

### આત્માને ના સ્પર્શે કોઈ પણ ભૌતિક સુખ-દુઃખ પરિણામ

**પ્રશ્નકર્તા :** અવ્યાબાધ સ્વરૂપનો અર્થ સમજાવો, અવ્યાબાધ એટલે શું ?

**દાદાશ્રી :** અવ્યાબાધ એટલે આ શરીરને કંઈ બાધા-પીડા થાય, કંઈ ચપ્પું, કે બીજું કશું વાગે, તાપ લાગે, ટાઢ વાય, દઝાય, પાણીથી ડૂબાડી દે, પણ 'એને' કોઈ પરિણામ અડે નહીં.

આ દુનિયાની કોઈ ચીજ એને કશું જ કરે નહીં. એટલે જ્યાં આગળ ભયંકર નુકસાન કરનારી ચીજો છે, ત્યાં એનાથી બધી વસ્તુ ખલાસ થઈ જાય એવી હોય, તો પણ ત્યાં 'એને' કશું થાય નહીં.

આત્મા પોતે સુખ પરિણામવાળો છે. 'એનું' સુખ કોઈથી લઈ શકાય તેમ નથી. પોતે અવ્યાબાધ સ્વરૂપી છે. ગજબની જાહોજલાલી છે પોતાની પાસે ! ત્યાં દુઃખ અડે જ કેમ ?

દુનિયામાં કોઈ વસ્તુ 'એને' દુઃખ દે નહીં અગર સુખ આપે નહીં. પોતાના સ્વયંસુખથી જ, પોતાની અનંત શક્તિથી, જીવનાર પોતે. એવો અવ્યાબાધ સ્વભાવ, પછી એને ઉપાધિ જ ન હોયને !

## સ્વયં પ્રાણ-શક્તિથી જીવનાર, સ્વયં સુખનો ભોક્તા

આત્માને અવલંબનની કોઈ જરૂર નથી. ઓઢવાની-પાથરવાની કે ખાવાની-પીવાની કોઈ અવલંબનની જરૂર નથી. પોતે સ્વતંત્ર નિરાલંબ રહી શકે. એ પોતાના પ્રાણ, પોતાના સુખે કરીને જીવે છે, બીજા કોઈની જરૂર નહીં.

માણસ છે તે હવા હોય તો જીવે, પાણી હોય તો જીવે, ખાવાનું હોય તો જીવે, પણ આને તો કોઈ ચીજની જરૂર નહીં. કોઈ જીવાડનાર નહીં, કોઈ એને મારનાર નહીં, કોઈ દુઃખ આપનાર નહીં. અનંત અવતાર, અનંત મુશ્કેલીમાંય પણ એ મુશ્કેલી પ્રૂફ, મુશ્કેલી રહિત.

એને કોઈ મુશ્કેલી અડે નહીં, કોઈ દુઃખ અડે નહીં. મરણ થાય નહીં એનું. કોઈ પણ એવો ઉપાય નથી જે એનું મરણ કરે. અને જીવન આપી શકે નહીં કોઈ. પોતાની સ્વયં શક્તિથી જ જીવનાર અને સ્વયં સુખનો ભોક્તા.

**પ્રશ્નકર્તા :** સ્વયં સુખો એટલે કેવા સુખો ?

**દાદાશ્રી :** જે સુખ, દુઃખ વગરનું હોય, અંતર દુઃખ ના આવે. જે સુખ ઈમોશનલ વગરનું હોય, નિરાકુળતાવાળું હોય. ગાળો ભાંડે તો વ્યાકુળ ના થઈ જાય અને ફૂલ ચઢાવે તો આકુળ ના થઈ જાય.

## અવ્યાબાધ, એટલે બાધા-પીડા રહિત, અન્-ઈફેક્ટિવ

**પ્રશ્નકર્તા :** અવ્યાબાધ સ્વરૂપી આત્મા છે, તે હજુ વિસ્તારથી સમજાવો.

**દાદાશ્રી :** આ સંસારમાં હરેક ચીજ બાધા-પીડાવાળી છે. કારણ કે એ ચીજનું મટિરિયલ, ચીજનું વજન છે, દેખાવ છે, ઈફેક્ટિવ છે, એ બધું દુઃખદાયી જ છે ને આત્માને તો વજન નથી, દેખાવેય નથી એટલે એ અન્-ઈફેક્ટિવ છે.

**પ્રશ્નકર્તા :** અન્-ઈફેક્ટેડ બાય એનિથિંગ ફ્રોમ આઉટ સાઈડ (બહારની બાજુથી કોઈ પણ વસ્તુથી અસર રહિત) ?

**દાદાશ્રી :** કોઈ પણ સ્થિતિ એવી નથી કે જે એની સેફ સાઈડને (સલામત જગ્યા) તોડે, એવું અવ્યાબાધ ! અને આરપાર જાય પાછું.

આ અગ્નિનો મોટો ભડકો બળતો હોય ને, મહીં આગ લાગે તોય એ અગ્નિનીયે આરપાર નીકળી જાય. એટમ બૉમ્બ ફાટતો હોય તેની વચ્ચે રહીને ચાલ્યો જાય પણ દઝાય નહીં. કારણ કે એ અગ્નિ સ્થૂળ છે અને આ આત્મા તો સૂક્ષ્મતમ છે, એને સ્પર્શ કેમ થાય ?

અવ્યાબાધ સ્વરૂપ છે એટલે આત્માને કશું થાય નહીં. કોઈ પણ તેને તોડે નહીં. દિવાલને જુદી પાડ્યા સિવાય આરપાર જાય એવો સૂક્ષ્મતમ.

આ મોટા-મોટા ડુંગરોની પણ આરપાર જતો રહે હડહડાટ અને એને કોઈ બાધા-પીડા કરે નહીં.

## બાધા-પીડા કોને ને શા કારણે ?

**પ્રશ્નકર્તા :** આ પીડા કોને થાય છે ?

**દાદાશ્રી :** આત્માને ક્યારેય પીડા અડી જ નથી અને જો પીડા અડે, એનો સ્પર્શ થાય તો એ પીડા સુખમય થઈ જાય. આત્મા અનંત સુખનું ધામ છે. માનેલા આત્માને પીડા થાય છે, મૂળ આત્માને કશું જ થતું નથી. મૂળ આત્મા તો અવ્યાબાધ સ્વરૂપ છે ! જરાય બાધા-પીડા વગરનો છે ! આ દેહને છરી મારે, કાપે તો બાધા-પીડા ઊભી થાય પણ આત્માને કશું જ ના થાય.

આ મન-વચન-કાયા સ્થૂળ છે એટલે એ બાધા-પીડા સ્વભાવના છે, પેલો અવ્યાબાધ સ્વભાવનો. એનું કોઈ નામ ના લે, એને કશું જ થઈ શકે નહીં.

કોઈ ચીજ એને બાધા-પીડા કરી શકે નહીં અને એ કોઈને બાધા-પીડા કરી શકે નહીં. પોતે કોઈને ના કરે અને કોઈ એને પણ ના કરી શકે. અગ્નિ એની ઉપર પડેને, તો અગ્નિને કંઈ નુકસાન ના થાય અને એનેય નુકસાન ના થાય. અવ્યાબાધ એટલે કોઈ પણ એકબીજાને નુકસાન કરી શકે નહીં. એટલે આત્મા કોઈને દુઃખ આપે એવો છે નહીં. બાધા-પીડા સ્વભાવના આ દેહ છે, આ મન-વચન-કાયા છે. એ બધા પીડા આપનાર છે અને તેય આપણા ઊભા કરેલા. ચોખ્ખા પુદ્‌ગલનો એવો ગુણ

નથી. મૂળ પરમાણુ ચોખ્ખા છે, આ ચોખ્ખા નથી. આ વિકૃત (વિભાવિક) પુદ્ગલ કહેવાય છે. આમાં પાવર ભરેલું પુદ્ગલ છે તે વિકૃત થયેલું છે, એટલે મન-વચન-કાયા દુઃખ આપે છે.

**પ્રશ્નકર્તા :** આ પુદ્ગલ અવ્યાબાધ નથી ?

**દાદાશ્રી :** ખરુંને, જે મૂળ પુદ્ગલ, સ્વાભાવિક પુદ્ગલ એ અવ્યાબાધ સ્વરૂપ છે પણ આ વિકૃત થયેલું છે, વિકૃતિ થયેલી છે. પેઠા ત્યારે આવા સ્વરૂપે પેઠા અને જતરૂી વખતે ખૂબ દુઃખ આપીને જાય. આ તમે કોઈને દાન આપતા હોય તે ઘડીએ જે પરમાણુ પેસે, એ જતી વખતે તમને સુખ આપીને જાય. તમે ચોરી કરતા હોય તે વખતે મહીં પરમાણુ પેસે, તે દુઃખ આપીને જાય. એટલે આપણી વિકૃતિ છે.

## છે અવ્યાબાધ પણ આરોપિત ભાવથી કરે બાધા-પીડા

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું કે આત્માનું સ્વરૂપ એવું છે કે એનાથી કોઈને દુઃખ ન થાય પણ સંસારમાં આપણે જોઈએ છીએ કે એક માણસથી બીજો માણસ મરી પણ જાય છે.

**દાદાશ્રી :** અવ્યાબાધ એટલે કોઈ જીવને કિંચિત્‌માત્ર દુઃખ ના થાય એવું પોતાનું સ્વરૂપ છે. છતાં હું સાપ છું એવું માનીને સામાને બચકું ભરે તો સામો મરી જાય. કારણ કે આરોપિત ભાવ છે ને જેવું માને તેવી શક્તિ ઉત્પન્ન થાય. એ માનવાની સ્વતંત્ર શક્તિ થઈ હોય તો જાતજાતનું ઉત્પન્ન થાય. પણ એવી શક્તિ ઉત્પન્ન થઈ તો સામે પ્રતિકાર શક્તિ નેચરથી ઉત્પન્ન થાય છે. એ 'તેં સામાને કેમ માર્યું' એવી પ્રતિકાર શક્તિ ઉત્પન્ન થાય. એનાથી પેલો ગૂંચાઈ જાય છે.

## અવ્યાબાધ સમજતા થાય સાચી સેફ સાઈડ

**પ્રશ્નકર્તા :** એવી રીતે જ પોતાને જે દુઃખ થાય છે એ પણ પોતાની અવળી માન્યતાને લીધે થાય છે ?

**દાદાશ્રી :** એ અવ્યાબાધ એવું પોતાનું સ્વરૂપ છે, છતાંય આ માની લીધું છે કે 'આ મને થયું.' આને 'હું છું' માન્યું એટલે દુઃખ થયું. આ

દઝાય છે, ને બીજું થાય છે ને બધું અસરો થાય છે ને ! એટલે અમે એ સ્વરૂપમાં બેસાડીએ છીએ. પછી આપણે કશું દુઃખ ના હોય.

**પ્રશ્નકર્તા :** હવે દાદા, કોઈ મુશ્કેલી ના નડે.

**દાદાશ્રી :** તારું સ્વરૂપ અવ્યાબાધ સ્વરૂપ જેવું લાગ્યું તને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** કોઈનાથી દુઃખ ના થાય એવું સ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** દુઃખ ના થાય હવે.

**દાદાશ્રી :** સેફ સાઈડ થઈ ગયો તું. આ જગતના લોકો તને કંઈ પણ અનસેફ કરવા માગે તો તું સેફ સાઈડ થઈ ગયો. કારણ કે આ જ્ઞાન સમજ્યો. આ જ્ઞાન સમજે તે બધાને આવું થઈ ગયેલું હોય. દરેકને કશું જ ના થાય. ગાળો ભાંડે તોય કશું નહીં, મારે તોય કશું નહીં, લૂંટી લે તોય કશું નહીં અને છતાં નફફટ હોય નહીં. નફફટને કશું ના થાય. પણ એ તો નફફટને કશું ના થાય એટલે જાણે કે દુનિયાએ કાઢી નાખેલો માણસ. આ તો દુનિયામાં સદ્વિવેકવાળો, કેવો જાગ્રત ! નિરંતર જાગ્રત !

## અવ્યાબાધ સ્વરૂપીને ભય શો ?

એટલે મહાવીરને જગત-જીત કહ્યા. એ કોઈથીય હાર્યા જ નહીં, ને લોકો તો વાત વાતમાં હારી જાય છે. જગતને તો જીતવાનું છે. આત્મરૂપ થયો એટલે જગત જીતાય. કારણ કે પોતે અવ્યાબાધ સ્વરૂપ છે.

આત્મા અવ્યાબાધ છે એટલે કોઈ પણ વસ્તુ, કોઈ ચીજ એવી નથી કે એને બાધા-પીડા કરી શકે. એટલો સેફ સાઈડ છે. આ દુનિયામાં બધી તરકીબો નકામી જાય. આ સાયન્ટિસ્ટો ગમે એટલી તરકીબો કરેને કે બીજા બધા એ બૉમ્બવાળા, બધી તરકીબો ત્યાં નકામી જાય. કોઈ તરકીબ અડે નહીં અગર તરકીબ એને સહેજ પણ દઝાડે નહીં, એવો અવ્યાબાધ સ્વરૂપી છે. એને ભય શો ? ડરવાનું શું રહ્યું ? એવો આત્મા તમારો છે અને જો આત્મા થયા છો, તો શાને માટે ડરવાનું ?

આ દેહ છે ને, તે રૂપી છે. એને તલવાર મારે, સળગાવી દે બધુંય. રૂપી એટલે બધું અસર થાય. પેલું અરૂપી ખરુંને, તે એને કાપી નાખે તોયે કશું થાય નહીં. આમ કપાય જ નહીંને ! કપાય નહીં, બળાય નહીં, કશું કોઈથી થાય નહીં એને. આ બાધા-પીડા વગરનો અને દેહ તો બાધા-પીડાવાળો છે. એટલે એવો આત્મા જો પોતે થઈ ગયો, પછી કંઈ ભય જ ના રહેને ?

ક્ષણે ક્ષણે ભયવાળું જગત છે. એક પણ સ્થાન આ જગતમાં ભય વગરનું નથી. મહાત્માઓને અવ્યાબાધપણાના સ્વભાવથી એમને ભયથી બહાર રાખ્યા છે. શુદ્ધાત્માની ગુફા તો અવ્યાબાધ સ્વભાવવાળી છે, તેમાં હું તમને બેસાડું છું.

કોઈ કહેશે, 'હું તમને મારી નાખીશ.' એ ભય પામવાની જગ્યાએ એને શું થાય કે 'હું અવ્યાબાધ છું, મને શું મારવાના ?' એ અવ્યાબાધ ના જાણતો હોય તો એ 'મને કોઈ મારી નાખશે તો શું થશે' એવું કહેશે. કોઈ કહેશે, 'કાપીને ટુકડા કરીશ.' તોય મનમાં આપણને એમ લાગે કે 'હું અવ્યાબાધ છું, શરીરના ટુકડા થાય.' એટલે પહેલાથી એના ગુણો સ્ટડી કરી રાખવાના, મજબૂત કરી રાખવાના.

## અવ્યાબાધ સ્વરૂપી કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના દે

ખરી રીતે તો જ્ઞાની પુરુષે જે આત્મા જાણ્યો છે ને એ આત્મા તો કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ના દે એવો છે. કોઈને કિંચિત્‌માત્ર દુઃખ ન કરે અને કોઈ એને કિંચિત્‌માત્ર દુઃખ ન દે એવો શુદ્ધાત્મા છે ખરી રીતે. પણ આપણે આ સત્સંગમાં બેસી બેસીને એ પદ આખું સમજી લેવાનું છે કે હું અવ્યાબાધ સ્વરૂપ છું. મારું સ્વરૂપ અવ્યાબાધ છે.

મારું સ્વરૂપ એવું છે કે કોઈ જીવને કિંચિત્‌માત્ર ક્યારેય પણ દુઃખ ન કરી શકે અને સામાનું સ્વરૂપ પણ એવું છે કે એને દુઃખ ક્યારેય ના થાય. એવી જ રીતે આપણને પણ સામો દુઃખ ના દઈ શકે એ અનુભવ થઈ જાય. સામાને એનો અનુભવ નથી પણ મને તો અનુભવ થઈ ગયો, પછી મારાથી દુઃખ થશે એવી શંકા ના રહે. જ્યાં સુધી સામાને મારાથી

દુઃખ થાય છે એવી શંકા સહેજ પણ થાય તો તેનું પ્રતિક્રમણ કરવાનું. એ શંકાનું નિવારણ કરવાનું. અને 'આપણું' તો તેનું તે જ સ્વરૂપ છે, અવ્યાબાધ ! 'જ્ઞાની પુરુષે' જે ગાદી પર બેસાડ્યા, તે ગાદી પર બેઠા બેઠા કામ કર્યા કરવાનું !

## દુઃખેય અવ્યાબાધ સ્વરૂપને અડતા, થઈ જાય સુખ

કોઈ સંજોગમાં કોઈ ચીજ એને દુઃખ ના આપી શકે. કોઈ સંજોગમાં કોઈ ચીજ એને દુઃખ આપવા જાય ને દુઃખ એને ટચ (સ્પર્શ) થાય તો દુઃખ, સુખ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દુઃખ ટચ જ ના થઈ શકેને એને ?

**દાદાશ્રી :** ટચ થઈ શકે નહીં. પણ ટચ થાય વખતે તોય સુખ થઈ જાય. એટલે શેના જેવું કે આપણે આ બરફ હોયને, એની ઉપર સળગતા કોલસા, ધગધગતા દેવતા નાખ્યો, આખો ટોપલો ભરીને, તો આ બરફના ઢગલાને દઝાડાય ખરું ? બરફ કંઈ દઝાય નહીં, કોલસા ઓલવાઈ જાય ઊલટા.

**પ્રશ્નકર્તા :** હા, કોલસા ઓલવાઈ જાય.

**દાદાશ્રી :** એટલે એવું અવ્યાબાધ સ્વરૂપ છે. કોઈ જાતની બાધા-પીડા નહીં અને આ દેહ, મન-વચન-કાયા બાધા-પીડાવાળા છે. કો'કે ગોદો માર્યો કે વાગ્યું. લોહી નીકળ્યું, ઉપાધિ થઈ પડી. દાઢ દુઃખી તોય ઉપાધિ, આંખ દુઃખી તોય ઉપાધિ, કાન ફાટે તો ઉપાધિ, પગ ફાટે તો ઉપાધિ. નરી ઉપાધિ ને ઉપાધિનું સંગ્રહસ્થાન છે આ. બહારના સંગ્રહસ્થાન જોવા જવું એના કરતા આ સંગ્રહસ્થાન જુઓ તોય બધું બહુ છે મોટું.

## શુદ્ધાત્મા થઈ ગયે, ન જરૂર હવે સ્વરૂપસ્થની

**પ્રશ્નકર્તા :** અનંત-અવ્યાબાધ સુખનો એક અનન્ય ઉપાય સ્વરૂપસ્થ થવું તે જ છે. એ જ હિતકારી ઉપાય જ્ઞાનીઓએ દીઠો છે. હવે પ્રશ્ન એ છે કે સ્વરૂપસ્થ થવું એટલે શું ? આપે અમને જે જ્ઞાન વખતે શુદ્ધાત્માનું જે લક્ષ આપ્યું તે ?

**દાદાશ્રી :** એ નહીં. એ તો અજ્ઞાનીઓનું, ક્રમિકની અંદર. દહાડે દહાડે સ્વરૂપસ્થ થતો જાય.

**પ્રશ્નકર્તા :** એ શુદ્ધાત્માનું જે લક્ષ આપ્યું ?

**દાદાશ્રી :** લક્ષ નથી આપ્યું, આ તો આત્મા જ થઈ ગયો. શુદ્ધાત્મા થઈ ગયો, સ્વરૂપસ્થ નહીં. સ્વરૂપસ્થ એ બધું તો નીચલું પદ છે.

## અવ્યાબાધ સ્વરૂપ અનુભવાય, 'ન્હોય મારું' કહેતા

આત્મા અવ્યાબાધ સ્વરૂપે છે. એના અવ્યાબાધને સહેજ પણ હરકત કરે એ બધું પરભાર્યું. સહેજ હરકત થાય તો 'આ પરભાર્યું છે, મારું ન્હોય, મારું ન્હોય' બોલે તો તરત એને છૂટું પડી જશે. કારણ કે આત્મા તદ્દન જુદો પાડેલો છે. વખતે એટલી જ્ઞાતા-દ્રષ્ટા રહેવાની કેટલાકમાં શક્તિ નથી હોતી, તો એવું ના આવડે તો 'મારું ન્હોય' એમ કહી દીધું કે છૂટું. પણ એ ના બોલે તો વળગે એ, એનો બોજો લાગ્યા કરે, ખૂંચ્યા કરે.

**પ્રશ્નકર્તા :** અને વ્યવહારમાંય કેટલીક વખત કે મારે કંઈ લાગતું-વળગતું નથી એવું બોલવાથીય ફેર પડી જાય છે.

**દાદાશ્રી :** હા, લાગતું-વળગતું નથી એ બોલ્યો કે તરત છૂટા થાય, તે એવું આ. આપણને પરભાર્યું કહેતા ના આવડે તો 'મારું ન્હોય' એમ કહીએ તો એ પરભાર્યું થઈ ગયુંને ! 'મારું ન્હોય' કહે એટલે પતી ગયું. અવ્યાબાધ સ્વરૂપને સહેજ હરકત થાય તો 'મારું ન્હોય' એમ કહી દેવું. એનું અવ્યાબાધ સ્વરૂપ જતું જ નથી, એક ક્ષણવારેય.

## અનુભવ શ્રેણી પૂર્ણ થશે, અવ્યાબાધના અનુભવે

આ જ્ઞાન મળ્યા પછી માણસ શ્રેણી માંડી શકે, નહીં તો શ્રેણી જ માંડી શકે નહીંને ! આ આખા સંસાર સમુદ્રમાં 'હું શુદ્ધાત્મા છું' કહ્યું, એટલો એનો એક પગ નીચે પડ્યો. સમુદ્રમાં એક પગ નીચે ગોઠવાયો. તે આપણે શુદ્ધાત્મા, આ જ્ઞાનના લક્ષવાળા. આ બહાર શુદ્ધાત્મા બોલે તો પગ નીચે ગોઠવાયો નથી. આ તો આખા સંસાર સમુદ્રમાં પગ જ કોઈ જગ્યાએ ગોઠવાય નહીં, એટલી ઊંડાઈ જ નહોતી આવતી. જ્યાં પગ નીચે

ગોઠવવા જાય તો પાણી, પાણી ને પાણી. આ પગ ગોઠવાયો, શ્રેણી મંડાઈ. પગ ગોઠવાય એટલે થાક્યા હોય તોયે મનમાં હાશ રહે. એક પગે ઊભા રહે, પછી ધીમે ધીમે બીજો પગ ગોઠવીએ પણ એક ગોઠવાવો જોઈએ. તો આ પગ ગોઠવાયો, એટલે પુરુષાર્થ ચાલુ થયો, નહીંતો પુરુષાર્થ પોતાના હાથમાં જ નહીંને ! થાકી ગયા એટલે ડૂબી ગયે જ છૂટકો. પણ તે આ દરિયો ડૂબાડી દેશે, પાછો આ દરિયો ડૂબાડતોય નથી. મૂઆ, પાર વગરનો થાક લાગે તોય ડૂબાડે નહીં. આપણે કહીએ, ડૂબી જવાનો... ? ત્યારે કહે, ના, ડૂબી મરવાનો નહીં, થાકમાં ને થાકમાં ફર્યા કરો, કહેશે. તે આ એક પગ મૂક્યો કે શ્રેણી માંડે પછી. પછી શ્રેણી એટલે અનુભવના સ્ટેપિંગ બધા. પહેલો અનુભવ, સેકન્ડ અનુભવ, થર્ડ અનુભવ એમ કરતો કરતો જ્યારે આત્માના અવ્યાબાધ સ્વરૂપનો અનુભવ, અમને જેવો અવ્યાબાધ સ્વરૂપનો અનુભવ હોય, તેવો થાય ત્યારે એ અનુભવ ઠેઠ ઊંચામાં ઊંચો થઈ ગયો કહેવાય. આ કાળમાં જ્યાં સુધી પહોંચે છે ત્યાં સુધીનો અનુભવ થયો કહેવાય, અવ્યાબાધ સ્વરૂપનો.

'હું શુદ્ધાત્મા છું' એ લક્ષમાં બેઠું, ત્યારથી અનુભવ શ્રેણીઓ શરૂ થઈ જાય. જીવડું પગ નીચે વટાઈ ગયું તો 'એને' શંકા પડે, નિઃશંકતા ના રહી શકે. માટે ત્યાં સુધી 'ચંદુલાલ' પાસે 'તમારે' પ્રતિક્રમણ કરાવવું પડે કે ચંદુલાલ, તમે જીવડું વાટ્યું માટે પ્રતિક્રમણ કરો. એમ કરતા કરતા સૂક્ષ્મભાવની અનુભવ શ્રેણી પ્રાપ્ત થશે અને પોતાનું સ્વરૂપ અવ્યાબાધ સ્વરૂપ છે એમ લાગશે, દેખાશે ને અનુભવમાં આવશે. ત્યાર પછી શંકા નહીં પડે. ત્યાં સુધી તો જપ આત્મા, તપ આત્મા, ત્યાગ આત્મા, સત્ય આત્મામાં હોય છે, એ શુદ્ધાત્મામાં નથી. એ શ્રેણી ના કહેવાય. એટલે એ માણસ મોક્ષે જશે કે કઈ બાજુ જશે એ કહેવાય નહીં. શુદ્ધાત્માનું લક્ષ બેઠા પછી શ્રેણી મંડાય. ત્યાર પછી પોતાનું સ્વરૂપ અવ્યાબાધ છે, સૂક્ષ્મ છે, અમૂર્ત છે એ અનુભવમાં આવતું જાય.

સૂક્ષ્મભાવની અનુભવ શ્રેણી ક્યારે પૂર્ણ થાય કે જ્યારે 'હું અવ્યાબાધ સ્વરૂપ છું' એમ થઈ જાય ત્યારે.

❖ ❖ ❖ ❖ ❖

## [૫.૨]

# અબાધ્ય સ્વરૂપ

### બાધા-પીડામાંય છેવટે ઠંડક થાય એ અબાધ્ય અનુભવ

**પ્રશ્નકર્તા :** આત્માનું અબાધ્ય સ્વરૂપ સમજાવવો.

**દાદાશ્રી :** માણસને ગમે એટલા દુઃખમાંયે છેવટે અબાધ્ય અનુભવ થાય છે, પ્રત્યેક જીવને. તેથી તો જીવી શકે છે. ગમે તેટલા દુઃખ આવ્યા હોય, પણ રાત્રે મહીં કળ વળે ને સૂઈ જાય પછી.

**પ્રશ્નકર્તા :** હા, ઠરી જાય પછી. અબાધ્ય !

**દાદાશ્રી :** અલ્યા, દુઃખ જતું રહ્યું ? દુઃખ તો એટલું ને એટલું જ છે, એ પોતે અબાધ્ય સ્વરૂપ છે.

આત્માનો અબાધ્ય સ્વભાવ અને મનનો ફ્રેક્ચર થવાનો સ્વભાવ. પાંચ કલાક ભયંકર દુઃખ ભોગવ્યા હોય અને છઠ્ઠા કલાકે સુખ આવે તો આત્માનું અબાધ્ય સુખ ત્યાં ઊભું થાય.

અબાધ્ય એટલે કોઈ બાધા-પીડા ના કરે એવો અનુભવ. એવો રહે છે ને બધો ? એક ફેરો ખૂબ વાગી ગયા પછી ઠંડક થાય છે, શેનાથી ? શાથી થાય છે ? હાથ કપાઈ ગયો તે વખતે દુઃખ થયું, બધું થયું. પછી મહીં ઠંડક થાય છે તે શું ? આત્માનો ગુણ એથી, નહીં તો દુઃખ જ રહ્યા કરવું જોઈએ ને ?

'જે દ્રષ્ટા છે દૃષ્ટિનો, જે જાણે છે રૂપ.
અબાધ્ય અનુભવ જે રહે, તે છે જીવસ્વરૂપ.'
-શ્રીમદ્ રાજચંદ્ર

કૃપાળુદેવે પછી એવું કહ્યું કે જેને બાદ કરતા કરતા બાકી રહે, તે અબાધ્ય. હાથ નહીં, પગ નહીં, એમ બાદ કરતા કરતા જે બાકી રહે એ અબાધ્ય એમ કહ્યું.

## અજ્ઞાનતામાં પણ અબાધ્ય, તે આત્માનુભવ

**પ્રશ્નકર્તા :** અબાધ્યનો પોતાનો જે અનુભવ થાય એ પોતાના સ્વરૂપમાં આવે ?

**દાદાશ્રી :** ના, એ સ્પષ્ટ સ્વરૂપમાં તો આવે નહીં. પણ અબાધ્ય અનુભવ થાય એને અને એ આત્માનો અનુભવ છે. અબાધ્ય અનુભવ એટલે ધણી તો મરી ગયો, પછી જે રો-કકળાટ ચાલ્યા, તોફાન-તોફાન-તોફાન. આમ છે ને પછી રાત્રે જરાક કળ વળે, એને ઠંડક લાગે. તે ઘડીએ એની ખોટ વધી કે ઘટી ? ખોટ તો હતી જ. તે અબાધ્ય અનુભવ, જીવમાત્ર તેથી જીવી શકેને ! અબાધ્ય અનુભવ ના હોયને, તો જીવી ના શકે. આ તો મને નાનપણથી સમજાઈ ગયેલું, અબાધ્યના અનુભવનું.

**પ્રશ્નકર્તા :** આપણને કોઈ બંધન નડે નહીં, એ મુક્ત થઈ જઈએ. પોતાના સ્વરૂપને જાણે અબાધ્યસ્વરૂપ એમ હું સમજતો'તો.

**દાદાશ્રી :** ના, એવું નહીં. અબાધ્ય એટલે બાધા-પીડા રહિતનો અનુભવ થઈ જાય મહીં. ગમે એટલી ખોટ ગઈ હોય ને કે ગમે તેવું થયું હોય, દુઃખ પડ્યું હોય પણ પોતાને અબાધ્ય અનુભવ થાય. એટલે જીવ અહીં તેથી જીવતો રહે છે. દરેક જીવને આ અવશ્ય થાય જ. આ ક્યાંથી આવે છે ? મેં તપાસ કરી, એ ક્યાંથી આવ્યું સુખ અત્યારે ? દુઃખમાં આવ્યું કેવી રીતે ? એ આત્માનું છે.

**પ્રશ્નકર્તા :** એ અંદર હતું જ.

**દાદાશ્રી :** હતું જ એ, એ આત્માનું અબાધ્ય સ્વરૂપ.

❖ ❖ ❖ ❖ ❖

# [૯]
# ટંકોત્કીર્ણ

## ટંકોત્કીર્ણ એ તીર્થંકરનો પારિભાષિક શબ્દ

**પ્રશ્નકર્તા :** ચરણવિધિમાં ટંકોત્કીર્ણ શબ્દ આવે છે એનો અર્થ સમજાવો.

**દાદાશ્રી :** ટંકોત્કીર્ણ એ 'સાયન્ટિફિક' શબ્દ છે, લોકભાષાનો શબ્દ નથી. આ એક પારિભાષિક શબ્દ છે, બહુ મોટો ગૂઢાર્થવાળો.

**પ્રશ્નકર્તા :** તો એ જૈન પરિભાષાનો શબ્દ છે ?

**દાદાશ્રી :** આ એક જ શબ્દ એકલો એવો છે કે જે શબ્દનું કોઈ સ્પષ્ટીકરણ કરી શકે એમ નથી. આ પારિભાષિક શબ્દ તીર્થંકરોના મુખારવિંદથી નીકળેલો છે, અર્થ સહિત.

એ તીર્થંકરોનો આગવો શબ્દ છે, આગવી શોધખોળ છે. એટલે વ્યવહારમાં પ્રચલિત નથી. એ ટંકોત્કીર્ણ બહુ ઊંચો શબ્દ છે. એનો અર્થ કોઈ સમજી શકે એવી સ્થિતિમાં નથી, એવો છે. પંડિતોય પણ ના સમજી શકે આ, કારણ કે એનો અધર વર્ડ (બીજો શબ્દ) નથી. એનો સામો, પ્રતિક, બીજો અધર વર્ડ એને બેરલ પકડાવે એવો શબ્દ જ નથી.

ભગવાનની ભાષાનો એ એક જ શબ્દ એવો છે કે જેનો અર્થ આમ

એક્ઝેક્ટ ના થાય. એટલે ટંકોત્કીર્ણ આ તીર્થંકરો એકલાનો જ શબ્દ છે. બીજી જગ્યાએ વપરાય નહીં એવો શબ્દ પાછો. બીજી જગ્યાએ વપરાય તો ભાષામાં આવે.

## તીર્થંકરોનો શબ્દ જ્ઞાની સમજાવે સંજ્ઞાથી

ટંકોત્કીર્ણ એ ભગવાન સમજ્યા છે અને જ્ઞાની સમજે છે. જ્ઞાની શબ્દથી ના સમજાવી શકે. શબ્દથી સમજાવી શકાય એવી નથી વસ્તુ.

આ આટલો સાહિત્યની ભાષામાં શબ્દ જ નથી. એ તીર્થંકરોનો સિદ્ધ શબ્દ છે, ચોવીસેય તીર્થંકરોનો. ટંકોત્કીર્ણ એ સંજ્ઞા ભાષાનો શબ્દ છે. શાસ્ત્રજ્ઞાની કશું સમજે નહીં એને. એ તીર્થંકર મહારાજનો શબ્દ છે અને એને યથાર્થ જ્ઞાની સમજે કે એ ટંકોત્કીર્ણ એટલે શું ? તમને સમજાવે ખરા, પણ તમે તમારી ભાષામાં સમજી જાવ. શબ્દથી જેટલું વર્ણન સમજાવાય એટલું સમજાવે અને પેલું તો આંખે જોઈને બોલે. ટંકોત્કીર્ણ આંખે દેખાય એમને.

ટંકોત્કીર્ણ એ પરમાર્થ ભાષાનો શબ્દ છે અને સ્વાનુભવ તેનું પ્રમાણ છે. અને કેવળજ્ઞાન થાય ત્યારે જ આ ટંકોત્કીર્ણ શબ્દ સમજાય તેવો છે.

ટંકોત્કીર્ણ એ શબ્દ બહુ ભારે છે. કોઈનું ગજું નથી એનો અર્થ કરવા માટે. અર્થ કરે પણ સહુ સહુની ભાષામાં કરે. જ્ઞાની પુરુષ જે સમજાવેને છેલ્લી ભાષાનો તે. આ હું તમને સમજાવું એ છેલ્લી ભાષાનું. પણ છેલ્લી ભાષાના શબ્દો નીકળે નહીં. કારણ કે શબ્દો નથી હોતા ત્યાં આગળ. મૂળ વસ્તુ કહેવા માટે શબ્દો નથી હોતા. મૂળ વસ્તુ બધી શબ્દાતીત છે. એને માટે આ સંજ્ઞા કરાવડાવીએ છીએ. સંજ્ઞાસૂચક શબ્દ હોય. મૂળ વસ્તુ અમારા જ્ઞાનમાં હોય, પણ એને બોલી શકાય નહીં. તે આ સંજ્ઞાસૂચક શબ્દ બોલીએ, બાકી મૂળ વસ્તુને માટે શબ્દો જ નથી. જેટલી મૂળ વસ્તુઓ અવિનાશી છે, એને માટે શબ્દો જ નથી. આ જ્ઞાનીઓએ શબ્દ આપેલા, તેય સંજ્ઞા પૂરતા. આ આત્મા શબ્દ મૂક્યો છે ને, તે પણ આત્મા સંજ્ઞા બતાવવા માટે. બાકી એનું નામ ના હોય, રૂપ ના હોય, કશુંય ના હોય, સંજ્ઞા !

## ગુહ્યતમ ટંકોત્કીર્ણને સમજાવે સાદી સિમિલિથી

**પ્રશ્નકર્તા :** હું ટંકોત્કીર્ણ છું, એ અમે સમજી શકીએ એવા શબ્દોમાં સમજાવો.

**દાદાશ્રી :** એવું છે ને, મૂળ ટંકોત્કીર્ણ સમજાય એવું નથી, પણ પેલી તમને પોતાને સમજાય એવી સિમિલિ આપું.

પાણીની ડોલ હતી એમાં પાણીની અંદર તેલનો શીશો ઢળી ગયો. તે કહે, આ તેલ તો નકામું ગયું ! ત્યારે કહે, ના, એ નકામું નથી ગયું. એ બે જુદા ને જુદા રહે. બે એકાકાર ક્યારેય ના થાય. બીજો કોઈ પ્રયોગ કરો તો જુદું નીકળી આવે પછી, છેવટે ચૂલા ઉપર એ ગરમ કર કર કરો, વરાળ કરીએ તે તેલ-પાણી બે છૂટા પડેને ત્યારે પાણી પાણી નીકળી જાય ને તેલ તેલ જુદું નીકળી જાય. એટલે આ એકાકાર ના થાય, ભેળું ના થાય. ભેગા કરે તોય એકાકાર ના થાય, એનું નામ ટંકોત્કીર્ણ.

ટંકોત્કીર્ણનો ગુણ એવો છે કે કોઈ વસ્તુને બીજી વસ્તુ સાથે એકાકાર ના થવા દે, જુદી ને જુદી રાખે.

## કમ્પાઉન્ડ સ્વરૂપ ના થાય એ ટંકોત્કીર્ણ

આ ટંકોત્કીર્ણ છે એટલે કમ્પાઉન્ડ (સંયોજન) નહીં થવા દે, ત્યાં મિક્ષ્ચર (મિશ્રણ) તરીકે રહેવા દેશે.

એટલે તીર્થંકરો એ શું કહેવા માગે છે ? એ એવું ના બોલ્યા કે બે એકાકાર ના થઈ જાય, કમ્પાઉન્ડ ના થઈ જાય એવું ના બોલ્યા, પણ ટંકોત્કીર્ણ બોલ્યા. હવે અર્થ પેલાના જેવા જ છે કે ગમે એમ મિક્ષ્ચર કરો, આમ કરો, તેમ કરો પણ બે ક્યારેય પણ એકાકાર ના થઈ જાય.

આ 'ટંકોત્કીર્ણ' એટલે કોઈની અંદર ભળે જ નહીં. 'કમ્પાઉન્ડ' કરવા જાય તો 'કમ્પાઉન્ડ સ્વરૂપ' ન થાય. એટલે સંયોગસ્વરૂપે રહે. એવી રીતે આત્મા બીજી બધી ધાતુઓમાં ભળે સામાસામી, પણ એકાકાર ના થાય. બધા છૂટા થઈ શકે એમ છે.

## આત્મા શુદ્ધ જ, અવસ્થા સંયોગી

**પ્રશ્નકર્તા :** આ અનાદિ કાળથી દેહ અને આત્મા જો ભેગા જ હોય, તો એકબીજાના સ્વભાવની કંઈ અસર ના થાય ?

**દાદાશ્રી :** કશું અસર જ ના થાય. ક્યારેય અસર થાય નહીં. એમાં ફેરફાર ના થાય, ડાઘ ના પડે, કશું જ ના થાય એવું ટંકોત્કીર્ણ છે. એટલે જ છૂટું પાડી શકેને ? નહીં તો જ્ઞાની શી રીતે છૂટું પાડે ? જો કદી કમ્પાઉન્ડ થઈ જાય એટલે ખલાસ થઈ જાય. આ તો સંયોગસ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, સામાન્ય રીતે જોઈએ તો આ જીવની એટલે આત્માની અશુદ્ધિકરણની જે ક્રિયાઓ હતી, એમાંથી શુદ્ધિકરણની ક્રિયાઓ જ થાય છે ને ?

**દાદાશ્રી :** ના, એ શુદ્ધિકરણ નહીં. એ અશુદ્ધિ ને શુદ્ધિ હોતું જ નથી, એ તો આવરણ હોય છે.

**પ્રશ્નકર્તા :** હવે આ જે આવરણ છે એ કુદરતી છે ?

**દાદાશ્રી :** હા, કુદરતી. એ તો આ બધા તત્ત્વો ભેગા થઈ સમસરણ થયા કરેને એટલે એના પ્રયોગે કરીને છે આ. કોઈએ કર્યું નથી કે એણે પોતે કરાવડાવ્યું નથી. સંજોગો, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ.

જેમાં દેહ એય સંયોગી છે. આત્મા સંયોગી પદાર્થ નથી, આત્મા સ્વાભાવિક પદાર્થ છે. સંયોગી પદાર્થ હોયને, ત્યાં ટુકડા પછી પાછા ટુકડા થઈ શકે.

**પ્રશ્નકર્તા :** આ જે સંયોગ છે એ પુદ્‌ગલની અવસ્થા છે, તો આત્માને ને કર્મને સંયોગ સંબંધ છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** આત્માની તો પહેલેથી શુદ્ધ જ અવસ્થા છે ને ?

**દાદાશ્રી :** શુદ્ધ જ અવસ્થા છે, ફક્ત આવરણ જ ચઢ્યા છે.

## છયે તત્ત્વો ટંકોત્કીર્ણ સ્વભાવના

એટલે એ શું કહેવા માગે છે કે આ શરીરમાં છ તત્ત્વો છે. છ તત્ત્વો કોઈ કોઈમાં એકાકાર થતા નથી.

ટંકોત્કીર્ણ છે એટલે એક વસ્તુ બીજી વસ્તુ સાથે ક્યારેય એકાકાર ન થાય. પોતાના ગુણધર્મ છોડે નહીં, ભેગી હોવા છતાંય.

**પ્રશ્નકર્તા :** જે વસ્તુનો એનો સ્વભાવ હોય, એ સ્વભાવ કદી છોડે નહીં !

**દાદાશ્રી :** સ્વભાવ કદી છોડે નહીં અને તન્મયાકાર, એકાકાર ન થાય.

**પ્રશ્નકર્તા :** એટલે તાદાત્મ્ય રાખે ? એ સ્વસ્વરૂપે રહે ? જેમ તેલ અને પાણી રહે ?

**દાદાશ્રી :** એનો અર્થ આપણી ભાષામાં કર્યો ખરો કે ભાઈ, તેલ-પાણી બે ભેગા થયા, તે જુદા પાડી શકાય એવા છે. પણ તેનો અર્થ એ સાચો નથી.

તેલ અને પાણી બેઉ જુદા જુદા રહે એ આપણે અહીં દાખલાથી સમજાવી શકીએ છીએ પણ પેલું તો ઓર જ જાતનું છે. આ અહીંયા આગળ લોકોને બુદ્ધિથી સમજવા માટે છે તેલ-પાણી.

**પ્રશ્નકર્તા :** છતાં પણ તેલ-પાણીનું તો કો'કવારેય ભેગું થવાનો સંભવ છે ને ?

**દાદાશ્રી :** ના, સંભવ તો ના હોયને ! એ તો સ્વભાવ જુદાને ! એ સ્વભાવથી જુદા પણ વસ્તુસ્થિતિમાં પેલું તો તદ્દન જુદી વસ્તુ છે, ટંકોત્કીર્ણ. આખા જગતમાં જે જે તત્ત્વો છે એ બધા જ ટંકોત્કીર્ણ સ્વભાવના છે. એટલે એક તત્ત્વ બીજા તત્ત્વને કંઈ પણ ના કરી શકે. પોતે પોતાનું જ કરી શકે, બીજા તત્ત્વોનું કંઈ પણ ન કરી શકે. તે બધા સંયોગસ્વરૂપે રહ્યા છે. છયે તત્ત્વો નિર્લેપ છે, તે આ બધા જે તત્ત્વો છે, એ નિત્ય છે

અને કોઈ કોઈમાં ભળે એવા નથી. કોઈ કોઈને હેલ્પ કરે એવા નથી, કોઈ કોઈને નુકસાન કરે એવા નથી છતાં ભેગા રહે છે.

એક દ્રવ્ય બીજા દ્રવ્યનું કશું કરી શકે નહીં. એક વસ્તુ બીજી વસ્તુને કશું કરી શકે નહીં એવો આ જગતનો નિયમ છે. કારણ કે બધી વસ્તુઓ ટંકોત્કીર્ણ છે.

## કમ્પાઉન્ડ ના થાય એટલે ગુણધર્મ-સ્વભાવ ના બદલાય કદી

આ જે છ તત્ત્વો છે એ ટંકોત્કીર્ણ સ્વભાવના છે. એટલે એ બધા જુદા જ છે. જો ભેગા થઈ ગયા હોત, ટંકોત્કીર્ણ ના હોતને તો કમ્પાઉન્ડ થઈ જાય અને કમ્પાઉન્ડ થઈ જાય પછી તે વસ્તુ પાછી પ્રાપ્ત ના થાય. પોતાનો સ્વભાવ ફેરફાર થઈ જાય. કમ્પાઉન્ડ થાય એટલે સ્વભાવ બદલાઈ જાય, નવી જ જાતનો સ્વભાવ ઉત્પન્ન થાય.

એટલે આત્મા અને અનાત્મા બેઉના ભેગા થવાથી જો કમ્પાઉન્ડ થઈ જતું હોત તો આત્મા પોતાના ગુણધર્મ ખોઈ નાખત અને અનાત્મા એનાય પોતાના ગુણધર્મ ખોઈ નાખત. નવી જ જાતના ગુણધર્મ ઉત્પન્ન થાત. પણ આ કમ્પાઉન્ડ થતું જ નથી, એનું નામ છે તે ટંકોત્કીર્ણ. ટંકોત્કીર્ણ જે એકમેકને કમ્પાઉન્ડ ના થવા દે. જોડે રહે, પણ કમ્પાઉન્ડ ના થાય. એટલે કમ્પાઉન્ડ સ્વરૂપે આ શરીરમાં કશું છે નહીં. તો કયા સ્વરૂપે છે ? ત્યારે કહે, મિક્ષ્ચરસ્વરૂપે છે. એટલે ગમે એવા સંજોગમાં પુદ્ગલ આત્માવાળું ના થઈ જાય અને આત્મા પુદ્ગલવાળો ના થઈ જાય, ભેગા રહેવા છતાં.

આ પુદ્ગલ અને આત્માને ગમે તેટલું વલોવ વલોવ કરીએ તોય તે કોઈ દહાડો ભેગા, એકાકાર એટલે કે 'કમ્પાઉન્ડ' થઈ જતા નથી. 'મિક્ષ્ચર'રૂપે જ ત્રિકાળ રહે છે. જો 'કમ્પાઉન્ડ' થઈ જાય તો આત્માના મૂળ ગુણધર્મ બદલાઈ જાય પણ 'મિક્ષ્ચર'માં ના બદલાય.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ પણ ટંકોત્કીર્ણ કહેવાય ? આ ટંકોત્કીર્ણ આત્મા એકલો જ કે પુદ્ગલ પણ ?

**દાદાશ્રી :** બધા જ ટંકોત્કીર્ણ. છએ છ તત્ત્વો બધા ટંકોત્કીર્ણ.

ટંકોત્કીર્ણ ના હોત બધા તો મેળ જ ના પડત. આ તો પોતપોતાના સ્વભાવમાં જ રહે છે. આમ ભેળા થાય, આમ થાય પણ એ સ્વભાવ પોતાનો છોડે નહીં.

આત્મા પોતાના સ્વભાવમાં રહે છે અને આ બીજી વસ્તુ, જડ વસ્તુ છે, તેય એના સ્વભાવમાં છે. એ સ્વભાવ બદલાતો નથી. એટલે ટંકોત્કીર્ણ એમ કહેવા માગે છે કે ક્યારે પણ કમ્પાઉન્ડ થાય એવું છે નહીં આ.

## ભેગા થાય, જાણે પણ સ્વભાવ એકરૂપ ન થાય

**પ્રશ્નકર્તા :** દાદા, ટંકોત્કીર્ણવત્‌નો તેલ-પાણી જેવો બીજો દાખલો ખરો ?

**દાદાશ્રી :** ટંકોત્કીર્ણવત્ એટલે આ સોનું ને તાંબું બે ભેગું થયેલું હોય વીંટીમાં, વીંટીમાં સોનું ને તાંબું ભેગું થાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ સોનું હોયને, એ જરા ઢીલું હોય એટલે સોની તાંબું ઉમેરે. એ જાણો છો તમે ? સોનું બહુ માઈલ્ડ (ઢીલું) હોય એટલે તાંબું જોઈએ. પછી ભેળવીને એકાકાર થઈ જાય પછી તાંબું પાછું દેખાય નહીં આપણને. પણ તાંબું તો છે જ મહીં. પણ જુદું પાડ્યું હોય તો પડે કે ના પડે ? મહીં હતા એવા ને એવા થઈ જાય કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, સોની પાસે, જાણકાર હોય એ જુદું પાડે.

**દાદાશ્રી :** એટલે આ ટંકોત્કીર્ણ કહેવાય. એ ટંકોત્કીર્ણ સ્વભાવ છે બન્નેનો. ભેગા થાય, ભળે પણ એકરૂપ ના થઈ જાય.

આ વીંટીમાં સોનું અને તાંબું બે મિક્ષ્ચર થયેલું હોય, ભેળસેળ થઈ ગયેલું હોય, તોય એ શું કહે છે કે ટંકોત્કીર્ણ છે. ટંકોત્કીર્ણ એટલે તાંબું તાંબાના સ્વભાવમાં છે, સોનું સોનાના સ્વભાવમાં છે. પોતે કમ્પાઉન્ડ સ્વરૂપે નથી થઈ ગયું. કમ્પાઉન્ડ સ્વરૂપે થયું હોત તો સોનાનો સ્વભાવ ઊડી જાત અને તાંબાનો સ્વભાવ પણ ઊડી જાત. નવી જ જાતનું ઉત્પન્ન થાત. પણ

આ તો પોતપોતાના સ્વભાવમાં રહ્યું છે અને આ તો ભેગું થયેલું છે. ભેગું એટલે મિક્ષ્ચર સ્વરૂપે થયું છે, મિક્ષ્ચર તો આપણે જુદું પાડી શકીએ, કોઈ પણ પ્રયોગથી. એટલે જુદું પાડેને તો પાછા બન્ને જુદા પડી જાય.

આ બેઉ સંયોગસ્વરૂપ છે. સંયોગસ્વરૂપ છે એટલે બે જુદા પાડી શકે. આ સોનામાં ચાંદી ને તાંબું બધું ભરેલું હોય તે સંયોગસ્વરૂપ છે, માટે જુદા પાડી શકે. પણ કમ્પાઉન્ડ થયેલું ના ફેરફાર થાય, એનો ગુણધર્મ જ બદલાઈ જાય. એટલે એ ટંકોત્કીર્ણ, હરેક વસ્તુ કોઈ દહાડો એકાકાર થતી જ નથી.

## શરીરમાં છ દ્રવ્યો મિક્ષ્ચરરૂપે, પણ ટંકોત્કીર્ણ સ્વભાવના

આ શરીરમાં છ ચીજો ભેગી છે.

આ છએ દ્રવ્યો તો ઘણા કાળથી બધા મિક્ષ્ચરસ્વરૂપે છે તોય પણ કોઈનો કશો ફેરફાર થયો નહીં. ટંકોત્કીર્ણ, સહેજેય ફેરફાર ન થવા દે.

એટલે કોઈ વસ્તુ કોઈ વસ્તુમાં એકાકાર ન થાય. વસ્તુઓ બધી ભિન્ન છે. વસ્તુઓ વસ્તુ સ્વરૂપે છે અને મૂળ વસ્તુ છે. મૂળ વસ્તુ એટલે અવિનાશી ભાવે છે.

એટલે આમાં આત્મા એ વસ્તુ છે અને અવિનાશી છે અને અનાત્મા વિભાગની બીજી વસ્તુઓ છે, તે બધી અવિનાશી છે.

એ છ તત્ત્વો અવિનાશી છે. અવિનાશીનું આ મિલન છે. તેમાંથી એક જડ તત્ત્વ વિકારી થયું એટલે આત્મા પણ જોડે વિકારી થયો. આત્મા વિકારી થાય નહીં પણ એક તત્ત્વ વિકારી થયુંને, તે આત્માને વિકારીપણાની માન્યતા ઊભી થઈ છે. પોતે વિકારી થયો નથી, પોતે મૂળ સ્વરૂપે જ છે.

## કલ્પના વિકલ્પ થયા, માત્ર એક બિલીફથી જ

**પ્રશ્નકર્તા :** દાદા, આના વિશે વધારે સમજાવશો. આત્મા બદલાતો નથી પણ માન્યતા વિકારી થઈ કે ?

**દાદાશ્રી :** આત્મા જુદો છે, આ અનાત્મા જુદો છે. છતાં આમાં વસ્તુ એક એ છે કે અનાત્મ વિભાગ જે છે તેનો સ્વભાવ જુદી જાતનો છે. તે માણસની મતિ ના પહોંચે એવો એનો સ્વભાવ છે. જે પુદ્‌ગલ તત્ત્વ છે, જે રૂપી તત્ત્વ છે એ એટલું બધું એવું છે કે મતિ પહોંચે નહીં.

એટલે આ રૂપી તત્ત્વને લઈને આખું જગત ઊભું થયેલું છે. તે રૂપી તત્ત્વ મૂંઝવે છે બધાને. તે રૂપી તત્ત્વ સ્થૂળ છે અને તે આત્માની બિલીફ બદલાવીને ઊભી થઈ ગઈ છે, આત્મા બદલાતો નથી.

આત્મા પોતે સ્વભાવ પરિણામી જ રહે છે, ક્યારેય સ્વભાવ ચૂકતો નથી. ક્યારે પણ આત્મા જડસ્વરૂપ થયો નથી, એક જરાયે. આટલા અવતાર ભટક્યો પણ અનાત્માસ્વરૂપ થયો નથી, આત્માસ્વરૂપે જ રહ્યો છે. ફક્ત આત્માના જ્ઞાનની બિલીફ બદલાય છે કે આ છું હું. પોતે દ્રવ્યસ્વરૂપે એવો જ રહ્યો છે એટલે વિકલ્પ થયા. પોતે કલ્પસ્વરૂપ છે એના વિકલ્પ થયા. અને વિકલ્પ શબ્દ એકલો જ છે તે આ બધું શરીર તૈયાર કરી નાખે છે. ખાલી એક આટલી બિલીફ જ બધું શરીર તૈયાર કરે છે. અજાયબી છે ને ! એ ખાલી બિલીફ જ કામ કરતી નથી, એ બિલીફથી પરમાણુ ખેંચાય છે અને પરમાણુ ખેંચાય તે પરમાણુ પોતે જ સ્વાભાવિક રીતે થાય છે. આંખ-બાંખ બધુંય સ્વાભાવિક રીતે થાય છે. કોઈને કશું કરવું પડે એવું નથી.

## અનંત અવતાર છતાં, આત્મા દેહમાં ટંકોત્કીર્ણ સ્વરૂપે જ

આ આત્મા અનંત અવતારથી ભટકે છે. નર્કમાં જઈ આવ્યો, દેવગતિમાં જઈ આવ્યો, જાનવરગતિમાં જઈ આવ્યો છતાં એક જરા જેટલોય બગડ્યો જ નથી. આ તો માત્ર ઘાટ-ઘડામણ બદલાય છે. પણ તે આત્મા તેવો ને તેવો છે, ટંકોત્કીર્ણ. ટંકોત્કીર્ણ એટલે ક્યારેય એકાકાર થયો નથી, થશે નહીં અને છેય નહીં. અત્યારે સ્વાભાવિક આત્મા એ મહીં ટંકોત્કીર્ણ છે, એવો ને એવો છે, સ્વચ્છ જ છે. એટલે આ દેહમાં આત્મા ટંકોત્કીર્ણ સ્વરૂપે છે, એટલે તદ્દન નિરાળો છે.

આ દેહ અને આત્મા જોડે રહે છતાંય આ દેહ કોઈ દહાડો ચેતન

થાય નહીં અને આત્મા જડ થાય નહીં. એટલે આત્મા ને દેહ બે જોડે રહેવા છતાં પણ, તમે કહો કે હવે મારામાં તો પુદ્‌ગલ ને આ બધું છે અને મારો આત્મા શી રીતે જુદો પડે ? પણ ના, આત્મા ટંકોત્કીર્ણ જ છે. એટલે પુદ્‌ગલ એને કંઈ અટકાવતું નથી મોક્ષે જતા, અગર એમ એ પુદ્‌ગલને આગળ ઉશ્કેરતું નથી. બેઉ પોતપોતાના ધર્મમાં જ છે.

એટલે હું આ દેહમાં રહેવા છતાં દેહને ને મારે કોઈ જાતનો વ્યવહાર થયો નથી. દેહનો મારી ઉપર કંઈ કાટ ચડ્યો નથી અને મારો દેહ ઉપર કાટ ચડ્યો નથી, એવા તદ્દન જુદા જ છીએ.

અમારામાં બેઉ વસ્તુ આત્મા અને અનાત્મા જુદા જ રહ્યા કરે. અમારાથી ટંકોત્કીર્ણ ગુણ મહાત્માઓને પણ દરેક અવસ્થાઓમાં અનુભવમાં આવે.

શુદ્ધ ચેતન ટંકોત્કીર્ણ સ્વભાવવાળું છે. પુદ્‌ગલમાં રહેવા છતાં શુદ્ધ ચેતન ટંકોત્કીર્ણ સ્વભાવથી ક્યારેય પણ તન્મયાકાર થયું નથી, એકત્વભાવને પામ્યું નથી, સર્વથા જુદું જ રહ્યું છે. ફક્ત ભ્રાંતિથી તન્મયાકાર ભાસે છે. કોઈ પણ વસ્તુમાં શુદ્ધ ચેતન ભેળસેળ થાય એવું નથી.

સ્થૂળતમથી સૂક્ષ્મતમ સુધીના તમામ પૌદ્‌ગલિક પર્યાયોનો શુદ્ધ ચેતન જ્ઞાતા-દ્રષ્ટા માત્ર છે, ટંકોત્કીર્ણ છે, કેવળજ્ઞાન સ્વરૂપ છે.

## છૂટું પડે જ્ઞાની થકી, ટંકોત્કીર્ણ સ્વભાવના કારણે

આ દેહ (જડ)માં આત્મા છે, તે મિક્ષ્ચર થઈ ગયું છે. તે મિક્ષ્ચર જો કમ્પાઉન્ડ સ્વરૂપે હોત તો કંઈક નવું જ સ્વરૂપ પેદા થયું હોત, પણ તેમ નથી પણ મિક્ષ્ચરસ્વરૂપે છે. તો તેના ગુણધર્મ ઉપરથી, મિક્ષ્ચર થયેલું તે છૂટું પાડી શકીએ.

આત્મા આત્માના સ્વભાવમાં છે અને આ પુદ્‌ગલ પુદ્‌ગલના સ્વભાવમાં છે. એ કોઈ કોઈને કશું જ કરે નહીં કારણ કે ભેગા રહી શકે એવા ગુણધર્મવાળા બધા એના અસ્તિત્વ છે. અસ્તિત્વ જુદા છે. એ વસ્તુત્વવાળા છે.

હવે એ ટંકોત્કીર્ણને લઈને આજે આપણે આત્મા જુદો કરી શકીએ છીએ, નહીં તો થઈ શકે નહીં. કેટલાય કાળથી બગડી ગયેલું બધું અંદર, પણ ટંકોત્કીર્ણ સ્વભાવને લઈને જ્ઞાની પુરુષોને આ ભેદવિજ્ઞાન હોય એટલે એ ડિમાર્કેશન લાઈન નાખી આપે કે આ આત્મા ને આ અનાત્મા, એ છૂટું કરી આપે કે છૂટું પડી જાય. એ છૂટું પડે એટલે તેની જોડે જોડે એ જ્ઞાન જ એવું છે કે એ જ્ઞાનથી અગ્નિ ઉત્પન્ન થાય છે, એ પાપો ભસ્મીભૂત કરી નાખે બધા. અને તો જ જાગૃતિ આવે, નહીં તો જાગૃતિ આવતી હશે કે આ બધાને ?

**પ્રશ્નકર્તા :** એટલે હંમેશાં હું પોતે આ બધી અવસ્થાઓમાં જુદો જ છું !

**દાદાશ્રી :** બધાયે જુદા છે, પણ એનું ભાન થવું જોઈએ ને ! એ ભાન થાય નહીં ત્યાં સુધી નકામું છે. 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થવું જોઈએ. 'હું જુદો છું' એવું ભાન થવું જોઈએ. 'હું શુદ્ધાત્મા છું' એ ભાન થાય એટલે 'જુદો છું' એનું ભાન થઈ ગયું કહેવાય.

**પ્રશ્નકર્તા :** પછી પરમેનન્ટ, પોતાના ગુણધર્મમાં રહે ?

**દાદાશ્રી :** હા, પરમેનન્ટ વસ્તુ જુદી છે. પરમેનન્ટ બગડે નહીં ફરી અને જાણીજોઈને બગાડો તો બગડે. અને જો તમારે બગાડવાની ઈચ્છા નથી, તો પરમેનન્ટ મોક્ષે લઈ જશે એક-બે અવતારમાં, અહીંથી જ મુક્તિ થઈ જશે. અહીં મુક્તિ ના થાયને, તો એ ગુણધર્મમાં આવ્યો જ નથી એમ કહેવાય.

## વિજ્ઞાન સમજાવી નિર્ભય બનાવે દાદા

એક પરમાણુ ભેળવાળું હોય તો આત્મજ્ઞાન ન થાય. જ્ઞાન સ્વભાવથી નિર્ભેળવાળી વસ્તુ છે. તેથી અમે કહીએ છીએ કે ટંકોત્કીર્ણ છે.

જડ જડના પર્યાયમાં છે ને ચેતન ચેતનના પર્યાયમાં છે. બેઉ જુદા જ છે, એવું ટંકોત્કીર્ણ છે. એટલે કોઈ ગભરાવા જેવી ચીજ નથી કે મારા પર્યાય બગડી ગયા ને ફલાણું બગડી ગયું, કશુંય ગભરાવા જેવું નથી. કોઈ

કોઈને કશું કરે જ નહીં તો બગડે શી રીતે ? આ સમજમાં આવે છે ને ? જો એ બીજાને બગાડી શકતું હોય તો પછી એ ડખલ થઈ ગઈ કહેવાય. એટલે આત્મા ના બગડ્યો તો પર્યાય બગડ્યો, એવી બધી આ જે વાતો બધે ચાલે છે ને, એ વીતરાગોના મતની બહારની વાતો છે. વાત કેવી હોય ? વીતરાગના મતની હોય. વીતરાગની કહેલી વાત હોવી જોઈએ.

આ ટંકોત્કીર્ણ, એટલે જુદો જ છું. મને કોઈ બાંધી શકે એમ છે જ નહીં. અને કોઈની શક્તિના આધારે હું જીવતો નથી, હું મારી પોતાની શક્તિથી જીવી રહ્યો છું અને દેહ તો પ્રાણના આધારે જીવે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે એક વખત છૂટું પાડી આપ્યું, તે હવે પુદ્‌ગલ સાથે કોઈ હિસાબે ભેગું ના થાય.

**દાદાશ્રી :** ના થાય. પણ અમારી આજ્ઞા ના પાળું તો થાય.

**પ્રશ્નકર્તા :** કેટલા વર્ષો સુધી, કેટલા સમય માટે ?

**દાદાશ્રી :** એ તો એની મેળે પછી આપણને પોતાને પોતાનો ખ્યાલ થઈ જાય. એટલે આજ્ઞા ભૂલાતી જાય પછી. નિરાલંબ થતા ગયા, તેમ આજ્ઞા ભૂલાતી જાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૭]
# કલ્પસ્વરૂપ - અચિંત્ય ચિંતામણિ સ્વરૂપ

## [૭.૧]
## કલ્પસ્વરૂપ

### આત્મા કલ્પસ્વરૂપ, આરોપિત ભાવે થાય વિકલ્પ

**પ્રશ્નકર્તા :** આત્માનું સ્વરૂપ શું છે ?

**દાદાશ્રી :** આત્મા એ તો કલ્પસ્વરૂપ છે, આનંદસ્વરૂપ છે.

**પ્રશ્નકર્તા :** કલ્પ એટલે શું ?

**દાદાશ્રી :** આત્માની અનંત શક્તિ છે, તેમાં કલ્પ નામની એક શક્તિ છે. કલ્પશક્તિ બહાર જાય છે. કલ્પશક્તિથી અહંકાર ઊભો થાય છે. આ બધું ભ્રાંતિથી જ ઊભું થાય છે.

**પ્રશ્નકર્તા :** કલ્પશક્તિથી અહંકાર ઊભો થાય એટલે શું ?

**દાદાશ્રી :** એટલે પોતે જેવું કલ્પે એવો થઈ જાય અને જેવું ચિંતવન કરે એવો થઈ જાય. એવું પછી ફળ આવે.

તે વિભાવિક 'હું' કલ્પના કરે અને તેમાં આત્માની (મૂળ) કલ્પ નામની શક્તિ લીકેજ થાય છે. કલ્પ પછી વિકલ્પ, અને વિકલ્પથી સંસાર ઊભો થઈ જાય છે. વિકલ્પ ના થાય તો સંસાર ઊભો જ ના થાય.

શુભના મોટા-મોટા વિકલ્પ કર્યા હોય તો તેય ફળ આપે. કોઈને મારી નાખવાના ભાવ કર્યા હોય તો એવું ફળ આવે ને દાન આપવાના ભાવ કર્યા હોય તો તેવું ફળ આવે.

આત્મા (વિભાવિક 'હું')નું કોઈ પણ ચિંતવન નકામું જતું નથી. એટલું સારું છે કે જાડા થરમાં ચિંતવન થાય છે એટલે ચાલી જાય છે. ઊંચી જાતના ચિંતવનમાં એક મિનિટના પાંચ હજાર 'રિવોલ્યુશન' હોય. દરેકનું ચિંતવન જુદું જુદું હોય, એવું અનંત જાતનું ચિંતવન છે. તેથી તો આ જગતમાં જાતજાતના લોકો દેખાય છે ને !

**પ્રશ્નકર્તા :** એટલે આત્માની કલ્પનાથી, ચિંતવનાથી વિકલ્પ થાય ?

**દાદાશ્રી :** મૂળ આત્મા પોતે ચિંતવે નહીં એવો છે પણ જેવું અહંકાર, વિભાવિક 'હું'નું આરોપણ થઈ ચિંતવાય તેવા વિકલ્પ થઈ જાય. પોતે કલ્પ નથી રહ્યો તેથી વિકલ્પ થયો. એણે કોઈ પણ જાતની કલ્પના કરી એટલે વિકલ્પ થયો.

આત્મા તો મૂળથી જ વીતરાગ છે, તે રાગી કે દ્વેષી નથી. તેના સ્વભાવમાં જ ઈચ્છા નથી. પણ આત્માને બીજા તત્ત્વોનો સંયોગ ટચ થાય છે એટલે તેનું સ્વાભાવિક સુખ તે ઉપાધિભાવ થઈ જાય છે ને વિકલ્પ થઈ જાય છે, વિભાવિક થઈ જાય છે. ઉપાધિભાવથી કલ્પ સ્વભાવી હોવાથી જેવો ચિંતવે તેવો થઈ જાય છે.

## 'કલ્પ' એ રિયલ સત્ય, 'વિકલ્પ' એ રિલેટિવ સત્ય

આ સંસાર એ તો આત્માનો વિકલ્પ છે. પોતે કલ્પસ્વરૂપ ને આ સંસાર એ વિકલ્પસ્વરૂપ, બે જ છે. તો વિકલ્પ કંઈ કાઢી નાખવા જેવી વસ્તુ નથી. આ વિકલ્પ એટલે રિલેટિવ સત્ય છે અને કલ્પ એ રિયલ સત્ય છે.

રિયલ એટલે કલ્પ અને રિલેટિવ એટલે વિકલ્પ. તે વિકલ્પેય કરેક્ટ છે, પણ આ વિનાશી કરેક્ટ છે અને પેલું અવિનાશી કરેક્ટ છે. બેઉમાં ફેર એટલો જ છે.

## મૂળ આત્મા કલ્પ - 'હું ચંદુ' વિકલ્પ - 'હું શુદ્ધાત્મા' નિર્વિકલ્પ

કલ્પ એ ખુદ છે, તેમાંથી તે વિકલ્પી થાય છે અને તે જો નિર્વિકલ્પી થાય તો કલ્પ થાય.

આત્મા કલ્પ સ્વરૂપ છે. કલ્પ સ્વરૂપ નિર્વિકલ્પ ભાવે રહે તો તે પરમાત્મા જ છે અને વિકલ્પભાવે રહે તો તે સંસારી છે. નિર્વિકલ્પ ભાવે રહેવું એ કરોડો અવતારેય પ્રાપ્ત થવું મુશ્કેલ છે. એ તો 'જ્ઞાની પુરુષ' ભેગા થાય ત્યારે જ એ પદને પામે.

આપણું જ્ઞાન સહજ છે એટલે સહજતા પ્રાપ્ત થાય. વિકલ્પ ક્યારેય ઊભો જ ના થાય.

**પ્રશ્નકર્તા :** આપણે તો આત્માને કેવળ નિર્વિકલ્પ જાણ્યો છે, તો કલ્પ-વિકલ્પ ને નિર્વિકલ્પ સ્વરૂપ સમજાવો.

**દાદાશ્રી :** આત્મા કલ્પ સ્વરૂપ છે તે વિકલ્પ સ્વરૂપ થાય છે, તેને નિર્વિકલ્પ સ્વરૂપ થવાનું છે. મૂળ શુદ્ધાત્મા (આત્મા) તે કલ્પ, હું ચંદુ તે વિકલ્પ અને હું શુદ્ધાત્મા એ નિર્વિકલ્પ. આમાં આત્મા તો શુદ્ધ જ છે. આત્મા બદલાતો નથી, આત્માની બિલીફ બદલાય છે કે આ છું હું. 'હું ચંદુ' થયું, વિશેષભાવ થયો એટલે વિકલ્પ થયો.

'હું છું' એ બોલવામાં આવે છે તે આરોપિત જગ્યાએ બોલવામાં આવે છે, અજ્ઞાનતાથી બોલવામાં આવે છે. એને વિકલ્પ કહ્યો. વિકલ્પ કોને કહેવાય ? 'પોતે' કલ્પ સ્વરૂપ છે અને આરોપણ બીજી જગ્યાએ કરે છે એને વિકલ્પ કહેવાય. 'હું ચંદુ છું, આનો મામો છું, હું ચાલીસ વર્ષનો છું, હું બી.કૉમ. થયેલો છું,' એવા વિકલ્પ કેટલા હશે ? આ વિકલ્પની છેલ્લામાં છેલ્લી વ્યાખ્યા. બીજી સંસારમાં પોતાની ભાષામાં રિલેટિવ તો ઘણી છે, પણ જ્ઞાનભાષામાં છેલ્લામાં છેલ્લી આ વ્યાખ્યા. 'હુંપણું' જ્યાં આરોપ કર્યું એ વિકલ્પ અને મારાપણું જ્યાં આરોપ કર્યું તે સંકલ્પ.

'આ પેન મારી છે, આ ખમીસ મારું છે, આ બૉડી (શરીર) મારું છે' એ સંકલ્પ કહેવાય. હું બાપ, ધણી, મેનેજર તે બધા વિકલ્પ. જ્યાં જ્યાં

મારું બોલે તે સંકલ્પ. વિકલ્પ એટલે હું અને સંકલ્પ એટલે મારું. જેને હું-મારું ગયું તે એ નિર્વિકલ્પ.

પોતે તો 'કલ્પ સ્વરૂપ' છે, પણ નિર્વિકલ્પ કેમ કહેવાયો ? ત્યારે કહે છે કે વિકલ્પ કર્યો'તો તેથી નિર્વિકલ્પ કહેવાયો. પાછા આવ્યા માટે નિર્વિકલ્પ કહેવાયો.

નિર્વિકલ્પી તો છે જ પણ એને વિશેષણ આપવાની શી જરૂર ? ત્યારે કહે, વિકલ્પી થયો હતો માટે નિર્વિકલ્પી કહેવાયો. બંધાયેલો હોય તેને મોક્ષ કહેવું પડે, પણ મોક્ષમાં જ હોય તેને મોક્ષ શેનો કહેવાનો ? આત્મા કલ્પસ્વરૂપ છે. અને વિકલ્પ કરો એટલે પછી સંસાર ઊભો થાય અને નિર્વિકલ્પ આવે તો મૂળ સ્વરૂપમાં આવી જવાય.

## વિકલ્પ જતા થયો નિર્વિકલ્પ, ને હવે થશે કલ્પસ્વરૂપ

**પ્રશ્નકર્તા :** વિકલ્પી એ પોતે જ નિર્વિકલ્પી થાય છે ?

**દાદાશ્રી :** નિર્વિકલ્પી પોતે છે જ અને આ વિકલ્પીય છે પોતે. અમુક સંજોગોને લઈને વિકલ્પી થયો છે, એ જ સંજોગો ખસી જાય તો નિર્વિકલ્પી જ છે.

**પ્રશ્નકર્તા :** નિર્વિકલ્પ એટલે કલ્પ સ્વરૂપ મટી જાય ?

**દાદાશ્રી :** કલ્પ જ રહે, નિર્વિકલ્પ. વિકલ્પ બંધ થઈ ગયો એટલે કલ્પ મૂળ સ્થિતિમાં આવ્યો, નિર્વિકલ્પ.

**પ્રશ્નકર્તા :** નિર્વિકલ્પ છે, કલ્પ સ્વરૂપ છે, આ બધું ગોટાઈ ગયું. આત્મા કલ્પ સ્વરૂપ છે, બીજી બાજુ તમે કહો છે નિર્વિકલ્પ છે !

**દાદાશ્રી :** હા, નિર્વિકલ્પ અને કલ્પ, એ બે એક જ. એ તો એ કહેવા માગે છે કે વિકલ્પ ગયા હવે, હવે કલ્પ થશે. આ વચલી સ્થિતિ છે. એક દેવાળિયો માણસ દેવાથી મુક્ત થયો તેથી કંઈ શરાફ નહીં થયો હજુ. પછી એમાંથી પ્યૉરિટી આવે, એક્ઝેક્ટનેસ આવે ત્યારે એ શરાફ કહેવાય. એટલે આ વિકલ્પ ગયા એટલે નિર્વિકલ્પ થયો, પણ કલ્પ નથી થયો હજુ.

## કલ્પમાંથી થયો વિકલ્પી, સંજોગોના દબાણથી

આત્મા પોતે કલ્પ સ્વરૂપ છે અને તે વિશેષ કલ્પવા ગયો તે થયો વિકલ્પ.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે એવું બોલ્યા કે કલ્પ, વિશેષ કલ્પ કરવા ગયો !

**દાદાશ્રી :** કલ્પ કરવા તો નહીં, એ વ્યવહારમાં એવું બોલીએ ખરા. થઈ ગયું વિશેષ કલ્પ. જાય કોણ ? આવું કોઈ કરતું હશે જાણી-જોઈને ? આ થઈ ગયું એને બહાર, આજુબાજુના સંજોગોના દબાણને લઈને.

**પ્રશ્નકર્તા :** એ પણ કલ્પ સ્વરૂપ છે, પછી એને વિશેષ કલ્પમાં પેસવાનું ક્યાં રહ્યું ? વિશેષ કલ્પમાં પેઠો શી રીતે એ ?

**દાદાશ્રી :** દબાણથી. બીજાના, બીજી વસ્તુના દબાણથી તે વિકલ્પી થઈ ગયો. તે પાછો નિર્વિકલ્પી થાય એટલે કલ્પસ્વરૂપ થયો.

## કલ્પે એવો થાય એ વ્યવહાર આત્મા, નિશ્ચય આત્મા નહીં

**પ્રશ્નકર્તા :** જેવું કલ્પે એવો આત્મા થઈ જાય, તે આપે કહ્યું તે મૂળ આત્મા નહીં ?

**દાદાશ્રી :** આત્મા જેવો કલ્પે એવો થાય એટલે કયો આત્મા કલ્પે ? ત્યારે કહે, જે વ્યવહાર આત્મા છે તે કલ્પે છે, નિશ્ચય આત્મા ના કલ્પે. વ્યવહાર આત્મા છે તે કલ્પે અને કલ્પે એવો થઈ જાય.

પણ આ જ્ઞાન લીધા પછી વ્યવહાર આત્મા રહ્યો નહીં. પછી વ્યવહાર આત્મા એનો નિકાલી બાબત થઈ ગઈ. પેલું ગ્રહણીય બાબત, એના ઉપરથી તો આધાર બધો.

## મૂળ આત્મા કલ્પસ્વરૂપ, પ્રતિષ્ઠિત આત્મા વિકલ્પસ્વરૂપ

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા જે છે એ કલ્પસ્વરૂપ નથીને કંઈ ?

**દાદાશ્રી :** ના, એની પાસે શબ્દ જ ના હોયને ! આ તો વ્યવહારમાં

આવ્યા છે ને, એટલે મૂળ આત્માને જ કલ્પ કહ્યો. વ્યવહારમાં છે ત્યાં સુધી, પછી તો ત્યાં સિદ્ધક્ષેત્રે ગયા પછી કલ્પસ્વરૂપ શબ્દ જ રહેતો નથીને !

**પ્રશ્નકર્તા :** હા, પણ આ જે પેલો આત્મા આપ કહો છો ને, (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા એ કલ્પ સ્વરૂપ છે ને ?

**દાદાશ્રી :** ના, ના, મૂળ આત્મા કલ્પ સ્વરૂપ, (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા એ વિકલ્પ સ્વરૂપ છે. મૂળ આત્મા કલ્પ સ્વરૂપ છે, સંસારી અપેક્ષાએ.

**પ્રશ્નકર્તા :** તો એ પ્રતિષ્ઠિત થયોને પાછો ?

**દાદાશ્રી :** પ્રતિષ્ઠિત થયો એટલે વિકલ્પ થયો અને પોતે કલ્પ હતો. પ્રતિષ્ઠા કરી એટલે વિકલ્પ થયો.

## મૂળ આત્મા કલ્પસ્વરૂપ, સંસારી અપેક્ષાએ

**પ્રશ્નકર્તા :** આત્મા કલ્પ સ્વરૂપ છે વ્યવહારની અપેક્ષાએ, એ વસ્તુ સમજાવશો ?

**દાદાશ્રી :** કલ્પ જ છે, સંસારી અપેક્ષાએ કલ્પ છે. જ્યાં સુધી દેહધારી રૂપે છે, જ્યાં સુધી એ આત્માને આ સંસાર જોડે વિકલ્પ ઊભો થયો ત્યાં સુધી એ પોતે કલ્પ કહેવાય. મોક્ષે ગયા પછી કલ્પેય નહીં. શબ્દ જ નહીંને ત્યાં આગળ તો ! જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી તેય જ્યાં સુધી સંસારમાં દેહધારી થાય છે ત્યાં સુધી. પછી તેય નહીં. પછી સોનાનું, સોનું નામેય આપનાર કોઈ રહ્યું નહીંને ! ભગવાન પોતે સંપૂર્ણ સ્વરૂપ, સ્વભાવમાં આવી ગયા.

**પ્રશ્નકર્તા :** એટલે જ્યાં સુધી દેહ છે, દેહની સાથે જોડાયેલો છે ત્યાં સુધી જ કલ્પ સ્વરૂપ છે ?

**દાદાશ્રી :** મોક્ષે ગયો નથી ત્યાં સુધી કલ્પ સ્વરૂપ છે. નહીં તો પછી પોતે ત્યાં આગળ પાછો કલ્પે કે 'હું શુદ્ધાત્મા નહીં', 'હું આ', તો તે થઈ જાય પાછો.

**પ્રશ્નકર્તા :** દાદાએ અમને જ્ઞાન આપ્યું ત્યાર પછી પણ અમારો આત્મા કલ્પ સ્વરૂપ કહેવાય ?

**દાદાશ્રી :** હા, કંઈ જતો રહ્યો કલ્પસ્વરૂપ ? પોતે છે તે કલ્પ સ્વરૂપ છે, શુદ્ધાત્મા સ્વરૂપ છે અને આરોપિત જગ્યાએ છે તે વિકલ્પસ્વરૂપ છે.

## ‘હું શુદ્ધાત્મા છું’ની કલ્પનાએ થાય શુદ્ધ

**પ્રશ્નકર્તા :** હવે તે વિકલ્પીસ્વરૂપને દાદાએ શુદ્ધ બનાવ્યો !

**દાદાશ્રી :** હા, આત્માનો વિભાવિક ‘હું’ સ્વભાવ મૂળ એવો છે કે જેવું કલ્પે તેવો થઈ જાય. તેથી અમે તમને કલ્પના શી આપીએ છીએ ? વિકલ્પ નથી આપતા. કલ્પના આપીએ છીએ કે ‘તું શુદ્ધાત્મા જ છું.’

‘હું શુદ્ધાત્મા’ છું એની કલ્પના (જાગૃતિ)માં આવ્યો કે શુદ્ધ થતો જ જાય. જેવો કલ્પે એવો થાય. એ તો ‘શુદ્ધાત્મા’ કહીએ તેથી શબ્દ બોલીએ એટલું, બાકી એ શુદ્ધાત્માય નથી. આ લોકોને સમજાવવા માટેનો શબ્દ છે.

તમે શુદ્ધાત્મા થયા એટલે હવે તમારું એ મારું છૂટ્યું ને હું છૂટી ગયું. એટલે સંકલ્પ-વિકલ્પ બેઉ છૂટી ગયા. એટલે ‘તમે’ થયા નિર્વિકલ્પ. કારણ કે કલ્પ હતો, પછી વિકલ્પ થયો, માટે પાછો નિર્વિકલ્પ થયો, નહીં તો પોતે કલ્પ સ્વરૂપ છે.

જેમ આ ‘હું ચંદુભાઈ છું’ એ જેટલા ભાન સહિત બોલો છો, એટલા જ ભાન સહિત ‘હું શુદ્ધાત્મા છું’ એ બોલે તો નિર્વિકલ્પ. કારણ કે એને (આત્માને) વિશેષણ હોય નહીં. વિશેષણવાળું બધું વિકલ્પી. એનો આ વિકલ્પ મટ્યો માટે ‘નિર્વિકલ્પ’ કહ્યો. નિર્વિકલ્પ એટલે અહંકાર ને મમતા ગૉન. તમારે અહંકાર ને મમતા ગયા એટલે તમે નિર્વિકલ્પ થઈ ગયા. અહંકાર સહિતનો આત્મા એ વિકલ્પ અને એકલો આત્મા એ કલ્પ. આઈ વિધાઉટ માય ઈઝ ગૉડ. જ્યારે સંકલ્પ જ ના રહ્યો, એને વિકલ્પેય ના રહ્યો, એ પરમાત્મા છે.

## જેવું કલ્પે તેવી થાય સાયકોલોજિકલ અસર

એક (વિભાવિક) આત્મા જ એકલો એવો છે કે પોતે જેવી કલ્પના કરે તેવો થઈ જાય. ‘હું અજ્ઞાની છું’ કહે તો એવો થઈ જાય. ‘હું ક્રોધી

છું' કહે તો એવો થઈ જાય. જેવું કલ્પના કરે એવો થઈ જાય તે. આ તાવ ના ચઢ્યો હોયને કહે કે મને તાવ ચઢ્યો કે ચઢી જાય. એટલે આપણે શું બોલવાનું ? તાવ ચઢ્યો હોયને, ત્યારે કહે કે ભઈ, આ ચંદુભાઈને તાવ ચઢ્યો છે, એવું કહેવું. મને તાવ ચઢ્યો કહ્યું કે પાછું એ પેઠું. મને થયું તો બોલાય જ નહીં, એની અસર થાય.

આ તો સાયકોલોજિકલ ઈફેક્ટ છે. તે હવે 'મને નહીં મટે' કહ્યું તો એવું જ થાય. આ તો ભયને લીધે મરી જાય છે માણસ. કારણ કે આત્મા કલ્પસ્વરૂપ છે. જેવો કલ્પે એવો થઈ જાય. મને મટશે જ, કશું થાય નહીં. મારા માથે દાદા છે, તો કશું જ ના થાય.

તમે કહો કે 'હું હવે વૃદ્ધ જેવો દેખાઉ છું', તો તેવા દેખાવાની શરૂઆત થાય. તમે કહો કે 'ના, હવે હું જુવાન જેવો દેખાઉ છું', તો તેવા દેખાવાની શરૂઆત થાય.

માટે વ્યવહારની અસર આપણા ઉપર પડે નહીં, એટલા માટે કહેવું કે 'ચંદુલાલને તાવ આવ્યો છે, ચંદુલાલને ગુસ્સો થઈ ગયો છે.' છે જ ચંદુલાલનું. પહેલા માનતા હતા કે હું કરતો'તો, ને ત્યારે એવું જ થતું'તું.

## ભ્રામક માન્યતાથી જ ઊભા થઈ જાય ભાસ્યમાન પરિણામ

**પ્રશ્નકર્તા :** દાદા, એ આત્માના મૂળ દ્રવ્યને નહીં, પણ પર્યાયને અસર થાય છે ને ?

**દાદાશ્રી :** એ પાછું દ્રવ્ય ને પર્યાયને જોવાની જરૂર જ નથી. મૂળ દ્રવ્યને, એના પર્યાયનેય અસર નથી થતી. કશાને અસર થતી નથી પણ 'આ' કલ્પે એવો થઈ જાય છે. ખરી રીતે બિલકુલ થતો જ નથી. કશું થતું નથી, ભ્રામક માન્યતા જ છે. તેથી તો અમે કહીએ છીએને કે આ રોંગ બિલીફ છે. જગત આખું માને છે કે હું તેવો થઈ ગયો. અલ્યા મૂઆ, કશું થતો નથી. ભ્રામક માન્યતાઓ પેસી જાય છે અને તેવો થઈ જાય છે. અસરેય એવી થઈ જાય એને. મનમાં એમ કલ્પે કે નાદાર થઈ ગયો, તો બધું નાદાર થઈ જાય. આખા શરીરમાં બધુંય નાદાર થઈ જાય. 'તમે' કહો કે 'નહીં, કંઈ થયું નથી,' તો કંઈ અસર ના રહે !

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માને એમ થાયને ?

**દાદાશ્રી :** (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માને એ બધું જોવાની જરૂર નથી. પ્રતિષ્ઠિત આત્મા તો સમજાવવા માટે કહ્યું છે કે આ શું છે ને આ શું છે, વિગત સમજાવવા માટે. પ્રતિષ્ઠિત આત્મા ને પેલો મૂળ આત્મા, બે વિભાગ જાણવા માટે બતાવેલા, સમજવા માટે.

પણ આ જેવું કલ્પે એવો થઈ જાય. આખું જગત તેવું જ થઈ ગયું છે ને ! આ બધા જપ કરે, તપ કરે, તો જેવું કરે, જેવો વિચાર કરે તેવો થઈ જાય, જેવું બોલે તેવો થઈ જાય, જેવું વર્તન કરે તેવો થઈ જાય. જેવું કલ્પે એવો થઈ જાય. એ જ મુખ્ય આત્માના ગુણને લઈને, બાકી ખરેખર બનતું નથી એવું. ખરેખર તો આત્મા, આત્મા જ રહે છે પણ અસર થાય છે એવી રોંગ બિલીફો બેસી જાય છે.

**પ્રશ્નકર્તા :** મૂળ વસ્તુમાં ફેરફાર નથી થતો.

**દાદાશ્રી :** ના, મૂળ વસ્તુમાં નહીં. મૂળ વસ્તુ ફેરફાર થાય તો નાશ થઈ જાય, મૂળ વસ્તુનો નાશ થાય. મૂળ વસ્તુમાં કોઈ ફેરફાર નથી થતો. એ મૂળ વસ્તુ તરીકે વસ્તુત્વમાં કોઈ ફેરફાર નથી થતો, અવસ્થામાં ફેરફાર થાય છે.

## કલ્પે તેવું પુદ્ગલ ધારણ કરે તેવી પુદ્ગલની શક્તિ

આત્માએ જે જે કલ્પેલું, જાણ્યે કે અજાણ્યે ભૂલાય નહીં. તે આવીને ઊભું જ રહે એવી આત્માની કલ્પશક્તિ છે. દુનિયામાં કાણું પાડું એવું કલ્પેલું નહીં, નહીં તો કાણું પાડે એવીય શક્તિ ખીલે તેમ છે. આ ચંદ્ર ઉપર જવા કલ્પેલું તે શક્તિ ખીલી ને ચંદ્ર ઉપર પહોંચ્યા. આ આત્માની શક્તિઓ દેખાડે છે, કેટલી શક્તિ છે ! એક કલ્પશક્તિ શું ના કરે ?

**પ્રશ્નકર્તા :** અને એ કલ્પશક્તિ કાર્યકારી અહીંયા લોકાકાશમાં જ છે ?

**દાદાશ્રી :** લોકાકાશમાં છે. અલોકાકાશમાં કોઈ જીવ ના હોય. એને કલ્પના થાય જ નહીં ને કશું વળગણ વળગેય નહીં.

આ લોકમાં છ તત્ત્વો રહેલા છે. એટલે પરમાણુથી ભરેલું આખું જગત છે. તે પરમાણુ ભરેલાને લઈને આ આત્માને છે તે આ બધાને ઓળંગતા બહુ મુશ્કેલી પડે છે. તેથી આ બધું ઊભું થાય છે. એ પરમાણુ છે તો આ બધું દ્રવ્ય ઊભું થાય, નહીં તો દ્રવ્ય જ ઊભું ના થાય. અને ત્યાં અલોકમાં પરમાણુ જ નથી. એટલે એ વિકલ્પ થાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** પણ કલ્પ મૂળ શક્તિ છે, કલ્પ મૂળ સ્વભાવ (છે) એનો, એ કલ્પ સ્વભાવ ત્યાંય ખરોને ?

**દાદાશ્રી :** ત્યાં તો કોઈ જીવ હોય નહીંને ! વખતે કંઈક હોય તોય જ્યાં પુદ્ગલ નથીને ત્યાં કશુંય ઈફેક્ટ નથી. આ બીજા પાંચ તત્ત્વો નડતા નથી. પુદ્ગલ એકલાને લઈને જ, જેવું કલ્પે એવું પુદ્ગલ થઈ જાય છે. ત્યાં વિકલ્પ થાય જ નહીં. વિકલ્પ ક્યાં થાય ? પુદ્ગલ એ ધારણ કરે. પોતે કલ્પે એવું ત્યાં ધારણ કરે, એવી પુદ્ગલની શક્તિ છે, એવો પુદ્ગલનો સ્વભાવ છે. પોતે કલ્પે એવું એ થઈ જાય એટલે પછી પોતાના મનમાં એમ થાય કે આ હું કે આ હું ? પછી આખું ભ્રાંતિ.

## જેવું ચિંતવન તેવું પરિણામે ફળ

આત્મા વીતરાગી છે પણ તેના ગજબના ગુણધર્મો છે. એક ધર્મ તો તેનો એવો છે કે તે જેવો કલ્પે તેવો થઈ જાય છે. તે બધા પુદ્ગલ તેને ચોંટી પડે છે. અને જેવું કલ્પેને એવી આ પુદ્ગલની અવસ્થા થઈ જાય છે. એ એવો નથી થઈ જતો, આત્મા તો એનો એ જ રહે છે પણ આ પુદ્ગલ એવું છે કે પોતે આત્માએ જે કલ્પેલુંને, એ કલ્પના પ્રમાણે બધું ઊભું થઈ જાય બહાર. ચિંતવ્યું એવો એ થઈ જાય છે.

હવે ચિંતવે એવો થઈ જાય એનો અર્થ એવો નહીં કે કોઈ હાથી થવાનું ચિંતવે કે ગધેડું થવાનું ચિંતવે ? તો કહે, ના. એ જે ચિંતવન કરે છે, તેનું રિઝલ્ટ આ ગધેડું છે. એટલે એણે એવું ચિંતવવું જોઈએ કે ગધેડું

ન થાય. નહીં તો એમ ને એમ સીધા તો કંઈ ગધેડા થવાનું ચિંતવે એવા નથી માણસ. એ ભૂલથી પેલું બીજું ચિંતવન થઈ જાય એટલે ગધેડાનું ફળ મળે.

## કલ્પના તે નથી સંજોગાધીન, એ છે જ્ઞાનાધીન

**પ્રશ્નકર્તા :** જેવા સંયોગો ભેગા થાય, એ પ્રમાણે ભાવ થાય કે જેવા ભાવ કર્યા હોય એ પ્રમાણે સંયોગો ભેગા થાય ?

**દાદાશ્રી :** એ બેઉ કાર્ય-કારણ છે.

**પ્રશ્નકર્તા :** કલ્પે એવો થઈ જાય એ જે ભાવ થયો, પણ સંયોગ આધીન છે ?

**દાદાશ્રી :** ના, કલ્પે એવો ભાવ થયો એ સંજોગ આધીન નથી, એ જ્ઞાનના આધીન છે. કયું ? આ જે અનુભવ જ્ઞાન છે, એને આધીન છે એ. એટલે કહ્યું છે કે કલ્પી ના લેશો.

આત્માનું કુલમુખત્યાર પત્ર કલ્પનાના હાથમાં છે. જે ખરી કલ્પના કહેવાય છે તે ચાર્જસ્વરૂપ છે. આ પાવર ઈગોઈઝમ પાસે છે, તે જેવું ચિંતવે તેવું અંદર ચાર્જ થઈ જાય. આ તેને જ બંધ કરવામાં આવે તો જ કામ થાય.

## આપી 'શુદ્ધાત્મા'ની કલ્પના, થાય તે રૂપ

**પ્રશ્નકર્તા :** દાદા, આ કલ્પી ના લેવું એ આપણા હાથમાં છે ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન પછી એ આપણા હાથમાં છે. એ જેવો કલ્પે એવો થઈ જાય. એટલે માટે આ ગા ગા કરીએને, તેવો થઈ જાય આત્મા. આ બધાને ગવડાય ગવડાય શા હારુ કરીએ છીએ ? તે રૂપ આત્મા થયા કરે.

આપણે એમને 'હું શુદ્ધાત્મા છું' એવું કરાવીએ છીએ, તો તેવો થતો જાય. આપણે જે દેખાડ્યું છે તેવો જ થતો જાય છે. માટે આ પાંચ વાક્યો આપ્યા છે. આ બધા પાપ તો છે તે ચંદુના, તારે શું લેવાદેવા ? એટલે પારકી વસ્તુ આપણે માથે લઈએ તો આપણે પાછા તેવા રૂપ થઈ જઈએ. આ વિજ્ઞાન છે !

જગતનો સ્વભાવ છે કે, દરેક પોતે કલ્પે તેવો થઈ શકે છે. છતાં લોક શુંનું શુંય કલ્પનાનું સર્જન કર્યે જાય છે. દરેક પોતાને મનગમતું ને મનફાવતું સર્જન કરે છે. કોઈ ડૉક્ટર થવાનું, કોઈ વકીલ થવાનું તો કોઈ કહેશે કે સાત છોકરાંના બાપ થવું, પણ કોઈ શુદ્ધાત્મા થવાની ઈચ્છા કરે છે ?

**પ્રશ્નકર્તા :** એટલે આપણે શુદ્ધાત્મા કહીએ છીએ.

**દાદાશ્રી :** તેથી કહીએ છીએને ત્યારે. જેવો કલ્પે એવો થઈ જાય. હવે એ કલ્પના, એક જ ઝોકું લાગેલું હોય આમ એને 'કલ્પના' કહીએ. એક ઝોકું વાગીને ઊભું કર્યું કે 'હું તો ચંદુલાલ બ્રાહ્મણ છું, આનો સસરો થાઉં.' હવે એ ઝોકામાં આ જે કલ્પના ઊભી થઈ એ કલ્પનામાં, આ કલ્પનાથી વિશેષ કલ્પના થાય પછી. એમાંથી બીજા ઝોકા ઊભા થાય ત્યારે એને 'મેન્ટલ હોસ્પિટલ' કહ્યું. ધીસ ઈઝ ધ ફર્સ્ટ મેન્ટલ હોસ્પિટલ અને પેલી સેકન્ડ મેન્ટલ. આ ફર્સ્ટ મેન્ટલ હોસ્પિટલમાં રહેનારા દર્દીઓ પેલા મેન્ટલ હોસ્પિટલને 'મેન્ટલ હોસ્પિટલ' કહે અને પોતાની જાતને 'મેન્ટલ' ના કહે. બાકી જ્ઞાનીઓ આમને 'મેન્ટલ' કહે. ફર્સ્ટ મેન્ટલ અને આ પેલા સેકન્ડ મેન્ટલ.

## વિચારનો જ્ઞાતા, એ જ નિર્વિકલ્પ-નિર્વિચાર

**પ્રશ્નકર્તા :** જ્ઞાન લીધા પછી નિર્વિચાર દશા શરૂ થાય છે ?

**દાદાશ્રી :** એકલી નિર્વિચાર દશા જ નહીં, નિર્વિકલ્પી દશા અને નિર્વિકલ્પી એ જ નિર્વિચાર દશા.

'શુદ્ધાત્મા' થયા પછી સંકલ્પ ને વિકલ્પ બેઉ ગયા. હવે મનમાંથી નીકળે તે બધા જ્ઞેય છે.

મનનો ધર્મ જ વિચાર કરવાનો છે. તેથી કરીને સંકલ્પ-વિકલ્પ કહેવાતા નથી. પણ મનના ધર્મને જો આપણો ધર્મ માનીએ કે મને વિચાર આવ્યા, તો એ સંકલ્પ-વિકલ્પ કહેવાય છે.

હવે એ વિચર્યો તે ઘડીએ વિકલ્પ કહેવાય. તન્મયાકાર થયો કે એની

સાથે વિકલ્પ, બીજો વિશેષ કલ્પ કર્યો આ. પોતે કલ્પસ્વરૂપ તેને બદલે આ વિકલ્પ કર્યો, વિશેષ કલ્પ કર્યો. જેટલો વખત વિચર્યો એટલા વિકલ્પ અને વિચર્યો નહીં ને મનને જોયું એ નિર્વિકલ્પ.

જો જ્ઞાન મળ્યું અને જ્ઞાની થયો તો મન તો ફિલમ છે અને જ્ઞાન ના મળ્યું હોય તો તે તેની મનની સાથે તન્મય થાય તેવું નાવડું છે.

આ જ્ઞાન પામ્યા એટલે તમે વિચારવિહીન તો થયેલા જ છો. પણ અજાગૃતિથી વિચારોમાં પાછા તન્મયાકાર થવા દોડો છો.

તમારે નિર્વિકલ્પ થવાનું છે. તમે નિર્વિકલ્પી થયા એટલે મનમાં શું થાય છે, એ અધ્યવસાન દેખાયા કરે. બસ, એને જોયા કરો.

❖ ❖ ❖ ❖ ❖

# [૭.૨]
# અચિંત્ય ચિંતામણિ સ્વરૂપ

## દૃષ્ટિ ફરતા થાય ચિંતવન, અચિંત્ય ચિંતામણિનું

**પ્રશ્નકર્તા :** અચિંત્ય ચિંતનમ્ એટલે શું ? અચિંત્ય ચિંતન ?

**દાદાશ્રી :** અચિંત્ય એટલે જ્યાં આપણી કલ્પના ના પહોંચે એ ચિંતન, ચિંતવી શકાય નહીં એવું ચિંતવન. મૂળ આત્માને અચિંત્ય ચિંતામણિ કહ્યો છે. ત્યાં કલ્પના-બલ્પના પહોંચી શકે નહીં. ત્યાં આગળ કોઈ પણ રસ્તે શબ્દ પહોંચે નહીં. અવર્ણનીય, અવક્તવ્ય, અચિંત્ય ચિંતામણિ !

કલ્પનામાં ના આવે એવું એ ચિંતામણિ સ્વરૂપ છે પ્રભુનું. ચિંતામણિ એટલે જે માગો એ મળે. જેવું ચિંતવો તેવું ફળ આપે. અચિંત્ય એટલે તમારી કલ્પનામાં નહીં આવે. એનું તોલ તો તમે કદી કરી શકશો નહીં.

**પ્રશ્નકર્તા :** તો પછી એનું ચિંતન કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** થઈ શકે નહીં. આ દૃષ્ટિ તો તમારી ભૌતિક સન્મુખ છે ને ? એ તો જ્ઞાની પુરુષ તમારા પાપ ધોઈ આપે ને તમને દૃષ્ટિ ફેરવી આપે ને અધ્યાત્મ સન્મુખ, આત્મા સન્મુખ કરી આપે ત્યારે દૃષ્ટિ પહોંચે, નહીં તો પહોંચે નહીંને ! ત્યાર પછી અચિંત્ય ચિંતામણિ હાથમાં આવે.

**પ્રશ્નકર્તા :** આત્મતત્ત્વનું ચિંતવન તો મનુષ્યે કરવું જ જોઈએ અને કરતા પણ હોઈએ જ છીએ ને ?

**દાદાશ્રી :** હા, કરવું જોઈએ. પણ જ્યાં સુધી 'જ્ઞાની પુરુષ' એને સચેતન બનાવે નહીં ત્યાં સુધી એ શુદ્ધ ચિંતવન ગણાતું નથી, પણ શબ્દથી ચિંતવન કરે છે. એ એક જાતનો ઉપાય છે. રસ્તામાં જતા વચ્ચેનું સ્ટેશન છે એ.

હવે આત્મા (વ્યવહાર આત્મા)નો એક ગુણ એવો છે કે જેવો ચિંતવ્યો તેવો તે જ ક્ષણે થઈ જાય. સ્વરૂપ સિવાયનું અન્ય ચિંતવન એ પુદ્ગલને ખેંચે છે. હવે પુદ્ગલનો જે સંયોગ ભેગો થયો, તેનો વ્યવસ્થિત શક્તિ વિયોગ કરાવી આપે, પણ આત્માનો સંયોગ ભેગો થયો, તેનો વિયોગ કોણ કરાવી આપે ?

## સંપૂર્ણ આત્માનુભવે જ્ઞાની થયા અચિંત્ય ચિંતામણિ

આ તો ઊંધું ચિંતવન કરે છે તેથી મૂંઝવણ ઊભી થાય છે. એક ફેર શુદ્ધાત્માનું ચિંતવન પ્રાપ્ત થાય તો ત્યાર પછી એ એની મેળે જ રહ્યા કરે, પોતાને કશું જ કરવું ના પડે. તમે જ્યાં જાઓ ત્યાં તમને શુદ્ધાત્માનું ચિંતવન થયા જ કરે છે ને આ જ્ઞાન પછી ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ જ્ઞાન જ ક્રિયાકારી છે. આવું લાખો વરસથી બન્યું નથી.

પોતાના સ્વરૂપ ભણી ચિંતવન વળે નહીં જે પાછું આવવાનું, તે જ્ઞાની પુરુષ મદિરા ઉતારે ત્યાર પછી એનું છે તે કંઈ વળે. બાકી આ મદિરા-બદિરામાં તો જેવું ચિંતવે તેવું થાય.

એટલે શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું, શાસ્ત્રજ્ઞાનથી નિવેડો નથી, અનુભવજ્ઞાનથી નિવેડો છે. માટે તું આની પાછળ માથા ના ફોડીશ. જ્યાં કોઈ જ્ઞાની પુરુષ હોય કે, જે આત્માના સંપૂર્ણ અનુભવી હોય, તે ત્યાં જા તો તારું બધું કામ થઈ જશે. કારણ કે એ જ્ઞાની પુરુષ અચિંત્ય ચિંતામણિ સ્વરૂપ કહેવાય છે. માટે તું ત્યાં જા. તે મળ્યા પછી તો સ્વ-સુખ જાય જ નહીં ને જ્ઞાની, દાદા ભગવાન જેવા અચિંત્ય ચિંતામણિ થયા છે. જે માગે તે મળે. તે આવા અચિંત્ય ચિંતામણિ થવાનું છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની પુરુષ મળ્યા પછી મનુષ્ય ભવ રત્ન ચિંતામણિ જેવો લાગે છે.

**દાદાશ્રી :** હા, રત્ન ચિંતામણિ. જેવો ચિંતવે એવો, રત્ન ચિંતામણિ ! એ મળ્યા પછી જ એની કિંમત ગણાય, નહીં તો દેહની વેલ્યૂ (કિંમત) જ નથી.

## ક્રિયા-વિચાર તે નહીં પણ આશય એટલે ચિંતવન

આત્માનો ગુણ શો ? કે જેવું ચિંતવન કરે તેવો થઈ જાય. હવે ચિંતવન શેને કહેવાય છે ? આ તમે બધી ક્રિયા કરો છો, એને ચિંતવન નથી કહેવાતું. તમે વિચાર કરો છો, એને ચિંતવન નથી કહેવાતું. ચિંતવન તો આશયને કહેવાય. તમારો શો આશય છે ? મનમાં એક આશય નક્કી કરેલો હોય કે હવે એક બંગલો, એક વાડી એમ નક્કી કરીને, આવી રીતે છોકરાને ભણાવીશ આવું બધું ચિંતવન કરતો હોય મહીં. કરે કે ના કરે ? અને લાંચના રૂપિયા કશો વાંધો નહીં એ તો અત્યારે જમાનો, બધા જ લે છે ત્યારે તે એવો થઈ જાય પછી.

ચોરી કરવાનું ચિંતવન કરે તો તેવો થઈ જાય, દાન આપવાનું ચિંતવન કરે તો તેવો થઈ જાય અને સિદ્ધ થવાનું ચિંતવન કરે તો સિદ્ધ થઈ જાય. અને સિદ્ધ થવાનું શી રીતે થાય એ માર્ગ જાણવો જોઈએ. એ આત્મા જાણ્યા પછી સિદ્ધ થાય. બાકી સંસારમાં આત્મા જાણ્યા વગર ચાલે આગળ, જેવું ચિંતવન કરે તેવો થઈ જાય. 'પોતે બહુ દુ:ખી છે' એવું ચિંતવે કે પોતાનું અનંત સુખ આવરાય ને દુખિયો થઈ જાય. 'હું સુખમય છું' ચિંતવે કે સુખમય થઈ જાય. કચકચ કરે તો કચકચિયો થઈ જાય. પછી તો ચા પીવા માટેય કચકચ કરે. કારણ કે કચકચનું ચિંતવન કર્યું છે !

## ચિંતવનના ફળે ચીજો ન મળે, પણ પોતે થાય તે રૂપ

**પ્રશ્નકર્તા :** દાદા, આ જેમ આત્મા આપણે ચિંતવીએ તેવો થઈ જાય છે, તો પછી અમુક આપણે ચિંતવીએ કે અમુક આપણને હજાર રૂપિયા મળી જાય કે બીજી કોઈ વસ્તુ મળી જાય એવું જે ચિંતવન કરે છે, તો એ કેમ ઈફેક્ટમાં નથી આવતું ?

**દાદાશ્રી :** એ હઉ ઈફેક્ટમાં આવે છે. ઈફેક્ટમાં શું આવે એ પોતે જુદી ભાષામાં સમજે છે. હજાર રૂપિયા મળો એમ કહે છે એટલે યાચક થઈ ગયો એટલો વખત. મળવાનું કશું નહીં પણ એ રૂપ થઈ જાય. કયા રૂપમાં આ બોલે છે ? ત્યારે કહે, યાચક રૂપમાં, તો યાચક થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પછી આત્મા જો યાચક થઈ જાય અને એને હજાર રૂપિયા ના મળે તો ચિંતામણિ કેમનો કહેવાય ?

**દાદાશ્રી :** તે એવું બધું ચિંતવવાનો અર્થ શું છે ? બાઉન્ડ્રી છે ચિંતવવાની, કે 'હું આ સ્વરૂપે છું' એનું નામ ચિંતવ્યું કહેવાય. 'હું આમ છું, તેમ છું, ફલાણો છું, માંદો છું, સાજો છું, હું ઊંચો છું, હું જાડો છું, હું ગાંડો છું, હું મૂરખ છું, નાદાર છું, સાદાર છું.' પોતે જેવું ચિંતવ્યું કે એવો તે થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ મૂરખ માણસ તો કહે, 'હું ડાહ્યો છું.'

**દાદાશ્રી :** હવે 'ડાહ્યો છું' કહે તો ડાહ્યો થતો જાય.

**પ્રશ્નકર્તા :** મૂરખ માણસ તો ડબલ જોશથી મૂર્ખાઈ કરતો જાય ને 'હું ડાહ્યો છું' એવું કહેતો જાય ?

**દાદાશ્રી :** હા, તોય થતો જાય ડાહ્યો. એ બધી ઈફેક્ટ છે આ તો, સાયકોલોજિકલ ઈફેક્ટ્સ ! ડાહ્યો બોલ્યો કે તરત અંદર શરૂઆત થઈ ગઈ. બહુ અસર થાય છે આની. જગતને અસર જ બધી આની પડેલી છે. અમે તો કશી અસર જ ના પડવા દઈએ. ચિંતવે તેવો થઈ જાય તો કેમ આની ઉપર ચિંતવાય ?

ચિંતામણિ એટલે જેવું ચિંતવે એવો થાય. ચોરીનું ચિંતવન કરવા માંડ્યું કે ચોર થાય પછી. ચોરમાં પણ એક્સપર્ટ થાય. ઈન્કમટેક્ષનું ચિંતવન કરેલું છે તો એમાં એક્સપર્ટ થાય. જેમાં ચિંતવન કરે તેમાં સુંદર એક્સપર્ટ થઈને ઊભો રહે.

તે 'હું પાપી છું' ચિંતવે તો પાપી થાય. 'હું સંસારી છું' તો સંસારી થાય. 'હું નિર્બળ છું' તો નિર્બળ થતો જાય. 'હું બળવાન છું' તો બળવાન

થતો જાય. 'હું નાદાર છું' કહે કે તેની સાથે નાદાર થઈ જાય. 'હું આમ છું' તેની સાથે તેમ થઈ જાય. 'હું માંદો છું' તેની સાથે માંદો થઈ જાય.

## ચિંતવને અહંકાર થાય વિકારી-નિર્વિકારી

**પ્રશ્નકર્તા :** આત્મા નિર્વિકારી છે, તો પછી આ જીવાત્મા બધા વિકારી કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** આમ મૂળ ગુણ નિર્વિકારી છે પણ એ ચિંતવે કે 'હું વિકારી છું', તો વિકારી થઈ જાય. મૂળ ગુણ જાય નહીં, ચિંતવેલો ગુણ નાશ પામે.

**પ્રશ્નકર્તા :** તો આત્માને દોષ ન લાગે ?

**દાદાશ્રી :** આત્માને દોષ અડતો જ નથી, જે કલ્પે તેને અડે. અહંકાર કલ્પનારો, કલ્પનાર હોવો જોઈએને, અહંકાર ? તેને જ અડે. આ બધું અહંકારને જ અડે છે. આ અહંકાર વિલય થઈ ગયો કે તમે આત્મજ્ઞાની જ છો.

આત્મા તો શુદ્ધ જ રહે છે, પણ આ અહંકાર જે ચિંતવન કરે છે ને, તે જેવું ચિંતવન કરે તેવો થઈ જાય. એને વ્યવહાર આત્મા કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે આ વિકારી એ પોતે જ થાય છે એમ ? વિકારી થવું, એટલે વિકારી જ થઈ જાય અથવા તો નિર્વિકારી થાય ?

**દાદાશ્રી :** આમ સંજોગો બાઝે ત્યારે વિકારીય થઈ જાય. એ પોતે કહેય ખરો, મારો સ્વભાવ વિકારી છે અને પાછો નિર્વિકારીય થઈ જાય, આમ સંજોગો બાઝે તો.

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકાર તો છે જ. અહંકાર તો જે અસ્તિત્વ હતું પણ એ સંજોગો પ્રમાણે બદલાય એનું.

**દાદાશ્રી :** અહંકાર ના હોય તો આ કશું થાય જ નહીં. આ વિકાર જ ના થાય અને એ પાછો નિર્વિકારેય ના થાય. અહંકાર છે તો થાય છે.

**પ્રશ્નકર્તા :** મૂળ આત્મા તો નિર્વિકારી જ છે ?

**દાદાશ્રી :** ત્યાં તો વિકાર હોય જ નહીં, 'અનાસક્ત', 'અકામી' !

**પ્રશ્નકર્તા :** એટલે આ અહંકારેય તે રૂપ થઈ શકે છે એટલો ? અહંકાર પણ નિર્વિકાર થઈ શકે છે ?

**દાદાશ્રી :** નિર્વિકારી જ છે, એને વળી 'હું વિકારી છું' થાય તો વિકારી થઈ ગયો. નિર્વિકારી તો નિર્વિકારી, 'હું બ્રહ્મચારી' તે બ્રહ્મચારી થઈ ગયો. 'હું શુદ્ધાત્મા' ત્યાં શુદ્ધ થઈ ગયો. એ જેવો ચિંતવે એવો થઈ જાય.

## વ્યવહાર આત્મા એ 'રત્ન ચિંતામણિ', પાડ્યો અલૌકિક ફોડ

**પ્રશ્નકર્તા :** આત્મા વિશે ચિંતવન કરે તો એવો થાય પછી ?

**દાદાશ્રી :** આત્માનું ચિંતવન કરે તો આત્મા પામે એ. જેવું ચિંતવે તેવો થઈ જાય. એને 'રત્ન ચિંતામણિ' કહ્યો.

**પ્રશ્નકર્તા :** દાદા, વ્યવહાર આત્મા પણ રત્ન ચિંતામણિ જેવો છે, એમ કહેવાય ને ?

**દાદાશ્રી :** આ વ્યવહાર આત્મા છે જ રત્ન ચિંતામણિ, પણ શું ચિંતવે છે ? હું તો આમનો જમાઈ છું. તે મૂઆ આવું રહેવું છે ? રત્ન ચિંતામણિનો લાભ આવો લેવો છે ? જમાઈ થવા માટે છે આ ? અને આમનો સસરો થઉં ! લે, અને આમનો સાળો થઉં, કહે છે. આવું ચિંતવવા માટે છે ? રત્ન ચિંતામણિ તો ઠેઠ આત્મા પમાડે છે.

## જ્ઞાની ચિંતવે 'આત્મા', ન ચિંતવે સાળો-સસરો-જમાઈ

ત્યારે મૂઆ આવું બધું ચિંતવવાનું આત્માથી ? રત્ન ચિંતામણિ, એમાં ના કહેવાય નહીં પણ ચિંતવવાનું આવું હોય ? હું શું ચિંતવતો હતો ? આત્માનું ચિંતવતો હતો. હું જાણતો'તો કે આ રત્ન ચિંતામણિ. મારા આત્માનું જ ચિંતવન. બીજું ચિંતવન, હું સાળો થઉં, સસરો થવામાં હું માનતો નહોતો. આ લપ કંઈ ? લપ જે કહી તે વળગી, જે કહી તે વળગી, જે કહી તે વળગી એમાં આપણે શું કામ છે ? મેલ પૂળો. અમે પાછા પટેલ કોમ કહેવાય. મેલ પૂળો સમજી જઈએ. મેલ પૂળો ! આનો ક્યારે પાર આવે ? ચિંતવન શેનું કરવાનું છે ? આત્માનું. હું આત્મા છું, આ ન્હોય

આવો. આવો આત્મા ન હોય. આવું ના હોય, આવું ના હોય, આવું ન હોય. ચિંતવન કેવું જોઈએ પાછું ? અખંડ ચિંતવન જોઈએ.

## વ્યવહાર આત્મા રત્ન ચિંતામણિ, મૂળ આત્મા અચિંત્ય ચિંતામણિ

**પ્રશ્નકર્તા :** દાદા, આ તો કેવું ભવ્ય કે વ્યવહાર આત્માને પણ રત્ન ચિંતામણિ કહ્યો, તો શુદ્ધાત્મા કેવો ?

**દાદાશ્રી :** એની તો વાત જ ક્યાં કહેવાય !

આત્મા પોતે જ સમાધિસ્વરૂપ છે, પોતે જ મોક્ષસ્વરૂપ છે, પોતે જ પરમાત્મા છે. બધી રીતે પોતે જ છે, અચિંત્ય ચિંતામણિ છે. એ પોતે જ ભગવાન છે, પણ વ્યવહાર આત્માનું ચિંતવન કેટલું બધું કામ કરે છે લોકોને કે આ ચિંતવે, હું તો આ ઉપાધ્યાય થઈ ગયો, હવે આચાર્ય થવાનો છું, તો પેલો આત્મા કહેશે, જાવ, તમે આચાર્ય થઈ જાઓ. બોલો, કોણ ચિંતવે છે ? વ્યવહાર આત્મા !

એટલે મારું કહેવાનું કે જે રસ્તો છે એ રસ્તે ચાલતો નથી, એનો લાભ ઊઠાવવો નથી. એવું જ કરેને ? તે તમને આપણા જ્ઞાન લીધા પહેલા 'હું શુદ્ધાત્મા છું' એવું ચિંતવન થયું'તું કોઈ દહાડો કે મને પાપ અડતું નથી કે હું નિર્લેપ છું ?

**પ્રશ્નકર્તા :** નહીં કરેલું, એવો કોઈ વિચાર નહીં આવેલો.

**દાદાશ્રી :** જેવા સંજોગ બેસેને એવું ચિંતવન થાય. અને આ ધર્મોવાળા બધા શું કરે છે ? એને ચિંતવન આપતા નથી. જો ચિંતવન આપેને તો કલ્યાણ થાય. બાકી આ ધર્મોવાળા તો બીજા વિકલ્પ બેસાડી આપે છે. પેલા જૂના વિકલ્પ કાઢે છે અને નવા વિકલ્પ બેસાડી આપે છે. એટલે ભટક ભટક ભટક ભટક. શાનું ચિંતવન કરવાનું તે ખબર જ નથી ને બીજા વિકલ્પો બેસાડીને લોકોને ખલાસ કરી નાખેલા છે. તમે જ્યાં ગયા ત્યાં બીજા-બીજા વિકલ્પો બેસાડેલા કે તમને ? બીજા બધા વિકલ્પો બેસાડતા'તાને ? શું વિકલ્પો બેસાડે ? આમ કરો, આમ કરો. મૂઆ, કરવાથી તો બંધાયા છે. વળી પાછા આમ કરો, આમ કરો શું કરવા કરે

છે ? આ બંધન જ કરવાપણાથી છે. એટલે આ ખબર નથી, જગતના લક્ષમાં જ નથી કે જેવું આત્મા ચિંતવન કરે તેવો થઈ જાય.

## શુદ્ધાત્માનું જ્ઞાન જ આપે 'શુદ્ધ'નું ચિંતવન

આપણે તો પેલું શુદ્ધાત્માનું જ્ઞાન આપ્યું, તે હવે ચિંતવન એની મેળે સહજ પ્રકારે રહે. તમને ચિંતવન રહે છે ને આખો દહાડોય ? એ ચિંતવને તમે તમારા રૂપ થયા કરો છો. એક જ ફેરો મારે તમને જ્ઞાન આપવું પડે એટલું જ. પછી થાય કે ના થાય ? આ મુખ્ય ગુણ છે, આત્માનો મુખ્ય ગુણ છે. હવે આ ફેક્ટ જો જગતના લક્ષમાં હોય તો આ બધી માથાકૂટ કોઈ કરે જ નહીં.

હવે આ તમને ચિંતવન આપ્યું, તે તમને ચિંતવન શાનું રહે છે આખો દહાડો ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું રહે છે.

**દાદાશ્રી :** તો શુદ્ધાત્મા થવા માંડ્યા તમે. હવે એ પદ આપે શી રીતે પેલો સામો માણસ ? શી રીતે આપે એ બિચારો, એ જ શુદ્ધાત્મા ના થયેલો હોય ! ચિંતવન બદલાઈ ગયું છે ને ? એ વાત ચોક્કસ થઈ ગઈને ? બધું બદલાઈ ગયું છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, હવે શુદ્ધાત્માનું લક્ષ રહે.

**દાદાશ્રી :** પહેલા શાનું કરતા હતા ?

**પ્રશ્નકર્તા :** સંસારનું.

**દાદાશ્રી :** હા, સંસારનું ને જાતજાતનું પાછું. સંસારનું એક જાતનું નહીં. તમે ચિંતવન જુદું કરો ને તમે તેવા થઈ જાવ, આ ચિંતવન આવું કરે ને એ એવા થઈ જાય. જેવું ચિંતવન કર્યું છે તે જ ફળ છે. આ દેખાય છે એના પરથી શું ચિંતવન કર્યું તે દેખાય ખબર પડે આપણને. અને પોતાના સ્વરૂપનું ચિંતવન કર્યું હોય તો પોતે તે રૂપ થઈ જાય.

જ્ઞાની એટલે પોતાના સ્વરૂપનું અને સ્વભાવનું જ ચિંતવન થયા કરવું. સ્વરૂપ એટલે 'પોતે કોણ છું' એ ડિસાઈડ થવું અને સ્વભાવ એટલે એના ગુણધર્મ, એમાં જ રહ્યા કરવું.

## શુદ્ધાત્માના ગુણધર્મનું આપ્યું ચિંતવન

આત્માનો સ્વભાવ જેવો ચિંતવે તેવો જ થઈ જાય. એ એનો ગુણ એટલે લોકોએ જેવો જેવો ચિંતવ્યો, તેવો એનો આત્મા થઈ ગયો છે. હવે મૂળ શું છે ? મૂળ ધ્યાન તો શું છે ? એ ચિંતવાવું બહુ મુશ્કેલ છે. તેથી આપણે શુદ્ધાત્માનું લક્ષ બેસાડ્યું અને શુદ્ધાત્માના ગુણધર્મનું આપણે વિવરણ કર્યું. એ જો ગુણધર્મ ને લક્ષ બેઠેલું છે, એ ગુણધર્મનું જો ચિંતવન કર્યા કરે તો તે રૂપ થયા જ કરે દહાડે દહાડે. પોતાનો સ્વભાવ શું છે ? જેવો ચિંતવે તેવો જ થયા કરે, બસ.

**પ્રશ્નકર્તા :** જે જેનું ચિંતવન કરે તે મય થઈ જાય !

**દાદાશ્રી :** હા, તે રૂપ થઈ જાયને આ બધું. અનેકરૂપે થવાનું કારણ જ એ છે, ને બહુરૂપે થયું છે એનું કારણ જ એ છે. એટલે જેવું ચિંતવે તેવો થઈ જાય આત્મા ને બીજી કોઈ વસ્તુમાં આવો ગુણ નથી હોતો, જેવો ચિંતવે તેવો. 'અચિંત્ય ચિંતામણિ રત્ન' કહેવાય.

**પ્રશ્નકર્તા :** જેનું કરીએ ચિંતવન તેવો જ થઈ જાય,
અનંતાનંત ગુણી સ્વાભાવિક સ્વાધ્યાય,
દાદાને દર્શને જ્ઞાન જે સમજી જાય. -નવનીત

**દાદાશ્રી :** અનંત ગુણનું ધામ છે આત્મા, તે જેવું ચિંતવન કરો તેવો થઈ જાય. સ્વાભાવિક જ તે રૂપ થઈ જાય. જ્ઞાની પુરુષનું ચિંતવન કરે તો તેવો થઈ જાય.

આ રત્ન ચિંતામણિ તમારા હાથમાં આપ્યો છે. તેનાથી જેવી જોઈએ તેવી શક્તિઓ, પોતાના ગુણધર્મો એક કલાક જ બોલવાથી મળે તેવી છે. તેનો લાભ લેતા આવડવું જોઈએ, રત્ન ચિંતામણિ વાપરતા આવડવું જોઈએ. આ રત્ન ચિંતામણિ એવા છે, વાપરતા ના આવડેને તો બાળી મેલે અને વાપરતા આવડે તો પરમાત્મા બનાવે.

❖ ❖ ❖ ❖ ❖

# [૭.૩]
# ચિંતવે તેવો થાય

## ચિંતવે એવો થાય એ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા

**પ્રશ્નકર્તા :** આ આત્મા જેવો ચિંતવો એવો થઈ જાય છે, એટલે આ ચિંતવનાર કોણ ?

**દાદાશ્રી :** તે મૂળ આત્માની વાત નથી આ. પ્રજ્ઞાની પણ વાત નથી. એટલે બધી અજ્ઞા અને અહંકારની વાત છે. અજ્ઞા એટલે બુદ્ધિ અને અહંકાર જેવો ચિંતવે એવો થઈ જાય.

આ અહંકાર અને બુદ્ધિ, (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા, વ્યવહાર આત્મા જેને કહીએ છીએ, તે ચિંતવે એવો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આત્મા ચિંતવે તેવો થઈ જાય, તે અજ્ઞાનદશામાં 'શુદ્ધ'નું ચિંતવે છે કોણ ? (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા ?

**દાદાશ્રી :** હા, (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા જ ચિંતવે છે.

મૂળ આત્મા તો કશું ચિંતવતો જ નથી. ચિંતવવાનો જે ભાવ કરે છે ને, તે જ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા. દરઅસલ આત્મા તો એવો છે નહીં. દરઅસલ આત્મા, ત્યાં ગોલ્ડ જ જોઈ લોને, પ્યૉર ગોલ્ડ જ. એટલે આપણે કહીએ છીએને, શુદ્ધનું ચિંતવન કરે તો તે રૂપ થઈશું.

**પ્રશ્નકર્તા :** હા, પણ એ બધું (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માને ? દરઅસલ આત્મા તો કશું જ કરે નહીં.

**દાદાશ્રી :** નહીં, એ તો શુદ્ધ છે જ. (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માને જ શુદ્ધ બનાવવાનો છે. એટલે જો શુદ્ધ કરશો તેને, તો તે રૂપ થઈ જશો, હતો તેનો તે અને બીજું ચિંતવન કરે તો બીજો થઈ જાય.

એટલે ચિંતવન (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માનું જ, એ પેલો આત્મા કશું કરતો જ નથી. પણ તે (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા, જો આમનો જઈશ તો શુદ્ધાત્મા થઈ જઈશ, આમનો જઈશ તો અવળું થશે એવું કહીએ છીએ આપણે.

## શુદ્ધાત્માની હજુ પ્રતીતિ, માટે કર્યા કરવી 'શુદ્ધ'ની ચિંતવના

**પ્રશ્નકર્તા :** ખાલી ચિંતવનથી (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્મા શું શુદ્ધાત્મા થઈ જાય ?

**દાદાશ્રી :** હા, તેથી તો હું તમને કહું છું કે શુદ્ધાત્મા તમે થઈ ગયા. એટલે પછી તમે 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' એ કર્યા કરશો, તે રૂપ થયા કરશો.

**પ્રશ્નકર્તા :** પણ જો થઈ ગયા છીએ તો પછી 'શુદ્ધાત્મા છું' એ કરવાની જરૂર શું ?

**દાદાશ્રી :** હા, એ તમને શુદ્ધાત્માની હજુ પ્રતીતિ બેઠી છે. પ્રતીતિ બેઠી એટલે તમારે જાગૃતિ આ રહ્યા જ કરવાની, એ પોતે જેવું ચિંતવે એવો થયા કરવાનો. આ ચિંતવનને ચિંતવન કહે છે અને પેલા ચિંતવનને સાયકોલોજિકલ ઈફેક્ટ કહે છે, અજ્ઞાનીના ચિંતવનને. કારણ કે એ માનસિક અવસ્થા છે. આમાં માનસિક નથી, ચિંતવન છે આ તો.

આ તીર્થંકરોની શોધખોળ છે. તું શુદ્ધાત્મા, તું શુદ્ધ જ છું, નહીં તો બીજું ચિંતવન કરે તો તેવો થઈ જાય. એટલે કહું છું કે તારી જાતને શુદ્ધ જ ચિંતવજે, કે હું તો શુદ્ધ જ છું, હું શુદ્ધ જ છું. ચંદુભાઈ કશો વાંધો નહીં, કહીએ. તમારે જેમ ડખો કરવો હોય તેમ કરો, અમે તો શુદ્ધ જ છીએ, કહીએ.

## શુદ્ધાત્માપદે બેસી, જુઓ ડિસ્ચાર્જ પરિણામને

**પ્રશ્નકર્તા :** આ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માને શુદ્ધાત્માનું ભાન જ નથી ?

**દાદાશ્રી :** એને ભાન હોય કેવી રીતે પણ, પોતે પોતાનું ભાન તો જ્યારે આપણે કરાવીએ ત્યારે એને ભાન થાય.

**પ્રશ્નકર્તા :** નહીં, નહીં. પણ તમે જ્ઞાન આપ્યું, તો આ (ચાર્જ) પ્રતિષ્ઠિત આત્માને ભાન થયુંને ?

**દાદાશ્રી :** એને પોતાને ભાન થયું જ ને ! એ ભાન થયું ત્યારે તો એ શુદ્ધાત્મા બોલવા માંડ્યો. જે ભાન હતું તે ફેરફાર લાગ્યું એટલે એને લાગ્યું કે આ તો હું ન્હોય, હું તો શુદ્ધાત્મા.

'હું શુદ્ધાત્મા છું' બોલ્યો, ત્યારથી નિર્વિકલ્પ થવા માંડે અને તે સિવાય બીજું કંઈ બોલ્યો કે હું આમ છું, તેમ છું, એ બધું વિકલ્પ. એનાથી બધો સંસાર ઊભો થાય અને પેલો નિર્વિકલ્પ પદમાં જાય. હવે તેમ છતાંય આ ચંદુને તો બેઉ કાર્યો રહેવાના ચાલુ. સારા ને ખોટા બેઉ ચાલુ રહેવાના કે નહીં રહેવાના ? આમ અવળુંય કરે ને સવળુંય કરે, એ તો ચાલુ રહેવાનુંને ? હવે એ ચાલુ રહેવાનું તેને શું કરવાનું ? અવળું-સવળું બેઉ કર્યા વગર રહે નહીં, પ્રકૃતિનો સ્વભાવ. કોઈ એકલું સવળું કરી શકે નહીં. કોઈ થોડું અવળું કરે, તો કોઈ વધારે અવળું કરે. ના કરવું હોય તોય થઈ જવાનું એટલે 'તું શુદ્ધાત્મા છું' એ નક્કી કરીને આ બધું અવળું-સવળું 'જો' કારણ કે તને અવળું થયું એટલે તારા મનમાં એમ કલ્પના નહીં કરવાની, કે મારે અવળું થયું એટલે 'શુદ્ધાત્મા' મારો બગડ્યો. શુદ્ધાત્મા એટલે મૂળ તારું સ્વરૂપ જ છે. આ તો આ અવળું-સવળું થાય છે, એ તો પરિણામ આવેલા છે. પહેલા ભૂલ કરી'તી, તેના પરિણામ છે. એ પરિણામને જોયા કરો, સમભાવે નિકાલ કરો અને અવળું-સવળું તો અહીં આગળ લોકની ભાષામાં છે, ભગવાનની ભાષામાં અવળું-સવળું કશું છે નહીં.

## છતાં સામાને દુઃખ થાય તો કર પ્રતિક્રમણ

**પ્રશ્નકર્તા :** ભગવાનની ભાષામાં જો અવળું-સવળું ના હોય, તો પછી માથાકૂટ જ કરવાની ક્યાં રહી ?

**દાદાશ્રી :** કશું માથાકૂટ કરવાની નથી. તેથી જ હું કહું છું ને, જુઓ ફક્ત. કોઈને દુઃખ ના થાય. ભગવાનની ભાષામાં એટલું કહે છે કે સામાને દુઃખ થાય તો તમે પ્રતિક્રમણ કરજો. પણ સામાને દુઃખ ના થાય તો કશું જ હરકત નહીં, તમે શુદ્ધાત્મા જ છો.

આત્મા રત્ન ચિંતામણિ, સ્ફટિક જેવો છે. સામે એક લાલ ફૂલ આવ્યું હોય તો લાલ દેખાય અને લીલું આવ્યું હોય તો લીલું દેખાય, કાળું હોય તો કાળું દેખાય, તેવો સ્ફટિક જેવો છે. ઉગ્ર પરમાણુ ઊભા થાય તો આત્મામાં ઉગ્રતા દેખાય. ત્યારે કહે, મને ક્રોધ થયો. આત્મામાં એવા ગુણ છે જ નહીં.

## ચારિત્રમોહે ચિંતવે તેવો થાય

'મને આમ થયું' આ છે તો મોહ, આ સત્સંગ કરીએ છીએને તેય મોહ કહેવાય. આ મોહ જ છે બધો, પણ આ ચારિત્રમોહ છે. એટલે એ ચારિત્રમોહ કોનું નામ કહેવાય, કે સમભાવે નિકાલ કરી નાખીએ, તો એ ગયો, ઊડી જ ગયો. એ આપણને અડે નહીં. પેલો ખરો મોહ તો ચોંટ્યા વગર રહે જ નહીં કોઈનો. એટલે આ દર્શનમોહ ગયેલો, એટલે ચારિત્રમોહ એકલો બાકી રહ્યો છે. જેને ડિસ્ચાર્જ મોહ કહેવામાં આવે છે. હવે ડિસ્ચાર્જ મોહમાં 'હું આમ છું ને તેમ છું' ને એવું બધું કલ્પના કર્યા કરે તો તેવો થઈ જાય, પાછો. એટલે 'હું શુદ્ધાત્મા, શુદ્ધાત્મા' કર્યા કરે તો પાછું એ. અને ચંદુને તો જે થવાનું હોય તે, જે એનો છે સ્વભાવ, તે તો નીકળવાનો જ પ્રકૃતિ સ્વભાવ, તેને લેવાદેવા નથી. તમારે ફક્ત એનો નિકાલ કરી નાખવાનો છે, ફાઈલોનો. જેટલી ફાઈલો આવે એટલી બધી નિકાલ કરી નાખવાની.

**પ્રશ્નકર્તા :** દાદા, બીજા બધા લોક આપણને કહેતા હોય તો તેની શું ઈફેક્ટ થાય છે ? બહારના માણસ બીજા માણસને આપણા વિશે કહેતા હોય, એની શું અસર થાય ?

**દાદાશ્રી :** તે ગમે તે કહેતા હોય, આપણે શું ? આપણે તો 'હું આવો છું' એવું ના હોવું જોઈએ. 'હું શુદ્ધાત્મા છું' એટલે 'શુદ્ધાત્મા છું' બસ.

## વ્યવહારમાં બોલવું ડ્રામેટિક, ચિંતવનપૂર્વક નહીં

'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું' કર્યા કરશો તો તે રૂપ થયા જ કરશો. જેવું ચિંતવે એવો આત્મા થાય. જેવો પોતે ચિંતવે કે હું આ આમનો વેવાઈ થઉં, તે વેવાઈ થઈ ગયો હોય. હું આમનો સસરો છું, તે સસરો થઈ જાય છે. અને 'હું શુદ્ધાત્મા છું' તો શુદ્ધાત્મા થઈ જાય. અને સસરો, વેવાઈ હવે શું ? આપણે હવે કહેવું તો પડે કે સસરો છું, વેવાઈ છું. પણ વ્યવહારથી એટલે ડ્રામેટિકવાળું અડે નહીં. આ ડ્રામેટિક છે બધું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, કોઈ પૂછે તો કહેવું તો પડેને કે ?

**દાદાશ્રી :** કહેવાનું પણ કઈ રીતે કહેવાનું ? આવું ચિંતવનપૂર્વક કહેવાનું છે ?

**પ્રશ્નકર્તા :** ચિંતવનપૂર્વક નહીં, એ વ્યવહારમાં ડ્રામેટિક કહેવાનું !

**દાદાશ્રી :** હા, ડ્રામેટિક એ બધું કહેવાનું. ડ્રામેટિકમાં સાળા થાય, સસરા થાય, બધું હોય. હુંય બોલું છું ને પણ ચોંટે નહીં એકુંય. આપણે પાછળ ગુંદર ચોપડીએ તો ચોંટેને ? ગુંદર ચોપડીએ તો ચોંટે ને નહિતર એકલું પાણીથી ચોંટાડી શકાય નહીં.

## જેવું કલ્પે, જેવું બોલે તેવો તે થઈ જાય

**પ્રશ્નકર્તા :** હું અનંત શક્તિવાળો છું, હું અનંત જ્ઞાનવાળો છું બોલવાથી એ ગુણ આપણામાં પ્રગટે બધા ?

**દાદાશ્રી :** આ આત્માની એટલી બધી શક્તિ છે કે જેવો ચિંતવે તેવો તરત થઈ જાય, તરત જ. તમે અનંત દુઃખનું ધામ બોલો તો દુઃખી થઈ જાવ. અનંત સુખનું ધામ બોલો તો સુખી થઈ જાવ.

એક વખત કહ્યું કે હું અનંત-પરમાનંદ સુખવાળો છું, તો પછી મને દુઃખ થાય છે એમ ના બોલવું જોઈએ. બોલે તો ચોંટે. સર્વજ્ઞની ભાષામાં સમજી જાય તો એ પદ પ્રાપ્ત થાય.

આત્માને તો અનંત પાસા છે, જે પાસામાં ફેરવો તેવો દેખાય. ગમે તે પાસામાં ફેરવો તો તેવો દેખાય. શું નથી અનંત પાસા ? જે પાસામાં મૂકો તેવું થઈ જાય.

હું જ્ઞાની તો જ્ઞાની. અમને કાંઈ અડે નહીં (કહીએ) તો જરાય અડે નહીં, જરાય લેપ ના ચડે, પણ મને અડ્યું કહ્યું તો ચોંટ્યું.

મને ઊલટા લોક કહે છે, ''તમે 'હું જ્ઞાની છું' કેમ કહો છો ?'' ત્યારે મેં કહ્યું, 'શું કહું, એ કહે તું. તું મને શિખવાડ હવે. તું કહું એ કહું.' ત્યારે કહે, 'એ બોલવાનું જ નહીં.' મેં કહ્યું, 'એવું કેમ ?' 'તમે કોણ છો' એવું પૂછે મને તો મારે શું કહેવું ? મારે એમ કહેવું, 'હું ભગત છું ?' કારણ કે આત્મા તો જેવો કલ્પે એવો થઈ જાય. પાછો 'હું ભગત છું' એવું કહું, તો પાછો ભગતમાં આવી જઉં, જ્ઞાનીપણું છૂટીને.

## અવળા ચિંતવનમાં પ્લસ-માઈનસ કરવું, સવળા ચિંતવનથી

**પ્રશ્નકર્તા :** અવળું ચિંતવન થઈ જતું હોય તો શું કરવું ?

**દાદાશ્રી :** લોકને અવળું ચિંતવન જાય નહીં. જરા કકરું દેખે તો એ કહેશે કકરું છે ખરું, તે તારો આત્માય પણ કકરો થઈ જાય. કકરું બોલ્યા તો આખી રાત ફજેતો ! કકરું છોડીએ ત્યારે સુંવાળું આવે ને સુંવાળુંય પાછું છોડવું પડે ને કકરું આવે ! અમે તો કકરું હોય તો પણ કહીએ, 'છે તો સારું, એકંદરે સારું છે.' તે આત્મા સારો રહે.

એથી ભગવાને કહ્યું કે અવળું વાક્ય નહીં બોલવાનું અને જો બોલીએ તો ભાગી નાખીએ. એ રકમ રહેવા દઈએ નહીં.

'હું નાદાર છું, નાદાર છું' એવું બોલે તો નાદાર થઈ જાય. વારેય નથી લાગતી. બહાર દુકાન-બુકાન બધી અવળી ચાલવા માંડે. અને 'હું

સાદાર છું' તો દુકાન અવળી ચાલતી હોય તો સવળી ચાલવા માંડે. એના મનમાં જરાય વહેમ ના આવવો જોઈએ. એ બધું એના ઉપર આધાર રાખે છે.

**પ્રશ્નકર્તા :** તો એક રીતે દાદા, ચિંતવનથી ફાયદો ખરોને કે આત્મા જેવો ચિંતવે એવો થઈ જાય. કોઈ ચિંતવન ના હોત તો આત્મા દેખાત જ નહીં !

**દાદાશ્રી :** ના, પણ ચિંતવે એવો થઈ જાય એમાં નુકસાન શું થાય છે કે પોતાને એમ લાગે કે હવે હું ગરીબ થઈ ગયો, તે પછી ગરીબ થતો જાય. એવું ભાસે, એવું ચિંતવે એને, તો પાછો તેવો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ચાલુ રહે એમ ?

**દાદાશ્રી :** પછી ગરીબ જ થઈ જાય. તેથી અમે કહીએને, ભઈ, 'તું ગરીબ છું' એવું સ્થાન લાગતું હોય તોય આપણે કહીએ, 'હું તો શ્રીમંત છું, મને શું અડે કંઈ ?' તો શ્રીમંત બની જાય. પ્લસ-માઈનસ કરતા આવડે તોય ઉકેલ આવે. પેલું ('હું ગરીબ છું') માઈનસ થઈ જાય તો ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** ગરીબ-શ્રીમંતની વાત બાજુએ મૂકીને 'શુદ્ધાત્મા છું' એ બતાવી દીધુંને !

**દાદાશ્રી :** બસ, ગરીબ-શ્રીમંત બધું શું ? આ તો બધી ટેમ્પરરી અવસ્થાઓ.

## 'થતું નથી' એવું બોલવાનું ફળ શું ?

અરે ! ઘણાના મોઢે સાંભળ્યું છે, 'જાણું છું ઘણું, પણ થતું નથી'. કહે ખરા આવું ?

**પ્રશ્નકર્તા :** કહે જ છે ને !

**દાદાશ્રી :** એનો શું અવતાર આવે જાણો છો ? 'થતું નથી', 'થતું નથી' એમ બોલેને તો પથ્થરનો અવતાર આવે ! પોતાની મેળે અવતારને

બોલાવે છે ને ? ભગવાન આપે છે ? ભગવાન અવતાર આપે છે કે પોતાની મેળે બોલાવે છે ?

**પ્રશ્નકર્તા :** પોતે બોલાવે છે.

**દાદાશ્રી :** 'થતું નથી' એ શબ્દ જ બોલાય નહીં. કારણ કે આત્મા જેવું ચિંતવે એવો થઈ જાય. જેની ભક્તિ કરે તે રૂપ થાય. હા, આત્માનો સ્વભાવ જેની ભક્તિ કરેને, તેવો થઈ જાય. આ લોકો તો એક-એક અવસ્થામાં એક-એક અવતાર બાંધે તેવું છે આ બધું !

## જ્ઞાન પછી ન ચિંતવવા પ્રાકૃતિક ગુણોને

આત્માનો સ્વભાવ કેવો છે ? જેવું બોલો એવો થઈ જાય, એટલે 'મને ગમે છે' એવું કહે તો એવું થઈ જાય. 'નથી ગમતું' એવું બોલ્યા તો એની ઈફેક્ટ પડે છે.

**પ્રશ્નકર્તા :** સાયકોલોજી ઈફેક્ટ પડે ?

**દાદાશ્રી :** તમારે બોલવું હોય તો 'મનને નથી ગમતું' એવું બોલવું, 'મને નથી ગમતું' એવું ના બોલાય. તમે તો સીધું એવું બોલો કે 'મને નથી ગમતું', નહીં ?

તમને એવું ભૂત પેસી ગયેલું, 'આ નથી ગમતું, આ નથી ગમતું ?' હા, તે અજ્ઞાન દશામાં તો બધા કરે જ એવું, પણ જ્ઞાન દશામાં આ ના હોવું જોઈએ. નહીં તો જેવું ચિંતવે એવો થઈ જાય. જ્ઞાન પછી જાણતો થયો કે જેવું ચિંતવે એવો આત્મા થઈ જાય. માટે આપણે એવું ના બોલવું જોઈએ કે આપણને અસર કરે. આત્મા જેવું બોલે તેવો તરત જ થઈ જાય તેવો છે. માટે પ્રકૃતિમાં બોલો (પ્રકૃતિના ગુણમાં) તો મેં આપેલો શુદ્ધાત્મા તેવો થઈ જાય અને તમને અસલ સ્વાદ ના આવે.

તેથી આ કૃપાળુદેવે કહે કહે કરેલું કે સમજો, આત્મા જેવો ચિંતવે છે તેવો તરત થઈ જશે. સાયકોલોજિકલ ઈફેક્ટની કેટલી બધી નુકસાની થાય છે ? હા, એટલે ચિંતવન હોય જ નહીં. આ ઘૈડપણ આવ્યું. પેલા મરી ગયા ને હું મરી જઈશ. શું થશે ? એ મરી ગયો, મરી ગયો, અહીં

જ મરી ગયો. 'મને કશું થાય નહીં,' કહે તો ઠેઠ છેલ્લી ઘડી સુધી કશું થાય નહીં એને. અને થાય, તો એ જે ઘડીએ થઈ જાય એટલે ગ્લોબ ઊડી ગયો. ગ્લોબ ઊડી નથી જતો ? છેલ્લી ઘડીએ ઊડી જાય છે ને ? એટલે ઊડી ગયો. આપણે જુદા, ગ્લોબ જુદો. આ શી ડખલ ? બધી વગર કામની ડખલ, પારકા ઘરની.

**પ્રશ્નકર્તા :** તો પછી એવું ચિંતવન કરીએ કે ખુલ્લા બારણાં હોયને તોય કશું ના થાય એવો વિચાર કરીએ તો એવું ન થાય ?

**દાદાશ્રી :** હા, એવું ચિંતવન કરે તો બહુ મજબૂત થઈ જાય એ તો. એ તો એવું છે ને, પછી એ ખુલ્લા જ કરવાના છે. માટે જેને શક્તિ હોય તેને કહીએ કે બધા બારણાં ખુલ્લા રહો ને હવે આવો કહીએ. હા, અમે બારણાં ખુલ્લા જ રાખીએ છીએ.

## 'મને થયું છે નહીં, ચંદુને થયું છે' એમ બોલવું

કોઈ કહે કે 'તાવ આવ્યો છે તમને ?' ત્યારે કહે, 'હા, પરમ દિવસથી તાવ આવ્યો છે.' 'મને તાવ આવ્યો છે' કહ્યું તે આત્માને હઉ તાવ પેસી જાય. અને, વ્યવહારમાં ખોટું ના દેખાય એટલા માટે બોલવું હોય તો આપણે ખ્યાલ રાખીને બોલવું પડે, નાટકીય ભાષામાં.

એટલે અમને તાવ ચઢ્યો હોય તો કોઈ કહે, 'તાવ ચઢ્યો ?' હું કહું, 'ના, કશુંય નથી થયું'. બહુ એ કરે ત્યારે હું કહું કે 'અંબાલાલભાઈને તાવ ચઢ્યો છે', 'મને ચઢ્યો છે' એવું ના બોલું.

ચિંતવે તેવો થઈ જાય તરત પાછો, વારેય નહીં. અત્યારે ચંદુ કહે, 'સાહેબ, હું બહુ માંદો થઈ ગયો છું.' હું કહું, 'ના, તું ના બોલીશ આવું.' આપણે તો એવું કહેવાનું, 'ચંદુ માંદો છે.' આપણે કહીએ એટલે આપણે માંદા જ થઈ જઈએ, જે ઘડીએ બોલ્યા એની સાથે જ. થઈ જાય કે ના થઈ જાય ?

**પ્રશ્નકર્તા :** થઈ જાય.

**દાદાશ્રી :** તબિયત નરમ રહે છે, એવું કહેવું હોય તો 'ચંદુલાલની

તબિયત નરમ રહે છે' એવું કહેવું, નહીં તો 'મને તબિયત નરમ રહે છે,' તો પાછી અસર થાય.

**પ્રશ્નકર્તા :** આપણે તો સેકન્ડે-સેકન્ડે ચિંતવન બદલીએ છીએ.

**દાદાશ્રી :** સેકન્ડે-સેકન્ડે નહીં, સેકન્ડના નાનામાં નાના ભાગમાં ફર્યા કરે છે. પણ આપણો ઉપયોગ નથી એવો એટલો બધો એટલે આપણે સેકન્ડે-સેકન્ડે જેવો ચિંતવે તેવો થાય. અમે બીજું ચિંતવન જ ના કરીએ. અગર કંઈ ડૉક્ટર પૂછે ત્યારે મોઢે બોલી જઈએને, એમાં જો કચાશ રહી ગઈ હોય તો ફરી ભૂંસી નાખીએ પાછા. 'મને ઉધરસ થઈ' એમ કહીએ, તો ભૂંસી નાખીએ. આપણે તો એમ કહેવું પડે કે ચંદુભાઈને ઉધરસ થઈ છે પણ શુદ્ધાત્માને કંઈ ઉધરસ છે ? જેની દુકાનનો માલ હોય, તેનો આપણે જાહેર કરવો જોઈએ. આપણે આપણા માથે લઈએ તો શું કામ ? હોમ ડિપાર્ટમેન્ટ ને ફોરેન ડિપાર્ટમેન્ટ જુદું.

## જેનું નિદિધ્યાસન કરે, તે રૂપે સાક્ષાત્કાર થાય

જેનું નિદિધ્યાસન કરો તેવો આત્મા થઈ જાય. જેનું નિદિધ્યાસન કરે તે રૂપ થાય. કેટલાક પુરુષો સ્ત્રીઓનું નિદિધ્યાસન કરે, પણ એને નિદિધ્યાસન ના કહેવાય, ધ્યાન કહેવાય. અને કેટલીક સ્ત્રીઓ પુરુષોનું નિદિધ્યાસન કરે છે. એટલે બધા પુરુષ સ્ત્રીઓ થઈ જાય ને સ્ત્રીઓ પુરુષ થઈ જાય. એટલે ના દહીંમાં રહ્યા ને ના દૂધમાં, બેઉ બગડ્યા.

નિદિધ્યાસન તો એક જ્ઞાનીનું કરવા જેવું. એમની બધી શક્તિઓ પોતામાં પ્રગટ થાય. બીજું કશું કરવા જેવું નથી.

'મારાથી આ કામ નહીં થાય' એવું ક્યારેય બોલવું નહીં. બહુ જાગૃતિપૂર્વક બોલવું જોઈએ, નહીં તો તે નિદિધ્યાસનનું ફળ તરત જ મળશે. માટે તમને જ્ઞાન આપ્યું છે તો આત્માનું નિદિધ્યાસન કરજો. ને તેવું કામ આવે તો એમ કહેજો કે આ કામ ચંદુભાઈથી નહીં થાય.

જગત આખું અનંતકાળથી નિદિધ્યાસન કર કર કરે છે, સાક્ષાત્કાર કરવા માટે. મૂઆ, ઊંધું નિદિધ્યાસન કરે છે, તે ઊંધો સાક્ષાત્કાર થાય છે.

તમે જેવું નિદિધ્યાસન કરશો તેનો તરત જ સાક્ષાત્કાર થાય. આ ચંદુ સહેજ જ બોલે કે ઘણી નબળાઈ આવી ગઈ છે, તો તરત જ નબળાઈનો સાક્ષાત્કાર થાય જ ને નબળો પડી જાય. અલ્યા, નબળાઈ આવે તો ચંદુને આવે, આપણે શું ?

'મારું ઘર સળગ્યું' બોલ્યોને તો આવી જ બન્યું, પછી ભલેને તે જ્ઞાની હોય. નિદિધ્યાસન કર્યું તો ભારે ફળ આવશે. ઘર ભલેને બળે, આપણે તો હોલવવાનું છે. સળગ્યું તોય વ્યવસ્થિત, હોલવાયું તોય વ્યવસ્થિત, ના હોલવાયું તોય વ્યવસ્થિત. આપણા જ્ઞાનીઓને તો કંઈ અડેય નહીં ને નડેય નહીં.

❖ ❖ ❖ ❖ ❖

# [૮]

# પ્રકાશ સ્વરૂપ

## [૮.૧]

## ભગવાન - પ્રકાશ સ્વરૂપ

### ભગવાન સર્વ પ્રકાશિત ને સ્વયં પ્રકાશિત

**પ્રશ્નકર્તા :** ભગવાનની વ્યાખ્યા શું ?

**દાદાશ્રી :** સર્વ પ્રકાશિત ને સ્વયં પ્રકાશિત.

ભગવાન એટલે પ્રકાશ, સ્વયં પ્રકાશિત, બીજી ચીજોનેય પ્રકાશ કરે, પોતાનેય પ્રકાશ કરે. એ પ્રકાશિત વસ્તુ છે અને અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખનું ધામ છે, અવ્યાબાધ એટલે કોઈ વસ્તુ એને બાધા-પીડા ના કરી શકે. અગ્નિનીયે આરપાર નીકળી જાય પણ અડે નહીં. એમ ભગવાન તો અનંત ગુણોના ધામ છે.

**પ્રશ્નકર્તા :** ભગવાનનું રૂપ કેવું હશે ?

**દાદાશ્રી :** ભગવાનનું રૂપ, એ રૂપી નથી એટલે રૂપ જ ના હોયને ! એ તો પ્રકાશમય જીવન છે, પરમ જ્યોતિસ્વરૂપ.

**પ્રશ્નકર્તા :** ભગવાન કેવા સ્વરૂપમાં દેખાય છે ?

**દાદાશ્રી :** પ્રકાશસ્વરૂપમાં. પણ આવો પ્રકાશ નહીં, સંકોચ-વિકાસને પામતો પ્રકાશ. હાથીમાં હાથી જેટલો ને કીડીમાં કીડી જેટલો.

**પ્રશ્નકર્તા :** સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રકાશ ?

**દાદાશ્રી :** હા, સચ્ચિદાનંદ, સત્-ચિત્ત-આનંદ. અને આ દીપી રહ્યું છે એ ભગવાનને લીધે. અંધારું છે એ અહંકારનું છે અને અજવાળું છે એ ભગવાનનું છે.

**પ્રશ્નકર્તા :** પોતાનું સ્વરૂપ એટલે કેવું હોય શરીરમાં ?

**દાદાશ્રી :** આ બૉડી છે એના જેવું જ, પણ તે આંખ-નાક-કાન એવું ના હોય.

**પ્રશ્નકર્તા :** ઘનસ્વરૂપમાં હોય ?

**દાદાશ્રી :** ના, ઘનેય ના હોય. એ તો લાઈટ હોય ખાલી.

**પ્રશ્નકર્તા :** અરૂપી. હા, લાઈટ હોય, ખાલી. મૂળ ભગવાનની લાઈટ ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** એ સૂક્ષ્મ હોય છે ?

**દાદાશ્રી :** સૂક્ષ્મેય નહીં. સૂક્ષ્મ તો કારણ શરીર હોય, આ તો સૂક્ષ્મતમ. જેમ આકાશ છે ને, તે દેખાતું નથી, અનુભવમાં નથી આવતું એવું.

**પ્રશ્નકર્તા :** હા, છતાંયે છે.

**દાદાશ્રી :** આ હાથ હું આકાશમાં વીંઝું છું તો કશું થતું નથી મને, એવું. આ લાઈટમાં વીંઝું છું, લાઈટને કશું થાય છે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એવું.

## નથી ચેતનનું રૂપ-આકાર, એ છે એવરલાસ્ટિંગ પ્રકાશ

**પ્રશ્નકર્તા :** એ આત્માનું સ્વરૂપ તેજસ્વી દેખાય છે કે કંઈક આકૃતિ દેખાય છે ?

**દાદાશ્રી :** એ આકૃતિ નથી તેમ નિરાકૃતિ પણ નથી. આકૃતિ એ બધી માણસની કલ્પનાઓ છે, બુદ્ધિજન્ય વિષય છે. આત્મા એ તો આત્મા જ છે, પ્રકાશસ્વરૂપ છે. હા, જે પ્રકાશને સ્થળનીય જરૂર નથી, આધારનીય જરૂર નથી એવું પ્રકાશસ્વરૂપ આત્માનું છે.

ખરું રૂપ એનું જ્યોતિસ્વરૂપ છે, પ્રકાશમય છે. બીજું કંઈ એનું જાડું રૂપેય નથી. આમ ઝાલીએ તો હાથમાં કશું આવે એવું નથી. એને કશું અડે એવું નથી. અને આ મોટો ડુંગર હોયને, તેની આરપાર એ નીકળી જાય એટલું સૂક્ષ્મતમ એનું રૂપ છે પણ તે પ્રકાશરૂપ છે. એ કંઈ બીજી વસ્તુ નથી, ચેતન ભગવાન પોતે. એ ચેતનનું રૂપ નથી, આકાર નથી, ઓન્લી એવરલાસ્ટિંગ લાઈટ, જ્યોતિ.

## પ્રકાશ આકાશ જેવો પણ અકલ્પ્ય

આત્મા પ્રકાશસ્વરૂપ છે. એનો આકાશ જેવો પ્રકાશ છે. આકાશ જેવો એટલે આકાશના રંગનો પ્રકાશ નહીં, એ પ્રકાશ જ જુદી જાતનો. એ અમે જોયેલો છે પ્રકાશ. એ પરમ જ્યોતિસ્વરૂપ છે, બીજું કશું છે નહીં. જેમ આકાશનું રૂપ દેખાતું નથી ને, છતાં આકાશ છે એ હકીકત છે ને આકાશ નહીં તો આપણે વસ્તુ મૂકીએ-લઈ જઈએ શી રીતે ? આકાશ એટલે અવકાશ. એ છે એવી રીતે આ આત્મા આકાશ જેવો છે, તે અરૂપી છે અને પ્રકાશ રૂપે છે. આ પ્રકાશ એને આપણા લોકો પછી આવું ઝાલી બેસે, આવો પ્રકાશ. એટલે પછી કેટલાક કહે છે, 'મને રોજ કૃષ્ણ ભગવાન મહીં દેખાય છે.' પણ કેવા દેખાય છે ? મોરલી-બોરલી એ તો બહાર જોયું તે મહીં પડઘા પડે છે. ચિત્તના પડઘા છે બધા. ત્યારે કહે, પણ મને એનાથી ઠંડક રહે છે ! ત્યારે કહ્યું, કરજે પણ આ જ્યાં સુધી બીજી વસ્તુ ના મળે ઠંડક કરવાની, ત્યાં સુધી આ કરજે. પછી તું માની ના લઈશ કે આ છેલ્લું સ્ટેશન આવ્યું. મહીં અજવાળું દેખાય. પાછું અજવાળું કેવા રંગનું દેખાય છે ? તો કહે, 'મને સૂર્યનારાયણ જેવું અજવાળું દેખાયું.' ન્હોય મૂઆ, આ અજવાળામાં ભગવાનનો પ્રકાશ નથી. બહાર જે અજવાળું દેખાય છે એ ભગવાનનો પ્રકાશ નથી. બહાર જે અજવાળું દેખાય છે એને ને એ ભગવાનના પ્રકાશને, બેને બિલકુલેય મેળ પડે તેવો નથી. કારણ કે આ

અજવાળું પોતાને પ્રકાશ કરતું નથી અને પેલું અજવાળું પોતાને ને પારકી બધી વસ્તુને પ્રકાશ કરે છે. આ દીવો પોતાને પ્રકાશ ન કરે, એ બીજાને પ્રકાશ આપે અને આ અજવાળું તો આ બાજુ લાઈટ હોય તો આ બાજુનો ભાગ ન દેખાય. દેખાય ? લાઈટ અહીં હોય તો પાછળ દેખાય નહીંને ? આત્માનો પ્રકાશ ઑલ રાઉન્ડ (બધી બાજુ) હોય, બધી જ જગ્યાએ દેખાય. આ પ્રકાશ જ્યોતિસ્વરૂપ છે. આ પ્રકાશ કલ્પનાની બહારનો છે.

## જીવમાત્રને પ્રકાશ આપે એવું એનું ફંક્શન

**પ્રશ્નકર્તા :** આ જે દરઅસલ આત્મા છે એ જ ભગવાન, તો એનું ફંક્શન શું છે ? દરઅસલ આત્માનું, મૂળ આત્માનું ?

**દાદાશ્રી :** હં, એનું ફંક્શન એટલું છે કે જીવમાત્રને પ્રકાશ આપી રહ્યો છે.

પોતાની પાસે સ્વતંત્ર પ્રકાશ છે, પરમ જ્યોતિસ્વરૂપ પ્રકાશ. તેમાંથી મિકેનિકલ ચેતન છે તેને પ્રકાશ આપી રહ્યું છે, અહંકારને કે તારે તે પ્રકાશમાં જે જે, જેટલું કરવું હોય તે કર વ્યવહારમાં. એ પ્રકાશમાં તને જ્યાં સુધી અનુકૂળ આવે ત્યાં સુધી આ પૌદ્ગલિક રમત રમ. કહે છે. આ ભૌતિક રમત રમ તું, તને અનુકૂળ આવે ત્યાં સુધી. અને તને ના પોષાય ત્યારે તું મારી પાસે આવજે. તો તને મારામાં સમાવી લઈશ. પણ જ્યાં સુધી પોષાય ત્યાં સુધી સંસાર કર કહે છે. એટલે દરઅસલ આત્મા પ્રકાશ જ આપે છે. બીજું કશું કરતો નથી. એની હાજરીથી જ આ બધું ચાલે છે. શરીરમાં એ ન હોય તો આ ચાલે નહીં. એમની હાજરીથી ચાલે, એ કર્તા નથી. જેમ સૂર્યનારાયણની હાજરીથી આ બધા લોકો કામ કરે કે ના કરે ? એ એની હાજરીથી આ બધું ચાલ્યા કરે છે.

પણ આ રિલેટિવ પ્રકાશ કશું કરે નહીં. આ પ્રકાશ તો ભગવાનના પ્રકાશને જોઈ શકતો જ નથી અને ભગવાનનો પ્રકાશ આ પ્રકાશને જોઈ શકે છે. ભગવાનનો પ્રકાશ સૂર્યના પ્રકાશને જોઈ શકે છે, સૂર્યનો પ્રકાશ ભગવાનના પ્રકાશને જોઈ શકતો નથી. ત્યારે ભગવાન કેવા સુંદર હશે ? સુંદર કહેવું એ ખોટું કહેવાય, લાવણ્યમય કહેવાય.

## અજવાળું-આનંદ બન્ને આપે ભગવાન

**પ્રશ્નકર્તા :** એ જરા વધારે સમજાવશો ?

**દાદાશ્રી :** ભગવાન પરમાનંદ સ્વરૂપી છે ! જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી ! એ જીવમાત્રને પ્રકાશ જ આપે છે, અજવાળું જ આપે છે. અજવાળામાં જીવ કામ કરે છે. અજવાળું પોતે જ આનંદ સ્વરૂપ છે ! પ્રકાશ પોતે જ આનંદ સ્વરૂપ છે. એટલા માટે અજવાળું અને આનંદ, બન્ને આપે છે. એટલે ભગવાન બીજું કશું આપતાય નથી ને લેતાય નથી. નિરાળા રહે, નિર્લેપ રહે અને દરેક જીવને હેલ્પ (મદદ) કર્યા કરે, એનું નામ ભગવાન.

ભગવાન તો શું કહે છે કે 'તારે મોક્ષે જવું હોય તો મને સંભાર. જો તારે ભૌતિક સુખો જોઈતા હોય તો આ બધી ધાંધલમાં પડ, વ્યૂ પોઈન્ટમાં પડ ને વાસ્તવિક જોઈતું હોય તો મને ઓળખ. મને ઓળખીને વાસ્તવિકમાં, ફેક્ટમાં આવ.' એટલું જ ભગવાન કહે છે. બાકી ભગવાન તો બીજું કશું કોઈની ઉપર કૃપા વરસાવતા નથી. જેવું તમે બોલો, જેવું તમે નામ દો, એટલો પ્રકાશ તમને મળશે.

એમના પ્રકાશ સિવાય બીજો કોઈ પ્રકાશ જ નથી કે જેનાથી આ લોકો પોતપોતાનું ધાર્યું કરી શકે, ઈચ્છાઓ પૂરી કરી શકે. એટલે એમનો આપેલો પ્રકાશ કામનો.

હવે એ પ્રકાશ જેટલો વખત પ્રાપ્ત થાય એટલો વખત આનંદ થાય. પ્રકાશ ઓછો થઈ ગયો, અંધારું થયું કે મહીં ચિંતા-ઉપાધિઓ થાય પછી.

## અવિનાશી - પરમ જ્યોતિસ્વરૂપ પ્રકાશ એ ભગવાનનો

**પ્રશ્નકર્તા :** ભગવાન એ પ્રકાશસ્વરૂપ છે તો આત્મા એ જ ભગવાન અને એ પણ પ્રકાશસ્વરૂપ જ છે ને ?

**દાદાશ્રી :** હા, આત્મા એટલે સેલ્ફ, પોતાની જાત. જાત એ શું છે ? શેનું બનેલું છે ? પ્રકાશનું છે, જ્યોતિસ્વરૂપ.

**પ્રશ્નકર્તા :** તત્ત્વનું નથી ?

**દાદાશ્રી :** એ જ તત્ત્વ કહેવાય. તત્ત્વ એનું નામ કહેવાય કે જે અવિનાશી હોય, આ પ્રકાશ વિનાશી છે, પેલું તો અવિનાશી. ઝળક્યા જ કરે, જ્યારે જુઓ ત્યારે.

**પ્રશ્નકર્તા :** એટલે આત્મા પ્રકાશ જ છે ?

**દાદાશ્રી :** પ્રકાશ છે પણ આવો પ્રકાશ નથી. આ તો આંધળો પ્રકાશ છે, બૂઝાઈ જાય. એ સ્વાધીન નથી. એ તો ઓર જાતનો પ્રકાશ છે, પરમાત્મ પ્રકાશ છે.

આત્મા પ્રકાશ સિવાય બીજી કોઈ વસ્તુ જ નથી અને જો બીજી વસ્તુ કહે તો આત્મા શી રીતે સમજે ?

**પ્રશ્નકર્તા :** હા, હા, આમાં જે પ્રકાશ છે એ જ આત્મા.

**દાદાશ્રી :** એ જ આત્મા. બે જાતનો પ્રકાશ : એક બુદ્ધિરૂપી પ્રકાશ, બુદ્ધિરૂપી પ્રકાશ એ અજ્ઞાન પ્રકાશ છે અને બીજો સાચો જ્ઞાનપૂર્વક. બુદ્ધિ જેની ખલાસ થઈ હોય અને જે જ્ઞાન છે તે જ પ્રકાશ છે, તે જ આત્મા છે.

બે પ્રકારના અજવાળા : બીજાને પ્રકાશ આપે, એ અજવાળું વિનાશી કહેવાય અને જે પોતાને પ્રકાશ આપે ને બીજાને પણ પ્રકાશક હોય એ અવિનાશી અજવાળું, તે પરમ જ્યોતિસ્વરૂપ છે.

આ પ્રકાશ એ પુદ્ગલ પ્રકાશ છે અને પેલો પ્રકાશ તો જ્યોતિસ્વરૂપ છે. એ જ્યારે જુએને ત્યારે ઈન્દ્રિયો જીતી લે એવું જ્યોતિસ્વરૂપ છે.

## નબળાઈઓ જાય પછી અનુભવાય જ્યોતિસ્વરૂપ પ્રકાશ

**પ્રશ્નકર્તા :** પુદ્ગલ પ્રકાશ વિશે વધારે સમજાવશો.

**દાદાશ્રી :** આપણે ઘડાની અંદર લાઈટ મૂકીએ, તો લાઈટ બહુ સુંદર દેખાયને ? વધારે દેખાયને ? ઘડો ફોડી નાખીએ તો અહીં લાઈટ ફેલાય, તે પછી પાતળું લાઈટ દેખાય ?

**પ્રશ્નકર્તા :** હા, આછું દેખાય.

**દાદાશ્રી :** હા, આછું દેખાય. જ્યારે આત્માનું આછું દેખાય એવું છે નહીં. ઠેઠ સુધી તેના તે જ રૂપે અને લાઈટસ્વરૂપે જ છે, બીજું કશું સ્વરૂપ જ નથી એનું. પ્રકાશરૂપ જ છે, જ્યોતિસ્વરૂપ જ છે, બીજું કંઈ છે જ નહીં વસ્તુ. એનાથી આ જગત ચાલી રહ્યું છે બધું, એ પ્રકાશથી જ.

એ પ્રકાશ અનેરો પ્રકાશ છે, જ્યોતિર્મય પ્રકાશ.

એ અલૌકિક લાઈટ છે ને આ લૌકિક લાઈટ છે. પેલું જ્યોતિસ્વરૂપ લાઈટ છે. હજારો સૂર્યનારાયણ ભેગા કરો તો એ સ્વરૂપ ના થાય એવું જ્યોતિસ્વરૂપ લાઈટ છે. જે અજવાળું મેં જોયેલું છે, પરમ જ્યોતિસ્વરૂપ !

આ તો બધું ક્રોધ-માન-માયા-લોભ જાય, નબળાઈઓ બધી ખલાસ થાય ત્યારે આત્માનો જે છે પ્રકાશ, જ્યોતિસ્વરૂપ, તે ત્યારે અનુભવમાં આવે. જ્યોતિસ્વરૂપ આ લોકો માને છે તેવું નથી. આ તો લોકો પોતપોતાની ભાષામાં લઈ ગયા.

## આત્મા સ્વયં પ્રકાશિત, એબ્સૉલ્યૂટ જ્ઞાન જ

**પ્રશ્નકર્તા :** આત્મપ્રકાશને દીવાના પ્રકાશ સાથે સરખાવે છે ?

**દાદાશ્રી :** પણ પેલા આત્માના પ્રકાશમાં દાઝવાનો ગુણ નથી. પેલો દીવો જે છે એ દીવામાંથી ગરમી કાઢી નાખે, બીજું બધું કાઢતા કાઢતા કાઢતા છેલ્લે રહે, તે પ્રકાશ કહેવાય. આ તો બાળી મેલે હઉ. બાળી મેલે કે ના બાળી મેલે જો ઉપર લૂગડું અડ્યું હોય તો ?

**પ્રશ્નકર્તા :** બળી જાય.

**દાદાશ્રી :** અને આ પ્રકાશમાં ના બળે. આનેય પ્રકાશ જુદો પડે તો ના બળે.

**પ્રશ્નકર્તા :** આ આનો દીવાનો, એ જ્યારે દીવો બળે તો જ પ્રકાશ પડે, તો આત્માનું કેવી રીતે આમ ? આત્માને કંઈ કૉઝ તો હશેને, પ્રકાશ પાડવાનો ?

**દાદાશ્રી :** ના, એ પોતે સ્વયં પ્રકાશિત છે. આ હીરો સ્વયં પ્રકાશિત છે ને, એવું.

'આત્મા' એ જ પોતાના નિજસ્વરૂપનું જ્ઞાન છે. એ 'કેવળજ્ઞાન સ્વરૂપ' છે અને તેમાંથી 'પ્રકાશ' ઉત્પન્ન થાય છે, એ બધો પ્રકાશ સ્વયં પ્રકાશ છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાન સ્વયં પ્રકાશિત છે, આત્મા પણ સ્વયં પ્રકાશિત છે બરાબર ?

**દાદાશ્રી :** હા, સ્વયં પ્રકાશિત.

**પ્રશ્નકર્તા :** તો બન્નેમાં ભેદ શું તો પછી ?

**દાદાશ્રી :** એક જ છે, શબ્દ ફેર છે. વસ્તુ એક છે, શબ્દ બે છે.

**પ્રશ્નકર્તા :** આપણે આત્મજ્ઞાન કહીએ છીએ, બન્ને શબ્દો વાપરીએ છીએ તો બન્ને જુદા નહીં પણ એક જ છે ?

**દાદાશ્રી :** એક જ છે. છેવટે એમ કહેવામાં આવે છે કે એબ્સૉલ્યૂટ જ્ઞાન જ પ્રકાશ છે. એ પ્રકાશ નહીં મળવાથી લોકો ગોથા ખાય છે. છતે સુખે દુઃખ ભોગવે છે.

જેમ આખા તળાવમાં લીલ ફરી વળે તો સૂર્યપ્રકાશ ન જાય, તેમ લોકોમાં વિપરીત બુદ્ધિ થઈ છે એટલે જ્ઞાનપ્રકાશ પહોંચતો નથી.

## પરપ્રકાશથી બુદ્ધિ, વિજ્ઞાનથી સ્વયં પ્રકાશિત જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આત્માના સ્વયં પ્રકાશ વિશે વધારે ફોડ પાડોને !

**દાદાશ્રી :** હા, સ્વયં પ્રકાશ, સ્વ-પર પ્રકાશિત, પોતાનોય પ્રકાશ કરે અને બીજોય પ્રકાશ કરે, જગતનોય પ્રકાશ કરે.

**પ્રશ્નકર્તા :** સ્વયં પ્રકાશનું જ્ઞાન ના હોય ત્યારે પરપ્રકાશ શોધવો પડે !

**દાદાશ્રી :** શું થાય તે પછી બીજું ? સ્વયં પ્રકાશ ના હોય તો જગત પરપ્રકાશ, બુદ્ધિને ખોળે જ છે ને ! બુદ્ધિ વધારાની ખોળે છે ને પછી બુદ્ધિ એને સંસારમાંથી નીકળવા ના દે. બુદ્ધિ જ ભટકાવી મારે છે આ બધું. વિભાવિક જ્ઞાનનું ઉત્પાદન શું ? ત્યારે કહે, બુદ્ધિ.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિમાંથી જ્ઞાન આવે છે ?

**દાદાશ્રી :** ના, (વિભાવિક) જ્ઞાનનું ઉત્પાદન, (વિભાવિક) જ્ઞાનમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય. જે જાણોને, જે સંસારનું જ્ઞાન જાણો તેમાંથી બુદ્ધિ ઉત્પન્ન થાય અને વિજ્ઞાન જાણવાથી આત્માનું જ્ઞાન ઉત્પન્ન થાય. એ જ્ઞાન સ્વયં પ્રકાશિત હોય. વિજ્ઞાન જાણો એટલે સ્વ-પર પ્રકાશિત જ્ઞાન ઉત્પન્ન થાય.

## કશું જ અડે નહીં, સ્વ-પર પ્રકાશકને

**પ્રશ્નકર્તા :** સ્વ-પર પ્રકાશક જ્ઞાન એટલે ?

**દાદાશ્રી :** સ્વ-પર એટલે પરનુંય પણ જ્ઞાન અને પોતાનું પણ જ્ઞાન, સ્વ-પર પ્રકાશક એ સાચું જ્ઞાન, વિજ્ઞાન કહેવાય. એ ચેતનવંતું હોય.

અને એ સ્વ-પર પ્રકાશકને કશું અડે નહીં. સ્વ-પર પ્રકાશક એટલે શુદ્ધ પ્રકાશક. આ મોટરની લાઈટ વાંદરાની ખાડી પરથી પસાર થાય તોય ના ગંધાય અને કાદવ ના અડે, બસ એવો શુદ્ધ પ્રકાશ છે. એ ક્યારેય બગડ્યો નથી. શુદ્ધને જોઈને શુદ્ધ થવાય. 'શુદ્ધ છું' એવું ભાન થાય એટલે શુદ્ધ જ રહે. જે ક્યારેય બગડ્યો નથી. પર પ્રકાશક હોય તે બગડે, પણ સ્વ-પર પ્રકાશક તો પોતાનેય પ્રકાશે અને પરનેય પ્રકાશે.

## સૂર્યને પણ પ્રકાશે આત્મપ્રકાશ

**પ્રશ્નકર્તા :** એક કથામાં સાંભળ્યું હતું કે હજારો સૂર્ય એક સાથે પ્રકાશે એવો પ્રકાશ આત્માનો હોય.

**દાદાશ્રી :** બધા દાખલા આપેલા. હજારો નહીં, લાખો સૂર્યના જેટલો પ્રકાશ હોય, પણ આવો પ્રકાશ ના હોય. સૂર્યનો પ્રકાશ તો આના જેવો હોય, આ લાઈટ જેવો હોય છે. જેના પ્રકાશથી છાંયડો પડે એ પૌદ્‌ગલિક પ્રકાશ કહેવાય અને આત્માના પ્રકાશનો છાંયડો ના હોય, એનો પ્રકાશ જુદો હોય. આ પ્રકાશને પ્રકાશ કેમ કહેવાય ?

એવો કયો પ્રકાશ હોય કે આત્માનો છાંયડો પાડે ? આપણે છીએ

તો સૂર્યનારાયણથી આપણો છાંયડો પડે, પણ આત્માને તે કયો એવો પ્રકાશ હોય ? સૂર્યનારાયણને પ્રકાશ કરાવનાર જ આ આત્મા.

આત્માનો પ્રકાશ તો કંઈક ઓર જ જાતનો છે ! સૂર્યના પ્રકાશથી નાની ચીજ ના દેખાય, પણ આત્મપ્રકાશથી તો નાનામાં નાની ચીજ દેખાય, બધું જ દેખાય, આખું વર્લ્ડ દેખાય.

## જાણપણું તે જ જ્ઞાતા, તે જ આત્માનો પ્રકાશ

આ જગતનો પ્રકાશ છે તે પૌદ્‌ગલિક પ્રકાશ છે અને તે અમુક ભાગ જ દેખાડે અને આત્માનો પ્રકાશ તે તો સંપૂર્ણ-સર્વાંગ દેખાય. આત્માથી ફોટો પાડવામાં આવે તો આ પગના તળિયા વિગેરે બધું જ દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલે બુદ્ધિથી આત્મપ્રકાશને ઉપમા આપી કે કરોડો સૂર્યના તેજને આંબી જાય. જો કે એને ઉપમા નથી, ઉપમાતીત જ છે.

**દાદાશ્રી :** વાત જ ખોટી છે. આ તો અંગુલિનિર્દેશ કરેલા આ લોકોને, બુદ્ધિજન્ય જ્ઞાનવાળાને કે આ પ્રકાશને આધારે પેલો પ્રકાશ સમજાય.

**પ્રશ્નકર્તા :** બેઉ રિલેટિવ. પ્રકાશ એટલે લાઈટમાં જ લઈ જાય એ લોક, પ્રકાશ એટલે ચમક એવું કંઈક !

**દાદાશ્રી :** આ જગતના બધા પ્રકાશ જ્ઞેય છે અને આત્માનો પ્રકાશ જ્ઞાતા છે, પોતે જ છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે આ સૂર્યનો જડ પ્રકાશ જે ઝળકી રહ્યો છે એને આત્માનું જ્ઞાન જાણે છે, કે આ સૂર્યનો પ્રકાશ છે ?

**દાદાશ્રી :** હા, આ આત્માનું જ્ઞાન જાણે છે કે આ સૂર્યનો પ્રકાશ છે, આ ફલાણાનો પ્રકાશ છે.

**પ્રશ્નકર્તા :** હવે આત્માનું જ્ઞાન જે જાણે છે એ જ આત્માનો પ્રકાશ છે ?

**દાદાશ્રી :** એ જ આત્માનો પ્રકાશ. જે જાણે છે તે જ આત્મપ્રકાશ.

## જ્ઞેયાકાર થઈ જાય એવો અરૂપ પ્રકાશ

**પ્રશ્નકર્તા :** સૂર્ય, ચંદ્ર, તારા પ્રકાશ આપે છે, તો એ પ્રકાશ જે છે એ એના પુદ્ગલનો છે કે એમાં રહેલા આત્માનો છે ?

**દાદાશ્રી :** ના, પુદ્ગલનો છે. પુદ્ગલ બહુ પ્રકાશમાન હોય. આત્માનો પ્રકાશ આવો હોય નહીંને ! આ આંખે દેખાય એવો આત્માનો પ્રકાશ ન હોય.

**પ્રશ્નકર્તા :** એ પ્રકાશનો રંગ કેવો છે, આત્માનો પ્રકાશ કહ્યુંને તમે ?

**દાદાશ્રી :** એનો રંગ ના હોય. આ જે રંગવાળો પ્રકાશ છે ને બધો, તે જડ પ્રકાશ છે અને પેલાને રંગ ના હોય.

આત્મા અરૂપ પ્રકાશક છે. જેવા પ્રકાશને તે ટચ થાય તે રૂપ થઈ જાય. જેવા રંગને ટચ થાય તેવો જ રંગરૂપ થઈ જાય. લાલ રંગની અણી અડે કે તે લાલ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** આ તો નવી જ વાત જાણવાની મળી.

**દાદાશ્રી :** તે આ કેરી હોયને તો કેરી આવી એ પ્રકાશની વચ્ચે, એટલે જે કેરી સ્વરૂપ છે, તે પ્રકાશ ત્યાં જઈને જ્ઞેય છે ને એવા આકાર, કેરી સ્વરૂપ થઈ જાય, જ્ઞેયાકાર થઈ જાય.

## પરપ્રકાશથી પડછાયો, આત્મા સ્વ-પર પ્રકાશ

આ રિલેટિવ પ્રકાશથી આ બાજુ પ્રકાશ ને આ બાજુ છાંયડો પડે. અને હવે કો'ક કહેશે, ના, ઉપર પ્રકાશ પડે છે. ત્યારે કહે, પણ આપણો છાંયડો તો નીચે હોય જ આટલોય. આ પ્રકાશ છાંયડાવાળો હોય અને આ બધી જ જગ્યાએ પ્રકાશે એનું નામ આત્માનો પ્રકાશ.

**પ્રશ્નકર્તા :** એ તો પોતે જ્ઞાનસ્વરૂપ, પ્રકાશસ્વરૂપ છે ! એનો પડછાયો જ ના હોયને ?

**દાદાશ્રી :** હોય નહીં. પડછાયો હોય પણ તે ક્યારે ? એનાથી કોઈ

મોટો હોય ત્યારે. એનાથી કોઈ મોટો નહીંને ! એને સ્વ-પર પ્રકાશક કહેવાય. પડછાયો કોણ પાડે ? પર પ્રકાશક.

## આત્માનો પ્રકાશ, જ્ઞેયરૂપ પરિણમે પણ તન્મયાકાર ના થાય

આત્મા તો સ્વ-પર પ્રકાશક છે, પોતાનેય પ્રકાશમાન કરે અને બીજાનેય પ્રકાશમાન કરે. અને પડછાયો કોઈનો પડવા ના દે. કેરીને કેરીરૂપે જુએ, પરિણમે પણ તન્મયાકાર ના થાય.

અને આપણે તો કેરી જોઈએ છીએ ને મોઢામાં પાણી આવે છે. મૂઆ, એટલો બધો તન્મયાકાર થઈ ગયો ? આવડી ખાટી કેરી દેખાતી હોય ને કેરી આંબા પર હોય તે ઘડીએ અસર કરે તમને ? આંબે કેરી ઝૂલતી હોય, બહુ તાપમાં ફરતા હોય તો આપણને શું થાય ?

**પ્રશ્નકર્તા :** ખાવાનું મન થાય.

**દાદાશ્રી :** મોઢામાં પહેલા પાણી હઉ આવે. મન તો થતા થશે, પણ પહેલું પાણી તો આવે. તમારે કોઈ દહાડો આવેલું એવું ? તમને નહીં આવેલું, નહીં ?

**પ્રશ્નકર્તા :** આવે.

**દાદાશ્રી :** ત્યારે બોલો હવે, એ કેરી એને ઘેર છે અને અહીંયા આગળ છે તે એ તન્મયાકાર કહેવાય. જ્યારે આત્મા તો કેરીને જુએ-જાણે પણ તન્મયાકાર ના થાય, એનું નામ ભગવાન. ભગવાન આત્મા ! એ કેરીની આજુબાજુ કયો એવો ભાગ નથી કે જ્યાં આગળ એ આત્માનો પ્રકાશ ન અડતો હોય ! એ કેવો પ્રકાશ હશે ? એ પ્રકાશ અમે જોયેલો છે !

## માત્ર આત્મપ્રકાશ પરિણમે સંપૂર્ણ જ્ઞેયાકાર

આ જે પૌદ્ગલિક પ્રકાશ છે ને બાહ્ય પ્રકાશ, જે ભૌતિક પ્રકાશ છે તે જ્ઞેયને જ્ઞેયાકાર રૂપે નહીં જોઈ શકે. કારણ એ જે બાજુનો પ્રકાશ હોયને, એની સામી બીજી બાજુ અંધારું હોય અને પેલો આત્માનો પ્રકાશ તો કશુંય

બાકી ના રહે. જ્ઞેયને એક્ઝેક્ટ સ્વરૂપે પ્રકાશિત કરે, જ્ઞેયાકાર થઈ જાય. નારિયેળ હોય તો નારિયેળ જેવો થઈ જાય. કેરી હોય તો કેરી જેવો થઈ જાય, જાંબુ હોય તો જાંબુડા જેવો થઈ જાય. પાંદડું હોય તો પાંદડા જેવું થઈ જાય છે. કશું બાકી ના રહે આટલુંયે. એનો છાંયો ના પડે. એ આત્માનો પ્રકાશ એવો છે.

**પ્રશ્નકર્તા :** આપણે અહીંયા આગળ આ આંખોથી નારિયેળને જોયું, હવે એ પ્રકાશ નારિયેળને પ્રકાશિત કરે છે અને આ જ્ઞાનપ્રકાશથી નારિયેળને જોઈએ છીએ, એમાં ફેર શું ?

**દાદાશ્રી :** આપણા પૌદ્ગલિક જ્ઞાનથી જોઈએ છીએને. આમ આંખોથી જોઈએ છીએને તોય એનો પાછલો ભાગ નહીં દેખાતો અને જ્ઞાનપ્રકાશ છે ને, એ બધા ભાગને એકરૂપે જુએ. એ જ્ઞેય છે ને, તેવા આકારે પોતે થઈ જાય જોડે જોડે, છતાં પોતે તન્મયાકાર થતો નથી.

## ફેર, આ પ્રકાશ અને એ અજવાળામાં

**પ્રશ્નકર્તા :** દાદા, એવો કોઈ બીજો સ્થૂળ દાખલો આત્માના પ્રકાશનો આપો.

**દાદાશ્રી :** ઓહો ! આ અજવાળું આવે છે ને, તેના ટાઈપનું છે. લાઈટનો ગોળો નહીં જોવાનો, પણ લાઈટના ગોળા વગર અજવાળું દેખાય છે ને આપણને, એ અજવાળા જેવું છે આ. પણ તે આવું અજવાળું નહીં. આ જે દેખાય છે એ તો આંખે દેખાય એવું છે. પેલું અજવાળું તો ઓર જ જાતનું ! પ્રકાશ !

**પ્રશ્નકર્તા :** આ અજવાળામાં અને પેલા પ્રકાશમાં શું ફરક ?

**દાદાશ્રી :** બહુ ફેર. પ્રકાશ એટલે તો બધી વસ્તુ વગર અજવાળે દેખાય અને અજવાળું તો અમુક ભાગમાં જ હોય પછી બીજા ભાગમાં ના દેખાય. અજવાળું લિમિટેડ કોર્સમાં હોય અને આ તો બધું આખું બ્રહ્માંડ દેખાય.

**પ્રશ્નકર્તા :** તે કોને દેખાય ?

**દાદાશ્રી :** આ જ્ઞાન પૂરું થાય ને સંપૂર્ણ દશા થાય જેને કેવળજ્ઞાન કહેવામાં આવે છે ને, ત્યારે આખા બ્રહ્માંડનો પ્રકાશ પોતાને દેખાય. (ત્યારે આખું બ્રહ્માંડ પ્રકાશમાં પોતાને દેખાય.) એને બહારનું અજવાળું ના જોઈએ. એ અજવાળું હોય તો અમુક ભાગમાં જ આપે. અત્યારે આ સૂર્યનારાયણનું અજવાળું અહીં નથી. અજવાળું અમુક ભાગમાં આપે. પ્રકાશ વસ્તુ જુદી છે. પ્રકાશ તો પોતે જ ચેતન છે.

**પ્રશ્નકર્તા :** આ પ્રકાશ એટલે જે અંધારું હોય અને આપણે દીવાસળી સળગાવીએ અને જે પ્રકાશ થાય એ રીતનો પ્રકાશ ? દીવાસળી સળગાવીએ ને વસ્તુ દેખાય એ પ્રકાશ ?

**દાદાશ્રી :** એ અજવાળું કહેવાય.

## અનંત અવતારની અજ્ઞાનતા દૂર કરે તે આત્મપ્રકાશ

**પ્રશ્નકર્તા :** આત્મજ્ઞાન થયું એટલે કે પ્રકાશ થયો એવું કહે છે.

**દાદાશ્રી :** પ્રકાશ એટલે અનંત અવતારનું અંધારું ખસ્યું, અંધારું શાનું ? આ અંધારું નહીં, આ ડાર્કનેસ નહીં, ત્યાં ડાર્કનેસ ના હોય. આ તો ડાર્કનેસ છે. અજ્ઞાનતાનું અંધારું ખસ્યું, એટલે ભાન થઈ ગયું, શું છે આ બધું.

**પ્રશ્નકર્તા :** એટલે સમજ આવી ગઈ એમ ?

**દાદાશ્રી :** હા, સમજ, પ્રકાશ એટલે સમજ.

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને જ્ઞાન એટલે સમજ નહીં પણ જ્ઞાન એટલે પ્રકાશ.

**દાદાશ્રી :** હા... પણ સમજ કહેવાય. એ પછી આ રીતે સમજવું. સમજમાં આવે તો જ્ઞાન થાયને ? સમજ એ શ્રદ્ધા છે. સમજ એ દર્શન છે. સમજમાં આવે તો જ્ઞાન થાય અને જ્ઞાન એટલે પ્રકાશ છે.

પ્રકાશ એકનો એક, પણ અમુક ભાગમાં એને સમજવાળું કહેવાય અને અમુક ભાગમાં જાણવાળું કહેવાય. બાકી પ્રકાશ એટલે આવું બીજું

કશું નથી અજવાળું ને બધા લોકો તે દીવાની જ્યોતિ જેવું સમજે છે એવું નથી.

## ઈન્દ્રિયાતીત અજોડ જ્ઞાનપ્રકાશ

આ જ્ઞાનરૂપી પ્રકાશ છે. પ્રકાશ એટલે બધું બેઠા બેઠા દેખાય અને આ જે જ્ઞાન છે, એ જ પ્રકાશ છે. અને એ પ્રકાશ એ જ આત્મા છે. જ્ઞાન જ આત્મા છે, બીજી કોઈ વસ્તુ આત્મા નથી. કેવળજ્ઞાન જ. કેવળ એટલે કોઈ પણ બીજું ભેળસેળ નહીં એવું જ્ઞાન, એનું નામ પ્રકાશ, એનું નામ આત્મા.

**પ્રશ્નકર્તા :** એ પ્રકાશ આપણે કોઈ ચીજની સાથે સરખાવી શકીએ છીએ ?

**દાદાશ્રી :** ના, ના, ના, સરખામણી થઈ જ ના શકે. અજોડ વસ્તુની સરખામણી હોતી હશે ? અજોડ વસ્તુની જેવી બીજી ચીજ જ નથી આ જગતમાં.

**પ્રશ્નકર્તા :** તો પછી એ જે પ્રકાશ છે એ કોઈ ઈન્દ્રિયોની મદદથી આપણને પ્રાપ્ત થતો નથી ?

**દાદાશ્રી :** એ પ્રકાશ એ ઈન્દ્રિયોમાં મદદેય કરતો નથી ને પ્રાપ્તેય થતો નથી.

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિયાતીત છે ?

**દાદાશ્રી :** ઈન્દ્રિયાતીત અને બધાથી અતીત આત્મા.

## સૂર્યથી ના દેખાય એવું દેખાય જ્ઞાનપ્રકાશમાં

**પ્રશ્નકર્તા :** જેવી રીતે અંધારું હોયને આપણે દીવાસળી સળગાવીએ અને આ કાગળ પડ્યો હોય તો એ પ્રકાશમાં આપણને દેખાય, તો એવી રીતે આત્માનો પ્રકાશ થાય તો આપણને શું દેખાય ? કેવી રીતે દેખાય ?

**દાદાશ્રી :** જે દુનિયામાં નથી દેખાતું એ બધું દેખાય. અજવાળાથી ના દેખાય, મોટામાં મોટા સૂર્યનારાયણથી ના દેખાય એ દેખાય.

**પ્રશ્નકર્તા :** આપણે સ્વપ્નામાં જે બધું જોઈએ છીએ તો એ કયા પ્રકાશમાં જોઈએ છીએ ? એ આત્માનો પ્રકાશ કહેવાય ?

**દાદાશ્રી :** ના, એ બધું આ જ ડખલ. જે બધું સ્વપ્નામાં દેખાય છે એ બધું અહીંની જ ડખલ. પેલું તો કશું દેખાય નહીં. સ્વપ્નામાં અને જાગૃતિમાં કશામાં દેખાય નહીં. એ તો જ્ઞાનમાં દેખાય, બુદ્ધિમાંયે ના દેખાય. બુદ્ધિમાં આ દેખાય બધું. આ તો જ્ઞાનીના જ્ઞાનમાં દેખાય. એ જેમ જેમ તમને અનુભવ થશે, તેમ તેમ દેખાતું જશે.

## પ્રકાશ આવરાયો આવરણોને લઈને

**પ્રશ્નકર્તા :** તો દરેક જીવમાં આત્માનો પ્રકાશ જ હશેને ?

**દાદાશ્રી :** પ્રકાશ જ છે. એ પ્રકાશ છે તે પ્રમેયના પ્રમાણમાં રહ્યો છે, અવ્યક્તરૂપે છે. તે જેમ જેમ વ્યક્ત થતો જાય, એક ઈન્દ્રિયમાં થાય છે, પછી બે ઈન્દ્રિયમાં, પછી ત્રણ ઈન્દ્રિયમાં, એમ કરતો પાંચ ઈન્દ્રિયમાં વ્યક્ત થતો થતો થતો, પછી જ્ઞાની પુરુષ મળે તો વ્યક્ત કરી દેવડાવે, અવ્યક્તનો. પછી પ્રકાશ થાય એટલે પોતાનો અહંકાર તૂટી જાય. અહંકાર તૂટે એટલે પ્રકાશ વધતો જાય. પ્રકાશ બધામાં સરખો હોય, પણ આવરણનો ફેરફાર છે.

જ્ઞાનાવરણ, દર્શનાવરણ એમ આવરણોથી આત્માનું 'લાઈટ' રોકાયેલું હોય. 'જ્ઞાની પુરુષ'ના તો બધા જ આવરણ તૂટી ગયા હોય. તેથી ભગવાન સંપૂર્ણ પ્રકાશમાન થયા છે ! સંપૂર્ણ નિરાવરણીય થઈ જાય તો પોતે જ પરમાત્મા છે.

**પ્રશ્નકર્તા :** આત્મા અને પરમાત્મા એ બેમાં શું તફાવત છે ?

**દાદાશ્રી :** કોઈ તફાવત નહીં.

**પ્રશ્નકર્તા :** એક જ સ્વરૂપની અવસ્થાઓ છે ?

**દાદાશ્રી :** એ પ્રકાશને આધીન છે. જેટલું આવરણ ખસ્યું, એટલો પ્રકાશ વધતો જાય. સંપૂર્ણ પ્રકાશ થાય પછી પરમાત્મા કહેવાય. જેને પ્રકાશ

ઓછો હોય ત્યાં સુધી આત્મા કહેવાય, શુદ્ધાત્મા કહેવાય. આત્માનો પ્રકાશ જ ના હોય અને આ જગતના ભૌતિક સુખોમાં જ પ્રકાશ હોય ત્યારે મૂઢાત્મા કહેવાય. એનો એ જ આત્મા મૂઢાત્મા કહેવાય, બહિર્મુખી આત્મા. એનો એ જ આત્મા શુદ્ધાત્મા થાય. એનો એ જ આત્મા પરમાત્મા થાય. એમાં કંઈ ફેર નથી, એનો એ જ આત્મા.

## પ્રકાશમાન થાય ભાજન પ્રમાણે

**પ્રશ્નકર્તા :** પ્રકાશની સીમા કેટલી હોય ?

**દાદાશ્રી :** પ્રકાશની સીમા ભાજન પ્રમાણે. આની મહીં (ઘડામાં) લાઈટ રાખીને ઢાંકી દઈએ તો એટલામાં જ પ્રકાશ રહે. અને પછી આ રૂમ બંધ કરી દઈએ ને લાઈટ કરીએ તો આ રૂમમાં પ્રકાશ રહે. જેવું ભાજન એ પ્રમાણે જ્ઞાનની સીમા છે. જેવું ભાજન હોય એવું પ્રકાશ મારે.

પ્રકાશ સ્વરૂપ એટલે આ લાઈટ ઘડામાં મૂકો તો ઘડા જેટલું લાગે અને પછી આવડો મોટો ઘડો લટકાવો એટલે એવડામાં લાગે. જેવો ઘડો એ પ્રમાણે એનો પ્રકાશ થઈ જાય.

અને જ્યારે આત્માનો પ્રકાશ, આ દેહની બહાર નીકળે ને આત્મા તો પૂર્ણ સ્વરૂપ થયેલો હોય, તો આખા બ્રહ્માંડમાં પ્રકાશ ફેલાઈ જાય. તેથી જ આપણા લોક કહે છે કે અણુ અણુમાં પ્રકાશ ફેલાય છે. પણ કો'ક દહાડો એવું હોય, રોજ ના હોય.

દાદા ભગવાન આખા લોકમાં પ્રકાશમાન થાય તેવા છે. આત્મા આ લોક-વિશ્વ પ્રકાશક છે. પણ જે તમારામાં બેઠા છે તે કેટલો પ્રકાશ આપે છે ? ભગવાન સર્વ પ્રકાશક છે, પણ તે ભાજન પ્રમાણે પ્રકાશ આપે.

## આત્મા વિશ્વ પ્રકાશક, પણ ક્યારે ?

આત્માનો સ્વભાવ એવો છે સર્વત્ર વ્યાપ્ત ભાજન પ્રમાણે હોય. જેમ આ લાઈટનું અજવાળું પડ્યું તે સર્વત્ર છે, તે રીતે આત્માનો પ્રકાશ બધે પડે છે. તે કયા આત્માનો ? જે પરમાત્મા થયા છે તેમનો. વ્યક્ત થઈ ગયા હોય તેમનો પ્રકાશ બધે પડે છે.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે બધે પડે છે ?

**દાદાશ્રી :** આ અરીસામાં બધા માણસો દેખાય કે ના દેખાય ? તેમાં કયો પ્રકાશ કહેવાય એ ? એવો પ્રકાશ. એવું આખું જગત ઝળકે મહીં. આખુંય બ્રહ્માંડ એમાં ઝળકે, એના પોતાનામાં.

એ જ્યારે નિરાવરણ થાય ત્યારે લોકાલોકમાં પ્રકાશ પહોંચે. એ પ્રકાશ કેવો હોય ? નિરાવરણ થાય એટલે આ જ્યારે નિર્વાણ થાયને, ચરમ શરીરી જ્યારે મોક્ષે જાય, ત્યારે એનો આત્મા આખા બ્રહ્માંડમાં પ્રકાશમાન થાય. તે લોકાકાશમાં, લોક એકલામાં, અલોકમાં નહીં. લોકમાં બધા જ્ઞેય છે માટે ત્યાં આગળ પ્રકાશિત થાય. જ્ઞેય જ ના હોય તો જ્ઞાતા શું કરે ?

## અલોકમાં જ્ઞેય નહીં, માટે લોકને જ પ્રકાશિત કરે

**પ્રશ્નકર્તા :** દાદા, એવું કહે છે ને લોક-અલોક બન્નેમાં પ્રકાશ પહોંચે છે ?

**દાદાશ્રી :** લોકાલોકના પ્રકાશનો અર્થ લોકો એમની ભાષામાં સમજી જાય. આ તો સ્થૂળ ભાષા અને વાતેય સ્થૂળ છે. શબ્દ બોલ્યા માટે કંઈ દહાડો વળી ગયો ?

એ પ્રકાશ આ લોકમાં ફરી વળે, અલોકમાં નહીં. લોકાલોક છે તે આ, એટલે લોક છે ને બીજો અલોક છે. તે લોકમાં બધે ફરી વળે. અલોકમાં કેમ જતો નથી પ્રકાશ આત્માનો ? ત્યારે કહે, ત્યાં જ્ઞેય નથી માટે. જ્યાં જ્ઞેય હોય ત્યાં આગળ જ્ઞાતાનો પ્રકાશ પડે અને આ લોકમાં નર્યું જ્ઞેય જ ભરેલું છે. એટલે બધું પ્રકાશિત કરી શકે. અને પેલા અલોકમાં જ્ઞેય નથી. આકાશ એકલું છે એટલે કંઈ પ્રકાશ કરી શકતું નથી. અલોકમાં જો જ્ઞેય હોય તો બધે પ્રકાશ કરત. જેવું ભાજન હોય તે પ્રમાણે પ્રકાશ પડે છે, કારણ કે એ પોતે કેવળજ્ઞાની થયા અને દેહથી છૂટ્યો. દેહ હોય ત્યાં સુધી આખું લોક એને સમજાય ખરું પણ તે પ્રકાશ ના કરી શકે. પોતે સમજી શકે ખરું કે લોક કેવું છે. પણ પ્રકાશ ના કરી શકે. પ્રકાશ તો દેહ છૂટે, યોગ છૂટે.

યોગ છૂટ્યો કે તરત આખા બ્રહ્માંડમાં પ્રકાશ ફેલાય. અત્યારે ત્યાં બેઠા બેઠા આખા બ્રહ્માંડેય પ્રકાશ એમ તો ફેલાયેલો જ હોય છે.

જ્યારે છેલ્લો અવતાર હોયને પૂર્ણ, સાક્ષાત્કાર થયા પછી છેલ્લો અવતાર પૂરો થાય ત્યારે બધે આખા બ્રહ્માંડમાં પ્રકાશ ફેલાઈ જાય એનો. એટલો એક આત્માનો પ્રકાશ છે. એમ બધા આત્માનો ભેગો કરીએ તો કેટલો પ્રકાશ થાય ? અને આ બધા જીવમાત્રનું જ્ઞાન એક આત્માની અંદર છે. બધા જીવમાત્રનું બધાનું જ્ઞાન ભેગું કરીએ તો એક આત્માની અંદર છે તે કેટલી જ્ઞાનશક્તિ હશે ? આ જ્ઞાનશક્તિ શાથી વેડફાઈ ગઈ ? ત્યારે કહે, ચિંતા, ઉપાધિથી !

**પ્રશ્નકર્તા :** એમની જે જ્ઞાનશક્તિ હોય, તેની છાયા આપણા પર પણ પડતી હશે ?

**દાદાશ્રી :** ના, એમના પૂરતી જ. એમનો પ્રકાશ તો એમના પૂરતું જ છે. એમના જ્ઞાતા-જ્ઞેયના સંબંધ પૂરતો જ છે. આ બધા જ્ઞેયોને જાણે પણ રાગ-દ્વેષ ના કરે. ઘાલમેલ નહીં કોઈ જાતની, વીતરાગ ! કેવળજ્ઞાન થયા પછી ઘાલમેલ બંધ થઈ જાય.

## પાર વગરની અજોડ ગતિ પ્રકાશની

**પ્રશ્નકર્તા :** પ્રશ્ન છે કે આ પ્રકાશની ગતિ છે, ને પ્રકાશની ગતિ છે એક લાખ ને એંસી હજાર માઈલ પ્રતિ સેકન્ડની, તો આત્માની ગતિ કેટલી હોય છે ?

**દાદાશ્રી :** આત્માની ગતિ જ ના હોય. આત્મા એવી વસ્તુ છે કે ગતિ જ ના હોય. એનો જે પ્રકાશ છે એની ગતિ હોય.

**પ્રશ્નકર્તા :** એના પ્રકાશની કેટલી ગતિ ?

**દાદાશ્રી :** ઓહ, બહુ ગતિ, પાર વગરની ગતિ.

**પ્રશ્નકર્તા :** પેલાના કરતા વધારે હોય, ઓછી હોય ?

**દાદાશ્રી :** ના, ના, આ કોઈની જોડે સરખામણી ના કરાય એવી ગતિ.

## છે જ્ઞાન પણ ગેડ પડે માટે જ્ઞાનીએ કહ્યું 'પ્રકાશ'

**પ્રશ્નકર્તા :** પ્રકાશ શબ્દ કેમ વાપર્યો ?

**દાદાશ્રી :** પ્રકાશ એટલા માટે કે દ્રવ્યને કહેવા નથી આવવું પડતું. બીજા દ્રવ્યો, બીજી વસ્તુઓને, જ્ઞેયને કહેવા નથી આવવું પડતું કે તમે અમને જુઓ. પોતે પ્રકાશસ્વરૂપ, અરીસાસ્વરૂપ હોવાથી એમાં પોતાને દેખાય જ છે, એની મેળે. એનું ઝળક્યા જ કરે પેણે. પ્રકાશસ્વરૂપ હોવાથી જ્ઞેયો અંદર ઝળક્યા કરે. જ્ઞેયને કહેવા ના આવવું પડે કે અમને તમે જુઓ.

**પ્રશ્નકર્તા :** ત્યારે પોતાનું જ્ઞાન ઝળકે છે ?

**દાદાશ્રી :** જ્ઞાન એટલે પ્રકાશ. એટલે શું કે એક ગોળો, તેની અંદર આ જ્ઞેયો ઝળકે. જોવા ના જવું પડે, જોવાનો ઉપયોગ ન કરવો પડે.

એટલે પ્રકાશને બદલે બીજો શબ્દ મૂકવો વ્યાજબી નથી. પ્રકાશ તો મેં જે મૂક્યો છે ને, તે શાસ્ત્રોમાં 'પ્રકાશ' નથી કહ્યો. પણ લોકોને સમજણમાં આવે તેટલા માટે મેં મૂકેલો છે, બાકી ભગવાને તો એને 'જ્ઞાન' જ મૂક્યું છે. જ્યાં જાય ત્યાં જ્ઞાન જ મૂક્યું છે, પણ આ લોકોને સમજમાં કંઈક આવે એટલા માટે મેં શબ્દ મૂક્યો છે. આપણી ભાષામાં મૂક્યો એટલા સારુ.

એટલે આત્મા પોતે જ જ્ઞાન છે, એ પ્રકાશ જ છે પોતે ! તે પ્રકાશના આધારે આ બધું જ દેખાય છે. એ પ્રકાશના આધારે આ બધું સમજણેય પડે છે અને જણાય છેય ખરું, જાણવામાંય આવે છે ને સમજણમાંય આવે છે !

## મિશ્રચેતન જ આંતરી શકે આ પ્રકાશ

એટલે આ લાઈટસ્વરૂપ છે ભગવાન, પણ આવું લાઈટ નથી. એ પ્રકાશ મેં જોયેલો છે તે પ્રકાશ છે.

આ પ્રકાશ તો ભીંતથી અંતરાય, પેલો પ્રકાશ ભીંતથી અંતરાય એવો નથી. વચ્ચે ડુંગર હોય તોય અંતરાય નહીં. ફક્ત આ પુદ્ગલથી જ અંતરાય એવો છે. આ પુદ્ગલ જ એવું છે, કે જેનાથી તે અંતરાય.

**પ્રશ્નકર્તા :** પુદ્ગલમાં કેમ અંતરાય ?

**દાદાશ્રી :** આ પુદ્ગલ છે પણ તે મહીં અહંકાર મિશ્રચેતન છે આ. જો આ જડ હોત તો આની આરપાર દેખાત પણ આ મિશ્રચેતન છે.

**પ્રશ્નકર્તા :** એ મિશ્રચેતનનું આવરણ આટલી બધી અસર કરે ?

**દાદાશ્રી :** કેવો આત્મા, પણ તે મહીં એવું કેવું આવરણ ચઢ્યું કે બહાર નીકળી શકતો નથી ! તે ક્રોધ-માન-માયા-લોભનું કેટલું બધું ગાઢ આવરણ હશે ?

**પ્રશ્નકર્તા :** આત્મા તો અનંત શક્તિવાળો છે. એના માટે કશું અશક્ય નથી !

**દાદાશ્રી :** પણ તે આત્માની શક્તિઓ સ્વાધીન છે. અનંત શક્તિ છે પણ આવરાયેલી છે એટલે કામ નથી લાગતી. ઘરમાં દાટેલો હીરો હોય તો તેની કોને ખબર પડે ? પણ હીરાની શક્તિ હીરામાં ભરી પડી છે. આત્મા દેહને આધીન નથી પણ કષાયથી સંપૂર્ણ આવરાયેલો છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૮.૨]

# જ્ઞાનીઓએ અનુભવ્યો, અનાદિ જ્ઞાનપ્રકાશ

## પ્રકાશ એક પણ રીત જુદી

**પ્રશ્નકર્તા :** આપ જે જ્ઞાન આપો છો, તે જ્ઞાન તીર્થંકર જેવું થાય ?

**દાદાશ્રી :** બધા તીર્થંકરોનું એક જ જાતનું જ્ઞાન, એમાં ફેરફાર કશો નહીં. ભાષા ફેર પણ જ્ઞાન એક જ પ્રકારનું. અત્યારેય એનું એ જ જ્ઞાન હોય પણ ભાષા ફેર હોય. અનાદિ કાળથી પુદ્‌ગલનો પ્રકાશ અને જ્ઞાનપ્રકાશ ફેર જ હોય છે. જ્ઞાનપ્રકાશ બધા જ્ઞાનીઓનો એક જ પ્રકાશ અને આ પુદ્‌ગલનો પ્રકાશ એ બધી લાઈટોનો એક જ જાતનો પ્રકાશ. એ બન્ને પ્રકાશ જુદા સ્વભાવના છે.

જ્ઞાન તો એ જ છે, શરૂથી છેલ્લી દશા સુધી માત્ર પ્રકાશ વધતો જાય છે. જેમ જેમ આવરણ ઘટતા જાય, તેમ તેમ પ્રકાશ વધતો જાય. નિરાવરણ થયો કે એક જ પ્રકાશ.

**પ્રશ્નકર્તા :** પ્રકાશ એક છે પણ રીત જુદી. વીતરાગોની રીત અને આ રીત, એટલે એ પ્રકાશ, મૂળ પ્રકાશ પામવાની રીત ?

**દાદાશ્રી :** મૂળ પ્રકાશ તો એનો એ જ છે, એમાં ફેર કોઈ કરી શકે જ નહીં. હજુ તો અનંત ચોવીસી સુધી આ જે પ્રકાશ છે, એમાં ફેર પડે નહીંને !

**પ્રશ્નકર્તા :** એટલે ?

**દાદાશ્રી :** જે વિજ્ઞાન નામનો પ્રકાશ છે, એમાં કોઈ ફેર પડે નહીંને !

## વદે વિજ્ઞાન જ્ઞાની 'દેખીને'

વિજ્ઞાન જ છે આખું. આ બધું વિજ્ઞાન કંઈ મારે મોઢે ના કરવું પડે. મને તો દેખાયા કરે આ બધું વિજ્ઞાન. એ દેખાય એમાંથી બોલું પટ પટ. તમે પૂછો કે જવાબ બોલું એ દેખાવામાંથી. પુસ્તકનું દેખાવામાં તો વારેય લાગે, પણ આનું દેખાવું વાર ના લાગે. આમાં પ્રકાશ ગુણ ઉત્પન્ન થાય, પછી ગાઢ પ્રકાશ ઉત્પન્ન થાય, પછી અવગાઢ પ્રકાશ ઉત્પન્ન થાય. અવગાઢ છેલ્લો પ્રકાશ. પ્રકાશ ગુણ ઉત્પન્ન થાય, જ્ઞાન મળતાની સાથે પહેલો પ્રકાશ ગુણ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** એ પ્રકાશનો અનુભવ થઈ શકે ખરો ?

**દાદાશ્રી :** હું અનુભવથી જ બોલું છું. પ્રકાશનો અનુભવ એટલે એ પ્રકાશ જોઈને જ હું બોલું છું. તમારા હઉ જોઈ શકું છું. આ આંખેથી ના દેખાય, દિવ્યચક્ષુથી દેખાય.

## પ્રતીતિ બેઠી, હવે અનુભવ થતા પ્રગટતો જશે પ્રકાશ

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે નિરાવરણ થયો કે એક જ પ્રકાશ એટલે એ મૂળ આત્માનું સ્વરૂપ ? મૂળ આત્મસ્વરૂપ એ પ્રકાશ કહેવા માગો છો ?

**દાદાશ્રી :** મૂળ આત્માનો જે આપણે કહીએ છીએને, એ તો સંજ્ઞા છે. મૂળ પ્રકાશ કહીએ તેય સંજ્ઞા છે. એમ મૂળ, પણ મૂળ પ્રકાશ થયા પછી જે સ્થિતિ છે તે પ્રકાશ. મૂળ તો દરવાજામાં પેઠા એટલે કંઈ આપણે બધું જોઈ લીધું ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** બધું જોઈ લીધેલું, એનું નામ પ્રકાશ. બધી જાહોજલાલી જોઈ લેવી એનું નામ પ્રકાશ.

**પ્રશ્નકર્તા :** અમારો પોતાનો સ્વભાવ જ છે પ્રકાશ, તો એ અમે કેમ ના પામીએ ? અંધકારમાં કેમ રહીએ અમે ?

**દાદાશ્રી :** અંધકારમાં રહેવાનું તો હોય જ નહીં. એ ધીમે ધીમે પ્રગટ થતું જાય. પ્રકાશ છે તે જે પ્રગટ થયો છે. હવે આવરણ તૂટી ગયું છે ને તમે પ્રકાશસ્વરૂપ છો, એવી તમને પ્રતીતિ બેસી ગઈ છે. હવે જેમ જેમ અનુભવ થતો જશે તેમ પ્રગટ થતું જશે.

## થ્રૂ પ્રકાશ 'ન હોય મારો', મૂળ પ્રકાશ તે 'હું'

**પ્રશ્નકર્તા :** દાદા, હવે બીજું સમજવું હતું કે મારી આંખથી આપ બેઠા છો એ હું જોઉં છું અને આત્માથી હું જોઉં છું તો એમાં શું ફરક ?

**દાદાશ્રી :** એવું છે ને કે આ જે પ્રકાશ છે ને, તે મૂળ પ્રકાશ નથી આ.

**પ્રશ્નકર્તા :** પાછું એ પ્રકાશમાં ફેર ?

**દાદાશ્રી :** એક પ્રકાશ કોઈ વસ્તુની થ્રૂ આવેને એટલે થ્રૂ આવેલો પ્રકાશ બીજો પ્રકાશ કહેવાય. ડિરેક્ટ પ્રકાશ એને પ્રકાશ કહેવાય અને ઈન્ડિરેક્ટ પ્રકાશ એને પ્રકાશ ના કહેવાય. એ જુદો પ્રકાશ કહેવાય, એ પૌદ્ગલિક પ્રકાશ કહેવાય. આ પ્રકાશ ભ્રાંતિવાળા અને એ બધાને દેખાય. આ ભ્રાંતિથી દેખાય એવો છે.

**પ્રશ્નકર્તા :** પૌદ્ગલિક પ્રકાશ કહ્યો તમે, તો એ જડને પણ પ્રકાશ હોય છે ?

**દાદાશ્રી :** જડને પ્રકાશ ના હોય, એમાં પ્રકાશ નામનો ગુણ જ નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી પૌદ્ગલિક પ્રકાશ કહ્યો તે શું ?

**દાદાશ્રી :** કોઈ વસ્તુની થ્રૂ આવ્યો, એટલે કો'કનું માધ્યમ દેખાય. આ આંખ ના હોય તો ના દેખાય.

**પ્રશ્નકર્તા :** એટલે આપ જે ડિરેક્ટ કહો છો એ ઈન્દ્રિયાતીત પ્રકાશ ?

**દાદાશ્રી :** હા, એ ઈન્દ્રિયાતીત પ્રકાશ. પ્યોર, ઈન્દ્રિયાતીત. કોઈ વસ્તુની જરૂર નહીં. આ તો આંખ ના હોય તો ના દેખાય, કાન ના હોય તો ના સંભળાય એવું.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આ શરીર છે, પાંચ ઈન્દ્રિયો છે, મન છે, હવે ઈન્દ્રિયાતીત પ્રકાશ પણ છે અંદર ?

**દાદાશ્રી :** છે જ ને !

**પ્રશ્નકર્તા :** આ શરીર છે, મન છે, ઈન્દ્રિયો છે અને અંદર પ્રકાશ જે છે તે ઈન્દ્રિયાતીત છે પણ ઈન્દ્રિયો દ્વારા જ ઈન્દ્રિયાતીત પ્રકાશ બહાર આવે છે ને ?

**દાદાશ્રી :** હા, પણ તે મૂળ પ્રકાશ છે અંદર. આ પ્રકાશનો એન્ડ આવી જશે, એટલે પેલો પ્રકાશ છે જ, તૈયાર જ છે. તમને પોતાને સમજી શકાય કે એ પ્રકાશસ્વરૂપ હું છું, આ પ્રકાશસ્વરૂપ હું નથી. લોકોને સમજાયું નથી, લોકો તો એમ જ જાણે છે કે આ પ્રકાશસ્વરૂપ હું છું. તમનેય સમજાઈ ગયું કે આ જે દેખાય છે એ પ્રકાશસ્વરૂપ તે હું નથી અને મૂળ પ્રકાશસ્વરૂપ તે હું છું. એટલે આ સ્વરૂપ તમને રોજ રોજ ઓછું થતું જાય છે અને પેલું રોજ રોજ પ્રગટ થતું જાય છે.

## આ ભૂલાતું જાય તેમ પ્રગટે ઈન્દ્રિયાતીત પ્રકાશ

**પ્રશ્નકર્તા :** દાદા, ત્યારે હવે એવો સમય ક્યારે આવશે કે ઈન્દ્રિયાતીત પ્રકાશ સીધો જ અમે પામીએ ?

**દાદાશ્રી :** અમને આ ઈન્દ્રિય પ્રકાશ હતોને, તેથી (પ્રસંગો ને એ) બધું યાદ રહેતું'તું અને તેથી (રાગ-દ્વેષ ને) આ બધું રહેતું'તું. તે અમે ભૂલી ગયા બધું. જેમ જેમ ભૂલાતું જાય, તેમ તેમ પેલું પ્રગટ થતું જાય દહાડે દહાડે.

**પ્રશ્નકર્તા :** અમે ફાંફા મારીએ છીએ તેમ છતાંય આ ડિરેક્ટ પ્રકાશની અનુભૂતિ કેમ થતી નથી ?

**દાદાશ્રી :** થઈ ગઈ છે, પણ એ તો ખબર જ ના પડેને ! 'નથી

થતી' બોલો એટલે નથી થતી અને 'થઈ ગઈ' એટલે થઈ ગઈ. 'નથી થઈ' તેને, એ 'થઈ છે' એમ બોલે તો ગુનો કહેવાય. થઈ હોય અને 'નથી થતી' એમ બોલે તોય ગુનો કહેવાય.

## 'હું શુદ્ધાત્મા છું'થી થવાય તદાકાર એ પ્રકાશમાં

'હું શુદ્ધાત્મા છું' એ કેટલો વખત યાદ રહે છે ?

**પ્રશ્નકર્તા :** એક ઘડી પણ વિસરતો નથી.

**દાદાશ્રી :** ત્યારે એ પ્રકાશને તમે જોઈ રહ્યા છો ને તેમાં તદાકાર થઈ રહ્યા છો પાછા. જોઈ રહ્યા એકલાથી ના ચાલે, જે જુઓ તે તદાકાર થવાય. જે આકાર છે એનો, તે તદાકાર થઈને ઊભો રહે. એટલે એ જ દિશામાં જઈ રહ્યા છો હવે. શુદ્ધાત્માનો તો કોઈ આકાર નથી.

'આત્મા' તો 'જ્ઞાનસ્વરૂપ' છે પણ એનો 'પ્રકાશ' ઉત્પન્ન થાય છે. એ સ્વાભાવિક પ્રકાશ છે. તે બહારની અવસ્થાઓને જો જો કર્યા કરે છે. એક જુએ ને પૂરું થાય, પછી બીજું જુએ, ત્રીજું જુએ. એ અવસ્થાઓ કેવી હોય ? ઉત્પન્ન થાય, થોડો વખત ટકે અને પાછું લય થાય. પુદ્ગલમાંય આવા જ પર્યાય ઊભા થાય છે. પુદ્ગલના પર્યાયને 'તમે' જોઈ શકો છો.

## આત્મપ્રકાશથી જોયું ક્યારે કહેવાય ?

**પ્રશ્નકર્તા :** આપણે બુદ્ધિથી એક વસ્તુ જોઈ, એ વસ્તુ કે પ્રસંગ કે વ્યક્તિ અને અમે એ આત્માના જ્ઞાનથી જોયું, તો અમને એમ ખબર ક્યાંથી પડે કે આત્માના જ્ઞાનથી દેખાયું અમને ?

**દાદાશ્રી :** જોવામાં ઈમોશનલ ન કરે તો. જે જોવામાં ઈમોશનલ ન થાય તો એ આત્માનો પ્રકાશ છે અને જે જોવામાં ઈમોશનલ થાય એ બુદ્ધિનો પ્રકાશ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આ સ્થિર બુદ્ધિવાળા માણસો ઈમોશનલ થયા વગર જોઈ નથી શકતા ?

**દાદાશ્રી :** થાય, ઈમોશનલ થાય જ. બુદ્ધિનો સ્વભાવ ઈમોશનલ

કર્યા વગર રહે નહીં. સ્થિર બુદ્ધિવાળાને સ્થિર ઈમોશનલ થાય અને અસ્થિરવાળાને અસ્થિર ઈમોશનલ થાય, પણ 'ઈમોશનલ' હોય જ.

**પ્રશ્નકર્તા :** હવે આવું તો કોઈએ હજુ લગી કહ્યું નથી.

**દાદાશ્રી :** આ તો અક્રમ છે ને !

## શુદ્ધ ઉપયોગે વધ્યા કરે જ્ઞાનપ્રકાશ

**પ્રશ્નકર્તા :** એટલે દાદા, અમારા બધાના લેવલ કેવી રીતે વધે કે આત્માના પ્રકાશથી જ અમે જોઈ શકીએ ?

**દાદાશ્રી :** ઈમોશનલ ના થાય તો. સ્થિર ઈમોશનલેય નહીં ને અસ્થિર ઈમોશનલેય નહીં.

**પ્રશ્નકર્તા :** એ તો તમે ટેસ્ટ બતાવ્યો. પણ અમારે આત્માના જ્ઞાનમાં બેસી દરેક પ્રસંગ અને વ્યક્તિને અને અમારી જાતને જોવાની, એના માટેનો એક્ઝેક્ટ પુરુષાર્થ કયો ?

**દાદાશ્રી :** તમારે આ બટન દબાવવાનું કે આ બટન દબાવવાનું ? અહીં બટન આગળ શું નામ લખેલું છે ? ત્યારે કહે, 'શુદ્ધ ઉપયોગ.' શુદ્ધ ઉપયોગ રૂપી બટન દબાવો એટલે એક્ઝેક્ટ જ્ઞાનપ્રકાશ થાય. શુદ્ધ ઉપયોગ એટલે હું શુદ્ધ છું, એ શુદ્ધ છે, એ બધા શુદ્ધ છે. ગાય-બાય બધામાં શુદ્ધ જ દેખાય. બીજું કંઈ મહીં ડખો ના દેખાય. એટલું જ બટન દબાવે એટલે કમ્પ્લીટ. અમારું એ બટન દાબેલું જ હોય આખો દહાડો. મહીં દાબ દાબ ને ઊંચું-નીચું ના કરીએ. આખો દહાડો હરતા-ફરતા દાબેલું જ હોય.

**પ્રશ્નકર્તા :** અમારી પરમેનન્ટ સીટ ત્યાં થઈ જાય ખરી ?

**દાદાશ્રી :** હા, પણ મારું કહેવાનું કે તમને એ બટન નાખી આપ્યું છે પણ આ બટન દબાવો એટલી જ વાર છે. તમે સમજો કે ભઈ, આ કયા બટનથી પુરુષાર્થ કરવો ? ત્યારે કહે, શુદ્ધ ઉપયોગ, એ બટન દબાવો !

**પ્રશ્નકર્તા :** આ તો કહે છે, હવે મોઢામાં જમાડી પણ આપો. 'બટન દબાવી આપો' કહે છે. અમે ના નહીં પાડીએ.

**દાદાશ્રી :** કહેશે, ઊલટું હવે અમારે આ દાદાએ દબાવ્યું તે પેલી બાજુ રહ્યા કરે કે આ રહી ગયુંને પણ, આ રહી ગયુંને ! માટે એ બધા પોટલા ખપી જવા દો. જે પોટલા લાવ્યા છો, તે ખપી તો જવા દો. બધા ખપાવી નહીં દેવા પડે ?

**પ્રશ્નકર્તા :** એની મેળે ખપશે હવે, દાદા.

**દાદાશ્રી :** હા, એ હવે ખપશે. એટલે તમારે હજુ ભાવ એટલા બધા મજબૂત થયા નથી. મજબૂત થઈ જશે એટલે હું કહી દઈશ. પણ આ તમારે જો કદી શુદ્ધ ઉપયોગ કરવો હોય, તો આ બટન દબાવવાનું શુદ્ધ ઉપયોગનું અને પછી જોતા જોતા ચાલો. પણ આખો દહાડો એ રાખવું નહીં, એકાદ કલાક હોય તો બહુ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** આમાં તો કેવું છે કે વ્યવહારના કામમાં તો સ્થિરતાની જરૂર, અમે ત્યાં ઈમોશનલ થઈ જઈએ છીએ. તો એવું આવવું જોઈએ કે કોઈ મેજર ફાઈલ આવી છે ! તે વખતે થોડો શુદ્ધ ઉપયોગ ગોઠવી અને પછી ફાઈલનો નિકાલ કરવાનું હેન્ડલ મારીએ તો ઈમોશનલ ન થવાયને, નહીં તો બુદ્ધિથી તો ઈમોશનલ થવાય છે.

**દાદાશ્રી :** બટન દાબીને પછી કામ લેવાનું.

**પ્રશ્નકર્તા :** એ ખરી રીતે શુદ્ધ ઉપયોગનું બટન દાબતા જવાનું, જ્યારે મહત્વના વ્યક્તિ, ફાઈલ કે પ્રોબ્લેમ આવે ત્યારે.

**દાદાશ્રી :** પછી એ આપણું બટન ફરી પાછું છૂટી જાય.

**પ્રશ્નકર્તા :** હા, શરૂઆતમાં તો એવું થાય.

**દાદાશ્રી :** હા, એ તો આપણો ઉપયોગ તૂટી જાય. ત્યારે વળી પાછું આપણે ફરી બટન દબાવવાનું એટલે પાછું ગોઠવાય. આમ કરતા કરતા જીવન હૈ સંગ્રામ, આ સંગ્રામમાં જીતવાનું છે, તરવાનું છે.

## જ્ઞાનપ્રકાશ વધતા દોષ દેખાય વધારે

આ જ્ઞાન મળ્યા પછી મહીં લાઈટ થાયને, એટલે દોષો વધારે

દેખાય. પહેલા દોષ દેખાય જ નહીંને ! અંધારું હોય ત્યાં દોષ દેખાય નહીં, પછી.

જેને જેટલું અજવાળું થાયને, એટલા દોષ દેખાતા જાય. એ આપણે લાઈટ જેમ જેમ વધે છે, તેમ તેમ બધા દોષ દેખાતા જાય. નહીં તો લોકોને દોષ જ નથી દેખાતાને ?

અને આ તમને જે દેખાય છે ને, એ લોકોને કેમ નથી દેખાતું ? અને લોકોને શંકા કેમ નથી પડતી, કે આપણે આ કરી રહ્યા છીએ, હવે શું થશે ? ત્યારે કહે, એ રાત્રે ગાડીની લાઈટ બંધ થઈ ગયેલી હોય આપણી અને અંધારી ઘોર રાત હોય, તે બહાર ગમે એટલા જીવડાં અથડાતા હોય ગાડીને તોય આપણને કશો ભય ના લાગે. ખબર જ નથી ત્યાં આગળ ! અને અજવાળું થાય એટલે જીવડાં બધા સામા અથડાય છે એ દેખાય. એટલે જેને અજવાળું થાય તેને શંકા પડે કે આ મારાથી હિંસા થાય છે, પણ જેને ભાન જ નથી તેને શું ?

એટલે આ તમને વધારે અજવાળું થયું છે, તમને વધારે દેખાવા માંડ્યું. હવે એ દેખાવા માંડ્યું તેનો ઉપાય શું, કે હવે તો આ ફેરે નીકળ્યા છીએ એટલે આ તો પૂરું કરવું પડશે. ઘેર તો જવું જ પડશે ને ? હવે જે અથડાય તેની આપણે ઈચ્છા નથી ને અથડાય છે. હવે નિકાલ કરી નાખવાનો. આપણે બહુ ત્યારે એટલું કહી શકીએ કે ઓહો ! ચંદુભાઈ, શા હારુ આવી યોજના કરી ? નકામા આ લોકોને, કેટલાય જીવોને હેરાન કરી નાખ્યા. બહુ ત્યારે એટલું બોલીએ. આપણે શું કરવાનું ? વાત સમજણ પડે એવી છે ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા, સમજાય છે.

## પ્રકૃતિના ગલન, ના સ્પર્શે જ્ઞાનપ્રકાશને

**પ્રશ્નકર્તા :** પણ અમારી પ્રકૃતિ છે તે કેટલીક પ્રકૃતિ ઊંચે જતી હોય છે ને કેટલીક નીચે જતી હોય છે.

**દાદાશ્રી :** તે બધી પ્રકૃતિને જોવાની જ છે. આ મોટરની લાઈટ છે

તે મુંબઈમાં વાંદરાની ખાડીના કાદવને અડે, ખાડીના પાણીને અડે, ખાડીની ગંધને અડે પણ લાઈટને કશું અડે નહીં ! એ લાઈટ કાદવને અડીને જાય પણ કાદવ એને ના અડે, ગંધ ના અડે, કશું જ ના અડે. આપણે ભય રાખવાનું કોઈ કારણ જ નથી કે લાઈટ કાદવવાળું થઈ જશે, ગંધવાળું થઈ જશે કે પાણીવાળું થઈ જશે ! આ લાઈટ જો આવું છે, તો આત્માનું લાઈટ કેવું સરસ હોય ! આત્મા લાઈટસ્વરૂપ જ છે !

**પ્રશ્નકર્તા :** અમે પ્રકૃતિ જોડે તન્મયાકાર થયા છીએ, તો અમારું જે મિશ્રચેતન છે, એમાં તો ગંદવાડો અડે છે ને ?

**દાદાશ્રી :** એમાં અડે તેને આપણે 'જોવાનું' !

**પ્રશ્નકર્તા :** પણ તેની આપણા પર અસર આવે તેનું શું ?

**દાદાશ્રી :** એને પણ 'આપણે' જોવાનું ! લાઈટનો કામધંધો શો ? 'જોવાનું.' એમાં ટેકરી આવે, કાદવ આવે, પાણી આવે, ગંધ આવે તો ગંધ, ઝાંખરા આવે તો ઝાંખરામાંય પેસીને નીકળી જાય. પણ એને ઝાંખરું લાગે-કરે નહીં. આ લાઈટ જો આવું છે, તો પેલું લાઈટ કેવું સરસ હોય !

## જ્ઞાતા-દ્રષ્ટાનો પ્રકાશ, અસંગ-નિર્લેપ

એટલે તમારું જ્ઞાતા-દ્રષ્ટાપણું વાંદરાની ખાડી આગળ આવે તોય પણ એ ખાડીને જુએ, ખાડીના કાદવને જુએ, ખાડીના કાદવને અડે એ જ્ઞાતા-દ્રષ્ટાનો પ્રકાશ, પણ જરા ગંધાય નહીં એ પ્રકાશ અને એ પ્રકાશ કાદવવાળો થાય નહીં એવા નિર્લેપભાવમાં હોય છે. પ્રકાશ ખાડીની મહીં ગંદામાં અડે ત્યાં, પણ એ મહીં પ્રકાશને ના અડે કશું. પુદ્‌ગલ પુદ્‌ગલની ગંધમાં અને આ પોતાના જ્ઞાતા-દ્રષ્ટાપદમાંથી ખસે નહીં.

**પ્રશ્નકર્તા :** ખાડીમાં દુર્ગંધ જે આવે એ દુર્ગંધનું જ્ઞાન તો થાયને ?

**દાદાશ્રી :** હા, આ જ્ઞાન પોતાને તો બધું જ થાય કે આ ખાડી છે, કાદવ છે પણ ક્યારેય એ પોતે કાદવવાળો ના થાય. કાદવની આમ બે ચરી હોય, એક આ બાજુ કાદવ હોય ને આ બાજુ કાદવ ને વચ્ચે નીક જેવું હોય તો એની અંદર નીકને અડીને ચાલે પણ કાદવવાળો ના થાય.

**પ્રશ્નકર્તા :** કાદવવાળો ના થાય. હવે જે કીધું કે ગંધ જે હોય એની અંદર પાણીની જે ગંધ આવતી હોય, એ ગંધને એ જાણે ખરો ?

**દાદાશ્રી :** જાણે બધું.

**પ્રશ્નકર્તા :** પણ એ ગંધથી એને કંઈ ભાવ-અભાવ થાય નહીં.

**દાદાશ્રી :** ના, ગંધ એને સ્પર્શે જ નહીં.

**પ્રશ્નકર્તા :** ઈફેક્ટિવ ના થાય !

**દાદાશ્રી :** હા, એને જ નિર્લેપ ને અસંગતા કહીએ છીએ. નિર્લેપ જ છે અને અસંગ જ છે.

આત્માના પ્રકાશને કોઈ જગ્યાએ લેપ જ ના ચડે. અસંગ જ રહે, કશું અડે જ નહીં અને એવું તમારું સ્વરૂપ છે તે મસ્ત રહેવું જોઈએ. ભલે બૈરાં-છોકરાં પજવતા હોય, તો કોને પજવે ? ચંદુભાઈને ભલે પજવે, આપણે તો મસ્ત ને !

## જ્ઞાન - આજ્ઞા - જાગૃતિ, એ બધું રહે આત્મપ્રકાશથી

**પ્રશ્નકર્તા :** આપે કહ્યું કે જે ચાલુ પ્રકાશમાં નથી દેખાતું તે આત્માના પ્રકાશમાં દેખાય છે, તો એવી કઈ વસ્તુઓ એ અંગે થોડી સમજ પાડજો.

**દાદાશ્રી :** હું કહું છું કે કોઈ અપમાન કરે, તે લોકથી સહન ના થાય. કારણ કે એણે તો આત્માનો પ્રકાશ જોયો નથી ત્યાં સુધી એને ખબર પડે નહીં. આત્માના પ્રકાશથી ખબર પડે એટલે પોતે છે તે કોઈ અપમાન કરે તોય પણ એકદમ સંપૂર્ણ શાંતિમાં રહે. કયા પ્રકાશથી ? આત્માના પ્રકાશથી.

આ જ્ઞાનમાં જે જે કરો છો ને, સમભાવે નિકાલ કરો છો ને, એ બધું આત્માના પ્રકાશથી કરો છો. પછી રિલેટિવ ને રિયલ જુઓ છો, તે રિયલ છે એ આત્માના પ્રકાશથી જુઓ છો. વ્યવસ્થિત છે એ આત્માના પ્રકાશથી તમને સમજાય છે. એટલે આત્માના પ્રકાશથી આ બધું સમજાય

છે. આ થોડા પ્રકાશથી આટલું સમજાય છે, તો હજુ આગળનો પ્રકાશ આવશે તેની તો વાત જ જુદીને ! આ પ્રકાશ સુખ આપે છે. જે પ્રકાશ સુખ આપે તે જ સાચો પ્રકાશ.

**પ્રશ્નકર્તા :** એટલે દાદાની આજ્ઞામાં આપણે રહીએ તો એની મેળે આ બધું થશે ?

**દાદાશ્રી :** એની મેળે જ થાય. અમે તમને જ્ઞાન આપ્યું છે માટે, પાપો ભસ્મીભૂત કર્યા છે માટે, તમારી ગાડી હવે ચાલ્યા કરશે. અને જેમ જેમ અમારી પેઠ સ્થિરતા આવશે, તેમ તેમ છે તે નિરિચ્છકપણું આવતું જશે. નિરિચ્છક તો તમે થયા છો નિશ્ચયથી, પણ વ્યવહારથી નિરિચ્છકપણું થશે તેમ તેમ પેલું પ્રગટ થતું જશે.

પ્રકાશ એટલે શું કે કોઈ વસ્તુમાં મૂર્છા ઉત્પન્ન ન થવા દે. જગતની બધી ચીજો જુએ પણ મૂર્છા ઉત્પન્ન ના થવા દે એવો આ પ્રકાશ છે.

## જ્ઞાન એક જ પ્રકારનું પણ જ્ઞાનપ્રકાશ જુદો જુદો

**પ્રશ્નકર્તા :** દાદા, આત્માનો અનુભવ થાય એ બધાને એકસરખો થાય કે જુદું જુદું થાય ?

**દાદાશ્રી :** જુદો જુદો થાય, એ સૌ સૌના ગજા પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** જેણે બરાબર સાચેસાચો આત્માનો અનુભવ કર્યો હોય, તો એ બધાનો અનુભવ તો સરખો જ હોયને ? વિજ્ઞાન તો સરખું જ હોયને ?

**દાદાશ્રી :** વિજ્ઞાન તો સરખું હોય. વિજ્ઞાન તો એક પ્રકારનું કામ કરે છે, પણ જેનો ત્રણ હોર્સ પાવર હોય તેને ત્રણ હોર્સ, પાંચ હોર્સ પાવરનું હોય તો પાંચ હોર્સ. એ બધું પાવર હોય એ પ્રમાણે કામ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** એમ નહીં, પાવરવાળો ઓછો પ્રકાશ કેવી રીતે ઓછો-વત્તો હોય ? માનો બૅટરીમાં ઓછો પાવર હોય તો ઓછું અજવાળું દેખાય, એ ખ્યાલ નથી આવતો.

**દાદાશ્રી :** આત્માનો અનુભવ હોય, અનુભવ મળતો આવે પણ વધતો-ઓછો હોય. કોઈ પચ્ચીસ ડિગ્રીનો ગોળો હોય, કોઈ સો ડિગ્રીનો હોય, કોઈ દોઢસો ડિગ્રીનો હોય, વીજળી એક જ પ્રકારની પણ બધા જુદા જુદા ગોળાનું અજવાળું, એમ.

જ્ઞાનપ્રકાશ તો તમનેય છે, અમનેય છે પણ એ પ્રકાશ, તમે તો હજુ પહેલા સ્ટેશને બેઠા છો. પહેલા સ્ટેશને તો અઢાર કમ્પાર્ટમેન્ટ છે. તેમાંથી તમે બીજા-ત્રીજા કમ્પાર્ટમેન્ટમાં હશો. અઢારમાં તો આવતા આવતા બહુ ટાઈમ લાગે છે અને તે પછી ત્યાંથી તો એક લાખ જોજન દૂર છે. પણ મુક્તિ અહીંથી થઈ ગઈ. વિઝા-બિઝા, પાસપોર્ટ-બાસપોર્ટ બધું અહીંથી પછી આપણે બીજું શું જોઈએ ?

**પ્રશ્નકર્તા :** ટિકિટ આવી ગઈ.

**દાદાશ્રી :** હા, ટિકિટ, વિઝા બધું જ. તમને કોઈ પાછુંય ના કાઢી શકે હવે. રિઝર્વેશન બધું થઈ ગયું. પણ આ અવલંબનવાળો શુદ્ધાત્મા, શબ્દનું અવલંબન છે.

જ્યારે છેલ્લું સ્ટેશન, અમે જે સ્ટેશને ઊભા છીએ, છેલ્લા સ્ટેશને મહાવીર ભગવાન ઊભા હતા તે, તે નિરાલંબ સ્ટેશન છે. શબ્દ-બબ્દ કશુંય નહીં. ત્યારે ત્યાં જ્ઞાન છે તે બધી જગ્યાએ ફરી વળે, કેરીની (જ્ઞેયની) ચોગરદમ ફરી વળે.

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૩]

# સ્વ-પર પ્રકાશક

### એ એકલો જ પોતાને ને પરને પ્રકાશિત કરે

**પ્રશ્નકર્તા :** આત્મા સ્વ-પર પ્રકાશક છે એટલે શું ?

**દાદાશ્રી :** આત્મા બ્રહ્માંડનેય પ્રકાશ કરે અને પોતાની જાતનેય પ્રકાશ કરે.

જો પોતે પોતાને પ્રકાશિત ના કરે તો આનંદ જ ના થાયને ? આ દીવો છે તે પરને પ્રકાશિત કરી શકે, પણ પોતે પોતાને પ્રકાશિત ના કરી શકે. કારણ કે એ જડ છે. જ્યારે આત્મા તેવો નથી. એ તો પોતાનેય પ્રકાશિત કરે ને બીજાને પણ લાભ આપે.

**પ્રશ્નકર્તા :** સૂર્યનારાયણ પ્રકાશ આપે છે, એ પોતાને આપે છે કે બીજા જીવોને આપે છે ? એ પ્રકાશ કોને આપે છે ?

**દાદાશ્રી :** એ બીજા લોકોને પ્રકાશ આપે છે. આ સૂર્યનો પ્રકાશ પરને પ્રકાશ કરે છે, પોતાને પ્રકાશ નહીં કરે અને આત્મા પોતાને પણ પ્રકાશ કરે ને પરને પણ પ્રકાશ કરે.

આ બીજા પ્રકાશ અંતરાયવાળા, જ્ઞેયવાળા છે. આત્માનો પ્રકાશ નિરંતરાય છે, સ્વ-પર પ્રકાશક છે.

## પોતાની અનંત શક્તિને જાણે ને પરનેય જાણે

**પ્રશ્નકર્તા :** આપ સ્વ-પર પ્રકાશિત કહો છો, તો પોતા ઉપર કેવી રીતે પ્રકાશ ફેંકાય ?

**દાદાશ્રી :** પોતે પોતાને જાણે, પોતાના બધા જ ગુણધર્મોને જાણે કે પોતે કેવો છે અને કેવો નહીં. પોતાની અનંત શકિતને જાણે અને બીજાનેય જાણે. એટલે આ નાશવંત ચીજોનેય જાણે, પેકિંગનેય જાણે અને પોતાનેય જાણે.

એટલે મારું અગુરુ-લઘુપણું જે છે એ બધાને પણ હું જાણી શકું છું. પોતાના બધા જ ગુણોને જાણે, પોતાની અનંત શક્તિને જાણે, માટે સ્વ પ્રકાશક છે.

પોતે પોતાને દેખવું એ સ્વ-પર પ્રકાશકનો ગુણ છે. પોતે પ્રકાશિત થાય અને બીજું સર્વ પ્રકાશિત કરી આપે. એવા પોતાનામાં બન્નેવ ગુણો છે. એટલે બધું જાણી શકે, બધું જોઈ શકે, એવો ચેતન ઉપયોગવાળો છે.

## ચેતન હોવાથી પ્રકાશે, જાણે સ્વ-પર બન્નેને

**પ્રશ્નકર્તા :** તો પર પ્રકાશક કેવી રીતે ?

**દાદાશ્રી :** પર પ્રકાશક એટલે કે બીજા બધા જ જ્ઞેયોને, દૃશ્યોને જુએ અને જાણે. પુદ્ગલના જ્ઞેયો છે, એ આખા બ્રહ્માંડના જ્ઞેય છે, તે જ્ઞેયને પ્રકાશ કરનારો છે આ. આખા બ્રહ્માંડના જ્ઞેયોને પ્રકાશ કરી શકે એવો છે. પોતે જ્ઞાતા છે અને જ્ઞેયો ને દૃશ્યોને પ્રકાશ કરી શકે એમ છે.

એટલે બીજી બધી વસ્તુઓને જાણે, આ જગતની ચીજોને જાણે. આ ઘડો દેખીએ એટલે જાણી શકે કે માટી હતી, ને માટીમાંથી આવું થયું, ને તેમાંથી આવું થયું, તેમાંથી આવું થયું ને તેમાંથી ઘડો થયો. ઘડો ભાંગીને આવું થશે, આવું થશે એ બધું એ જાણે છે, એ પર છે છતાં એને જાણે છે. પોતાનો સ્વભાવ જ પ્રકાશક છે. પોતાને પણ પ્રકાશ કરી શકે, બીજાને પણ પ્રકાશ કરી શકે. બીજા કોઈ તત્ત્વમાં એવો ગુણ નથી પ્રકાશ કરવાનો. એટલે પ્રકાશ છે અને ચેતન સ્વભાવ હોવાથી એ આત્મા, ભગવાન કહેવાય છે. બીજા અવિનાશી તત્ત્વો છે એ બધામાં ચેતન સ્વભાવ ને પ્રકાશ નથી.

બીજા બધા જે પાંચ તત્ત્વો છે, એનામાં ચેતન છે જ નહીં. કોઈ કોઈને જાણતા નથી. પોતાની જાતનેય જાણતા નથી અને બીજાનેય જાણતા નથી. આ તો પરમાત્મા જ છે. સ્વ-પર પ્રકાશક છે.

## શાશ્વત ગુણે સ્વ પ્રકાશક, અવસ્થા એ પર પ્રકાશક

આત્મા ગુણે કરીને સ્વ પ્રકાશક છે ને અવસ્થાએ કરીને પર પ્રકાશક છે. ગુણે કરીને પર પ્રકાશક ના હોય ને અવસ્થાએ કરીને પર પ્રકાશક હોય. દીવો ગુણે કરીને પ્રકાશક નથી, અવસ્થાએ કરીને પ્રકાશક છે. માટે એ સ્વ પ્રકાશક નથી, પર પ્રકાશક છે.

**પ્રશ્નકર્તા :** દાદા, વધારે ફોડ પાડશો.

**દાદાશ્રી :** આત્માના ગુણો નાશ થતા નથી, પણ આત્માના કિરણો નાશ પામે છે. આત્માને અસર થતી નથી, અવસ્થાઓને અસર થાય છે. આત્માના કિરણો જ્ઞેય ઉપર પડે છે, તે જ્ઞેયાકાર થઈને, નાશ પામે છે. આત્માને જ્ઞાતાપણે રહીને કશું જ થતું નથી. આ જ્ઞેય-જ્ઞાતાપણું તે સિદ્ધ અવસ્થાની વચલી દશા છે.

પોતાની જાતે કરીને અચ્યુત અને પોતાનો પ્રકાશ સમયવર્તી ! સ્વ-પર પ્રકાશિત એટલે સ્વપ્રકાશમાં અચ્યુત અને પરપ્રકાશમાં સમયવર્તી, તે ચેન્જ થયા કરે, અને પોતે અન્ચેન્જેબલ છે.

## આત્મા એકલો જ પ્રકાશ, બીજું બધું અંધારું

**પ્રશ્નકર્તા :** સ્વ-પર પ્રકાશક છે એટલે પુદ્ગલ સૃષ્ટિ પણ આત્મપ્રકાશથી જ પ્રકાશિત છે ?

**દાદાશ્રી :** બધું એનાથી જ ચાલે છે ને પ્રકાશવાન આત્મા એકલો જ છે, બીજું બધું અંધારું છે. આત્મા પોતે પોતાને પ્રકાશ કરે છે અને બીજાનેય પ્રકાશ કરે છે, પુદ્ગલોનેય. દરેકને પ્રકાશ આપે છે.

**પ્રશ્નકર્તા :** આપે કહ્યુંને આત્મા પુદ્ગલ સૃષ્ટિને, પ્રકાશે છે તો એ પ્રકાશે નહીં તો શું થાય ?

**દાદાશ્રી :** આ પ્રકાશ છે ને આ લાઈટ બંધ થઈ જાયને તો આપણને સામસામી મોઢા ના દેખાય, એવી રીતે આત્માનું લાઈટ બંધ થઈ જાય તો બધું અંધારું ઘોર થઈ ગયું. એટલે આત્માના લાઈટને લઈને તો બધું ઓળખાય છે કે આ ફલાણા, આ ફલાણા, આ ફલાણા, આ ફલાણા એ બધું... બસ એટલું જ છે.

આત્મા સ્વ-પર પ્રકાશક હોવાથી તેમાં સંયોગ માત્ર ઝળકે જ. ઝળકવાનો તો તેનો સ્વભાવ જ છે.

## સમજે પર પ્રકાશથી વિનાશીને, સ્વથી અવિનાશીને

**પ્રશ્નકર્તા :** પોતાને પણ પ્રકાશે છે અને પરને પણ પ્રકાશે છે, એ વધારે વિસ્તારથી સમજાવો કે એ કેવી રીતે છે ?

**દાદાશ્રી :** આ પરનો પ્રકાશક તે એ રીતે કે 'આ વિનાશી છે' એવું કહે એ. આ વિનાશી છે, આ વિનાશી છે, આ વિનાશી છે અને સ્વનો પ્રકાશ શી રીતે કરે ? સ્વનો પ્રકાશ એવી રીતે કરે કે 'હું પોતે અવિનાશી છું.' મેં વિનાશી ચીજો જોઈ પણ હું પોતે અવિનાશી છું અને અમુક ગુણોનું ધામ છું. જે સિદ્ધના ગુણો છે એ ગુણોનો હું ધણી છું એવું બતાવી દે. પોતે જ બતાવે માટે સ્વ પ્રકાશક છે. પોતે પોતાને પ્રકાશી શકે અને બન્ને કામ એટ એ ટાઈમ થઈ શકે અને કામ શું ? ત્યારે કહે, જ્ઞેય અને જ્ઞાયક. જગતમાં બધી ચીજો જ્ઞેય છે અને એ પોતે જ્ઞાયક છે. જગતમાં બધી દૃશ્ય વસ્તુઓ છે ને પોતે દ્રષ્ટા છે.

એટલે હું પોતાની જાતનેય જાણું છું અને આ બીજી વસ્તુઓનેય જાણું છું. બીજી વસ્તુઓને એટલે મન શું શું વિચારી રહ્યું છે તેનેય જાણું છું, બુદ્ધિ શું કરી છે તેને જાણું છું અને બહારની વસ્તુઓ, આ ચા સારી થઈ છે, ખરાબ થઈ છે તેને પણ જાણું છું. બધું બહારેય જાણું છું ને અંદરેય જાણું છું. એટલે દૃશ્યને જાણું છું અને દ્રષ્ટાને પણ જાણું છું.

## અજ્ઞાનતામાં સ્વને ન જુએ, માટે રહે પર પ્રકાશક

જ્યાં સુધી એને આત્માનું જ્ઞાન નથીને, ત્યાં સુધી એને એમ જ લાગે

છે કે હું છું આ. એવું જ જાણે છે, એવું અનુભવે છે અણસમજણથી અને તેથી આ સંસાર ઊભો રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, મૂળમાં આવું કેવી રીતે થઈ ગયું ?

**દાદાશ્રી :** આત્મા વ્યવહારમાં આવ્યો છે, તે જગત તેના પ્રકાશમાં ઝળકે છે. ખરી રીતે આત્માના પ્રકાશમાં આખું જગત ઝળકે છે. અજ્ઞાનતાથી 'પોતે' કહે છે કે આ શું છે ? એટલે પોતે દ્રષ્ટા હતો, તે દૃશ્ય થઈ ગયો ! આત્માની બાબતમાં 'આ' સમજાવું એ બહુ મોટી વસ્તુ છે ને 'જ્ઞાની' વગર સમજાય તેમ નથી, પણ તે નિમિત્તનું ઠેકાણું પડે તેમ જ નથી. આખું જગત તેથી મૂંઝાયું છે.

જ્યાં સુધી પોતે આત્મા થાય નહીં ત્યાં સુધી પર પ્રકાશક હોય. પોતાની વસ્તુઓને આ જુએ નહીં. સ્વને ના જોઈ શકે, એ પરને જુએ. બહારની વસ્તુઓને, દૃશ્યને, જ્ઞેયને બેઉને જુએ ને જાણે. પોતે દ્રષ્ટાને, જ્ઞાતાને ના જાણે.

## બુદ્ધિ એ પર પ્રકાશ, ખસે તો રહે વીતરાગ સ્વ પ્રકાશ

જ્ઞાન પછી સ્વ-પર પ્રકાશક થાય, પોતે પોતાને પ્રકાશ ધરે અને બીજાનેય પ્રકાશ ધરે. પછી ક્રોધ-માન-માયા-લોભ હોય નહીં. મતભેદ હોય નહીં, નબળાઈ હોય નહીં, દેહાધ્યાસ હોય નહીં, વીતરાગભાવ હોય.

**પ્રશ્નકર્તા :** આ કાળમાં વીતરાગભાવ કેળવવો એ તો બહુ મોટી વાત છે.

**દાદાશ્રી :** વીતરાગભાવ શી રીતે આવે તે ?

વીતરાગભાવ એટલે પ્રકાશભાવ, સ્વપ્રકાશભાવ. સ્વપ્રકાશભાવ એટલે બુદ્ધિનો અભાવ. જો બુદ્ધિનો અભાવ થયો તો વીતરાગભાવ થયો, નહીં તો વીતરાગભાવ તો આવે જ નહીંને ! વીતરાગભાવ તો બુદ્ધિ ખસે તો જ પેસે.

બુદ્ધિ એટલે પર પ્રકાશ, એટલે મીડિયમ થ્રૂ (માધ્યમ દ્વારા આવતો

પ્રકાશ) અહંકાર હોય ત્યાં સુધી બુદ્ધિ ઊભી રહે અને બુદ્ધિ હોય ત્યાં સુધી બધો ડખો, વીતરાગભાવ ના રહે.

## બુદ્ધિનો પ્રકાશ એ અહંકારનો પ્રકાશ

**પ્રશ્નકર્તા :** લોકોને બુદ્ધિના પ્રકાશથી હોય અને જ્ઞાન પછી મહાત્માઓને આત્માના પ્રકાશથી, એનું ડિમાર્કેશન કેવી રીતે હોય છે ? એની ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** બુદ્ધિનો પ્રકાશ એટલે અહંકારનો પ્રકાશ અને આ નિરહંકાર, આત્માનો પ્રકાશ. અહંકાર જતો નથી રહેતો જ્ઞાન આપીએ ત્યારે ? અને પેલો તો ચંદુનો જ પ્રકાશ. પ્રકાશ કરનારો જ હું અને પ્રકાશ દેખાય છેય મને. આ તો જ્ઞાયકને દેખાય છે, જ્ઞાયક સ્વભાવને. આત્મા જ્ઞાયક સ્વભાવી છે.

## ડિરેક્ટ જ્ઞાનપ્રકાશે કેવળજ્ઞાન સુધી

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાન ડિરેક્ટ જ્ઞાન છે, એ કેટલું જોઈ શકે ? ક્યાં સુધીનું જોઈ શકે ?

**દાદાશ્રી :** એ ડિરેક્ટ જ્ઞાન તો જેટલો પ્રકાશ પામે, જેટલું આવરણ ખસે ડિરેક્ટ જ્ઞાનનું, એટલું તે કેવળજ્ઞાન સુધી પહોંચે. એટલે પછી આખું જગત જોઈ શકે, બધું બ્રહ્માંડ જોઈ શકે. એનો તો પાર જ ના આવેને ! પણ ડિરેક્ટ જ્ઞાન અને ઈન્ડિરેક્ટ જ્ઞાનમાં ફેર એટલો જ કે ઈન્ડિરેક્ટ જ્ઞાન બધું અહંકારવાળું હોય અને ડિરેક્ટ જ્ઞાન નિરહંકારી હોય. થોડું હોય તોય નિરહંકારી હોય. પછી જેમ વધતું જાય, તેની વાત જુદી છે, પછી કેવળજ્ઞાન થાય.

જેને ડિરેક્ટ જ્ઞાન થયું છે તેને કેવળજ્ઞાન શું હશે એ ખબર પડી જાય. કેવળજ્ઞાનમાં શું દશા થાય, કેવું દેખાય એ બધું દેખે, બધું ખબર પડી જાય.

**પ્રશ્નકર્તા :** એ બીજાને સમજાવી શકાય નહીં એમ ?

**દાદાશ્રી :** એવું છે ને, કેટલીક વાત સમજાવી શકાય, કેટલીક પૂરી ના સમજાવી શકાય. સામાને પહોંચે નહીંને બધી વાત ! એ બુદ્ધિગમ્ય વિષય નથી માટે પહોંચે નહીં, એટલે સમજાવવી પડે, એના જેવી સંજ્ઞા આપીને સમજાવવી પડે.

## સ્વ સ્વભાવને જાણે, માટે જુદો રહે પર ટેવોથી

**પ્રશ્નકર્તા :** દાદા, આપે કહ્યું કે જ્ઞાન પછી પોતે સ્વ-પર પ્રકાશક થાય, એ વધારે સમજાવો.

**દાદાશ્રી :** સ્વરૂપજ્ઞાન પછી આપણે આપણા સ્વભાવને જાણીએ છીએ અને આ મન-વચન-કાયાની ટેવોને પણ જાણીએ છીએ. મન આવું છે, વાણીની ટેવ આવી છે, સામાને અપ્રિય થઈ પડે એવી છે, ખરાબ ભાષા છે, એવું બધું તમે જાણો કે ના જાણો ? તમે આય જાણો ને 'પેલું'ય જાણો. કારણ કે તમે સ્વ-પર પ્રકાશક છો. પોતાને, 'સ્વ'ને પણ પ્રકાશ કરી શકે અને પરને પણ પ્રકાશ કરી શકે. અજ્ઞાની માણસ, 'પર' એકલાને જ પ્રકાશ કરી શકે, 'સ્વ'ને પ્રકાશ ના કરી શકે. એમને એવું થાય ખરું કે મારું મન બહુ ખરાબ છે, પણ પાછા જાય ક્યાં ? ત્યાં ને ત્યાં જ રહેવું પડે, જ્યારે આત્મજ્ઞાનવાળો તો જુદો રહે.

## પ્રતિબિંબ છે પરભાર્યું, નહીં પોતાનું

**પ્રશ્નકર્તા :** દાદા, કોઈવાર એવું થાય કે આપણે જ્ઞાન ગોઠવતા હોઈએ પણ ત્યાં કોઈક આવી પડે કે આપણા મનમાં બહુ જ ખરાબ વિચારનો ફોર્સ ઊઠે, ત્યારે હલી જવાય છે.

**દાદાશ્રી :** આત્માનો સ્વભાવ પ્રકાશસ્વરૂપ છે, તેથી તેમાં જગતનું પ્રતિબિંબ પડે છે.

પોતાને પ્રકાશ આપે અને સામાને પણ પ્રકાશ આપે. 'સામા' ઉપર પ્રકાશ પડે અને 'તને' જે દેખાય તેનું મૂંઝાઈશ નહીં. સામાનો પ્રકાશ તમને દેખાય, સામાનું મન કેવું છે તે દેખાય. લોભિયો આવ્યો હોય તો તેનો લોભ તમને દેખાય. બધા જ ફોટા સામાના પડે તેવું છે. કોઈ વખત ખરાબ

વિચાર આવે તો તે તમારો નથી, સામાનો પડઘો છે. તમારો જ છે માની ગભરાઈ ના જશો.

તે પરભાર્યું છે તે આપણામાં દેખાય છે. જેમ અરીસો છે ને, તે અરીસામાં જે દેખાય છે તે વસ્તુ બહાર છે ખરી. પોતે પ્રકાશિતભાવ છે એટલે મહીં દેખાય પણ છે બહાર.

સ્વ-પર પ્રકાશિત સ્વભાવ છે એટલે એને અંદર દેખાય કે મારું હારુ મહીં પેસી ગયું આ ! ખરેખર મહીં પેસતું નથી. સ્વ-પર પ્રકાશક છે ને તે દેખાય ખરું, અમને હઉ દેખાયને. હવે અમે ક્યાં ગૂંચાઈએ કે અમને પેસી ગયું ! ના, પેસે જ નહીં, ને આ તો એનો સ્વભાવ છે, એટલે દેખાય મહીં.

આ અરીસામાં આપણે કહીએ, 'મહીં અંદર ના દેખાય એવું તું કરી નાખ.' ત્યારે કહે, 'ના, એ તો દેખાશે.' એ સ્વભાવને છોડે નહીંને કોઈ-કોઈના ! આપણે સ્વભાવને જાણી જોવો જોઈએ.

## સ્વ-પર પ્રકાશક એ વ્યવહાર આત્મા

**પ્રશ્નકર્તા :** આત્મા જ્યારે ફુલ પ્રકાશમાં આવે ત્યારે પછી પરને શું કરવા જુએ ? સ્વને જ કેમ ના જુએ ?

**દાદાશ્રી :** વ્યવહાર સાથે ના રહે તો એ આત્મા ન હોય. વ્યવહારને જરાય એ હરકત ના કરે. આત્મા સ્વ-પર પ્રકાશક છે. જો સ્વને પ્રકાશ કરે, તો પર ક્યાં ગયું ? એટલે વ્યવહાર સહિત હોવો જોઈએ. જો વકીલાત કરતાયે આત્મા રહે છે ને, નહીં ?

**પ્રશ્નકર્તા :** હા, પણ વ્યવહાર પૂરો થઈ ગયા પછી પ્રકાશ જ રહ્યોને ?

**દાદાશ્રી :** સ્વ-પર પ્રકાશક તો જ્યાં સુધી દેહધારી હોયને ત્યાં સુધી. દેહધારી ના હોય ત્યાર પછી જ્ઞાનપ્રકાશ થઈ ગયો. એટલે એ અપેક્ષાએ વાત છે બધી.

સ્વ-પર પ્રકાશક છે ને, તે વ્યવહાર આત્મા થાય છે. એ (મૂળ

આત્મા) તો સ્વનોય નથી ને પરનોય નથી, સંપૂર્ણ પ્રકાશિત છે. એને કોઈ વિશેષણ નથી. આ જેટલા વિશેષણ છે એ વ્યવહાર આત્માના છે. મૂળ આત્મા નિર્વિશેષ છે, એને કોઈ વિશેષણ જ ના હોય. ભગવાનને વિશેષણ હોય, ત્યાર પછી તો વિશેષણ જતું રહે ત્યારે ભગવાન ક્યાં રહ્યા ? વિશેષણનો સ્વભાવ એવો કે જતું રહે થોડા વખત પછી.

અત્યારે દેહમાં છે એટલે સ્વ-પર પ્રકાશક છે. દેહમાંથી છૂટ્યો કેવળજ્ઞાન થતા જ એટલે કેવળજ્ઞાન પ્રકાશ થઈ ગયો, મૂળ પ્રકાશ.

પેલું પ્રકાશક અને પ્રકાશ જુદા ન રહે ત્યારે એ પ્રકાશ કહેવાય. જ્યોતિસ્વરૂપ જે કહે છે ને, એને પ્રકાશ કહેવાય.

## પ્રકાશ અને પ્રકાશક રહે જુદા, કેવળજ્ઞાન થતા સુધી

**પ્રશ્નકર્તા :** દાદાજી, શું થાય પ્રકાશક અને પ્રકાશ જુદા ન રહે એટલે ?

**દાદાશ્રી :** એક જ, એકતા.

**પ્રશ્નકર્તા :** પણ એ તો હોય જ, કાયમ હોય જ ને ?

**દાદાશ્રી :** એ હોય, પણ કેવળજ્ઞાન ન થાય ત્યાં સુધી બે હોય.

**પ્રશ્નકર્તા :** એટલે જે મૂળ પ્રકાશ અને પછી પ્રજ્ઞા કહીએ તે ?

**દાદાશ્રી :** એ જ પ્રજ્ઞા રહ્યા કરે એટલે બે રહ્યા કરે અને કેવળજ્ઞાન થયા પછી એક. પછી દેહ છૂટે એટલે એકનું એક જ.

**પ્રશ્નકર્તા :** દાદા, પછી જ્યારે કેવળસ્વરૂપે થઈ જાય, જ્ઞાનસ્વરૂપ, પછી ત્યાં દર્શન-જ્ઞાન-ચારિત્ર એ બધા ભેદ રહેતા જ નથીને ? પ્રકાશ સ્વરૂપે જ રહે છે ને ?

**દાદાશ્રી :** હા, એ ત્યાં પ્રકાશ સ્વરૂપે, પછી ત્યાં એ ભેદ રહેતા નથી. અહીં આગળ જુદું છે આપણું. એ સ્વ-પર પ્રકાશક અહીં બધું, ત્યાં કશું જ નહીં.

ત્યાં આગળ સિદ્ધ ભગવાન, સિદ્ધ સ્થિતિ, પોતાના સ્વાભાવિક સુખમાં નિરંતર, સ્વ-રમણતામાં રહ્યા કરે. ત્યાં સ્વએય નથી ને પરેય નથી. પર હોય ત્યાં સ્વ કહેવાય.

## આંખો જુએ સામાને, પોતે જુએ પોતાના આત્માને

**પ્રશ્નકર્તા :** ગીતામાં કીધું છે કે આત્મન્યેવાત્મના તુષ્ટઃ ...(ગીતા અધ્યાય-૨, શ્લોક-૫૫) 'આત્મા વડે તું આત્માને જો.' એટલે કેવી રીતે કરવું ? શું જોવાનું ?

**દાદાશ્રી :** આત્મા વડે આત્માને જોવું. કારણ કે આત્મા પોતે સ્વ-પર પ્રકાશક છે. સ્વનેય જોઈ શકે ને પરનેય જોઈ શકે છે. એટલે તું સ્વને જો કહે છે. હવે સ્વને જુએ એટલે પોતાને નિરાકુળતા ને એ બધું લાગે.

**પ્રશ્નકર્તા :** અત્યારે આપણે બે વાતો કરીએ છીએ, તેમાં તમે આત્માને જોઈ રહ્યા છો કે મને જોઈ રહ્યા છો ?

**દાદાશ્રી :** આ આંખો તમને જોઈ રહી છે અને 'હું' મારા આત્માને જોઈ રહ્યો છું. બન્ને સાથે ચાલે એવું છે, કારણ કે બે જુદું છે. એક હોય તો ના થાય. બન્ને દ્રવ્યો, વસ્તુઓ બધી જ, બન્ને જુદી છે.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, આત્મામાં જુએ છે એટલે આત્મામાં આત્માને જ જોતા હશે કે આત્મામાં પાછી કોઈ બીજી વસ્તુ હશે ?

**દાદાશ્રી :** નહીં, આત્મા વડે આત્માને જુએ છે. કારણ કે આત્મા સ્વ-પર પ્રકાશક છે. પોતાનો પણ પ્રકાશ કરી શકે એમ છે, પારકાનો, બીજી વસ્તુઓનોય પ્રકાશ જોઈ શકે એમ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા વડે આત્માને જોવાની જે વાત કરી એ દિવ્યચક્ષુ સિવાય બને નહીં.

**દાદાશ્રી :** દિવ્યચક્ષુ સિવાય કશું માલૂમ જ ના પડે.

અજ્ઞાનથી સંપૂર્ણ મુક્ત થયો એટલે સ્વ-પર પ્રકાશક થયો અને ત્યારથી સંવરપૂર્વક કર્મની નિર્જરા થાય.

## ઊંધા-સીધા બેઉ ઉપયોગને આપે પ્રકાશ

**પ્રશ્નકર્તા :** આપણે પેલી વાત છે ને ભગવાન તો પ્રકાશસ્વરૂપ છે. એટલે ચોરનેય પ્રકાશ આપે છે, દાનેશ્વરીનેય પ્રકાશ આપે છે. હવે ચોર હોય કે દાનેશ્વરી હોય એ જ્ઞાન પામે, એને જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહેવા માટે એ ભગવાન પ્રકાશ આપે ?

**દાદાશ્રી :** એ તો આપેલો છે જ ને !

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાતા-દ્રષ્ટાપદ વખતે પ્રકાશ ભગવાનનો જ હોય છે ?

**દાદાશ્રી :** એ પોતાનો સ્વયં પ્રકાશ હોય છે. બીજા કોઈ પાસે લેવો પડે એવો નથી અને ચોર-બોર એ બધાને આપવો પડે છે, તો આપે છે.

**પ્રશ્નકર્તા :** એ જ સમજવું હતું. એટલે ચોર આ પ્રકાશનો ઉપયોગ કરે છે એવું કહેવાય ?

**દાદાશ્રી :** હંઅ.

**પ્રશ્નકર્તા :** એટલે એનો ઊંધો ઉપયોગ કરે છે ?

**દાદાશ્રી :** હં, ઊંધો ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** અને અહીં એ પોતે જ શુદ્ધ ઉપયોગમાં રહે છે ?

**દાદાશ્રી :** કોણ ?

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાતા-દ્રષ્ટાપદવાળો જે છે !

**દાદાશ્રી :** એ તો પોતે શુદ્ધ ઉપયોગમાં જ છે. પેલું આ રિલેટિવમાં, સંસારી કાર્યોમાં બધે પ્રકાશ એ આપે છે.

## જ્ઞાતા-દ્રષ્ટા અને પ્રકાશ, બેઉ એકના એક

**પ્રશ્નકર્તા :** એક જગ્યાએ આપની એ રીતે વાત આવે છે કે 'હું જ્ઞાતા-દ્રષ્ટા છું.' આત્મા જે જોઈ શકે છે તે હું જોઈ શકું છું. એટલે એ

પ્રકાશ જે દેખાડે છે, એ પ્રકાશમાં દેખાય પણ છે અને જણાય પણ છે એમ.

**દાદાશ્રી :** હં, તે ?

**પ્રશ્નકર્તા :** એટલે જ્ઞાતા-દ્રષ્ટાપણું અને પેલું પ્રકાશક બે વસ્તુ જુદી થઈને ? જોવા-જાણવાનું અને પેલો પ્રકાશ ધરનારો એ બે જુદા થયાને કે એક જ ગણાય છે ?

**દાદાશ્રી :** એ વ્યવહારમાં કહેવાય એવું પ્રકાશ ધરનારો. આ સૂર્યનારાયણ છે એ ધરે છે કોઈને ?

**પ્રશ્નકર્તા :** ના, એમની હાજરી જ છે એમ !

## કેવળજ્ઞાનમાં જોઈને પ્રજ્ઞાથી કહે દાદા

**પ્રશ્નકર્તા :** દાદા, આ તમે કહો છો અમે જોઈને બોલતા હોઈએ, દર્શનથી બોલતા હોઈએ છીએ...

**દાદાશ્રી :** એમાં ચિત્ત કામ નથી કરતું, એ તો બધી પ્રજ્ઞા કામ કરે છે !

**પ્રશ્નકર્તા :** એટલે આ બધી વાતો, પ્રસંગો એમાં પણ પ્રજ્ઞા કામ કરતી હોય છે ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાથી જ બધું આ. વાતો-પ્રસંગો અમને યાદ ના હોય. કશી વસ્તુ યાદ ના હોય એ બધી.

**પ્રશ્નકર્તા :** તો એ ડિફરન્સ કેવી રીતે ખબર પડે કે આ પ્રજ્ઞાથી છે કે ચિત્તથી છે ?

**દાદાશ્રી :** એ બધું ખબર પડી જાય તરત જ, કારણ કે દેખવાથી દેખાય અમને.

**પ્રશ્નકર્તા :** એ કેવું, દાદા ?

**દાદાશ્રી :** જેમ કેવળજ્ઞાનમાં દેખાતા હોય ને જોઈને કહે એવી રીતે.

**પ્રશ્નકર્તા :** એ કેવું જુએ ? કેવળજ્ઞાનમાં કેવું દેખાય ?

**દાદાશ્રી :** અમે કહીએ છીએ કે અમે આ જોઈને કહીએ છીએ એટલે પ્રજ્ઞા એ કેવળજ્ઞાનનો ભાગ છે. તેમાં રહીને-જોઈને કહીએ અમે.

**પ્રશ્નકર્તા :** એમાં રહીને-જોઈને એટલે કોણ રહે ? પ્રજ્ઞામાં...

**દાદાશ્રી :** જોનારેય તે ને જે જોવાની વસ્તુય તે. પોતે પોતાના સ્વરૂપને જુએ. સ્વ-પર પ્રકાશક. એટલે પોતાને પણ પ્રકાશ કરે અને બીજી પર વસ્તુનેય કરે એવો એ આત્મા ને તે તારી પાસે છે !

જ્ઞાની પુરુષ સ્વ-પર પ્રકાશક હોય છે. એમની કૃપા વરસે એટલે દુનિયામાંના ઊંચામાં ઊંચા પરમાણુ મળે.

કરોડો વર્ષનો અંધકાર હોય તોય તે સૂર્યનારાયણ ઊગે એટલે દૂર થઈ જાય. આપણે સ્વ-પર પ્રકાશક છીએ, એટલે કલાકમાં જ અજ્ઞાન ઉલેચી શકાય.

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૪]

# પરમ જ્યોતિસ્વરૂપ

### પૂર્ણતાએ અકલ્પનીય નિર્વિકલ્પ જ્યોતિસ્વરૂપ

**પ્રશ્નકર્તા :** પૂર્ણતાએ પહોંચે ત્યારે આત્માનું સ્વરૂપ કેવું હશે ?

**દાદાશ્રી :** આત્માનું સ્વરૂપ, પરમ જ્યોતિસ્વરૂપ, જે જ્યોતિ આ જગતમાં હોતી નથી. આ જગતમાં કલ્પનાવાળી જ્યોતિઓની લોકો મહીં કલ્પનાઓ કર્યા કરે છે. પણ એ કલ્પનાવાળી જ્યોતિ નથી, નિર્વિકલ્પ જ્યોતિ છે. કોઈ જોડે સિમિલિ અપાય એવી જ્યોતિ જ નથી એ. એ જ્યોતિ જ અજબ જાતની છે ! એ પણ બુદ્ધિમાં નથી સમાય એવી એ જ્યોતિ. એ તો અમે જ જાણીએ કે જ્યોતિ શું છે તે !

**પ્રશ્નકર્તા :** અરૂપી છે એ જ્યોતિ ?

**દાદાશ્રી :** જ્યોતિ અરૂપી છે. અરૂપી એટલે કઈ દૃષ્ટિએ કે આ ઈન્દ્રિય દૃષ્ટિએ. અતીન્દ્રિય દૃષ્ટિએ તો પોતાને દેખાય.

### આખા લોકને નિહાળે એ પ્રકાશ

**પ્રશ્નકર્તા :** પણ એ જ્યોતિનો પ્રકાશ કયો ?

**દાદાશ્રી :** પ્રકાશ એટલે વસ્તુમાત્રને નિહાળે. અંધારામાં હોય કે અજવાળામાં હોય, પણ ગમે ત્યાં આગળ નિહાળી શકે.

**પ્રશ્નકર્તા :** એની રેન્જ એટલે એની મર્યાદા ક્યાં સુધી હોય ?

**દાદાશ્રી :** આખા વર્લ્ડની, આખા બ્રહ્માંડની. જ્યાં સુધી લોક છે ત્યાં સુધી, અલોકમાં નહીં. આ બ્રહ્માંડ લોક નથી, આ લોકાલોક છે એટલે લોક વત્તા અલોક. તે આ બધા જ તત્ત્વો લોકની અંદર છે અને અલોકમાં આકાશ એકલું જ તત્ત્વ છે.

એ અલોકમાં કશું દેખાય નહીં, અહીં પ્રકાશ ફેલાય આ લોકમાં.

## પૂર્ણ સમજ અને પૂર્ણ અનુભવ એનું નામ જ્યોતિ

**પ્રશ્નકર્તા :** જ્યોતિસ્વરૂપ એટલે આપણે દીવો પ્રગટાવીએ એ જ્યોતિ નહીં ને સમજ એ જ્યોતિ ?

**દાદાશ્રી :** સમજ એકલી નહીં, સમજ અને અનુભવ બે ભેગું થાય ત્યારે જ્યોતિ થાય. અમારી સમજમાં વર્તે અને અનુભવમાં વર્ત્યા કરે એટલે જ્યોતિ મહીં રહે અને પછી એ જ્યોતિ ઊભરાય. જોડે બેઠો હોય તેય સુખિયો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદાજી, આપે કીધું કે સમજ અને અનુભવ એ જ્યોતિ. એટલે આ કેરી મીઠી છે એ સમજ અને ખાઈએ ને ગળી વર્તાય અને અનુભવ થાય, એ જ્યોતિ થઈ ?

**દાદાશ્રી :** અનુભવ, એ કેરી આવી હતી એ અનુભવ રહેવો જોઈએ. થિયરેટિકલ એ અનુભવ ના કહેવાય, એ તો સમજ કહેવાય અને પ્રેક્ટિકલ એ અનુભવ છે.

**પ્રશ્નકર્તા :** આપે હમણાં જે કીધું કે સમજમાં આવે અને અનુભવમાં વર્તાય એ એક શબ્દ જ બધી સમજ આપે. બધું જ એમાં આવી જાય.

**દાદાશ્રી :** સમજ ફુલ (પૂર્ણ) ને અનુભવ ફુલ એનું નામ જ્યોતિ. એ જ્યોતિ એ જ જ્ઞાન, એ જ પરમાત્મા.

## ક્ષાયક સમકિત એ જ પરમ જ્યોતિસ્વરૂપ

બાકી જ્યોતિસ્વરૂપ તો અલક્ષ્ય છે, અલખ નિરંજન. કોઈ પણ એવો ઉપાય નથી કે એ લક્ષમાં આવે. એ જ્ઞાની પુરુષ એકલા જ લક્ષ બેસાડે અને પ્રતીતિ બેસાડે, નિરંતર પ્રતીતિ બેસાડે.

પરમ જ્યોતિસ્વરૂપ થઈ ગયો એટલે જ્યોતિ ઓલવાય નહીં. એ જ ક્ષાયક સમકિત છે.

## જ્ઞાન-દર્શન ને સુખ એ પરમ જ્યોતિસ્વરૂપ

**પ્રશ્નકર્તા :** આત્માને વિજ્ઞાનરૂપ ગણ્યો એ કેવી રીતે ?

**દાદાશ્રી :** જ્ઞાન એટલે પ્રકાશ. વિજ્ઞાન એટલે પરમ જ્યોતિસ્વરૂપ પ્રકાશ.

જ્યોતિસ્વરૂપ એટલે પ્રકાશક છે. જ્યોતિસ્વરૂપનો અર્થ એ કે ઈનર-આઉટર બધી જ વસ્તુઓને જાણે છે. વસ્તુરૂપે જાણે, અવસ્થારૂપે જાણે, બધી જ રીતે જાણે. જેટલું જાણે એટલું સુખ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** જેટલું જાણે એટલું સુખ ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** હા, જ્ઞાન-દર્શન અને જ્ઞાન-દર્શનના પરિણામે ઉત્પન્ન થતું સુખ, આ ત્રણ ભેગા થાય ત્યારે પરમ જ્યોતિસ્વરૂપ ચૈતન્ય કહેવાય.

## કેવળ જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ એ જ પરમ જ્યોતિ

જ્ઞાતા-દ્રષ્ટા એ જ અનુભવ અને જ્ઞાતા-દ્રષ્ટા તે વખતે પરમ જ્યોતિસ્વરૂપ કહેવાય. તે વખતે આનંદનો પાર ના હોય. એટલે એ કેવળ જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ એ જ પરમ જ્યોતિ છે. 'કેવળ', ભેળસેળવાળું નહીં, નિર્ભેળ એ પરમ જ્યોતિ છે. એટલે જ્ઞાન-દર્શન અને ચારિત્ર આ ત્રણ કેવળ થાય એનું નામ જ્યોતિ કહેવાય, એનું નામ જ જ્યોતિસ્વરૂપ.

હવે કેવળદર્શન અને કેવળજ્ઞાન, એ બે ભેગું રહે એ જ્યોતિસ્વરૂપ થાય. બે ભેગું થાય કે સુખ ઉત્પન્ન થાય. એટલે કેવળજ્ઞાન, કેવળદર્શન સુખ સહિત એનું નામ પરમ જ્યોતિસ્વરૂપ કહેવાય. એની વાત જ જુદીને ! આ થોડી થોડી તમને સુગંધ આવે છે તો આટલો આનંદ રહે છે, તો મૂળ વસ્તુ પામે ત્યારે કેટલો બધો આનંદ આવે !

## ઝળકે જ્ઞેયો જ્યોતિસ્વરૂપમાં, તે જ શુદ્ધાત્મા

તમે જ્ઞાતા-દ્રષ્ટા, જ્ઞાયક સ્વભાવના થઈ ગયા. એટલે તમારું જોવાનું-

જાણવાનું અને પરમાનંદમાં રહેવું એ જ તમારો ધર્મ. ધર્મ એ જ્યોતિસ્વરૂપ કહેવાય અને જ્યોતિસ્વરૂપ એટલે આ અજવાળું નહીં. જોવું-જાણવું ને પરમાનંદમાં રહેવું એ જ્યોતિસ્વરૂપ કહેવાય.

**પ્રશ્નકર્તા :** આ જ્ઞાતા-દ્રષ્ટા જે રહેવાનું છે એ કોને, જ્યોતિસ્વરૂપને રહેવાનું છે ?

**દાદાશ્રી :** એ જ. જેનામાં ઝળકે છે તે જ જ્ઞાતા-દ્રષ્ટા, તે જ્યોતિસ્વરૂપ છે, તે જ જ્ઞાયક છે. શુદ્ધાત્મા છે તેનો તે, એકનો એક જ. એમાં બીજો નહીં. ફક્ત જ્ઞેય જુદું. જે વિચાર આવે છે ખરાબ અને સારા તે બન્નેય જ્ઞેય છે, તે જ્ઞેય જુદું અને પછી બુદ્ધિય જ્ઞેય છે, મન એ જ્ઞેય છે, અહંકાર એ જ્ઞેય. બધું જ્ઞેય છે આ જગત. તે મહાવીર ભગવાન પોતે એ જ્ઞેયને, પુદ્ગલને જ જોયા કરતા હતા. પોતે જ્ઞાતા-જ્ઞાયક અને પુદ્ગલ જે છે એ જ્ઞેય.

## સમકિત સહિત તુર્યાવસ્થા એ જ્યોતિસ્વરૂપ

**પ્રશ્નકર્તા :** જોવું અને જાણવું એ પણ તુર્યાવસ્થા છે, આપે એમ કહ્યું છે.

**દાદાશ્રી :** તુર્યાવસ્થામાં એ હોય ત્યારે તુર્યાવસ્થા સંપૂર્ણ થઈ કહેવાય. જોવું-જાણવું અને અનુભવવું, આનંદમાં રહેવું એ તુર્યાવસ્થા, જ્યોતિસ્વરૂપ અવસ્થા.

**પ્રશ્નકર્તા :** તો એનો અર્થ એ થયોને કે એમાં સમકિત હોય ત્યારે ?

**દાદાશ્રી :** સમકિત હોય તો આ પૂર્ણ થઈ ગયું. એ તુર્યાવસ્થા તો આ લોકોને, આ બાવાઓને થઈ જાય મહીં. જ્યારે બહુ તપ કરે ને ત્યાગ કરે, તે બધું આત્મા છૂટો પડી જાય. પણ અહંકાર જાય નહીંને ! અહંકારનો રંગેલો હોય.

**પ્રશ્નકર્તા :** અને તુર્યાતીત એ છેલ્લી અવસ્થા છે એમ આપે લખ્યું છે.

**દાદાશ્રી :** તુર્યાતીત એટલે તો કેવળજ્ઞાન કહેવાય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાની કે કેવળજ્ઞાન ?

**દાદાશ્રી :** એ કેવળજ્ઞાન જ કહેવાય. જ્ઞાનીય કહેવાય પણ એ તો ત્યાંથી એ કેવળજ્ઞાનની નજીક આવેલા બધાને એમાં મૂકે. ખરી રીતે એ અવસ્થા કેવળજ્ઞાનની.

## પરમ જ્યોતિસ્વરૂપ સ્થિત, સિદ્ધક્ષેત્રમાં

**પ્રશ્નકર્તા :** તો સિદ્ધક્ષેત્રમાં જ્યોતિસ્વરૂપ ભગવાન કહે છે તે શું જ્યોતિ હોય ?

**દાદાશ્રી :** જ્યોતિસ્વરૂપ એટલે આખું જગત એને પોતાની મહીં દેખાય. પછી ત્યાં આગળ સર્વસ્વ આમ પરમ જ્યોતિસ્વરૂપમાં રહેવાના. કશુંય જોઈએ નહીં. કશું અવલંબન જ નહીં, નિરાલંબ ! પોતાની જાતનું સુખ, પોતાના સુખથી જ જીવન જીવવાના. અત્યંત સુખ ! એ સુખ અહીં એક મિનિટ પડે તો આ જગત ખુશ થઈ જાય.

## બનાવ્યા ૧/૮ સિદ્ધ ભગવાન

આપણે બોલીએ છીએને કે હું પરમ જ્યોતિસ્વરૂપ સિદ્ધ ભગવાન છું ! આ અમે તમને ૧/૮ સિદ્ધ ભગવાન બનાવી દીધા છે. એટલે હવે તમે એ જેટલું બોલશો એટલું મહીં ખીલશે. મારામાં (ભગવાન) પ્રગટ થયેલા હતા, તે મેં તમારામાં જ્યોતિ કરી આપી. એટલે હવે તમે જેટલું બોલશો એટલું તમને લાભ થશે. કારણ કે આત્માનો સ્વભાવ કેવો છે ? પોતે જેવો ચિંતવે એવો થઈ જાય.

## ફાઈલો વચ્ચે પણ આજ્ઞાથી રહેવાય જ્યોતિમાં

**પ્રશ્નકર્તા :** 'હું શુદ્ધાત્મા છું' એ લક્ષ રહે છે ને એના પ્રત્યે જાગૃતિ રહે છે, પણ જેવી જોઈએ તેવી લીનતા રહેતી નથી. એટલે કઈ યુક્તિથી હું એ જ્ઞાનજ્યોતિની સાથે સદા એકરૂપ રહું ? કારણ કે પરમાંય ઘણી વખતે જતું રહેવાય છે.

**દાદાશ્રી :** જ્યોતિમાં એક સેન્કડ પણ પેઠો તે પરમાં જઈ શકે નહીં, મારી આજ્ઞા પાળે તો. મારી આજ્ઞા જ સ્વ છે, મારી આજ્ઞા જ પોતે જ્યોતિમાં રાખે છે. જ્યોતિની બહાર સહેજ પણ રાખે નહીં. આ તમને પર લાગે છે

ને ? એનું કારણ શું કે તમે અહીં બેઠા બેઠા જ્યોતિમાં જ તન્મયાકાર છો અને જ્યોતિ છે સામે કિનારા પર, તદ્દન સામી બાજુ જ્યોતિ છે. તેની અંદર તમારે તન્મયાકાર છે વૃત્તિઓ. હવે વચ્ચે બસો જતી હોય તો, બસ જ્યારે જાય તે વખતે ના દેખાયને ? એટલે આ બસો તમારી ગોઠવેલી બસો જાય છે તે બસો પૂરી થઈ જશે ત્યારે એનો વ્યાપ નિરંતર રહેશે. આ ગોઠવેલી બસો છે એ તમારી ફાઈલો. બાકી તમે નિરંતર એ જ્યોતિમાં જ તન્મયાકાર રહો છો.

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત જે પહેલેથી ગોઠવાયેલું છે, એ તો આવ્યા જ કરશે ?

**દાદાશ્રી :** હા, એ આવ્યા કરશે. એ છોડે નહીં. એનો હિસાબ ચૂકતે થયા પછી બધું આપણું જ છે, આ આખું જીવન. એ નિરંતર જ્યોતિમાં જ રહો છો. જ્યોતિની બહાર જાય નહીં એવું આ વિજ્ઞાન છે.

## જ્યોતિસ્વરૂપ તો પ્રાપ્ત થયું, પણ ચેતજો બુદ્ધિથી

આ તો તમે જ્યોતિસ્વરૂપમાં રહો છો ને પછી જ્યોતિસ્વરૂપને ખોળો છો. નાનું છોકરું એર કંડિશન સમજતું ના હોય તોય છોકરો એ એર કંડિશનમાં રહે છે તો ખરોને ! ભલે સમજતો નથી હોતો. એવી રીતે પોતાને ખ્યાલ ના આવે કે આ જ્યોતિસ્વરૂપનો અનુભવ છે કે શેનો અનુભવ છે.

આ તો એક્ઝેક્ટ વસ્તુ છે, પરમ જ્યોતિસ્વરૂપ પ્રાપ્ત કરી ગયા છો. હવે ઉપર આઘુંપાછું ના કરશો નકામા. અનંત અવતારમાં ના પામ્યા એવું પરમ જ્યોતિસ્વરૂપ, તેથી તો અહીં અવાય છે. નહીં તો અવાય કોઈથી ? હવે મહીં બુદ્ધિ ડખો કરે છે, તે બુદ્ધિને મારજો જરા. એ વિપરીત બુદ્ધિ છે. એ તો અહિત કરે જાણીજોઈને. એ જ બુદ્ધિએ નચાવ્યાને અત્યાર સુધી ?

**પ્રશ્નકર્તા :** હાસ્તો.

**દાદાશ્રી :** અત્યારે હવે પાછી દબાઈ રહેલી છે, તે જ્ઞાનીથી જરાક આઘાપાછા થાવ કે ચઢી બેસે પાછી. ચેતતા રહેજો. અહીં બુદ્ધિને રજા આપી દેજો. આમાં હાથ ના ઘાલીશ, કહીએ.

❖ ❖ ❖ ❖ ❖

## [૮.૫]

## પ્રમેય-પ્રમાતા

### દેહ-જગત પ્રમેય, આત્મા પ્રમાતા

**પ્રશ્નકર્તા :** એક જગ્યાએ વાક્ય વાંચેલું કે 'જ્ઞાની પુરુષ' પાસે લાંબા સમય સુધી સત્સંગ કરીને પ્રમાતા, પ્રમાણ અને પ્રમેયનું સ્વરૂપ સમજી લેવું જોઈએ.' તો આપ આ સમજાવો.

**દાદાશ્રી :** હા. પ્રમેય એટલે આ શરીર એ પ્રમેય ગણાય અને આ બ્રહ્માંડેય પ્રમેય ગણાય. આત્મા પોતે પ્રમાતા છે. અત્યારે આત્મા આ દેહમાં છે, તો આત્માનું લાઈટ કેટલું હોય ? એનું પ્રમાણ કેટલું હોય ? કે આ દેહ પૂરતું જ. હવે સંપૂર્ણ જ્ઞાન હોય અને આ શરીર છૂટી જાય, તો એ લાઈટનું પ્રમાણ કેટલું થઈ જાય ? આખા પ્રમેયમાં, આખા બ્રહ્માંડમાં એ લાઈટ ફેલાઈ જાય. પ્રમેય પ્રમાણે પ્રમાતા થઈ જાય. જેવું ભાજન હોય તે પ્રમાણે લાઈટ થઈ જાય ! એટલે કેવળજ્ઞાન થયા પછી જો દેહ છૂટી જાય તો આ પ્રમાતા છે એ આખા પ્રમેયમાં ફેલાઈ જાય, પોતાનું લાઈટ આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય.

પ્રમેય એટલે ભાજન. જેવું ભાજન હોય તે પ્રમાણે એનું પ્રમાણ થઈ જાય. પ્રમેય પ્રમાણે પ્રમાતાનું પ્રમાણ થઈ જાય.

### મજૂરનું - શેઠનું પ્રમેય જુદું, તે પ્રમાણે પ્રમાતા

આ મજૂર હોયને એનું પ્રમેય કેવું ? ત્યારે કહે છે કે એને મેન્ટેનન્સ

અને પોતાનો સંસાર, બાળબચ્ચા. સંસારભાવ, મેન્ટેનન્સ ભાવ અને બીજું થોડું ઘણું ભણતર ભાવ કરવાના, પણ બધું મેન્ટેનન્સમાં જ આવ્યું એના. એટલામાં જ એનું પ્રમેય હોય અને એટલામાં આત્મા પ્રમાતા તરીકે રહે. પ્રમેય પ્રમાણે પ્રમાતા થાય. એમ કરતા કરતા, વધતા વધતા, શેઠને છે તે દસ બંગલા હોય, મોટરો હોય તોય પણ છે તે શેઠનું પૈસામાં ને પૈસામાં, મિલોમાં ને મિલોમાં, એ બધામાં જીવ ભટકતો હોય. તે એટલામાં એ પ્રમેય મોટું થયું કહેવાય, તો પ્રમાતા એટલામાં રહે.

## પ્રમેયત્વનો અર્થ શું ?

**પ્રશ્નકર્તા :** તો દાદા, પ્રમેયત્વ એટલે શું ?

**દાદાશ્રી :** પ્રમેયત્વ એટલે જેવું એક ડોલમાં લાઈટ મૂકી હતી તો ડોલના પૂરતું લાઈટ ફેલાય અને ડોલ કાઢી લઈએ એટલે રૂમના પૂરતું ફેલાય. એ પ્રમેયત્વ કહેવાય. પ્રમેય પ્રમાણે એનો પ્રકાશ સેટ થઈ જાય.

આ સૌ-સૌના ભાજન પ્રમાણે છે. જેટલું ભાજન હોય એ પ્રમાણે પ્રકાશ આપે. એમાં જેટલું બળ હોય, ભાજન ને પાછું બળ બે ભેગું થાય. વોલ્ટેજ હોય છે ને ! સોનો ગોળો હોય તો ? અને પચ્ચીસનો હોય તો મોળું લાઈટ આપે.

## આખા બ્રહ્માંડને પ્રકાશે ત્યારે ખરો પ્રમાતા

આત્મા પ્રમેયસ્વરૂપે પ્રકાશે તેમ છે. જેટલું ભાજન હોય તેટલો થઈ શકે. છેવટે પ્રમાતા કોને ખરેખર કહેવાય છે ? આખા બ્રહ્માંડમાં આત્મા પ્રકાશમાન થાય ત્યારે એ ખરો પ્રમાતા કહેવાય. પ્રમેય આખું બ્રહ્માંડ છે. પોતાનો પ્રકાશ, સ્વયં પ્રકાશ આખા બ્રહ્માંડને પ્રકાશે.

પ્રમેય કેટલો ભાગ છે ? લોક વિભાગ છે. અલોક નથી, પ્રમેય. બે ભાગ છે લોકાલોકના, લોક અને અલોક. તે અલોકમાં પ્રમાતા-પ્રમેય નથી. આ લોક એકલું જ પ્રમેય ભાગ છે, એટલો પ્રમાતા થાય છે. જેટલા પ્રમાણમાં પ્રમેય હોય એટલો આત્મા પ્રમાતા થાય છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૮.૬]
# સર્વવ્યાપક-સર્વવ્યાપી

## નિર્વાણ પામનારો જ થાય સર્વવ્યાપક

**પ્રશ્નકર્તા :** દરેક જીવ એ પરમાત્મા છે અને પરમાત્મા સર્વવ્યાપક છે, આત્મા સર્વવ્યાપક છે, અખંડ છે એમ જે કહેવામાં આવે છે, એમાં શું ભેદ છે ?

**દાદાશ્રી :** સર્વવ્યાપક પરમાત્મા માટે આવું જે માનવામાં આવે છે ને, એ બધું કઈ દૃષ્ટિએ સર્વવ્યાપક ? લૌકિક દૃષ્ટિએ સર્વવ્યાપક, અલૌકિક દૃષ્ટિએ એવું નથી. અલૌકિક દૃષ્ટિએ શું છે ? જે પૂર્ણસ્વરૂપ થયેલા હોય એવા ભગવાન જ્યારે નિર્વાણ થાય, એ દેહ છૂટે, કે આત્માનો પ્રકાશ આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય. એટલે એ અપેક્ષાએ સર્વવ્યાપક છે અને બીજી અપેક્ષાએ એ આત્મામાં છે.

પણ એ તો કો'ક અવતારે નિર્વાણ પામનારો કોઈ જીવ હોય તેના પૂરતું જ અજવાળું બહાર સર્વવ્યાપી થાય. અને આ બીજા બધા જીવો તેમનું અજવાળું બહાર પડે જ નહીંને ! બીજા બધા મરે છે ને, ત્યારે એવું કશું વ્યાપ્ત કરતો નથી.

આત્મા પોતે સર્વવ્યાપી નથી, એનો સ્વભાવ સર્વવ્યાપી છે. પોતાની પ્રકાશ કરવાની સત્તા સર્વવ્યાપી છે. એ પોતાના પ્રકાશના આધારે સર્વવ્યાપી છે, ક્ષેત્રના આધારે સર્વવ્યાપી નથી. પોતાના સ્વભાવમાં જઈ પ્રકાશના આધારે આખા બ્રહ્માંડમાં પ્રકાશક છે.

**પ્રશ્નકર્તા :** સર્વવ્યાપી જો એનો સ્વભાવ છે, તો સર્વવ્યાપકતા કેમ થતી નથી ?

**દાદાશ્રી :** આત્માનો સર્વવ્યાપક સ્વભાવ છે પણ તે સંજોગોને આધીન સર્વવ્યાપકતા ઉત્પન્ન થતી નથી.

આત્મા જ્ઞાનભાવે દેહમાંથી છૂટો થાય ત્યારે સર્વવ્યાપક થાય છે. ત્યારે બધે જ પ્રકાશે છે. અજ્ઞાનભાવે પ્રકાશે તો તે અમુક જ ભાગ પ્રકાશે. આત્મા સ્વભાવે કરીને તો સર્વવ્યાપક જ છે. જ્ઞાનીની અપેક્ષાએ આખા બ્રહ્માંડમાં વ્યાપક છે. સંપૂર્ણ નિરાવરણ એવો સચ્ચિદાનંદ છે.

આ શરીરરૂપી માટલું થયું એટલે એમાં પ્રકાશ બધો અંતરાઈ ગયો. હવે આ માટલું તૂટે તોય પ્રકાશ નીકળે નહીં. કારણ કે આવરણવાળું નીકળવાનુંને ! એટલે છેલ્લો અવતાર જે છે એ તૂટે ત્યારે આખા બ્રહ્માંડમાં પ્રકાશ ફેલાય.

આખા બ્રહ્માંડમાં પ્રકાશ પામે એવી એક જ આત્મામાં એટલી બધી શક્તિ છે. જ્યારે કર્મ રહિત થઈ જાય છે, શુદ્ધાત્મા થયા પછી, પાછો ડિસ્ચાર્જ પૂરેપૂરો થઈ રહે કે આખા બ્રહ્માંડમાં પ્રકાશ થાય. પણ છૂટે ત્યારે. દેહ ના છૂટ્યો હોય તો સર્વવ્યાપ્ત થાય નહીં.

## દેહને લીધે અંતરાય સર્વવ્યાપક્તા

**પ્રશ્નકર્તા :** દાદા, દેહ છૂટે ત્યારે આત્મા સર્વવ્યાપક થાય એ વધારે સમજાવશો ?

**દાદાશ્રી :** આ જેમ પ્રકાશ છે ને, તે એને કોથળી બાંધી દે તો શું થાય ? પ્રકાશ વધારે આપે નહીં, અને પછી કોથળી છોડી દે તો ?

**પ્રશ્નકર્તા :** પ્રકાશ આપે.

**દાદાશ્રી :** એટલે આ દેહરૂપી કોથળો છે ને, ત્યાં સુધી સર્વવ્યાપક નથી.

**પ્રશ્નકર્તા :** શરીર હોય તે ને વ્યાપક હોય તેના કરતા દેહવિલય

પછી સમગ્રતા અને સર્વ શક્તિ શુદ્ધાત્મામાં વધારે હોય તેવી શક્યતા ખરી ?

**દાદાશ્રી :** હા, ખરી, ખરી. આ શરીરનો બોજો છે ને, તેને લીધે શક્તિ બધી અંતરાઈ રહી છે અને પ્રકાશ પણ અંતરાઈ રહ્યો છે.

જ્યાં સુધી દેહમાં છે ત્યાં સુધી સર્વવ્યાપી થઈ શકે નહીં. જ્યારે પોતે જાગ્રત થાય ત્યારે સર્વવ્યાપીની શક્તિઓ ઉત્પન્ન થાય, તેય (છેલ્લો) દેહ છૂટ્યા પછી સંપૂર્ણ સર્વવ્યાપી થાય. એટલે એ સર્વવ્યાપક તો અવસ્થા દશા છે. જ્યારે દેહમાં આત્મા છે એ નિર્વાણ પામવાનો હોય, એટલે મોક્ષે જ જવાનો હોય ત્યારે એ દેહમાંથી નીકળે, તે છેલ્લો દેહ, એને ચરમ શરીર કહેવાય. ચરમ શરીર છૂટે એટલે મનુષ્યદેહ હોવા છતાં, માના પેટે જન્મેલો હોવા છતાં, આ દેહ જ એવો થયેલો એ તલવાર મારો તો કપાય નહીં. કોઈ રીતે મરે નહીં એ અને ત્યારે પછી એ ફૂટે, નિર્વાણ થાય ત્યારે આખા લોકમાં પ્રકાશ ફેલાય ત્યારે સર્વવ્યાપક સ્થિતિ હોય છે. આખા જગતમાં પ્રકાશ ફેલાય અને સર્વવ્યાપક થાય.

જેટલું ભાજન છે એટલું બધું જ વ્યાપી જાય. કારણ કે નિર્વાણ થયેલો આત્મા છે. પછી એની મૂળ જગ્યાએ જતો રહે. પણ અહીં થોડોક વખત એ સર્વવ્યાપક થઈ શકે.

## એક સમય પૂરતી જ સર્વવ્યાપકતા, કાયમ નહીં

સર્વવ્યાપકતા થાય પણ એ ટેમ્પરરી સર્વવ્યાપકતા છે. તે કાયમને માટે રહેતું નથી. કાયમને માટે સર્વવ્યાપક ભગવાન નથી, ટેમ્પરરી છે. એટલે સર્વવ્યાપક એની સ્થિતિ છે. જ્યારે નિર્વાણ કાળ આવે છે ત્યારે એની સ્થિતિ સર્વવ્યાપક હોય છે. એ અમુક જ ટાઈમ, પછી નહીં. આખી દુનિયામાં ફેલાઈ જાય એની વ્યાપકતા. પછી બંધ, પછી નહીં.

એટલે એ સર્વવ્યાપક એનો ગુણ નથી, એની અવસ્થા છે. અને અવસ્થા કાયમી રહે નહીં. ગુણ કાયમ રહે પોતાના.

આત્મા જ્યારે અહીંથી મોક્ષે જાય છે, ત્યારે બધેથી છૂટો થઈ ગયેલો

છે. એટલે નિર્લેપ થઈ ગયેલો છે, આવરણ રહિત થયેલો છે. એ જ્યારે છૂટો થાય છે, ત્યારે આખા બ્રહ્માંડમાં પ્રકાશ ફેલાય, વ્યાપી જાય. પણ તેટલા પૂરતું, પછી વ્યાપેલો ના રહે.

## નિર્વાણ વખતે જ, પ્રકાશ થાય સર્વવ્યાપી

**પ્રશ્નકર્તા :** પણ સર્વવ્યાપક વસ્તુ હોય એ એક જગ્યાએ આવી શકે ?

**દાદાશ્રી :** એક જ જગ્યાએ છે જ. આ સર્વવ્યાપક તો એનો સ્વભાવ છે. આ અહીંયા લાઈટ છે ને, એ લાઈટ એના સ્વભાવમાં હોય. ગોળામાં જ લાઈટ હોય, તો પણ એનો પ્રકાશ બધે ફેલાય, તેમ પરમાત્માનો પ્રકાશ ફેલાય.

એટલે આત્મા સર્વવ્યાપક છે તે સ્વભાવની રીતે. જ્ઞાની પુરુષનો આત્મા સ્વભાવમાં છે, પણ જ્યારે જ્ઞાની પુરુષનો છેલ્લો અવતાર હોય ત્યારે દેહ છૂટી જાય ત્યારે સંપૂર્ણ સ્વભાવમાં આવે.

## એક ટકા આવરણેય સંપૂર્ણ વ્યાપક ન થાય

**પ્રશ્નકર્તા :** વીતરાગ, આત્મજ્ઞાનીની દેહ છોડ્યા પછીની સ્થિતિ ને સ્વરૂપ કેવું હોય ?

**દાદાશ્રી :** એવું છે ને, વીતરાગતા એટલે સંપૂર્ણ વીતરાગતા. એક અંશથી માંડીને વીતરાગતાથી શરૂઆત થાય તે સર્વાંશ સુધીની. સર્વાંશ થયા પછી ત્યાં સિદ્ધગતિમાં ચાલ્યો જાય છે. સર્વાંશ થાય તો હંડ્રેડ પરસેન્ટ. નાઈન્ટી નાઈન હોય તો ના જઈ શકે. થોડા વખતે પૂરું કરીને પછી જવું પડે.

**પ્રશ્નકર્તા :** એ આત્મા પોતાનું યૂનિટ (કદ) જાળવી રાખે કે વ્યાપકસ્વરૂપે રહે ?

**દાદાશ્રી :** ના, વ્યાપકસ્વરૂપ હંડ્રેડ પરસેન્ટ થયા પછી વ્યાપકસ્વરૂપે બહાર થાય. ત્યાં સુધી સંપૂર્ણ વ્યાપકસ્વરૂપ ના હોય, ત્યાં સુધી આવરણ

હોય. એક ટકો પણ આવરણરૂપે હોય. એને ફરી દેહ મળે તો પાછો આવરાયેલો જ હોય, એટલે વ્યાપક ના હોય.

દેહ સિવાય આ હોય જ નહીંને ! થોડી ડિગ્રી બાકી હોય પણ દેહ તો હોયને ? હવે આખો છે તે વ્યાપક ક્યારે થાય છે ? જ્યારે નિર્દેહ થાય છે. એ તો જ્યારે નિર્વાણપદ પ્રાપ્ત થાય ત્યારે સિદ્ધગતિમાં જતી વખતે વ્યાપક થાય છે, તે ભાજન પ્રમાણે વ્યાપકતા હોય.

## આખા બ્રહ્માંડમાં ફેલાય, સંકોચાય ને સ્થિત થાય સિદ્ધરૂપે

**પ્રશ્નકર્તા :** આત્મા નિર્વાણ થયા પછી આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય તો પછી મોક્ષે, એ જાય ખરોને ? સિદ્ધગતિએ જાય ત્યારે એટલું મોટું સ્વરૂપ રહે કે જે સ્વરૂપ હતું તે ?

**દાદાશ્રી :** એ સ્વરૂપ જતું રહેવાનું. ત્યાં એ સંકોચાઈ જાય પછી. આત્મા સંકોચ-વિકાસનું ભાજન છે. એનો મૂળ સ્વભાવ આ જ છે.

**પ્રશ્નકર્તા :** બ્રહ્માંડમાં ફેલાયા પછી સિદ્ધગતિએ જાય તો પાછો સંકોચાઈ જાય ?

**દાદાશ્રી :** હતો એવો ને એવો, આ દેહ જેટલો જ. આ દેહમાંયે વન તૃતિયાંશ ભાગ ઓછો.

**પ્રશ્નકર્તા :** સૂક્ષ્મ દેહ પણ જતો રહેને નિર્વાણ થાય ત્યારે ?

**દાદાશ્રી :** બધું જ જતું રહે, ખલાસ.

## આત્માનો પ્રકાશ વ્યક્ત થાય ભાજન પ્રમાણે

**પ્રશ્નકર્તા :** દાદા, હજી થોડીક એ શંકા રહે છે કે સમય અને સ્થળ, એને ને આત્માને કંઈ લાગે-વળગે નહીં ?

**દાદાશ્રી :** ના, એને લાગે-વળગે નહીં.

**પ્રશ્નકર્તા :** એના બંધનોથી પર છે, તો પછી આ ફેલાય એ કયા અર્થમાં ? ક્યાં ફેલાય ?

**દાદાશ્રી :** નો ટાઈમ, નો સ્પેસ.

**પ્રશ્નકર્તા :** હંઅ, તો પછી આ બ્રહ્માંડમાં ફેલાય જાય એ કયા અર્થમાં ફેલાય છે ?

**દાદાશ્રી :** એ તો મૂળ એનો સ્વભાવ જ એવો છે. જેટલું ભાજન હોયને એટલામાં અજવાળું આપે.

**પ્રશ્નકર્તા :** તો દાદા, દરેક જીવમાં આત્માનો પ્રકાશ એ એકસરખો જ રહ્યો હશેને ?

**દાદાશ્રી :** પ્રકાશ જ છે. એ પ્રકાશ છે તે પ્રમેયના પ્રમાણમાં રહ્યો છે, અવ્યક્તરૂપે છે.

દરેક જીવમાં આત્માનો પ્રકાશ છે તે પ્રમેય પ્રમાણે વ્યક્ત થાય છે, એક ઈન્દ્રિયથી માંડીને તે પાંચ ઈન્દ્રિય જીવ સુધી. જો એક કાણું પડે તો એક ઈન્દ્રિયનું જ્ઞાન, બે કાણા પડે તો બે ઈન્દ્રિયનું, ત્રણ કાણાં પડે તો ત્રણ ઈન્દ્રિયનું જ્ઞાન વ્યક્ત થાય. તે જેમ જેમ વ્યક્ત થતો જાય, એક ઈન્દ્રિયમાં થાય છે, પછી બે ઈન્દ્રિયમાં, પછી ત્રણ ઈન્દ્રિયમાં, એમ કરતો પાંચ ઈન્દ્રિયમાં વ્યક્ત થતો થતો થતો પછી જ્ઞાની પુરુષ મળે તો વ્યક્ત કરી દેવડાવે. અવ્યક્તનો પછી પ્રકાશ થાય એટલે પોતાનો અહંકાર તૂટી જાય. અહંકાર તૂટે એટલે પ્રકાશ વધતો જાય. મહીં અંદર દિવસે દિવસે વધતું જ જાય.

હવે એ અજવાળું જો કદી બધું આવરણ તૂટી જાય તો આખા જગતમાં વ્યાપી જાય એવો છે એનો સ્વભાવ.

સર્વવ્યાપક એટલે જેટલું ભાજન હોય, ભાજન એટલે લોક, લોકનું પ્રમાણ, એટલે બધામાં ફેલાય એ.

જ્યાં સુધી આ લોક છે ત્યાં સુધી આ લાઈટ પ્રકાશે, અલોકમાં ના પ્રકાશે. અલોકમાં એનું લાઈટ ના જાય.

એનું અજવાળું આખા વર્લ્ડમાં ફરી વળે છે, પણ તે અલોકમાં નહીં.

અલોકમાં આકાશ હોવા છતાં નહીં, કારણ કે ત્યાં જ્ઞેય જાણવાનું હોય તો જ જાણનાર જ્ઞાતા હોય. જ્યાં જ્ઞેય ના હોય ત્યાં જ્ઞાતા કેવી રીતે હોય ? એટલે જે અલોક આકાશ છે, એમાં જ્ઞેય નથી. એક જ તત્ત્વ છે, આકાશ એકલું. તે ત્યાં આગળ કશું જ્ઞેય નથી, પુદ્ગલ નથી. જે આ રૂપી વસ્તુઓ, બીજી એવી વસ્તુઓ જે છે એ બધી નથી.

અલોકમાં વસ્તુઓ નથી, એટલે જ્ઞેય હોય તો જ્ઞાન જાય. જ્ઞેય જ ના હોય તો જ્ઞાન શી રીતે જાય ? જોવાની વસ્તુઓ જ ના હોય તો જાય કેવી રીતે ? એટલે અહીં જ્ઞેય છે લોકમાં તો બધે વ્યાપી જાય છે. આખા લોકમાં જ્ઞાન ફેલાય છે, અલોકમાં નહીં.

એટલે હવે જગતમાં કહેલું એ તો પેલા હિસાબે કહેલું છે કે પ્રકાશ ફેલાય છે ત્યારે આખા લોકમાં ફેલાય છે, અલોકમાં નહીં. બધી વસ્તુઓ જુએ છે. જેટલા જ્ઞેય છે બધા તે જાણે છે. એટલે શું થાય છે કે તે ઘડીએ સર્વવ્યાપક થાય છે. બધા જ્ઞેયને જાણવાને લીધે. એ દૃષ્ટિએ (અપેક્ષાએ) સર્વવ્યાપક છે.

❖ ❖ ❖ ❖ ❖

# [૯]
# અમૂર્ત-અરૂપી

## [૯.૧]
## અમૂર્ત

### ઈન્દ્રિયોથી નહીં, દિવ્યચક્ષુથી દેખાય અમૂર્ત

**પ્રશ્નકર્તા :** આત્માને જોઈ શકાય ?

**દાદાશ્રી :** દિવ્યચક્ષુથી દેખાય. ચામડાની આંખથી મૂર્તિ દેખાય અને દિવ્યચક્ષુથી મૂળ આત્મા દેખાય. દિવ્યચક્ષુ હોય તો અમૂર્તના દર્શન થાય.

આત્મા અમૂર્ત છે એટલા માટે એ ઈન્દ્રિયો દ્વારા ગ્રાહ્ય નથી. એ અમૂર્ત છે માટે ગ્રાહ્ય થઈ શકે એમ નથી. છતાં અમૂર્ત પદાર્થો જે છે, એ બધા નિત્ય છે, કાયમી હોય છે, સનાતન હોય છે.

છ સનાતન તત્ત્વમાં અમૂર્ત તત્ત્વ પાંચ છે અને છઠ્ઠું આ પુદ્‌ગલ એકલું જ મૂર્ત છે.

**પ્રશ્નકર્તા :** 'હું અમૂર્ત છું' એનો અર્થ શું ?

**દાદાશ્રી :** અમૂર્ત એટલે હું મૂર્તસ્વરૂપ નથી. ઈન્દ્રિયોથી અનુભવમાં આવે એવો નથી. આ મૂર્ત એટલે આંખે દેખાય. અમૂર્ત એટલે અરૂપી છે.

મૂર્તિઓના પ્રેમથી જગત સપડાયેલું છે. અમૂર્તનો પ્રેમ થશે ત્યારે જ કલ્યાણ થશે.

## અમૂર્તનું લક્ષ કેવી રીતે પ્રાપ્ત થાય ?

શુદ્ધાત્મા અમૂર્ત છે એટલે લક્ષ ના બેસે. મૂર્તિના લક્ષ બેસે, અમૂર્તના લક્ષ ના બેસે. શુદ્ધાત્માનું લક્ષ ક્યારેય બેસે નહીં અને 'હું ચંદુલાલ છું' તે લક્ષ ક્યારેય જાય નહીં. આ તો અમે જ્ઞાન આપીએ તો શુદ્ધાત્માનું લક્ષ બેસે. અમૂર્તની અનુભૂતિ જ્ઞાની પુરુષ એકલા જ કરાવે.

**પ્રશ્નકર્તા :** અમૂર્તની અનુભૂતિ એટલે શું ?

**દાદાશ્રી :** ત્યારે કહે, આ લોકો એટલે સુધી જાણી ગયા છે કે સાકર ગળી છે. એ તો લોકો શાસ્ત્રથી પણ જાણે છે. પણ ગળી એટલે શું એમ પૂછીએ તેના માટે શબ્દ ના હોય. એટલે શું કરવું પડે મારે ? કે તમારા મોઢામાં એક ટીકડી મૂકી આપું એટલે તમે પોતે જ સમજી જાવ. મારે કહેવું જ ના પડે કે ગળી એટલે શું ? એવું આ આત્માની અનુભૂતિ. એ અમે તમને આમ કરી આપીએને, એટલે એની મેળે જ તમને આત્મ અનુભૂતિ થઈ જાય.

અમૂર્ત પ્રકાશમાન થવું જોઈએ. અમૂર્ત પ્રકાશમાન હોવું જોઈએ. અમૂર્ત તો જીવમાત્રમાં છે જ, પણ પ્રકાશમાન થાય તો કામ લાગેને ?

## અમૂર્ત ઉપર મૂર્તનું કોટિંગ

અમૂર્તની ઉપર મૂર્ત ચઢેલું છે, આ કોટિંગ થયેલું હોય એવું.

**પ્રશ્નકર્તા :** એ જરા સમજાવોને દાદા, આ કોટિંગનું આપ કહો છો તે.

**દાદાશ્રી :** કોટિંગ ઉપર કરે છે ને ! આ આની (હાથની) ઉપર પ્લાસ્ટર નથી કરતા, વાગી જાય તો ?

**પ્રશ્નકર્તા :** એ તો મૂર્ત ઉપરને ? આ તો મૂર્ત છે ને પેલું અમૂર્ત ઉપર આપ કહો છો.

**દાદાશ્રી :** હા, અમૂર્ત ઉપર છે. એટલે આ શરીર જેવી ડિઝાઈન છે આત્માની. એની ઉપર આ બધું ચઢેલું છે. આ મૂક્યું છે એને ખબર પડે.

**પ્રશ્નકર્તા :** એ પ્લાસ્ટર જેવું શું કહેતા હતા તમે ?

**દાદાશ્રી :** આ પ્લાસ્ટર જેવું બાંધ્યું અને ઉપર ચોંટ્યું છે એવું.

**પ્રશ્નકર્તા :** આમાં સૂક્ષ્મ શરીરનું અનુસંધાન શું છે ?

**દાદાશ્રી :** સૂક્ષ્મ જુદી વસ્તુ છે. સૂક્ષ્મનું તો એ તેજસ બૉડી છે, ઈલેક્ટ્રિકલ બૉડી એ બધું ખાવાનું પચાવે કરે. એ ના હોય તો ક્રોધ-માન-માયા-લોભ થાય નહીં.

**પ્રશ્નકર્તા :** એટલે કોટિંગનું કહ્યું આપે, એમાં જ આ સૂક્ષ્મ શરીરનું બધું આવી જાય ?

**દાદાશ્રી :** હા, બધું જ આવી જાય.

## આપે મૂર્તજ્ઞાન, ઊતરે કૃપા અમૂર્તની

અમૂર્તના દર્શન કરવા જેવા છે. બધા શાસ્ત્રો અમૂર્તના દર્શન કરવા માટે છે. પણ શાસ્ત્રોમાં બધું મૂર્ત જ્ઞાન છે ને અમૂર્ત જ્ઞાન તો અમૂર્ત ભાષામાં હોય. જે ઈન્દ્રિયોથી દેખાય એ બધું જ મૂર્ત જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** મૂર્ત અને અમૂર્ત, મૂર્ત જ્ઞાન અને અમૂર્ત જ્ઞાનમાં શું ફેર ?

**દાદાશ્રી :** આ ઈન્દ્રિયોથી સમજાય એ બધું મૂર્ત જ્ઞાન. પાંચ ઈન્દ્રિયોની હેલ્પથી, બુદ્ધિની હેલ્પથી, મનની હેલ્પથી જે સમજાય એ બધું મૂર્ત જ્ઞાન.

અમે મૂર્ત જ્ઞાન આપીએ, તે દહાડે ભગવાન એની ઉપર કૃપા ઉતારે, અમૂર્તની. અંદરવાળા ભગવાન પેલા પર કૃપા ઉતારે, આજ્ઞામાં રહ્યો માટે, દાદાની આજ્ઞામાં.

## અમૂર્તના અવલંબને પમાય અમૂર્ત

**પ્રશ્નકર્તા :** ઈષ્ટમૂર્તિના માધ્યમ દ્વારા આત્મદર્શન કેટલા અંશે શક્ય છે ? તેની પ્રક્રિયા સમજાવો.

**દાદાશ્રી :** ઈષ્ટમૂર્તિ એટલે પથ્થરની મૂર્તિ કે સજીવન મૂર્તિ ?

**પ્રશ્નકર્તા :** ના, પથ્થરની.

**દાદાશ્રી :** ના, એનાથી આત્મદર્શન શક્ય નથી. એ સંસાર ફળ આપે તમને. એનાથી ભૌતિક ફળો અને પુણ્ય ફળ બંધાય. પણ એ ના કરો તો ઊંધે રસ્તે જતા રહે. એટલે આમ આપણે શું કહીએ છીએ ? કે મૂર્તિના દર્શન કરતા કરતા અમૂર્ત કો'ક દહાડો પામશો. કારણ કે મૂર્તિના દર્શન કરવાથી આવરણ તૂટતું જાય છે અને અમૂર્તના ઉપરથી આવરણ ખસતું જાય છે. તે કોઈક દહાડો એને બીજા સંજોગો મળી આવે, જ્ઞાની પુરુષ ને એ બધા તો અમૂર્ત થાય, નહીં તો અમૂર્ત થાય નહીં.

સજીવન મૂર્તિ મળ્યા સિવાય અમૂર્ત થાય નહીં. મૂર્તિનું અવલંબન મૂર્ત બનાવશે અને અમૂર્તનું અવલંબન અમૂર્ત બનાવશે.

રિલેટિવ, રિલેટિવના દર્શન કરે એટલે રિલેટિવ જ રહે. અમૂર્ત રિયલના દર્શન કરે તો જ રિયલમાં જાય.

**પ્રશ્નકર્તા :** એ તો આપે કહ્યું છે ને, જ્યાં સુધી અમૂર્તના દર્શન ના થાય ત્યાં સુધી મૂર્તની આસક્તિ રહે !

**દાદાશ્રી :** હા, અમૂર્તના દર્શન ના થાય ત્યાં સુધી મૂર્તિની આસક્તિ રાખવાની પણ અમૂર્તના દર્શન થયા પછી મૂર્તિની જરૂર નહીં.

જ્યાં સુધી અમૂર્તના દર્શન ના થાય ત્યાં સુધી મૂર્તિપૂજા એ ધ્યેય છે. અમૂર્તના દર્શન થયા પછી એ ધ્યેયસ્વરૂપ રહેતું નથી, પછી અમૂર્ત ધ્યેય.

જે અમૂર્તને સમજ્યો એ અધ્યાત્મી. અમૂર્તની પ્રતીતિ બેઠી ત્યારથી અધ્યાત્મી થયો.

## જ્ઞાનીમાં મૂર્તામૂર્ત બેઉ દર્શન થાય

જ્ઞાની પુરુષ સિવાય અમૂર્તનું ભાન કોઈને ના હોય, અમૂર્ત છૂટું ના પડેલું હોય. ત્યાં સુધી દેહધારી મૂર્તિરૂપે કહેવાય અને આમનામાં છૂટું પડી ગયેલું હોય એટલે મૂર્ત-અમૂર્ત.

જ્ઞાનીના પોતાનામાં છૂટું પડી ગયું છે એટલે મૂર્તામૂર્ત લખ્યું અને જેનું છૂટું પડી ગયું એ મૂર્તામૂર્ત કહેવાય. મૂર્ત છે અને અમૂર્તેય છે, બેઉ છૂટા છે.

**પ્રશ્નકર્તા :** એટલે શુદ્ધ ને અશુદ્ધ બેઉ છૂટેછૂટા છે ?

**દાદાશ્રી :** ના, શુદ્ધ ને અશુદ્ધ નહીં. અશુદ્ધની વાત જ નથી ત્યાં.

**પ્રશ્નકર્તા :** તો પછી આ પરમાણુય શુદ્ધ છે ?

**દાદાશ્રી :** પરમાણુની શુદ્ધતાને સવાલ જ નથી. એ મૂર્તસ્વરૂપ છે. મૂર્ત એટલે આપણને દર્શન કરવા યોગ્ય કામ લાગે, એટલે ઈન્દ્રિયોથી દર્શન થાય અને અમૂર્તના દર્શનેય જ્ઞાની પુરુષે જ્ઞાન આપેલું હોય તેનાથી અમૂર્તના દર્શન થાય. બન્નેય દર્શન થાય એવા છે. અને આ જગત વ્યવહારમાં રિલેટિવમાં મૂર્તિ એકલાના જ દર્શન થાય. અત્યારે તમે સ્વામીના દર્શન કરો તો મૂર્તિ એકલાના દર્શન થાય, અમૂર્તના દર્શન ના થાય. અમૂર્તના દર્શન તો દિવ્યચક્ષુ વગર થાય નહીં. એટલે આ દિવ્યચક્ષુ મળેલા એટલે અમૂર્તનાય દર્શન કરી શકે છે અને મૂર્તનાય દર્શન કરી શકે છે. આ ચર્મચક્ષુથી મૂર્તનાય દર્શન થાય છે અને અમૂર્તના દર્શન દિવ્યચક્ષુથી થાય છે, એટલે બેઉ દર્શન સાથે થાય.

**પ્રશ્નકર્તા :** આય જણાય ને આય જણાય.

**દાદાશ્રી :** હા, બેઉ. બેઉ થાય જેને એના આત્માનું દર્શન થયું, તમારામાં આત્મા દેખાયો એટલે બધાનામાં દેખાઈ ગયો. પોતાનો આત્મા જાણે તે પરનો આત્મા જાણે. એકને જાણ્યો તેણે સર્વ જાણ્યું. જેણે આત્મા જાણ્યો તેણે બધું જ જાણ્યું. કશું જાણવાનું બાકી રહ્યું નહીં.

**પ્રશ્નકર્તા :** 'અભેદતાથી દર્શન કરતા અમૂર્ત છેવટે મળી ગયો.'

**દાદાશ્રી :** જ્ઞાની પુરુષ જોડે અભેદતાથી દર્શન કર્યા, તેથી અમૂર્તપદ પ્રાપ્ત થયું, અનંત અવતારથી મૂર્ત ભગવાનને ભજે છે જે મૂર્તિમાં, દેહને 'હું' માનતો હતો, તે બધું આખું ગયું અને અમૂર્તપદમાં બેસી ગયો.

## વર્તે જો ધ્યાન નિરંતર 'શુદ્ધાત્મા'નું, તો થાય અમૂર્તનું ધ્યાન

**પ્રશ્નકર્તા :** અમૂર્ત છું, એ અમૂર્તનું ધ્યાન કેવી રીતે થાય ? એ તો મન-વચન-કાયાથી પર વસ્તુ છે.

**દાદાશ્રી :** ના, એ જ ધ્યાન કહેવાય. આ એ જ ધ્યાન, અમૂર્તનું ધ્યાન તો આખો દહાડો તમને ચાલ્યા જ કરે છે મહીં. 'હું શુદ્ધાત્મા છું, હું શુદ્ધાત્મા છું', ત્યાં જતા જતા તમારા ધ્યાનમાં હતું કે નહીં ?

**પ્રશ્નકર્તા :** હતું.

**દાદાશ્રી :** એ શુક્લધ્યાન, એ અમૂર્તનું ધ્યાન.

## એ ગુણનું આરાધન એ જ અમૂર્તનું આરાધન

આ આત્માના ગુણો તો તમારે સ્વતંત્ર બોલવા માટે આપેલા છે. 'હું અમૂર્ત છું.' મન-વચન-કાયા એ મૂર્ત સ્વરૂપી છે, હું અમૂર્ત છું. આ સંસારની સર્વ જંજાળો મૂર્ત સ્વરૂપી છે, હું અમૂર્ત છું. ધર્મ-અધર્મ મૂર્ત સ્વરૂપી છે, હું અમૂર્ત છું. એ ગુણનું આરાધન એ જ અમૂર્તનું આરાધન અને એનું ધ્યાન કરવાથી, એનું મનન કરવાથી જ્ઞાન ઉત્પન્ન થાય. આ તો મનન છે, એમાંથી ધ્યાન ઉત્પન્ન થાય. ધ્યાન સીધું ના હોય. ધ્યાન સીધું કરી ના શકાય. કોઈ વસ્તુનું મનન કરીએ તેમાંથી ધ્યાન ઉત્પન્ન થાય. ત્યારે કહે, 'ધ્યાન કશું થતું નથી.' મૂઆ, તારે હવે શાનું ધ્યાન કરવાનું ?

**પ્રશ્નકર્તા :** દાદા, શુદ્ધાત્માનું ધ્યાન કરે તો ?

**દાદાશ્રી :** વળી એ કરવાનું હોય ? એ તો ધ્યાનમાં જ હોય. તમારા ધ્યાનમાં 'હું શુદ્ધાત્મા છું' એ નથી ?

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્માનું ધ્યાન, હા !

**દાદાશ્રી :** તે બીજું શું ધ્યાન કરવાનું ? આપણા વાડામાં કોઈ પેસી ગયું હોય તો કાઢી મેલવાનું બહાર. મહીં અંદર જોવું કે કોઈ પેસી ગયું છે આપણી બાઉન્ડ્રીમાં ? તે જોઈ લેવું કે બાઉન્ડ્રીમાં કોઈ છે નહીં, વિનાશી કોઈ ચીજ પેસી ગઈ નથી. અવિનાશી આત્મા અને તે અમૂર્ત આત્મા. તો અમૂર્ત તો પાછી બીજી ચાર ચીજો છે, તો તે પેસી ગઈ છે મહીં ? ચેતનતા છે કે નહીં ? ચેતન એટલે જ્ઞાન-દર્શન. જોવું-જાણવાનો સ્વભાવ છે કે નહીં ? જોવું-જાણવું એ ચેતન. નિરંતર જોવું-જાણવાની ક્રિયા થઈ રહી, એનું નામ જ ચેતન ક્રિયા.

## અપમાન કરે છે મૂર્તનું, 'હું અમૂર્ત છું'

**પ્રશ્નકર્તા :** દાદા, એ શુદ્ધાત્માની આપણામાં જે પ્રતીતિ થઈ ગઈ છે, જે લક્ષ બેઠું છે, એને મજબૂત કરવા માટે આત્માના ગુણો સમજવા જોઈએ ?

**દાદાશ્રી :** હંઅ, આપણું કોઈ અપમાન કરે તો ?

**પ્રશ્નકર્તા :** પણ તેની અંદર મને અપમાન કરનાર કોઈ છે જ નહીં.

**દાદાશ્રી :** આ લોકો અપમાન કરે છે તે કોનું અપમાન કરે છે ? આ તો જે દેખાય છે તેનું અપમાન કરે છે અને તે તો હું ન્હોય, મારું અપમાન શી રીતે થાય ? 'હું અમૂર્ત છું.'

**પ્રશ્નકર્તા :** બરાબર.

**દાદાશ્રી :** કોઈ કહે, તમે ચંદુભાઈ તરીકે કરો છો આ બધું ને તમે ખાવ છો, પીવો છો ને ત્યારે આપણે મનમાં નહીં, પ્રજ્ઞાથી સમજવાનું કે આ તો ઉદયકર્મના આધારે મારે કરવું પડે છે. મારે નથી કરવું છતાંય કરવું પડે છે. હવે એનું ઉપરાણું તો લેવાનું હોય જ નહીંને ?

**પ્રશ્નકર્તા :** ના, લેવાનું ના હોય.

**દાદાશ્રી :** એનું અપમાન કોઈ કરે ત્યારે આપણે સમજવું કે 'હું અમૂર્ત છું.'

## ભયસ્થાને પણ અમૂર્તની ભજનાનું પરિણામ

**પ્રશ્નકર્તા :** આપે પેલી વાત કહી હતી કે વાઘ સામે આવે તો શું કરવું એ વિગતે સમજાવો.

**દાદાશ્રી :** કોઈવાર જંગલમાં જવાનું થાય કે હિંસક જનાવર સામે મળી જાય, એ વખતે 'હું અમૂર્ત છું, હું અમૂર્ત છું, હું અમૂર્ત છું, હું અમૂર્ત છું' એ જોરથી બોલીએ તો એને આપણે દેખાઈએ જ નહીં. એમ બોલ્યા એને આ દેહ જ દેખાય નહીં. એને આકાશ જ દેખાય, એની દૃષ્ટિમાંથી જ આ ઊડી જાય.

વાઘ સામો મળ્યો હોય ને આપણે 'અમૂર્ત, અમૂર્ત' સો વાર બોલી ગયા તો વાઘ આપણને જોઈ શકે નહીં. એને આપણી મૂર્તિ દેખાય જ નહીં. કોને મારે ? એ બધું સાયન્સ છે આ તો.

**પ્રશ્નકર્તા :** ના પણ એને માણસની ગંધ તો આવેને ?

**દાદાશ્રી :** પણ એ દેખાય નહીં. ગંધ આવે તો પણ ખોળે ક્યાં ? પછી ચાલ્યો જાય.

❖ ❖ ❖ ❖ ❖

## [૯.૨]
# રૂપી-અરૂપી

### અરૂપી આત્મા, અતીન્દ્રિય પ્રત્યક્ષ

**પ્રશ્નકર્તા :** આત્મા કેવો છે ?

**દાદાશ્રી :** અરૂપી છે. આકાર દેહ જેવો છે, પણ દેખાય જ નહીં એટલે અરૂપી છે. આત્મા રૂપાતીત છે, જેનું રૂપ નથી. જે સત્ છે અને રૂપાતીત એટલે અરૂપી. એ તો તમને એક દાખલો આપું છું. આકાશ એ અરૂપી તત્ત્વ છે, એવો આત્મા આકાશના જેવો અરૂપી છે.

**પ્રશ્નકર્તા :** દાદા, અરૂપી એટલે તો એની શૂન્યાવસ્થા કહેવાય કે નહીં ?

**દાદાશ્રી :** કોની ?

**પ્રશ્નકર્તા :** અરૂપીની.

**દાદાશ્રી :** ના, શૂન્યાવસ્થા ના કહેવાય. અરૂપી એટલે એ ઈન્દ્રિય જ્ઞાનથી પ્રત્યક્ષ નથી, અતીન્દ્રિય જ્ઞાનથી પ્રત્યક્ષ છે.

### સ્વાભાવિક રૂપ દિવ્યચક્ષુગમ્ય

જે અવિનાશી તત્ત્વો છે તે દિવ્યચક્ષુગમ્ય છે ને બીજી બધી વિનાશી ચીજો ઈન્દ્રિય પ્રત્યક્ષ છે.

આ ચક્ષુથી દેખાય છે એ તો બધી ભ્રાંતિ છે. ખરું ‘દિવ્યચક્ષુ’થી દેખાય કે આ ભગવાન ને આ ભગવાન નહીં, બે ભાગ જુદા દેખાય.

**પ્રશ્નકર્તા :** રૂપમાત્ર ચક્ષુનો જ વિષય છે ? ચક્ષુએ જ ગ્રાહ્ય કર્યું છે રૂપને ?

**દાદાશ્રી :** એવું છે, મૂળ રૂપ, મૂળ સ્વાભાવિક રૂપ છે, એ ચક્ષુગમ્ય નથી. આ વિશેષભાવી રૂપ છે, એ ચક્ષુગમ્ય છે. સ્વાભાવિક રૂપ છે એ વિનાશી નથી અને આ વિશેષભાવી રૂપ છે એ બધું ટેમ્પરરી એડજસ્ટમેન્ટ.

**પ્રશ્નકર્તા :** સ્વાભાવિક રૂપ એટલે સ્વરૂપ ગણવું ?

**દાદાશ્રી :** હા, સ્વરૂપ વગર તો કોઈ ચીજ જ ના હોય. પોતાનું સ્વરૂપ તો હોય. અરૂપી સ્વરૂપ હોય, રૂપીમાંય સ્વરૂપ હોય.

## પ્રકૃતિ રૂપી, આત્મા અરૂપી

**પ્રશ્નકર્તા :** આત્માનું વિશેષભાવી રૂપ કયું ?

**દાદાશ્રી :** આત્માનું વિશેષભાવી રૂપ આ જે પ્રકૃતિ સ્વરૂપ છે એ.

**પ્રશ્નકર્તા :** પ્રકૃતિ રૂપી છે ?

**દાદાશ્રી :** હા, રૂપી બધી. આખી પ્રકૃતિ રૂપી જ છે. મન-વચન-કાયા બધુંય રૂપી છે. પુદ્ગલ એટલે રૂપી. અને આત્મા અરૂપી. બેના ગુણધર્મ (એકબીજાને) કશું મળે નહીં. રૂપી બધું નાશવંત, અરૂપી અવિનાશી. રૂપી ફર્યા કરે, અરૂપી ફર્યા ના કરે. રૂપી પૂરણ-ગલનવાળું હોય. એટલે આ આખું રૂપી જ છે, પ્રકૃતિમાત્ર રૂપી છે.

પરમાત્મા અરૂપી છે અને રૂપી પરમાણુઓની અધાતુ સાંકળીએ બંદીવાન થયા છે ! પરમાત્મા પોતે જ ફસાયા. હવે શી રીતે છૂટે ? પોતાના સ્વરૂપનું ભાન થાય ત્યારે છૂટે.

## આત્મા : અજ્ઞાનભાવે રૂપી, જ્ઞાનભાવે અરૂપી

સ્વરૂપનું ભાન ન થાય ત્યાં સુધી આત્મા અરૂપી છે ને રૂપીય છે.

એકલું રૂપી બોલશો તો ખોટો ઠરશે. દેહની અપેક્ષાએ રૂપી છે ને ખરેખર અરૂપી છે. એકનો આગ્રહ કર્યો તો ખોટો ઠરશે. 'જ્ઞાન' થાય તો અરૂપી છે.

આ રૂપીની મહીં અરૂપી તરીકે પોતે રહ્યો છે. આત્મા અરૂપી છે, તેણે બહુરૂપીનું રૂપ લીધું છે. બહાર બહુરૂપી ચાલે છે તેને પોતે જાણે કે હું પોતે બહુરૂપી નથી, પણ બહુરૂપીનું રૂપ લીધું છે. લોકો હસે તો પોતેય હસે, એટલે એ પોતાના સ્વરૂપને જ જાણે.

## નથી એ ગુણ પણ રૂપીની સામે કહેવો પડે અરૂપી

**પ્રશ્નકર્તા :** જ્ઞાન પછી આત્મા 'અરૂપી' થાય તો મોક્ષે ગયા પછી એ ગુણ તરીકે ગણાય ?

**દાદાશ્રી :** આ અમૂર્ત, અરૂપી એ ગુણો નથી. આત્માના સ્વાભાવિક ગુણો તો અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખ, અવ્યાબાધ છે. આ બીજું તો વિચારણા કહેવાય. આના આધારે શાસ્ત્રકારો શું કહે છે કે અરૂપી તરીકે ભજશે તો તેનેય (બીજા ચારને) પહોંચી જશે.

આત્માને અરૂપી શા આધારે કહ્યો ? ત્યારે કહે, જડરૂપી છે એટલે આત્મા અરૂપી, નહીં તો એને કંઈ લેવાદેવા નથી. ત્યાં જે સિદ્ધગતિનો આત્મા છે ને, એ અરૂપીય નથી ને રૂપીય નથી, કશુંય નથી. આમાંનો કશો ગુણ જ નથી.

આત્મા શા આધારે અરૂપી ? ત્યારે કહે, આ રૂપી છે, એના જેવો નથી, માટે અરૂપી છે. આ પુદ્ગલ જેવો નથી. આંખે દેખાય એવો, કાને સંભળાય એવો, નાકે સૂંઘાય એવો નથી. માટે અરૂપી છે. ત્યારે કહે, અરૂપી તો એ એક જ તત્ત્વ નથી. અરૂપી તો ધર્માસ્તિકાય, અધર્માસ્તિકાય, આકાશ અને કાળ પણ અરૂપી એટલે એમાં કયું અરૂપી આ ? અરૂપી તો પાંચ છે, એક જ રૂપી છે.

આ તો આના આધારે, આ પુદ્ગલ છે માટે આ દેખાય છે. માટે એને અરૂપી કહેવો પડે છે. બાકી એને કશું લેવાદેવા જ નથી.

એટલે ભગવાને શું કહ્યું કે અરૂપી કરીને આત્માને ભજવા જઈશ તો બીજા પુદ્‌ગલ સિવાયના તત્ત્વો પણ અરૂપી છે એમાં તું ફસાઈ જઈશ. માટે 'જ્ઞાની પુરુષ' પાસેથી આત્મતત્ત્વ જાણજે તો મૂળ આત્મા મળશે. આત્મા એકલો અરૂપી જ નથી, એના બીજા બધા અનંત ગુણો છે. માટે એક ગુણને પકડી રહીશ તો ઠેકાણું નહીં પડે.

## જ્ઞાન એ જ આત્મા, એ અરૂપી તત્ત્વ

**પ્રશ્નકર્તા :** દાદા, આત્મા તો અરૂપી છે, તો આત્માનું જ્ઞાન પણ અરૂપી છે ?

**દાદાશ્રી :** ખરા આત્માનું જ્ઞાન અરૂપી છે અને બુદ્ધિજન્ય જ્ઞાન રૂપી છે.

**પ્રશ્નકર્તા :** આત્મા અરૂપી છે, જ્ઞાન પણ અરૂપી છે, તો જ્ઞાન ને આત્મા બધું એક જ થઈ જાય છે ?

**દાદાશ્રી :** એ જ્ઞાનસ્વરૂપ જ આત્મા છે. આત્માનું સ્વરૂપ જ જ્ઞાન છે. એ કેવળજ્ઞાન સ્વરૂપ જ એ આત્મા છે.

## ગુણધર્મ સમજવાથી અનુભવાય અરૂપી આત્મા

**પ્રશ્નકર્તા :** આત્મા અરૂપી છે તો અમને કેવી રીતે દેખાય ?

**દાદાશ્રી :** આ હવા દેખાય નહીં, પણ હવા આવી એવું ખબર પડેને તમને ? હવા નથી એવુંય ખબર પડે, નહીં ? એટલે એ હવાના ગુણધર્મ જાણે એટલે હવા દેખાય. આત્માના ગુણધર્મ જાણે એટલે આત્મા દેખાય. એટલે ગુણધર્મ જોવા-જાણવાની જરૂર છે.

હવા અરૂપી છે છતાં બધા જ સમજે છે કે હવા ગરમ આવી, ઠંડી આવી. તેના ઉપરથી સમજાય છે કે હવા છે, તેમ આત્મા અરૂપી છે. તે આપણે તેના જે ગુણ છે તે સમજી અનુભવી શકીએ છીએ, તે જ આત્મા છે.

એટલે આત્મા આંખથી, રૂપી વસ્તુથી દેખાય નહીં, અરૂપીથી એ

દેખાય. અરૂપી દર્શનથી દેખાય, અરૂપી જ્ઞાનથી જણાય અને અરૂપી ચારિત્રથી ઓળખાય.

## અંદરની આંખે જોવાય અરૂપી શુદ્ધાત્મા

**પ્રશ્નકર્તા :** આત્મા અરૂપી છે તો આપણે શુદ્ધાત્મા તરીકે શું જોવું ?

**દાદાશ્રી :** આ રૂપી છે તે આ ચામડાની આંખે જોયું અને મહીં અરૂપી છે એ મહીં અંદરની આંખે જોયું આપણે. બાય રિયલ વ્યૂ પોઈન્ટ, ભગવાનની શુદ્ધ ભાષામાં અને પેલું વ્યવહાર ભાષામાં. આ આંખથી જોયું એ વ્યવહાર ભાષામાં અને નિશ્ચય ભાષામાં અંદરનું જોયું એ, શુદ્ધ ભાષામાં.

## આત્મા જુએ અરૂપી, બુદ્ધિ જુએ રૂપી

**પ્રશ્નકર્તા :** આ જે રૂપીને જુએ છે, એ જોવાનું કાર્ય તો અરૂપી આત્માનેય જુએ ત્યારેય સરખું અને રૂપીને જુએ તો ત્યારેય સરખું પણ રૂપીને જુએ ત્યારે એ અજ્ઞાન થઈ જાય છે ?

**દાદાશ્રી :** એ અજ્ઞાન થઈ જાય.

**પ્રશ્નકર્તા :** પણ તે ઘડીએ એ સંયોગને આધીન થઈ જાય છે ને ? રૂપી સંયોગને જુએ છે તો એ અજ્ઞાન થઈ જાય છે તો કહે એમાં જોવામાં બન્ને વખતે આત્મા તો ખરો જ ને ? રૂપીને પણ જોવામાં આત્મા તો ખરો જ ને ?

**દાદાશ્રી :** ના, ના, ના. અરૂપીમાં જ આત્મા હોય છે. અરૂપી જોવામાં જ આત્મા હોય છે. બીજી જગ્યાએ આત્મા હોતો નથી. રૂપી જોવામાં આત્મા નથી હોતો. આત્મા રૂપી જોઈ શકે નહીં.

**પ્રશ્નકર્તા :** તો રૂપી જોવામાં કોણ હોય ?

**દાદાશ્રી :** રૂપી જોવામાં તો બીજો હોય. બીજો ઊભો થયેલો છે તે

આત્મા. મૂળ આત્મા અરૂપી જુએ. પોતે અરૂપી, અરૂપી જુએ. એની હાજરીથી પાવર ચેતન ઊભું થયું છે.

તેથી ઑટોમેટિકલી પાવર ભરાયા જ કરે અને તેના આધારે, ત્યાં પાવર ચેતનમાં બુદ્ધિ છે એ રૂપી જુએ છે અને કરે છે એ રૂપી ને પોતેય રૂપી છે.

જડ રૂપી છે ને ચેતન અરૂપી છે. એટલે આ જડથી જડ ઓળખાય છે આપણને અને ચેતન ઓળખાય નહીં. આ આંખે ના ઓળખાય, એ દિવ્યચક્ષુથી ઓળખાય.

## મિશ્રચેતન 'હું' રૂપી, સૂઝ અરૂપી

**પ્રશ્નકર્તા :** આ સૂઝ રૂપી છે કે અરૂપી છે ?

**દાદાશ્રી :** એ અરૂપી છે.

સૂઝ પડે તો અનુભવ થાય છે. એ દેખાતી નથી. સૂઝ દેખાય એવી વસ્તુ જ ન્હોયને ! એને સૂઝ પડે છે એવો અનુભવ થાય, મને સૂઝ પડી.

**પ્રશ્નકર્તા :** સૂઝ એ આખું દર્શનમાં જાય છે ને ?

**દાદાશ્રી :** અંશ દર્શન.

**પ્રશ્નકર્તા :** અંશ દર્શન, બરાબર. સૂઝમાં જે દેખાય છે એ રૂપી હોય છે ને બધું ?

**દાદાશ્રી :** રૂપી હોય તો જ દેખાયને !

**પ્રશ્નકર્તા :** તો જ દેખાય અને સૂઝ અરૂપી વસ્તુ છે અને આ 'હું' છે એ ?

**દાદાશ્રી :** એ રૂપી છે.

**પ્રશ્નકર્તા :** એ પુદ્ગલ સ્વરૂપ કહેવાય કે ચેતન સ્વરૂપ કહેવાય ?

**દાદાશ્રી :** મિશ્રચેતન.

## સૂક્ષ્મ દેહ-કારણ દેહ, અરૂપી છતાં કેવળજ્ઞાનમાં રૂપી

**પ્રશ્નકર્તા :** મરતી વખતે આત્મા શરીરના જે હોલ છે તેમાંથી નીકળે છે, તો પ્રશ્ન થાય છે કે આત્મા અરૂપી છે, રૂપી નથી તો એને હોલની જરૂર શું ? એને હોલની જરૂર નહીંને ?

**દાદાશ્રી :** આત્મા એકલો નથી હોતોને ! આત્મા હોય તો એને જરૂર નથી. આત્મા જોડે સૂક્ષ્મ દેહ હોય છે અને કારણ દેહ, કોઝલ બૉડી હોય છે. એ બે બૉડી એને હોલની જરૂર પડે છે, હોલ વગર એ નીકળી ના શકે.

**પ્રશ્નકર્તા :** એ બૉડી, સૂક્ષ્મ શરીર અને કારણ શરીર રૂપી છે ?

**દાદાશ્રી :** હા, પણ તે રૂપી કોને ? તીર્થંકરોને રૂપી છે, લોકોને અરૂપી છે.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોને રૂપી છે ?

**દાદાશ્રી :** હા, એ કેવળજ્ઞાનથી દેખાય એવું છે. એટલે કોઝલ બૉડી, સૂક્ષ્મ શરીર અને આત્મા આ ત્રણ સાથે જાય છે. એ આત્માનું વેઈટ હોય નહીં અને પેલું કોઝલ બૉડી ને સૂક્ષ્મ શરીરમાં વેઈટ હોય.

**પ્રશ્નકર્તા :** દાદા, રૂપ હોય તો જ વેઈટ હોયને ?

**દાદાશ્રી :** હા, રૂપ ખરુંને પણ તીર્થંકરોને દેખાય એવું. આ લોકોને ના દેખાય.

**પ્રશ્નકર્તા :** આપણને કશું દેખાય નહીં ?

**દાદાશ્રી :** ના દેખાય, આંખેથી કેવી રીતે દેખાય ?

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનીઓને સ્પષ્ટ દેખાતું હશે કે ?

**દાદાશ્રી :** હા, એમને સ્પષ્ટ દેખાય.

## કેવળજ્ઞાની અરૂપી આત્માને જાણે, દેખે નહીં

**પ્રશ્નકર્તા :** આત્મા તો દેખી જ શકે જ નહીંને કેવળજ્ઞાનીઓ ?

**દાદાશ્રી :** જાણી શકે, દેખે નહીં.

**પ્રશ્નકર્તા :** હા, જાણી શકે.

**દાદાશ્રી :** દેખવું એટલે પોતપોતાની ભાષામાં સમજે છે. એટલે આંખે જેવું દેખાય એવું આમ સ્થૂળ.

**પ્રશ્નકર્તા :** પેલું તો દેખી શકેને, કોઝલ બૉડી ?

**દાદાશ્રી :** હા, એ બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** આત્મા જાણી શકે અને કોઝલ બૉડી એ બધું દેખાય.

**દાદાશ્રી :** દેખી શકે, કારણ કે કોઝલ બૉડી રૂપી છે. રૂપી હોય એ દેખાય, અરૂપી ના દેખાય.

## સિદ્ધશિલામાં ન રૂપી પદાર્થ કોઈ

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં જે આત્માઓ હોય, ત્યાં બધા આત્માઓ એકસરખા લેવલમાં જ હોય ?

**દાદાશ્રી :** એમાં ફેરફાર નહીં, એ તો દેહધારી જ ના હોયને ! એ તો અરૂપી હોય બધા.

**પ્રશ્નકર્તા :** જે મોક્ષનું સ્થળ કીધું છે ત્યાં કશું રૂપી ખરું ?

**દાદાશ્રી :** ના, અરૂપી. અરૂપીનો જ માલ અને અરૂપી જ વેપાર બધો. ત્યાં રૂપી-બુપી કશું છે જ નહીં. રૂપી હોત તો ફરી આત્મા ફસાત. ત્યાં રૂપી જેવી વસ્તુ જ નથી.

**પ્રશ્નકર્તા :** એ સિદ્ધશિલા ક્ષેત્ર એ રૂપી ખરું ? જેમ કે આ હિન્દુસ્તાન એવું, ત્યાં સિદ્ધશિલા જે કહે છે ?

**દાદાશ્રી :** સિદ્ધશિલા એ રૂપી એનું કારણ શું કે અહીંથી છેટેથી જોઈ શકે આ તીર્થંકરો. પણ એ ક્ષેત્ર આકાશ, પોતે રૂપી નથી. જોનાર હોય તેને માટે સિદ્ધશિલા રૂપી છે. પણ સિદ્ધ પોતે રૂપી નથી એટલે બીજા કોઈ રૂપી પદાર્થ જ નથી ત્યાં આગળ. રૂપી પદાર્થ હોત તો પાછા આત્માની જોડે

એકાકાર થઈ જાત. ત્યાં અરૂપી જ છે બધું, જે છે એ. રૂપી હંમેશાં જ્ઞેય હોય. રૂપી પુદ્‍ગલ એકલું જ રૂપી છે, બીજું કોઈ રૂપી નથી. બીજા બધાય અરૂપી છે. એટલે ત્યાં પુદ્‍ગલ વસ્તુ નથી.

## દેવ - દેવગતિ એ બધું રૂપી

**પ્રશ્નકર્તા :** દેવગતિ જે કહે છે તે રૂપી ખરું ?

**દાદાશ્રી :** એ ત્યાં બધું રૂપી ખરું. બધી ચીજ અહીં જેવી છે ત્યાં. ત્યાં તો બધા ઈન્દ્રિય સુખો છે ને ઈન્દ્રિયો જ છે. એ ઈન્દ્રિયો જ પોતે રૂપી છે ને ! દેવ પોતે જ રૂપી છે ને ! જેમ ચંદુભાઈ તમારે રૂપી છે ને એ તમને જ્ઞેયરૂપે લાગે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એટલે સંસાર આખો રૂપીથી જ ભરેલો છે. એકલું સિદ્ધક્ષેત્ર જ એવું છે કે જ્યાં રૂપી નથી અને બીજું અલોકમાં રૂપી નથી. ત્યાં આકાશ એકલું, બીજું કંઈ નથી.

## રૂપીમાં લાવણ્ય અરૂપીને લઈને

છતાં આ દુનિયામાં રૂપાળી જેવી કોઈ ચીજ જ નથી હોતી, આત્મા સિવાય. એ પરમાત્મા જેવું રૂપ કોઈનામાં છે જ નહીંને ! આ તો રૂપીનું રૂપ છે પણ અરૂપીનું રૂપ જોયું હોય તો અજાયબીનું હોયને ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ અરૂપીનું રૂપ કેવી રીતે જોવાય ?

**દાદાશ્રી :** આ રૂપીનું રૂપ એ તો શેડ્યૂલ થયું, પેલું શેડ્યૂલ નહીં. એ રૂપની તો વાત જુદી જ ને ! એ અરૂપીને લઈને આ રૂપી છે ને તેમાં લાવણ્ય દેખાય છે.

**પ્રશ્નકર્તા :** અરૂપીને લીધે લાવણ્ય દેખાય છે ?

**દાદાશ્રી :** હા, રૂપી તો રૂપી જ દેખાય પણ રૂપી લાવણ્ય ના દેખાય, પણ અરૂપીને લીધે લાવણ્ય દેખાય છે.

આત્મા અરૂપી જ છે ને પુદ્ગલ રૂપી છે. તે પુદ્ગલ સાથે મારે લેવાદેવા નથી. એની પછી ભાંજગડ રહી નહીંને ! ગમે એટલું રૂપવાન હોય, ગુલાબના ફૂલ વધારેમાં વધારે, ગમે એવા રૂપાળા હોય તો આપણે શું લેવાદેવા ? પુદ્ગલના ગુણો છે બધા.

## રૂપકનો અંત આવે ત્યારે મૂળ અરૂપીમાં રહે

આ દાદાઈ વિજ્ઞાન અજાયબી, અગિયારમું આશ્ચર્ય કહેવાય ! કોઈ દહાડો દુનિયામાં બની શકેલું નહીં, એવી વસ્તુ બની છે. જુઓને ! ડૉક્ટરે કેટલા ઑપરેશન કર્યા છતાંય એ કેટલા જ્ઞાનમાં રહે છે ! કેટલા ઑપરેશન કરી નાખ્યા, જ્ઞાન લીધા પછી ?

**પ્રશ્નકર્તા :** ઘણા થયા છે, એને ગણવાનો શું ફાયદો ?

**દાદાશ્રી :** એ છે તેનોય અંત આવવો જોઈએ, રૂપકનોય. રૂપકનો અંત ન આવે તો મૂળ અરૂપીમાં રહે નહીં.

**પ્રશ્નકર્તા :** રૂપકનો અંત આવે ત્યારે અરૂપીમાં જવાય ?

**દાદાશ્રી :** હં, ત્યાં સુધી તો અરૂપીની શ્રદ્ધામાત્ર, પ્રતીતિમાત્ર જ છે.

**પ્રશ્નકર્તા :** રૂપકનો આધાર લઈને તેની પ્રતીતિ થયા કરે.

**દાદાશ્રી :** એ રૂપકના રૂપી સાથે અરૂપી એ પ્રતીતિમાત્ર છે અને આ રૂપીની બહાર અરૂપી છૂટો ફરે, રૂપી છૂટે ત્યારે છે તે દ્રષ્ટા-જ્ઞાતા સંપૂર્ણ થાય. નહીં તો પ્રતીતિરૂપે જ્ઞાતા-દ્રષ્ટા.

## પ્રજ્ઞાને ડખલ રૂપી તત્ત્વની

**પ્રશ્નકર્તા :** છ અવિનાશી તત્ત્વો છે, તેમાં એક તત્ત્વ આત્મતત્ત્વ છે. તે સિવાયના પાંચ તત્ત્વો છે, એમાં કયા તત્ત્વ સામે પ્રજ્ઞાને જાગ્રત રાખવાની છે ?

**દાદાશ્રી :** રૂપી, બીજું કશું નહીં. ડખલ બધી રૂપીની છે. રૂપી તત્ત્વે જ આ ડખલ કરી છે બધી. બીજા કોઈ તત્ત્વની ડખલ છે નહીં, રૂપી તત્ત્વની

ભાંજગડ છે આ બધી. દુઃખ ને સુખ બેઉ રૂપી તત્ત્વ છે. તે દુઃખ નહીં આપો એટલે પ્રજ્ઞાને મજબૂત કરશે, સુખ આપશો તો, દ્વંદ્વમાંથી વિરોધી કાઢી નાખશે એટલે પેલુંય રહેશે એની મેળે. અહંકાર છે તે હેરાન કરે અને નિરહંકાર છે તે ઈફેક્ટ ન કરે. બીજા કોઈની ભાંજગડ જ નથી ત્યાં આગળ. ડખલ, આ જગત જ આને લીધે ઊભું થયું છે. એટલે પછી હવે આ સપડાયા. એ રૂપી તત્ત્વ છૂટી જાય ત્યારે આ ફસામણ છૂટી જાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૦]
# અગોચર - અતીન્દ્રિયગમ્ય

## આત્મા અગોચર, અતીન્દ્રિય પ્રત્યક્ષ

**પ્રશ્નકર્તા :** સિદ્ધ સ્થિતિની ભજના કરવી હોય તો કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** આત્મા અગોચર છે, એટલે એના ગુણો થકી જ (ભજના) થાય. એ કંઈ દૃષ્ટિગમ્ય નથી કે ઈન્દ્રિયગમ્ય નથી, એ તો અગોચર છે. છતાંય એક માણસે બહુ કહ્યું કે અગોચર હોય પણ એવું કંઈક સમજાવો કે અમને કંઈક સમજ્યા એમ લાગે. ત્યારે મેં કહ્યું, શી રીતે સમજાવું તને ? આકાશ જોડે સરખાવી સમજાવું તને. આકાશ કંઈ દેખાય ખરું ? આકાશમાં ચીજવસ્તુઓ દેખાય, પણ આકાશ ના દેખાયને આંખથી ? એટલે આકાશ જેવું અગોચર. આ આકાશ છે એને કંઈ પણ તમે કરો, ગમે એવું કરો તોય આકાશને નુકસાન થાય ખરું ? એવો આત્મા છે.

**પ્રશ્નકર્તા :** એ વાણીથી, કર્મથી, મનથી ગોચર નથી ?

**દાદાશ્રી :** નહીં, એ ગોચર નથી, અગોચર છે. ગોચર હોત તો તો ઈન્દ્રિયો ચરી ખાત એને હઉ. ગોચર, ગો એટલે ઈન્દ્રિયો ને ચર એટલે ચરવું. લોકો તો ઈન્દ્રિયથી જે દેખાય તેને ગોચર કહે અને ઈન્દ્રિયથી ના દેખાય તેને અગોચર કહે. કાન ચરે તેય અગોચર માને, પણ જેને નિરિન્દ્રિય આહાર છે તે અગોચર કહેવાય.

ગોચર એટલે ઈન્દ્રિયો અને અગોચર એટલે અતીન્દ્રિય. 'અગોચરને દ્વાર સહુની ઠરો રે અગન.' અતીન્દ્રિયને દ્વાર... એટલે જ્ઞાનીના શરણમાં સહુની અગન ઠરો.

## અગમ-અગોચર પંથ છે મોક્ષનો

**પ્રશ્નકર્તા :** 'ક્યારેય ગમ ના પડે, ગમ પડી હોય તોય જતી રહે, એવો આ અગમ અને અગોચર પંથ છે મોક્ષનો.' તો આ ગમ એટલે સમજણને ?

**દાદાશ્રી :** હં. સમજણથી બહુ ઊંચો ભાવ છે, ગમ પડી જવી તે. શું કહે છે ? મને ગમ પડી.

**પ્રશ્નકર્તા :** ગેડ પડી ગઈ.

**દાદાશ્રી :** ગેડ પડી ગઈ. તે ગેડથી ઊંચો ભાવ છે ગમ. સમજણથી આગળ ગેડ કહેવાય, સમજમાં પહેલું આવે. એને કહેશે, 'મને સમજાઈ ગયું.' પણ એ સમજાઈ ગયુંનો અર્થ પૂરો ના કહેવાય. પછી કહેશે, 'મને ગેડ પડી ગઈ,' તેય અર્થ પૂરો ના કહેવાય. પછી કહેશે, 'ગમ પડી મને.' એ પૂરું થઈ ગયું ને આ ગમ પડી અને ગમ પડી તેના આગમ તૈયાર થઈ ગયા. એટલે આગમનો ભાવ જોઈન્ટ થઈ ગયો. આગમ એટલે શાસ્ત્ર. શાસ્ત્ર જેવું સમજી ગયો એ, મૂળ ભાવ.

પણ મોક્ષમાર્ગ એથીય આગળ એવો અગમ ને અગોચર પંથ છે. આ જગતના બધા રસ્તા છે એ ગોચર પંથ છે, ગોચર એટલે ઈન્દ્રિયોથી જણાય એવા છે અને મોક્ષનો અગોચર પંથ છે.

## ઈન્દ્રિયોથી ન અનુભવાય અતીન્દ્રિય આત્મા

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને, 'મન-વચન-કાયા અને ભગવાનની સર્વ રિલેટિવ માયા ઈન્દ્રિય પ્રત્યક્ષ છે અને હું અતીન્દ્રિય પ્રત્યક્ષ છું.' તો આ અતીન્દ્રિય પ્રત્યક્ષ એ જરા સ્પષ્ટ કરી સમજાવો.

**દાદાશ્રી :** અતીન્દ્રિય પ્રત્યક્ષ એટલે 'હું શુદ્ધાત્મા છું' એ જે ભાન

થાય છે, તેમાં ઈન્દ્રિયોની જરૂર નથી બિલકુલ. ઈન્દ્રિયો ત્યાં હેલ્પ જ નથી કરતી. ઈન્દ્રિયો બધી સંસારી કામ જ કર્યા કરે છે, બીજું કંઈ કામ કરતી નથી. ઈન્દ્રિય પ્રત્યક્ષ બધું આ અને પેલું અતીન્દ્રિય પ્રત્યક્ષ. પેલું ચેતન દેખાતું જ નથી કોઈ જગ્યાએ. આ જે દેખાય છે તે બધું જડ જ દેખાય છે, અનાત્મ વિભાગ. આત્મ વિભાગ દેખાતો જ નથી. ઈન્દ્રિયોથી અનુભવમાં આવે જ નહીં ને ઈન્દ્રિયોથી દેખાયે નહીં. એ અતીન્દ્રિય છે, આત્મા ઈન્દ્રિયોથી પ્રત્યક્ષ થાય એવી વસ્તુ ન્હોય. લોક જાણે કે આ આંખે જોઈએ કે કાને સાંભળીએ, પણ એવી વસ્તુ ન્હોય. એ તો પોતાનું સ્વાનુભવપદ છે.

સ્વાનુભવપદ એ ઈન્દ્રિયોથી કે કશાથી અનુભવાય નહીં. ઈન્દ્રિયો દેહાધ્યાસ કરાવડાવે. ઊંઘમાં સુખ આવે છે તેય ઈન્દ્રિય પ્રત્યક્ષ છે અને આ આત્મા અતીન્દ્રિય પ્રત્યક્ષ છે.

ઈન્દ્રિયગમ્ય, પછી આગળ બુદ્ધિગમ્ય, પછી એમાંથી આગળ અતીન્દ્રિયગમ્ય. અતીન્દ્રિયગમ્ય એટલે સ્વ-પર પ્રકાશક.

## વિનાશી ઈન્દ્રિય પ્રત્યક્ષ, અવિનાશી અતીન્દ્રિય પ્રત્યક્ષ

પુદ્ગલ બધું ઈન્દ્રિયગમ્ય છે, જ્યારે ધર્માસ્તિકાય ઈન્દ્રિયગમ્ય નથી, અધર્માસ્તિકાય ઈન્દ્રિયગમ્ય નથી, કાળેય ઈન્દ્રિયગમ્ય નથી અને આકાશેય ઈન્દ્રિયગમ્ય નથી. આ ઈન્દ્રિયગમ્ય છે એ બધું પુદ્ગલ માનવું.

**પ્રશ્નકર્તા :** ચેતન પણ ઈન્દ્રિયગમ્ય નથીને ?

**દાદાશ્રી :** ના, નથી, એ અતીન્દ્રિયગમ્ય છે.

ચેતન ઈન્દ્રિયગમ્ય હોતને, તો ભગવાન ખોળવાના જ ના રહેત. આ આંખથી જન્મથી જ દેખાયા કરતા હોય ભગવાન. એટલે એ તો અઘરામાં અઘરી વસ્તુ જ એ છે.

જે અવિનાશી તત્ત્વો છે તે દિવ્યચક્ષુગમ્ય છે ને બીજી બધી વિનાશી ચીજો ઈન્દ્રિય પ્રત્યક્ષ છે. એક ઈન્દ્રિય પ્રત્યક્ષ છે ને બીજી અતીન્દ્રિય પ્રત્યક્ષ છે. જાણવું ને દેખવું બેઉમાં છે. ઈન્દ્રિય પ્રત્યક્ષમાં બુદ્ધિ છે ને અતીન્દ્રિય પ્રત્યક્ષમાં જ્ઞાન છે.

## બુદ્ધિ એ ઈન્ડિરેક્ટ પ્રકાશ, ઈન્દ્રિય પ્રત્યક્ષ

**પ્રશ્નકર્તા :** ઈન્દ્રિયમાં બુદ્ધિ અને અતીન્દ્રિયમાં જ્ઞાન, એ વધારે સમજાવશો ?

**દાદાશ્રી :** બે પ્રકારના જ્ઞાન. જ્ઞાન વગર તો કોઈ જીવ જીવી શકે જ નહીં. તેમાં એક જ્ઞાન છે તે ઈન્દ્રિય પ્રત્યક્ષ અને બીજું અતીન્દ્રિય પ્રત્યક્ષ. ઈન્દ્રિય પ્રત્યક્ષમાં આખું જગત પડેલું છે. બાવા-બાવલી, સાધુ-સંન્યાસી-આચાર્ય બધાય ઈન્દ્રિય પ્રત્યક્ષ જ્ઞાનમાં છે.

પાંચ ઈન્દ્રિયનું જ્ઞાન એ ઈન્દ્રિયજન્ય જ્ઞાન કહેવાય. હવે ઈન્દ્રિયજન્ય જ્ઞાન એ વિનાશી જ્ઞાન છે, એ બુદ્ધિજન્ય જ્ઞાન કહેવાય છે. બુદ્ધિ એ પ્રકાશ છે અને જ્ઞાનેય પ્રકાશ છે, પણ બુદ્ધિના પ્રકાશમાં ને જ્ઞાનના પ્રકાશમાં ફેર છે. જ્ઞાનનો પ્રકાશ એટલે સૂર્યનું ડિરેક્ટ અજવાળું અહીં આવે, એ ડિરેક્ટ પ્રકાશ અને બુદ્ધિ એટલે સૂર્યનો પ્રકાશ અહીં અરીસા પર પડે અને આ અરીસાનો પ્રકાશ આપણી રૂમમાં પડે, ઈન્ડિરેક્ટ પ્રકાશ એનું નામ બુદ્ધિ. એ ઈન્દ્રિય જ્ઞાન અને અતીન્દ્રિય જ્ઞાન એ જ્ઞાન કહેવાય. ઈન્દ્રિયોની જ્યાં જરૂર નથી પડતી, જ્યાં મન-બુદ્ધિ-ચિત્ત ને અહંકાર કામ નથી કરતા ત્યાં એ અતીન્દ્રિય જ્ઞાન હોય છે.

## શુદ્ધાત્મા થઈને ઈન્દ્રિયજ્ઞાનને જાણે તે અતીન્દ્રિયજ્ઞાન

અતીન્દ્રિય જ્ઞાનને જ્ઞાતાપદ કહેવાય. અતીન્દ્રિય જ્ઞાનથી જાણે તેને જ્ઞાતા કહેવાય. જ્ઞાતા ક્યારે થાય કે જ્યારે એ જાણે કે આ દેહ વિનાશી છે અને તેમાંથી મુક્ત થાય એ. દેહાધ્યાસ છૂટી જાય ત્યારે જ્ઞાતા થાય એ. નહીં તો પછી અવિનાશી તો હોય પણ પેલું જ્ઞાતાપણું ના હોય. અત્યારે જ્ઞાન ના લીધું હોય તો તમારે જ્ઞાતા ના હોય. તમે કોઈ વસ્તુ જોઈ-જાણી શકો નહીં અને તમે જે જુઓ છો, જાણો છો એ તો ઈન્દ્રિયગમ્ય જ્ઞાન છે. એકલું ઈન્દ્રિય જ્ઞાન ના ચાલે, અતીન્દ્રિય જ્ઞાન હોવું જોઈએ.

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ તો આપણે જ્ઞાનથી જાણીએને ?

**દાદાશ્રી :** એ ના ચાલે. એ તો બધું ઈન્દ્રિય જાણપણું છે, અતીન્દ્રિય જ્ઞાનથી જાણપણું જોઈએ.

**પ્રશ્નકર્તા :** એ બેમાં ફેર કેવી રીતે પડે ? આ ઈન્દ્રિયથી જાણ્યું અને આ અતીન્દ્રિયથી જાણ્યું એમ આમ અનુભવથી ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** ઈન્દ્રિયથી જે જાણેલું હોયને, તેનેય અતીન્દ્રિય જ્ઞાન જાણે. એટલે આ આખા ચંદુભાઈ જ જ્ઞેય છે. ચંદુભાઈ શું કરે છે એને જાણે એ અતીન્દ્રિય જ્ઞાન કહેવાય. એટલે આપણું જ્ઞાન શું કહે છે કે તમે શુદ્ધાત્મા, આ ચંદુભાઈ શું કરે છે એને જોયા કરવાનું તમારે.

**પ્રશ્નકર્તા :** હું એ જ કહેવા માગું છું કે ચંદુભાઈ આખો દહાડો શું કરે છે, એ જોઈએ તો...

**દાદાશ્રી :** એવું ના ચાલે, ચંદુભાઈને કંઈ લેવાદેવા નહીં. તમે શુદ્ધાત્મા થઈને ચંદુભાઈ શું કરે છે એ જોવાનું.

## ખરા-ખોટાને જોવું-જાણવું એ અતીન્દ્રિય જ્ઞાન

**પ્રશ્નકર્તા :** દાદા, મેં આ જ્ઞાન લીધું છે તો હવે આ ચંદુભાઈ શું કરે છે તે હું ચંદુભાઈને જ્ઞેય તરીકે જાણ્યા કરું, જોયા કરું સતત, તે શુદ્ધ ઉપયોગ કહેવાય ?

**દાદાશ્રી :** બસ, તો છૂટું જ છે. પછી ચંદુભાઈ ગમે તે કરતા હોયને પણ જો જોતો હોય ને જાણતો હોય અને ખરા-ખોટા ભાવ ના કરતો હોય, ફક્ત જાણતો જ હોય તો વાંધો નહીં. છૂટો જ છે.

**પ્રશ્નકર્તા :** હવે ચંદુભાઈ જે કરે, એ ઈન્દ્રિયથી જે અનુભવે એને અતીન્દ્રિયથી જોવું.

**દાદાશ્રી :** હા, આ ઈન્દ્રિયોમાં એ મહીં ખાતી વખતે આ એકાકાર થઈ ગયા છે એય આપણે જાણવાનું, બસ. અને આ જ ખાતી વખતે એકાકાર થયા નહીં એય આપણે જાણવાનું.

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** આ તો વિજ્ઞાન છે. એટલો બધો સરળ માર્ગ છે, જો સમજે તો કંઈ અઘરો છે નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, ઈન્દ્રિય થકી જે કરે છે ને ભોગવે છે તે અતીન્દ્રિયથી જોવું, એ એમ કે એટલું સતત જોવાવું અતિ મુશ્કેલ છે.

**દાદાશ્રી :** હોય મુશ્કેલી ?

**પ્રશ્નકર્તા :** પણ દાદા, એ ખબર ન પડે કે આપ કહો છો એ બરોબર છે કે કેટલીક ફેરા એમ લાગે કે ચંદુભાઈ કેવા એકાકાર થઈ ગયા એમ-તેમ ?

**દાદાશ્રી :** ના, તમે મુશ્કેલ કહો છો ને, પણ થાય છે એવું.

**પ્રશ્નકર્તા :** પણ સતત એવું રહેતું નથીને, ચોવીસેય કલાક.

**દાદાશ્રી :** નહીં, સતત જ રહે છે એ તમને બધું, પણ આ ગૂંચવાડા તમારા, એમાં તમે પોતે ગૂંચાઈ જાવ છો. જોનાર ગૂંચાય છે. અને બીજું એક કારણ એ કે કર્મો હોય ત્યાં સુધી ડખલામણ તો થાય જ ને, જાણપણામાં ? અહીં બસો જતી હોય અને આપણે બેઠા બેઠા જોતા હોઈએ પણ વચ્ચે બસો આવે તે ઘડીએ પેલું ના દેખાયને ? એ બસો પાછી આપણે ઊભી કરેલીને કે કોઈએ ઊભી કરેલી ? હવે આપણે ગોઠવણી પર તે ગોઠવીએ. એટલે હવે આ બસો આવવાની ને ગોઠવણી પૂરી થઈ જશે એટલે ઊડી જશે. એથી આપણને લક્ષમાં કાંઈ એવું જતું રહેતું નથી. આપણા જ્ઞાનમાં જ છે. જોયેલો હીરો હોય ને દાબડીમાં ઘાલેલો હીરો, એક જ પ્રકારનો દેખાય. તમને એક હીરો દેખાડીએ પછી દાબડીમાં ભર્યો, એ જુદા પ્રકારે દેખાતો હશે ?

**પ્રશ્નકર્તા :** ના, એ તો જાણ્યું કે મહીં દાબડીમાં છે અને એક જ પ્રકારનો છે.

**દાદાશ્રી :** એક જ પ્રકારે દેખાય. એટલે એમાં કશું એવું હોતું નથી. આ તો વચ્ચે બસો આવી છે એવું ખબર પડે. ભાઈ, આ બસ જાય છે એટલે પેલું દેખાતું નથી. છે તો ખરું જ ને ? દાબડીમાં ભર્યો છે માટે હીરો કાંઈ જતો રહ્યો ?

**પ્રશ્નકર્તા :** ના, નહીં, બરોબર છે.

**દાદાશ્રી :** એટલે આવું ચોખ્ખું જ રહે છે. પણ ફક્ત ચંદુભાઈ શું કરે છે એ જોયા કરવાનું તમારે. ખરા-ખોટાનીયે ખેંચ નથી કહેતો હું તો.

## ઈન્દ્રિય જાણપણું ક્યારે કહેવાય ?

**પ્રશ્નકર્તા :** એવું થાય છે કે જ્યારે વધારે કામનો ભાર આવે તે વખતે ઈન્દ્રિયોથી બધું જોયું હોય એવું દેખાય.

**દાદાશ્રી :** એ જ ગૂંચવાડો. એ બધી બસો પછી આવવા માંડે એટલે દેખાતું બધું બંધ થઈ જાય. દેખાતું બધું બંધ થઈ જાય એટલે ગૂંચવાઈ જાય.

**પ્રશ્નકર્તા :** આવા ગૂંચવાડા વખતે આપણને યાદ રહેતું હોય કે હું ચંદુભાઈને જોયા કરું છું, તો એ ઈન્દ્રિય જાણપણું કહેવાય કે અતીન્દ્રિય જાણપણું કહેવાય ?

**દાદાશ્રી :** ઈન્દ્રિય જ્ઞાનપણું ક્યારે કહેવાય કે ચંદુભાઈ થઈને જુએ ત્યારે. શુદ્ધાત્મા થઈને ચંદુભાઈને જુએ તો ઈન્દ્રિય જ્ઞાન ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** પણ ચંદુભાઈ થઈને જુએ નહીં, એ તો એમ ને એમ જ જુએ તો ?

**દાદાશ્રી :** એ કામ જ ના લાગેને !

**પ્રશ્નકર્તા :** એ ખબર કેવી રીતે પડે ?

**દાદાશ્રી :** એ બધું ખબર જ હોય હંમેશાં. ચંદુભાઈ તરીકે જુએ છે ને, એ બધું જ ખબર આપણને પડે કે ચંદુભાઈ શું કરી રહ્યા છે. જેમ પારકો શું કરી રહ્યો છે જાણીએ તેવું આપણે ચંદુભાઈ શું કરી રહ્યા છે એને જાણીએ. કારણ કે શુદ્ધાત્મા એટલો બધો છૂટો આપ્યો છે કે બધું તમને ખબર જ પડી જાય.

**પ્રશ્નકર્તા :** ચંદુભાઈ થઈને ચંદુભાઈને જુએ છે એવો દાખલો આપો તો ખ્યાલ આવે.

**દાદાશ્રી :** ચંદુભાઈ ચંદુભાઈને નથી જોતો, શુદ્ધાત્મા ચંદુભાઈને જુએ છે.

**પ્રશ્નકર્તા :** એ બરાબર છે. આપે કહ્યું કે બહુ ગૂંચવાડો હોય જ્યારે ઈન્દ્રિય જ્ઞાનથી જુએ છે, તો એનો દાખલો આપો. અતીન્દ્રિય જ્ઞાનથી તો આપે કહ્યું જોવાનું, પણ ઈન્દ્રિય જ્ઞાનથી આપણે જાણીએ છીએ ક્યારે ?

**દાદાશ્રી :** એટલે આ બધું કાનથી સાંભળીએ, આંખથી જોઈએ, જીભથી ચાખીએ, એ બધું ઈન્દ્રિય જ્ઞાન છે. મનથી, એ મનને ઈન્દ્રિય ગણાય છે. એને છઠ્ઠી ઈન્દ્રિય ગણાય છે. પછી બુદ્ધિથી, બુદ્ધિ એય તેનું તે જ. બુદ્ધિથી જાણે એટલું બધુંય અજ્ઞાન. એ બધું જ્ઞેયમાં જાય. હવે બુદ્ધિને અજ્ઞા કહે છે. અને આ શુદ્ધાત્મા એ પ્રજ્ઞાથી જાણે. અજ્ઞાએ જે કરેલું એ પ્રજ્ઞા જાણે, એનું નામ છેલ્લું જ્ઞાન. કંઈ કર્યા વગર તો રહે જ નહીં. મહીં ને મહીં ચંચળતા હોય જ. એને જાણે કે આ ખાતી વખતે આપણે ખોટી જક પકડી છે ઘરમાં, એવું તમે જાણોને એટલે તમે છૂટા. જક પકડેલી એટલે માર ખાય. જક પકડેલી તડછું કરીને ઊઠી ગયા ને ભૂખ પોતાને ને એ પોતાને ઉપાધિ !

## અડચણ અત્યારે ત્યાં 'મારું નહોય' કહેવું

**પ્રશ્નકર્તા :** પણ એનો અર્થ એવો કે જ્યારે કામમાં વધારે વ્યસ્ત થઈ જાય વ્યવહારમાં, એ વખતે જે પેલું કહીએ ને કે બસ જતી હોય તે આ બસ જોઈ એટલે પેલું, પેલી તરફથી આ તરફ જતું રહ્યું, તો તે વખતે પણ એવું અતીન્દ્રિયથી જોવાનું કામ ચાલે કે ના ચાલે ?

**દાદાશ્રી :** શી રીતે જોવાય પણ વચ્ચે અડચણ આવી ગઈ હોયને ?

**પ્રશ્નકર્તા :** એ તો આ દેહ રહે ત્યાં સુધી આવું તો બધું ચાલ્યા જ કરવાનું.

**દાદાશ્રી :** ના, એવો કંઈ નિયમ નથી.

**પ્રશ્નકર્તા :** ના, પણ વ્યવહાર તો રહેવાનો ને બધો, ક્યાં જવાનો ?

**દાદાશ્રી :** ના, એવું નહીં, એ તો ઓછું થતું જાયને દહાડે દહાડે !

**પ્રશ્નકર્તા :** વ્યવહાર ઓછો થતો જાય ?

**દાદાશ્રી :** ના, ના, રાત પડે એટલે બસો કેટલી ઊતરે પછી ? એટલે ઓછું થતું જાય.

**પ્રશ્નકર્તા :** હજુ ચંદુભાઈની રાત તો મરી ગયા પછી પડવાનીને ?

**દાદાશ્રી :** એ તો આખા કર્મનો નિવેડો આવી ગયો, આ હિસાબનો જ નિવેડો આવી ગયો. અને પેલું તો આપણો ભરેલો માલ ખાલી થઈ જાય ને પછી નિર્મળતા રહે.

**પ્રશ્નકર્તા :** જ્ઞેય ઓછા ઊભા થાય ?

**દાદાશ્રી :** એટલે આ ભવમાં ને આ ભવમાં ખાલી થઈ જાય, વહેલો-મોડો. જરા ઓછું-વધતું તો થાયને પણ, ઓછું-વધતું થાય કે ના થાય ? નવું આવક નથી, એનું જૂનું જાવક, તેમાં શું રહે પછી ? નવું આવક ના હોય ને જૂનું જતું હોય તો રહે કશું ? ના, કશું જ ના રહે. થોડાક વખત પછી બે-પાંચ વરસમાં પણ ખાલી થઈ જાય. મારે ક્યારનું ખાલી થઈ ગયેલુંને ? હું તમને એવું કહું કે (તમારેય) ખાલી થઈ જશે. એવું ગભરાવાનું કાંઈ કારણ નથી, અડચણ આવે. મહીં ગૂંચવાડો ઊભો થતો હોય તો 'મારું નહીં' એટલું કહેતાની સાથે છૂટું. એ બધુંય ચંદુભાઈનું. પેલું વળગાડવા જાય એ તો. પહેલાની ટેવને, આદતને ! એટલે 'મારું નહોય' કહીએ કે એ છૂટી જાય. એમાં એ શું કહે છે કે તમારી બાઉન્ડ્રીનું કે પેલી...? ત્યારે કહે, અમારી નહોય.

**પ્રશ્નકર્તા :** 'અમારી નહોય' કહ્યું એટલે છૂટી જાય ?

**દાદાશ્રી :** હા, છૂટી જાય.

## અતીન્દ્રિય જ્ઞાન જુએ જ્ઞાનના પર્યાયથી

**પ્રશ્નકર્તા :** દાદા, હવે સમજવું હતું કે આત્માનો જે જ્ઞાન ગુણ છે, એનાથી બધું જાણે છે. હવે જ્ઞાન અને આત્મા એકનો એક છે. જ્યાં જ્ઞાન ત્યાં આત્મા હોય ને અતીન્દ્રિય જ્ઞાન ત્યાં આત્મા હોય અને જ્યાં આત્મા હોય ત્યાં અતીન્દ્રિય જ્ઞાન પણ હોય.

**દાદાશ્રી :** બરાબર.

**પ્રશ્નકર્તા :** હવે મારા અતીન્દ્રિય જ્ઞાનથી મેં આ જાણ્યું કે આ વસ્તુ આ છે, ત્યાં મારો આત્મા ખરો કે નહીં ?

**દાદાશ્રી :** આત્મા જ ને ! એ શું કહેવાય છે ? એ પર્યાય કહેવાય છે. એ જ્ઞાનનો પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનનો પર્યાય, અતીન્દ્રિય જ્ઞાનના પર્યાયથી.

**દાદાશ્રી :** પર્યાયથી જોઈ શકાય આ અને જોવાના, જ્ઞેય આઘાપાછા થાય એટલે પર્યાય પણ આઘાપાછા થાય. જ્ઞેય ઓછા-વધતા થાય તો પર્યાય ઓછા-વધતા થાય. એ જ્ઞેયના આધારે પર્યાય થાય.

**પ્રશ્નકર્તા :** આત્માનું જ્ઞાન તો પર્યાયમાં જ આવે છે ને, બીજા ક્યાં જાય ?

**દાદાશ્રી :** હા, પર્યાયમાં જાય છે પણ પર્યાયને આત્મા ના કહેવાય. દ્રવ્ય, ગુણ ને પર્યાય ત્રણ ભેગું થાય ત્યારે વસ્તુ કહેવાય, તત્ત્વ કહેવાય અને એ તત્ત્વ આખું જ જોઈએ. એકલા પર્યાયનું ચાલે નહીં. ગુણ વગર પર્યાયેય ના હોય, પણ પર્યાય વિનાશી છે એના. ઉત્પાદ, વ્યય ને ધ્રૌવ્ય. ઉત્પન્ન થવું, નાશ થવું ને ધ્રુવતા, પોતાના સ્વભાવને આધારે ધ્રુવતા રહે છે. ધ્રુવપણું છોડતું નથી. ઉત્પન્ન ને વિનાશ થયા કરે છે, એનું નામ પર્યાય. અને એટલે લોકો શું સમજ્યા છે કે આત્મા કોઈ બીજી વસ્તુ હશે, જ્ઞાન સિવાય. એટલે અમે શું કહીએ છીએ કે એબ્સૉલ્યૂટ જ્ઞાન માત્ર જ છે.

## આ બધું જાણે એ ઈન્દ્રિયજ્ઞાન, તેને જાણે એ અતીન્દ્રિયજ્ઞાન

**પ્રશ્નકર્તા :** હવે આત્મા જ્ઞાન માત્ર જ છે. અત્યારે અહીંયા સામો કબાટ છે એ મેં જોયું. મારા જ્ઞાને જાણ્યું કે આ કબાટ તો જડ છે. એ કંઈ કહેતો નથી કે જુઓ, હું કબાટ છું, મને જુઓ. એ તો એને બોલવું એવું કંઈ છે નહીં ને જ્ઞાન છે નહીં.

**દાદાશ્રી :** ના, એ જ્ઞાન કબાટને ના જાણે. એ તો ઈન્દ્રિય જ્ઞાન જાણે છે અને આ ઈન્દ્રિય જ્ઞાને શું જાણ્યું તે પોતે જાણે.

**પ્રશ્નકર્તા :** હા, ઈન્દ્રિય જ્ઞાને શું જાણ્યું તે પોતાનો આત્મા જાણે છે.

**દાદાશ્રી :** તે આત્મા જાણે છે. આ ઈન્દ્રિય જ્ઞાને શું જાણ્યું તે પોતે જાણે, પણ આ બધું જાણે તે ઈન્દ્રિય જ્ઞાન. કારણ કે આ ઈન્દ્રિયો છે ને તેના આધારે આ દેખાય છે, આત્મા તેવો નહીં.

**પ્રશ્નકર્તા :** એનું જ્ઞાન, પોતાના જ્ઞાનથી એ જ્ઞાનને જાણે છે ?

**દાદાશ્રી :** સીધું ના દેખાય પોતાના જ્ઞાનથી.

અને આ જે દેખાય છે ને, એ તો બધું ઈન્દ્રિય જ્ઞાન છે. એ તો બહારના લોકો, અજ્ઞાનીનેય છે. અજ્ઞાનીને ને જ્ઞાનીને ઈન્દ્રિય જ્ઞાનમાં ફેર નથી. અતીન્દ્રિય જ્ઞાનમાં ફેર છે બન્નેને. અતીન્દ્રિય જ્ઞાનમાં જે આંખે દેખાતી નથી એવી વસ્તુને જોઈ શકે છે.

મનના પર્યાયો જે જગતના લોકો જોઈ શકતા નથી, તેને આ અતીન્દ્રિય જ્ઞાન જાણે છે. મનના પર્યાય જે છે, બુદ્ધિના પર્યાય એને જે જોઈ શકતા નથી જગતના લોકો, ઈન્દ્રિય જ્ઞાનથી, તેને આ આત્મા જાણે છે. એ દેહમાં તમામ પ્રકારના પર્યાયને આત્મા જાણે છે. જાણવાનો સ્વભાવ જ છે નિરંતર.

**પ્રશ્નકર્તા :** એટલે જાણે, એટલે કે સહજ છે એ વસ્તુ. હવે ઈન્દ્રિય જ્ઞાનને પણ આ શુદ્ધ આત્માનું જ્ઞાન જાણે.

**દાદાશ્રી :** આત્મા ઈન્દ્રિય જ્ઞાનને આ કોનું જ્ઞાન છે, એ પોતે જાણે કે આ ઈન્દ્રિયોનું જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** એ પણ આત્મા જાણ્યા કરે ?

**દાદાશ્રી :** એ પણ આત્મા જાણે.

## ન કરવી પડે ટૂર, ઝળકે મહીં અતીન્દ્રિય જ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** મારો આત્મા તો આ શરીરમાં છે અને આ બધું જાણવાનું, તે મારો આત્મા બધે ફરે છે ? જેમ સિદ્ધક્ષેત્રમાં આખા બ્રહ્માંડનું જાણવાનું, તે બધે મારો આત્મા ફરે છે ?

**દાદાશ્રી :** ના, ફરતો નથી, મહીં ઝળકે છે. ફરવા માટેની જરૂર નથી. અંદર ઝળકે છે.

**પ્રશ્નકર્તા :** ઝળકે છે એ મારા આત્માનું અતીન્દ્રિય જ્ઞાન ઝળકે છે ?

**દાદાશ્રી :** હા, જેમ આ અરીસો એની જગ્યાએ ઊભો રહે છે અને લોકો જેટલા આવેને, એ બધા મહીં ઝળકે.

**પ્રશ્નકર્તા :** ઝળકે તો મારા અતીન્દ્રિય જ્ઞાનમાં ઝળકાટ છે ?

**દાદાશ્રી :** હા, જ્ઞાનમાં જ.

**પ્રશ્નકર્તા :** હવે જ્યાં જ્ઞાન ત્યાં આત્મા હોય જ.

**દાદાશ્રી :** જ્ઞાન ત્યાં આત્મા હોય જ ને જ્યાં જ્ઞાન નથી ત્યાં આત્મા નથી. અહીં આ જડ વસ્તુમાં આત્મા નથી.

**પ્રશ્નકર્તા :** બરાબર છે. આપણે જેટલા જેટલા જ્ઞેયો જોઈએ, એટલે જ્ઞાનથી જ્ઞેય જોવાય તો જ્યાં આપણે દૂર દૂરના જ્ઞેયો જોઈએ તો મારો આત્મા ત્યાં જતો નથી પણ મહીં જ ઝળકે છે.

**દાદાશ્રી :** ક્યાંય જવાની જરૂર નહીં. એ ત્યાં આગળ સિદ્ધક્ષેત્રમાં બેઠા છે ને, તે મેં હાથ ઊંચો કર્યોને, એ એમને ત્યાં અંદર બધું એમના જ્ઞાનમાં ઝળકે. ઝળકે અંદર, એમને જોવા ના જવું પડે, ઉપયોગ દેવો ના પડે. ઉપયોગ દેવા જાય તો મહેનત થાય. ઉપયોગ તો આપણે દેવાનો હોય છે. કારણ કે દુરુપયોગ કરેલો. દુરુપયોગ કરેલો તે શુદ્ધ ઉપયોગમાં આવવું પડે છે. પણ એમને શુદ્ધ ઉપયોગ કશું રહ્યું નહીંને !

❖ ❖ ❖ ❖ ❖

# [૧૧]

# સૂક્ષ્મતમ

## સૂક્ષ્મતમ આત્મા એ જ્ઞાનીના હૃદયમાં, ન સ્થૂળ શબ્દોમાં

**પ્રશ્નકર્તા :** દાદા, તમે આત્માને સૂક્ષ્મતમ કીધો એનો અર્થ શું ?

**દાદાશ્રી :** સૂક્ષ્મતમ એટલે શબ્દરૂપ નથી. શબ્દો સ્થૂળ છે, આંખે દેખાય એવા છે, વાણીમાં બોલાય એવા છે, સંભળાય એવા છે. જ્યારે આત્મા આંખે દેખાય એની વાત તો જવા દો, કાને સંભળાય એ વાત જવા દો પણ એ બોલી શકાયે નહીં કોઈ પણ રસ્તે. એટલે નિ:શબ્દ વસ્તુ શબ્દમાં કેમ કરીને આવે ? જે નિ:શબ્દ છે, જે અવર્ણનીય છે, અવક્તવ્ય છે, જે સ્થૂળ નથી, સૂક્ષ્મ નથી, સૂક્ષ્મતર નથી અને સૂક્ષ્મતમ વસ્તુ છે, તે આમાં સ્થૂળમાં કેમ કરીને આવે ?

તમને શાસ્ત્રોની વાતમાં તો થર્ટી પરસેન્ટ મળે. કારણ કે શાસ્ત્રો સ્થૂળ શબ્દરૂપ છે અને આત્મા સૂક્ષ્મતમ છે. એટલે સૂક્ષ્મ, સૂક્ષ્મતર અને સૂક્ષ્મતમ એ જ્ઞાનીના હૃદયમાં છે બધું, સિત્તેર ટકા તો, શી રીતે આ શાસ્ત્રોથી આત્મા આખો પ્રાપ્ત થાય ?

એટલે 'ગો ટૂ જ્ઞાની' કહ્યું. જ્ઞાની પુરુષ એ બધું કરી આપે. શબ્દથી તો સમજાવી શકાય નહીં, પણ સંજ્ઞાથી સમજાવે. એ તો તમારા મોઢામાં મૂકેને સાકર એટલે તમે કહો કે 'હા... હવે સ્વાદ જાણ્યો મેં સાકરનો.' એમ ને એમ તો કોની જોડે સરખામણી કરવી ? આત્માની સરખામણી કોઈની જોડે થાય નહીં. એ અજોડ વસ્તુ છે.

## સૂક્ષ્મતમ સ્વરૂપ, આકાશ જેવું

આત્માનું સ્વરૂપ કેવું છે ? કે આ ભીંતની અંદરથી પસાર થઈ જવું હોય તો થઈ શકે. મોટો ડુંગર હોય તો ડુંગરની અંદરથી પસાર થઈ શકે એવું સ્વરૂપ છે.

આ જગતમાં કોઈ વસ્તુ આત્માને સ્પર્શ કરી શકે જ નહીં. ઝીણામાં ઝીણા હથિયારથી આમ કાપીએ તોય એમાં કાપો ના પડે. કારણ કે હથિયાર કરતાય એ સૂક્ષ્મ છે.

**પ્રશ્નકર્તા :** શરીરમાં સૂક્ષ્મ વસ્તુ છે શું ? સૂક્ષ્મ વસ્તુ કંઈ પણ છે ?

**દાદાશ્રી :** હા, હા. સૂક્ષ્મ શરીર છે ને, આખું સૂક્ષ્મ બૉડી છે અંદર. પણ તેથીય સૂક્ષ્મ કરતાય આગળ વધેલો છે, સૂક્ષ્મતરથી ઉપર જાય છે, એ આકાશ જેવો સૂક્ષ્મતમ આત્મા છે.

## સૂક્ષ્મતમ આત્મા ન ભોગવે વિષય-કષાયને

આત્મા આકાશ જેવો છે અને આ ખોરાક છે તે જડ છે. ભોગવવાની બધી વસ્તુઓ જડ છે. હવે ક્યાં આ સ્થૂળ ને પેલું કંઈ સૂક્ષ્મતમ, બેનો મેળ શી રીતે પડે ?

આત્મા કેવો છે ? આત્મા એટલો બધો સૂક્ષ્મ છે કે આહાર તો એને અડે નહીં, પણ વિષય પણ અડતો નથી.

આ લોક કહે, 'મેં વિષય ભોગવ્યો.' એ બધી વાત જ ખોટી છે. ખાલી અહંકાર કર્યા કરે છે, તેથી જ સંસાર બંધ પડે છે. આત્મા વિષય ભોગવી શકે જ નહીં. આત્માનું એટલું બધું સૂક્ષ્મ સ્વરૂપ છે અને વિષયો એટલા બધા સ્થૂળ છે કે એ બેનો મેળ જ પડે નહીં. આ બધી 'પોતે' શુદ્ધ સ્વરૂપ થયા પછીની વાત છે !

વિષય સ્થૂળ સ્વભાવ છે, તદ્દન સ્થૂળ અને બહુ ત્યારે મહીં માનસિક વિષયો હોય છે, તે સૂક્ષ્મ સ્થૂળ છે. પણ જે આત્મા સૂક્ષ્મતમ, ક્યાં સુધી પહોંચે તે ? કોઈ દહાડો આત્માએ વિષય ભોગવ્યો નથી અને આ લોકો

કહે છે, મને આ વિષયો ને એ બધું ચોંટી પડ્યું છે. અલ્યા મૂઆ, તને નહીં ચોંટી પડ્યું. તને શી રીતે ચોંટે તે ?

આત્મા જ્ઞેયને જાણે છે એટલું જ, આ પાંચ ઈન્દ્રિયોના વિષયો કે કષાયો એ આત્માએ કંઈ પણ ભોગવ્યું નથી.

આ લોકો જે ભ્રાંતિથી બોલે છે કે મેં ભોગવ્યું, એમાં આત્માને કશું લેવાદેવા નથી. તેમ આત્માને ઘડીવાર ચિંતા-દુઃખ પહોંચતા જ નથી. આ દુઃખ સ્થૂળ છે ને આત્મા સૂક્ષ્મતમ છે, તે બેનો મેળ જ પડે નહીંને !

## ભોગવનાર કોણ ? અહંકાર

**પ્રશ્નકર્તા :** તો જે વેદના આપણે અનુભવીએ છીએ તે ?

**દાદાશ્રી :** એ અનુભવ એ જ અહંકાર અનુભવે છે ને આ બિલીફ વેદના છે. આ જ્ઞાન વેદના નથી, બિલીફ વેદના છે. નહિતર જ્ઞાન વેદના હોય તો રાતે ઊંઘ જ ના આવે. આખી રાતો ને રાતોય કેટલાય દહાડા સુધી ઊંઘ જ ના આવે. આ તો બિલીફ વેદના છે એટલે ઊંઘ આવી જાય પછી. ખાલી રોંગ બિલીફ જ છે. ખાલી તે અહંકાર વેદે છે. આત્માએ કોઈ દહાડોય કશુંય ભોગવ્યું નથી. આમાંની કોઈ ચીજ ભોગવી નથી. આ બધી ચીજો સ્થૂળ છે અને આત્મા સૂક્ષ્મતમ છે, બેનો ક્યારેય મેળ પડે એવો નથી. આ તો બધું ઈગોઈઝમનું છે. એ આત્મા તો કેવો છે ? જ્ઞાતા-દ્રષ્ટા છે.

## અગ્નિ ના સ્પર્શે આત્માને

**પ્રશ્નકર્તા :** દાદા, 'કેવળ નિજ સ્વભાવનું અખંડ વર્તે જ્ઞાન, એ સમજાવશો ?

**દાદાશ્રી :** નિજ સ્વભાવનું એટલે પોતાનો જે પ્રકાશમાન સ્વભાવ છે, એ પ્રકાશમાન સ્વભાવનું અખંડ જ જ્ઞાન વર્તે કે હું પ્રકાશમાન છું, અને એ પ્રકાશમાનનું બધું દેખાયા કરે. એ પ્રકાશમાન પોતાનું કેવું સ્વરૂપ છે ? પ્રકાશમાન છે, આરપાર નીકળી જાય એવું છે. આ અગ્નિ છે ને, એ અગ્નિની ઝાળ કેવી છે ? જબરજસ્ત ઝાળ છે. પણ આત્મા એની અંદરથી

પસાર થઈ જાય, તોય એને કશું અડે નહીં. એનું શું કારણ ? ત્યારે કહે, અગ્નિ સ્થૂળ છે, સ્થૂળ-સૂક્ષ્મ અને આત્મા સૂક્ષ્મતમ છે. બેનો સાંધો મળે નહીં. બીજું સામું સ્થૂળ-સૂક્ષ્મ હોય તો બળી જાય અગર સ્થૂળ હોય તો બળી જાય. એથી પાતળું હોય તો બળે નહીં, અડેય નહીંને ! એટલે આત્મા અગ્નિમાંથી પસાર થઈ જાય છે, તોય એને કશું અડે નહીં. આત્મા પાણીમાંથી પસાર થાય તોય કશું અડે નહીં. આત્મા ગમે તેમાંથી પસાર થાય, તોય એને અડે નહીં એવો સૂક્ષ્મતમ છે.

આત્મા તો એટલો બધો સૂક્ષ્મ છે કે આખી ઈલેક્ટ્રિકની ભઠ્ઠી ચાલતી હોય ને, તેની વચ્ચેથી પસાર થાય તોય પણ એને અડે નહીં એટલી સૂક્ષ્મતા છે.

કારણ કે અગ્નિ એ સ્થૂળસ્વરૂપે છે અને આત્મા સૂક્ષ્મ છે. શી રીતે મેળ પડે ? સ્થૂળ સૂક્ષ્મને બાળી કેમ કરીને શકે ? સૂક્ષ્મ સ્થૂળને બાળી શકે.

અગ્નિ સ્થૂળ છે, એની મહીં આત્મા ચાલ્યો જાય, આત્માને એ સ્પર્શે શી રીતે ? હવે આ દૃષ્ટિએ બાળ્યો બળે એમ નથી, આ દીવાનો પ્રકાશ જડ છે, પણ એને કાપીએ તો એ કપાઈ જાય ? આપણે કાપીને બે ટુકડા ખોળવા જઈએ તો જડે ? એવું કશું થાય નહીં. એના જેવો આ પ્રકાશ છે. એ આત્માનો પ્રકાશ ઓર છે, અને જો ભઠ્ઠી સળગાવીએ તો એ જ્ઞાનને અડે નહીં, એટલું બધું સૂક્ષ્મ છે એ. આ અગ્નિનો ભડકો એ સ્થૂળ છે અને પેલો એટલો બધો સૂક્ષ્મ છે કે એના કરતા આ સ્થૂળ છે. આયે વ્યવહારની રીતે સૂક્ષ્મ કહેવાય છે, પણ પેલું એટલું બધું સૂક્ષ્મ છે કે પેલું સ્થૂળ થઈ પડે છે. એને કશી અસર જ ના થાય અને તે જ પરમાત્મા છે, અસર વગરનો.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૨]
# અલખ નિરંજન-નિરાકાર

## [૧૨.૧]
## અલખ નિરંજન

### ક્યારેક લક્ષમાં ન આવે, માટે કહ્યો અલખ

**પ્રશ્નકર્તા :** આત્માને અલખ નિરંજન કહ્યો છે, તો આમાં અલખ એટલે શું ?

**દાદાશ્રી :** અલખ એટલે ક્યારેય લક્ષમાં ના આવે તેવી ચીજ. બધી ચીજો લક્ષમાં આવે પણ આ લક્ષમાં ના આવે. કેરીની સિઝનમાં તમે કેરી ખાવા ગયા હોય તો તમને કેરી લક્ષમાં રહ્યા કરે કે પેણે કેરી હશે, પેણે કેરી હશે.

**પ્રશ્નકર્તા :** હા, બરોબર.

**દાદાશ્રી :** દરેક ચીજો લક્ષમાં આવે તે લક્ષમાં કહેવાય અને આત્મા એવો લક્ષમાં આવે એવી ચીજ નથી, માટે અલખ કહેવાય.

### જ્ઞાને કરીને આવે સહજ લક્ષમાં

કોઈ કહેશે, ભઈ, આત્મા લક્ષમાં કેમ આવતો નથી ? ત્યારે કહે, અલખ છે એટલે એ જ્યારે પોતાના જ્ઞાને કરીને એ ભાન થાય ત્યારે લક્ષમાં

આવે. આત્મા અદશ્ય કહેવાય. અલખ, લક્ષમાં જ ના બેસે કોઈ દહાડોય કે 'હું શુદ્ધાત્મા છું.' એવું લક્ષ જ બેસે નહીં.

**પ્રશ્નકર્તા :** એ લક્ષમાં લાવવા શું કરવું ?

**દાદાશ્રી :** એ તો આ જ્ઞાનથી લક્ષમાં આવે, બાકી અલખ એ એનો સ્વભાવ છે. એ આત્મા એ પરમાત્મા છે ને એ અલખ નિરંજન છે. કોઈ પણ એવું સાધન નથી, કોઈ પણ ઉપાય એવો નથી કે એનાથી આત્માનું લક્ષ બેસે. ભગવાને શું કહ્યું છે, 'જે દુર્લક્ષ છે તેનું ક્યારેય લક્ષ ના બેસે અને જે લક્ષમાં છે તેનું ક્યારેય દુર્લક્ષ ના થાય.' માટે જ આત્માને અલખ નિરંજન કહ્યો છે.

## જ્ઞાની પુરુષ બેસાડે અલખનું લક્ષ

આત્મા પોતે એનો સ્વભાવ જ અલખ નિરંજન. કોઈ પણ પ્રકારે લક્ષ ના બેસે એનું. બીજી બધી જાતના લક્ષ બેસી જાય. આજે માણસે નાદારી કાઢી હોયને, તે રાત્રેય એને એમ લાગે કે હું નાદાર થઈ ગયો. એ લક્ષ બેસી જાય પણ આ ના બેસે. એટલે આ જગતનું લક્ષ બેસે પણ પોતાના સ્વરૂપનું લક્ષ ક્યારેય ના બેસે, એવો એ અલખ નિરંજન છે. એ લક્ષ જ્ઞાની પુરુષ બેસાડે ત્યારે પછી છુટકારો થાય, નહીં તો છુટકારો થાય નહીં.

અને સંસારનું લક્ષ તો સહેજ વાત વાતમાં બેસી જાય. આપણે એમ કહીએ કે આ તમારા ભાગીદાર, તે બીજે દહાડે લક્ષ બેસી જાય કે આ મારા ભાગીદાર આવ્યા. કંઈ ચૂકે-કરે નહીં. દહાડે પગ ભાંગી ગયો હોય તો રાતે ઊઠતી વખતે તરત લાકડી યાદ આવે. 'અલ્યા મૂઆ, આ એક દહાડામાં તને કેવી રીતે યાદ આવ્યું કે આ પગ ભાંગી ગયો છે ?' ત્યારે કહે, 'ના, એ લક્ષ બેસી ગયું રાતે.' કહેશે, 'મારી લાકડી લાવ.' 'અલ્યા, શાની લાકડી કહો છો ?' ત્યારે કહે, 'મારો પગ તૂટેલો છે ને !' તે મૂઆ, એક દહાડામાં ભૂલી નથી જતો ? ના ભૂલે, એનું નામ લક્ષ બેઠું કહેવાય.

## અલખના લક્ષથી આ લક્ષના ઘા રૂઝાય

બરડે માંકણ કરડ્યો હોય ત્યાં લક્ષ ગયું હોય તો હાથ સીધો જ

માંકણ કરડ્યો હોય ત્યાં જ જાય અને લક્ષ ના ગયું હોય પણ અદબદ હાથ જાય તો તે જ જગ્યાએ ના જાય. લક્ષથી તો બધી જ ઈન્દ્રિયો કેન્દ્રિત થાય અને પછી જ્યાં લક્ષ બેઠું હોય ત્યાં જ બધી જ ઈન્દ્રિયોની શક્તિઓ કેન્દ્રિત થઈને લક્ષ ત્યાં જાય. અલખનું લક્ષ ના થાય ત્યાં સુધી આ લક્ષના ઘા રૂઝાય જ નહીં. આ લક્ષ ને અલખની થિયરી તો સમજવા જેવી છે.

## જ્ઞાનીકૃપા નાશ કરે અંતરાય-પાપો, ત્યારે બેસે લક્ષ

એક ક્ષણ જ આતમ ભાવના ભાવે તો કલ્યાણ થઈ જાય. પણ આત્મા જાણવો જોઈએ ને ! તો જ આતમ ભાવના ભવાય.

મહાવીર ભગવાને કહેલું કે ભગવાન અલખ નિરંજન છે. ક્યારેય લક્ષમાં આવે તેમ નથી. જ્ઞાની પુરુષ અલક્ષ્યને લક્ષમાં લાવે. કારણ કે એ અવક્તવ્ય છે ને અવર્ણનીય છે. એ શબ્દોથી કંઈ કામ થાય એવું નથી. જ્ઞાની કૃપાથી જ, બધું કામ થઈ જાય છે અને ભગવાન જાગ્રત થઈ જાય છે. જાગ્રત જ છે પોતે, પણ એનું આવરણ જે છે ને, તે તોડીફોડી ખલાસ કરી નાખે છે બધું. આવરણ તૂટ્યું એટલે ભગવાન તૈયાર જ છે.

જ્ઞાની પુરુષ જ્યારે લક્ષના અંતરાયભૂત કર્મોને નાશ કરે ત્યારે અંતરાય તૂટે ત્યારે લક્ષ બેસે. અને જ્ઞાની પુરુષ પાપો ભસ્મીભૂત કરે ત્યારે લક્ષ બેસે, નહીં તો બેસે નહીં. એ એના પાપના આવરણ અનાવરણ થયા સિવાય કામ થાય એવું નથી.

જ્ઞાની પુરુષ એકલા જ બધા પાપ નાશ કરી આપે ને પોતાના સ્વરૂપનું ભાન કરાવડાવે, ત્યારે લક્ષ બેસે. સ્વભાવે અલખ નિરંજન હોવા છતાં જ્ઞાની પુરુષો લક્ષમાં લાવે ને અનુભૂતિ કરાવે.

## અક્રમથી લક્ષ બેસે ઈન્સ્ટન્ટ

લક્ષ એટલે અનુભવ કહેવાય. પછી જાય નહીં એક ક્ષણ પણ. આ બધાને, કોઈને આત્મા ભૂલાય નહીં. બધું આખો દહાડો વ્યવહાર ચાલ્યા કરે. એક ક્ષણ પણ ના ભૂલાય ત્યારે કામ થાય, નહીં તો થાય નહીંને કામ. અને આ જગતને એક ક્ષણ પણ આત્મા યાદ આવે નહીં.

ભગવાન કેવા છે ત્યારે કહે, અલખ નિરંજન. ક્યારેય લક્ષમાં ના આવે તેવા. એ તો જ્ઞાની પુરુષ ક્યારેક ઘણે લાંબે કાળે, ક્રમ માર્ગમાં મળે ત્યારે તેમનું લક્ષ આવે અને અમે તો તે વખતે ભાનમાં જ લાવીને ભ્રાંતિ તોડી નાખીએ અને ભગવાનપદમાં બેસાડી દઈએ, અક્રમથી !

અહીં ક્રમિક માર્ગના જ્ઞાનીઓને લક્ષ નહીં બેઠેલું. લક્ષ તો ઠેઠ સુધી એ માર્ગ પૂરો કરવો પડે. જાગૃતિ બહુ રહેવાની. ક્રમિક માર્ગે મહેનત કરી કરીને જવાનું છે. ત્યાં આરંભ અને પરિગ્રહ, અહંકાર ને મમતા ઓછું કરતા કરતા કરતા જવાનું. ત્યાગ કર્યો એટલે મમતા એટલી ઓછી થઈ, એને પરિગ્રહ ઓછો કહેવાય છે અને આ જેટલો પરિગ્રહ ઓછો થાય એટલો અહંકાર ઓછો થાય. તે આરંભ-પરિગ્રહ ઓછા કરતા કરતા કરતા જવાનું. એ જ્યારે પાર આવે ત્યારે ખરો. ત્યાં સુધી કુસંગ મળી ગયો નહીં, તો જીત્યો. કુસંગ મળ્યો, તે પાછો કેન્ટીનમાં તેડી જાય. અનંત અવતારથી ભટકે છે આમ. આ તો કો'ક ફેરો આવું અક્રમ હોય તો લક્ષ પામે, નહીં તો લક્ષ પામેલો નહીં કોઈ.

## જ્ઞાની એકલા જ કરી શકે, અસંભવને સંભવ

અત્યારે તો તમને 'હું ચંદુ છું' એ જ લક્ષ છે. અને પાછું બીજું શું લક્ષ ? ભઈ, આ કોણ, તો કહે 'માય વાઈફ' એ લક્ષ છે. 'હું આ બાઈનો ધણી છું' એવું લક્ષ છે ને ? અને 'આ છોકરાનો ફાધર છું' એવું લક્ષ છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આ બધા લક્ષ ખોટા લક્ષ છે. લક્ષ આત્માનું બેસવું જોઈએ. ત્યારે આત્મા કેવો છે ? અલખ નિરંજન છે. અલખ નિરંજન એટલે કોઈ પણ એવો ઉપાય નથી કે લક્ષમાં આવે આત્મા. ત્યારે કહે, કોઈ પણ ઉપાય ના હોય, તો પછી એનો અર્થ શું કરવા કહો છો ? અમને આત્માની વાત જ શું કરવા કરો છો, જો લક્ષમાં ના આવવાનું હોય ? ત્યારે કહે, એ જ્ઞાની પુરુષ હોય, કે જે બધા મહાવ્રતોમાં બધી રીતે બિલકુલ અપરિગ્રહી છે. એક ક્ષણવાર સંસારમાં જેનું ચિત્ત નથી. જેને વર્લ્ડમાં કંઈ

જાણવાનું બાકી ના રહ્યું હોય, એ એકલા જ આનો ઉકેલ લાવી શકે, એ લક્ષમાં લાવી શકે. તમને આત્મા લક્ષમાં આવી જાય, અનુભવ થાય, ઓળખાણ થાય, એટલે પછી કામ થઈ ગયુંને !

## નિર્વિકલ્પીથી બેસે લક્ષ, નિર્વિકલ્પ શુદ્ધાત્માનું

બાકી ક્યારેય લક્ષ ના બેસે એનું નામ અલખ નિરંજન.

**પ્રશ્નકર્તા :** ક્યારેય લક્ષ ના બેસે ?

**દાદાશ્રી :** ક્યારેય નહીં ! તું માથાફોડીને મરી જઉ તોય લક્ષ નહીં બેસે. શાસ્ત્રો વાંચ કે શાસ્ત્રો ઘોળીને પી જા, તોય તારું લક્ષ નહીં બેસે. કારણ કે પોતે વિકલ્પી છે, એને નિર્વિકલ્પીનું લક્ષ કેમ બેસે ? ગમે એ મહેનત કરે, તેનાથી વિકલ્પ જાય નહીં અને નિર્વિકલ્પ થાય નહીં.

પોતે વિકલ્પી છે. નિર્વિકલ્પીનું લક્ષ જ બેસે નહીં. એટલે જ્યારે કોઈ જ્ઞાની પુરુષ નિર્વિકલ્પી થયેલા હોય તો જ (એમની પાસે) એ લક્ષ બેસે. જાતિ સ્વભાવથી લક્ષ બેસે છે. જાતિ સ્વભાવ એટલે વિકલ્પીને નિર્વિકલ્પીનું લક્ષ બેસી શકે નહીં. અને જો નિર્વિકલ્પીના લક્ષમાં લક્ષ બેઠુંને, એમને તો આત્માનો અનુભવ કહેવાય છે.

તો તમે શુદ્ધાત્મા છો એ લક્ષ બેઠું, એટલે તમે 'ચંદુભાઈ' એ તમારો વિકલ્પ ઊડી ગયો. હવે ચંદુભાઈ તમારું નામ ખરું, પણ તમે તો રંજનવાળા છો. હવે ચંદુભાઈ મટ્યા, હવે રંજન આત્મરમણતા છે. પહેલા તો નાશવંત ચીજોમાં જ રમણતા રાત-દહાડો હતી. હવે અવિનાશી રમણતા થઈ. જેને અવિનાશી રમણતા છે, એને મોક્ષ હથેળીમાં છે.

## બેઠા પછી ભૂલાય નહીં એ લક્ષ અલખ નિરંજનનું

'હું શુદ્ધાત્મા છું' બોલાય ક્યારે ? આ જ્ઞાન સહિત મહીં પરિવર્તન થયા કરતું હોય, એ સમજાય આપણને. અને જ્ઞાની પુરુષનું આપેલું પોતાને લક્ષ બેઠું હોય. અને લક્ષ બેઠા પછી ભૂલાય નહીં. તમે રાતે જાગો તો એની મેળે આવીને ઊભું રહે. એટલે એ ભૂલાય નહીં, નિરંતર જાય નહીં. એક

વખત વસ્તુ હાજર થઈ ગઈ પછી ગેરહાજર ના થાય, તેવું આ અલખ નિરંજનનું છે.

શુદ્ધાત્માનું લક્ષ બેસી ગયુંને તમને ? બસ, આપણું સ્વરૂપનું લક્ષ એ નિજ સ્વરૂપનું લક્ષ, એ અલખ ભગવાન છે. અલખ નિરંજન !

એ લક્ષ અલખ નિરંજનનું લક્ષ કહેવાય છે. હવે અમારા પાંચ વાક્યોમાં જ પાંચ આજ્ઞામાં જ રહેવાનું, બીજું કશું અઘરું છે નહીં. હવે ચૂકશો નહીં. ફરી ફરી આવો તાલ નથી બેસે એવો. સાક્ષાત્કાર થઈ ગયો, બધું જ થઈ ગયું છે. હવે ભગવાન તમારી પાસેથી જાય નહીં. ચિંતા-બિંતા કશું થાય નહીંને હવે ? મહીં ઠંડક વર્તે છે ને ? હા, હજુ તો ઓર વધશે એ ઠંડક અને હજુ તો બે કલાક વાંચશેને તો આઠ કલાક જેટલું ફળ મળે એટલું બધું દર્શન ઊંચું જશે.

આ તો સરળ માર્ગ કો'ક ફેરો મળી જાય. બહુ પુણ્યનો પ્રતાપ હોય તો મળે ત્યારે ત્યાં આગળ પ્રમાદ સેવેલો કામનો નહીં.

**પ્રશ્નકર્તા :** પ્રમાદ કરવાનો નહીં.

**દાદાશ્રી :** હા, એ તો ચોંટી જ પડવું. ફરી આવો તાલ ખાતો નથી. શુદ્ધાત્મા કોઈ દહાડો લક્ષમાં બેસે નહીં. એ અલખ નિરંજન છે. કોઈને લક્ષ બેઠેલું જ નહીં અને લક્ષ બેસે તો કામ થયા વગર રહેય નહીં.

## વર્તે નિજ સ્વભાવનું, અનુભવ-લક્ષ-પ્રતીત

વ્યવહાર ગમે એટલો હોય, પણ નિશ્ચય એક જ બાજુ હોય. આપણે લગનમાં બધાને જમાડતા હોય, તે ઘડીએ વરરાજાને ભૂલી જઈએ કે પૈણવાનો છે એવું ? એ ભૂલી ના જઈએ, નહીં ? છોને પછી હજારો માણસ જમતું હોય પણ પેલું આપણા લક્ષમાં હોય, એવું આ આત્માનું લક્ષ બેસી ગયું.

મહીં બેઠેલા ભગવાનની કૃપાથી 'હું શુદ્ધાત્મા છું' તેનું લક્ષ રહે જ, તે અલખ કહેવાય. ખાસ તો જ્ઞાન મળ્યા પછી લક્ષ-અનુભવ-પ્રતીતિ સંસારમાં તો ક્યારેય ના જાય. એ સ્વાનુભવપદમાં જ હોય. ફાઈલ આવે

ત્યારે એ પદમાંથી બહાર નીકળી તરત નિકાલ કરે. કોઈ જોડે વાતચીત કરીએ ત્યારે થોડીવાર લક્ષેય જતું રહે.

**પ્રશ્નકર્તા :** લક્ષ તો જતું રહે, પાછું એકદમ ખ્યાલ આવે.

**દાદાશ્રી :** વાત પૂરી થઈ ગઈ એટલે લક્ષ પાછું આવીને ઊભું રહે. ને તે પાછો પછી અનુભવપદમાં બેસે. પછી ઊતરીને લક્ષપદમાં રહે. પણ પ્રતીતિ તો જાય જ નહીં.

નિરંતર પ્રતીતિ રહે. કોઈ વખત લક્ષેય રહે અને કોઈ વખત અનુભવેય રહે. અનુભવ-લક્ષ ને પ્રતીતિ આ ત્રણ સ્ટેપમાંથી ચોથે પગથિયે ઊતરે નહીં.

પોતાના સ્વરૂપનું લક્ષ થયું તે અલખ નિરંજનનું લક્ષ અને તે જ દર્શન. પોતાને રિયલનું રિયલાઈઝ થાય ત્યારે મરજિયાત થાય, નહીં તો બધું જ ફરજિયાત છે.

## લક્ષ એ અસ્પષ્ટ અનુભવ

અલખ નિરંજનનું લક્ષ બેસી ગયું તે આત્માનો પહેલો અનુભવ. ઊંઘી ગયો ને જાગે ત્યારે લક્ષ હાજર હોય, એ જ આત્માનો પહેલો અનુભવ અને કઢાપો-અજંપો ના થાય એટલે ભગવાન થયો.

શુદ્ધાત્મા અલખ નિરંજન છે, એ લક્ષમાં ક્યારેય ના આવે. એની વાઈફને 'બા' કહે તોયે લક્ષમાં ના આવે. ક્યારેય લક્ષમાં ના આવે એવું જોખમવાળું છે ને લક્ષમાં આવે તો બીજા બધાથી છૂટી જાય. કારણ કે બધી તૃપ્તિ શુદ્ધાત્મામાં છે. એટલે બધેથી લક્ષ ઊઠીને અલખમાં થઈ જાય. સર્વ પ્રકારની તૃપ્તિ શુદ્ધાત્મામાં છે એવું અમે જોયેલું છે, અનુભવેલું છે. પણ આપણે જોવાનું કે ક્યાં તૃપ્તિ નથી, ક્યાં લક્ષ ચોંટેલું છે હજુ. જોયું કે ત્યાંથી લક્ષ છૂટીને અલક્ષ થઈ જાય અને સંપૂર્ણ લક્ષાકાર થઈ જાય તો અનુભવ થઈ ગયો. જે લક્ષ બેઠું છે એ તો અનુભવ છે જ પણ સંપૂર્ણ લક્ષાકાર થાય એ જ અનુભવ.

**પ્રશ્નકર્તા :** લક્ષ અને અનુભવમાં ફેર ?

**દાદાશ્રી :** ના, ફેર એમ નહીં. લક્ષ એ નાના પ્રકારનો અનુભવ છે. અનુભવ એ પ્રત્યક્ષ પાઠ છે. પેલો સ્પષ્ટ અનુભવ ના થાય. અનુભવ ખરો પણ અસ્પષ્ટ હોય. અનુભવના બે પ્રકાર : અસ્પષ્ટ અને સ્પષ્ટ. જેને લક્ષ બેઠું હોય તેને આત્મ અનુભવી પુરુષ કહેવાય. પણ તે બીજાને કામના નહીં. અહીં ક્રમિક માર્ગના આત્મ અનુભવી હોય, તે કેટલાય માણસને ઉપદેશ આપી શકે અને આપણે અહીં આ માર્ગમાં આત્મ અનુભવી તે બીજાને ઉપદેશ આપી શકે નહીં. પોતે પોતાનું કલ્યાણ કરે. પોતાની વાત, પોતે સમજી જાય બધુંય પણ બીજાને સમજાવતા આવડે નહીં. કારણ કે એને પરિચય નથી એ વસ્તુનો, રસ્તે જતા પ્રાપ્ત થયેલું છે. પણ પોતાનું તો કલ્યાણ કરી નાખે.

એ લક્ષ બેઠા પછી કલ્પવૃક્ષી આત્મશક્તિઓ વધતી જાય, ખીલતી જાય. અને અકર્તાપદ, કારણ કે પોતે કર્તા નથી. એટલે પહેલા કર્તાપદ હતું, તે હવે અકર્તાપદ થયું. તેનાથી કેવળજ્ઞાન-દર્શન, એ બેય પ્રફુલ્લિત થતું જાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૨.૨]
# નિરંજન-નિરાકાર

## નિરંજન શું ? નિરાકાર શું ?

**પ્રશ્નકર્તા :** આત્માને નિરંજન-નિરાકાર કેમ કહ્યો છે ?

**દાદાશ્રી :** નિરંજન એટલે એને કર્મ લાગી શકતા નથી. એને કર્મ નડતા જ નથી. અને કર્મ કરે છે ને છતાં અડતા નથી એ હકીકત જાણવા જેવી છે, કારણ કે પોતે કરતો જ નથી. પોતે કરતો હોય તો બંધન આવેને !

જેને કર્મ ના બંધાય એને નિરંજન કહેવાય, અને એ જ્ઞાની પુરુષ આંજણ આંજે ત્યારે નિરંજન થાય એ આ દૃષ્ટિનું આંજણ આંજે છે કે આ દૃષ્ટિ તારી ખોટી છે. એ આંજણ આંજે ત્યારે નિરંજન થાય અને પછી કર્મ ના બંધાય. અને નિરાકાર એટલે એની કલ્પના કરી શકાય એવું નથી. બાકી એનો આકાર છે પણ તે સ્વાભાવિક આકાર છે. લોક સમજે એવું નથી. લોક તો કલ્પનામાં પડે કે આત્મા ગાય જેવો કે ગધેડા જેવો છે. આત્માનો સ્વાભાવિક આકાર છે, કલ્પિત આકાર નથી.

આત્મા નિરાકાર હોવા છતાં દેહાકારે છે. જે ભાગ પર દેહનું આવરણ છે તે ભાગમાં આત્મા છે, તેનો તેવો આકાર છે.

## રાઈટ બિલીફથી થાય નિરંજન સ્વરૂપ

અત્યારે શેઠ, તમારું કોઈ અપમાન કરે તો તમને દુઃખ અડે છે ને ?

**પ્રશ્નકર્તા :** હા, અડે છે.

**દાદાશ્રી :** એ અડે નહીં ત્યારે નિરંજન થઈ ગયો. ગાળ ભાંડે તો અડે નહીં, ગજવું કાપે તો અડે નહીં, મારે તો અડે નહીં, જેલમાં ઘાલે તો અડે નહીં ત્યારે નિરંજન થયા કહેવાય.

આત્મા નિરંજન છે જ. આજેય તમારો આત્મા શુદ્ધાત્મા જ છે, ચોખ્ખો દેખાય મને. એને કંઈ કર્મ અડ્યા નથી પણ તમે માની બેઠા છો કે મને તો નર્યા પાપ બેઠા, પુણ્ય થયા, તે રોંગ બિલીફ બેઠી છે. તે જ્ઞાની પુરુષ રોંગ બિલીફ ફ્રેક્ચર કરી આપે એટલે રાઈટ બિલીફ બેસી જાય. રાઈટ બિલીફ બેસી જાય એટલે 'હું જ ભગવાન છું' એવું ભાન થાય.

## નિરંજન-નિરાકાર સ્વરૂપી ભગવાનને ઓળખ્યા દાદાએ

ભગવાન કેવા સ્વરૂપમાં છે ? નિરંજન-નિરાકાર સ્વરૂપમાં છે.

મેં તો એ નિરંજન-નિરાકાર સ્વરૂપ ભગવાનને ઓળખ્યા છે. એ તો મહીં અંદરવાળા ભગવાનને, સાચા ભગવાનને, જે મૂળ ભગવાન છે ને, એમને ઓળખ્યા. એમનું નામ દાદા ભગવાન. એ મૂળ સ્વરૂપના, અરૂપી સ્વરૂપના, નિરંજન સ્વરૂપના દર્શન થયા તે બધો રોગ ચાલ્યો ગયો. આ તો કો'ક જ ફેરો કો'કને થાય. આ તો દસ લાખ વર્ષે આ થયું છે અને તે હું બધાને મૂળ સ્વરૂપે દર્શન કરાવડાવું છું.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૩]
# આકાશ જેવું સ્વરૂપ

## આત્મા, આકાશ જેવો સૂક્ષ્મતમ

**પ્રશ્નકર્તા :** જ્ઞાનવિધિમાં આવે છે કે મન-વચન-કાયા સ્થૂળ સ્વરૂપી છે, હું આકાશ જેવો સૂક્ષ્મ સ્વરૂપી છું. હું આકાશ જેવો સૂક્ષ્મ છું, તો એ આકાશ જેવો સૂક્ષ્મ એટલે કેવો ? આકાશ તો એટલું બધું સૂક્ષ્મ છે ! આકાશ શું છે, સૂક્ષ્મ શું છે એ સમજાવો.

**દાદાશ્રી :** તે આકાશ જોયેલું ખરું ?

**પ્રશ્નકર્તા :** આકાશ તો વિશાળ છે.

**દાદાશ્રી :** હા, વિશાળ છે પણ થોડો ભાગ કેવો છે ?

**પ્રશ્નકર્તા :** એનો આકાર દેખાડાય એવો નથી.

**દાદાશ્રી :** હં, આય એવું છે. આ આકાશ આપણને દેખાતું નથી.

**પ્રશ્નકર્તા :** તો આ અમને સફેદ દેખાય છે એ તો મોટું છે, આકાશ તો !

**દાદાશ્રી :** ન્હોય એ આકાશ. એ તો આપણા લોકો આને કહે આકાશ. આકાશ એટલે અવકાશ, એટલે અવકાશ દેખાય નહીં હંમેશાં.

**પ્રશ્નકર્તા :** દેખાય જ નહીં એટલું સૂક્ષ્મ છે ?

**દાદાશ્રી :** આંખે દેખાય નહીં, કાને સંભળાય નહીં, કશુંય નહીં. આમ કશું થાય નહીં. એટલે છે ખરું પણ આમ હાથ હલાવીએ તો કશું અડે નહીં. એને કશું સ્પર્શ કરે નહીં. એ એનો ગુણ. હવાનો તો ગુણ સ્પર્શ કરે અને આકાશનો ગુણ સ્પર્શ કરે નહીં. છતાં સમજાય કે આકાશ છે. ત્યારે શી રીતે સમજાય ? ત્યારે કહે, હાથ આમ હતો તે આમ (સ્થાન ફેર) થયો, એ આકાશ છે એટલે થયો. આકાશ ના હોય તો થાય શી રીતે ? ના સમજાયું ?

**પ્રશ્નકર્તા :** સમજાયું.

**દાદાશ્રી :** આકાશ છે તો આમ થયું. પછી લોક એમની પોતાની ભાષામાં સમજવા જાય તો શી રીતે જડે આકાશ ? પોતાને સમજણ ના પડે તો આકાશ ખોળવા જાય તો જડે ? હાથ આમ આમ કરે પણ એને એમ ખબર ના પડે કે હાથ આમ આમ કેમ કરીને થાય છે ! આકાશ છે તો થાય છે, નહિતર શી રીતે થાય ? માટે આકાશ છે એની ખાતરી થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, આકાશરૂપી આત્મા છે એમ કહ્યું. તો આકાશરૂપી એ સંજ્ઞા દ્વારા ખરેખર શું કહેવામાં આવે છે ?

**દાદાશ્રી :** એ તો આકાશ જેવો છે એમ કહેવા માગીએને વખતે, તો બધાના મનમાં એમ ના થાય કે હારુ કંઈક જાડો થર-બર હશે કે શું ? તો એને કલ્પના પછી છૂટી જાય બધી. આવો છે આકાશ જેવો.

## આકાશનું સ્વરૂપ કેવું ?

**પ્રશ્નકર્તા :** તો પછી આકાશનું સ્વરૂપ શું ?

**દાદાશ્રી :** આકાશ એટલે બીજું કશું છે જ નહીં. આકાશ એટલે કોઈ વસ્તુ નથી. આકાશ એટલે જગ્યા !

આપણા લોકો શું સમજે છે કે આ નીલું દેખાય છે તે આકાશ છે. મૂઆ, ન્હોય નીલું એ આકાશ. આ નીલું છે એ સાધારણ પડઘા પડે છે. આ દરિયાના પડઘા આમ પડે છે. આમ જમીનના પડઘા ઉપર પડે છે.

ઉપરના પડઘા નીચે પડે છે એમ કરીને આકાશના રંગ દેખાય છે આ બધા. આકાશ રંગવાળુંય નથી. આકાશનો અર્થ જ અવકાશ કહેવાય છે.

**પ્રશ્નકર્તા :** શૂન્ય અવકાશ ?

**દાદાશ્રી :** ના, એ શૂન્યાવકાશ જુદી વસ્તુ છે અને અવકાશ એટલે ખુલ્લું. ખાલી જગ્યા, ઓપન, ખુલ્લું. તે અવકાશ એને આકાશ કહ્યું છે. તે આપણા લોકોને આવડ્યું નહીં, સમજણ ના પડે એટલે આકાશ બોલે.

## આકાશની જેમ આત્માને કોઈ કશું ના કરી શકે

**પ્રશ્નકર્તા :** તો એની આકાશની આત્મા સાથે સરખામણી કેમ ?

**દાદાશ્રી :** આત્મા આકાશ જેવો સૂક્ષ્મતમ છે એટલે શું કહેવા માગીએ છીએ કે તે ખોળશો તો જડે નહીં. એટલે એને સૂક્ષ્મતમ બતાવ્યો છે.

અહીંયા આગળ હોળી સળગતી હોય ને એની મહીં અવકાશ તો હોય જ ત્યાં આગળ. પછી મહીં સળગે તે ઘડીએ અવકાશ દાઝે ? ત્યારે કહે, ના, અવકાશ દાઝે નહીં. અવકાશ ત્યાં હોય પણ દાઝે નહીં, એનું શું કારણ ? કે જે દાહકતા છે તે તેઉકાયની દાહકતા છે એ સ્થૂળ છે અને પેલું આકાશ સૂક્ષ્મ છે, એને અડે નહીં.

આકાશ એ સૂક્ષ્મ છે ને અગ્નિ સ્થૂળ છે. તે સ્થૂળ સૂક્ષ્મને બાળી શકે નહીં કોઈ દહાડોય, કશું કરી શકે નહીં. સ્થૂળની અંદર સૂક્ષ્મ પસાર થાય તોયે કશું એને થાય નહીં. આ આકાશ છે, એને કંઈ પણ તમે કરો, ગમે એવું કરો તોય આકાશને નુકસાન થાય ખરું ?

**પ્રશ્નકર્તા :** અલિપ્ત જ હોય, નુકસાન ના થાય.

**દાદાશ્રી :** આકાશને તમે ગમે તે કરોને, મહીં ભડકા કરો કે મહીં ઍટમબૉમ્બ નાખો કે ફલાણું કરો કે આમ કરો કે તેમ કરો પણ આકાશને કશું થાય નહીં. એવી રીતે આત્માને આ જગતમાં કોઈ ચીજ નુકસાન કરી શકે એવી છે નહીં. જેને તમે શુદ્ધાત્મા કહો છો, એને કોઈ ચીજ નુકસાન કરે એવી છે નહીં.

## આત્માને યથાર્થ ન સમજાવી શકાય કોઈ સિમિલિથી

**પ્રશ્નકર્તા :** તો પછી આત્મા આકાશ જેવો જ છે એવું થયુંને ?

**દાદાશ્રી :** ના, હવે આકાશ છે તે અજીવ તત્ત્વ છે અને આ આત્મા ચેતન તત્ત્વ છે. છે એના જેવું જ, એના જેવું એટલે ફક્ત આ તમને સમજાવવા માટે કહું છું. કશું અડે નહીં એવો આત્મા છે અને એવો આત્મા મેં જોયેલો છે, અનુભવેલો છે.

આકાશ જેવો છે છતાં આકાશ નથી, એ વાસ્તવિકતા છે.

આ લોકોને આકાશનું અરૂપીપણું સમજાય છે, આકાશનું સૂક્ષ્મત્વપણું સમજાય છે. એટલે કંઈક બહારના આધાર આપું છું આ, કે આકાશ જેવો છે એ. આના આધારે એ પોતે માપ કાઢે પછી, નહીં તો એને માપ જડતું નથી કે સૂક્ષ્મ કેવો હશે ? એટલે એના આધારે આપેલી સિમિલિ. આત્માની એક્ઝેક્ટનેસ લાવે એવી કોઈ સિમિલિ જ નથી બહાર. એના જેવી કોઈ ચીજ જ નથી. એટલે એના માટે બીજા દાખલા બતાડવા પડે.

## આત્માને એકલો આકાશ જેવો કહેશો તો થઈ જાશો જડ

**પ્રશ્નકર્તા :** દાદા કે આત્મા આવો જ છે, પણ અમે જોયો નથી, અમે અનુભવ્યો નથી, તો એ શ્રદ્ધા રાખવી કે નહીં, દાદાના શબ્દો ઉપર ?

**દાદાશ્રી :** શ્રદ્ધા રાખવી પણ તેનો અર્થ તમે અવળો સમજો, તો બીજે જતા રહેશો. હં, ચોપડવાની દવા આપું ને પી જાવ તમે, તેમાં મારો શો દોષ ? એટલે એવું ગેરસમજ થઈ જાય એવું છે. માટે હું તમને કહું છું કે ભઈ, આત્મા એક આકાશ જેવો કહેવાનો આશય શું છે કે તમને બીજું સાધન નથી, આત્મા સિવાય બીજું એવું કોઈ ચેતન નથી, એવી કોઈ વસ્તુ જગતમાં નથી કે મારે તમને બતાવી શકાય.

આ તો આત્મા સિવાય બીજી કોઈ વસ્તુ ચેતન નથી. એટલે કોઈ પણ વસ્તુ દેખાડવી તો જોઈએને તમને કે આનો જેવો છે. પણ પાછું જો આના જેવો જ છે એમાં માનશો તો આ બધું પુદ્ગલ છે. એટલે એક જ

જેવું તમે ના કહેશો. નહીં તો તમે આકાશસ્વરૂપ થઈ જશો. આકાશ જડ અજીવ-અચેતન છે.

## દરેક ચીજમાં આકાશ હોય, તેથી આત્મા મહીંથી નીકળી જાય

**પ્રશ્નકર્તા :** આત્મામાં આકાશ હોય કે નહીં ?

**દાદાશ્રી :** ના, આત્મામાં આકાશ ના હોય. આકાશ જેવો એટલે બધે પ્રસરી જાય એવો છે. બધાની આરપાર જતો રહે એવો છે, કારણ કે સૂક્ષ્મતમ છે. આ ભીંતની આરપાર જ નહીં, પણ આ પાવાગઢનો આખો ડુંગર છે ને, એ ડુંગરમાં થઈને આરપાર જતો રહે. હવે તમારી બુદ્ધિમાં શી રીતે મપાય ?

મોટો પર્વત હોય તેની આરપાર રહીને આત્મા ચાલ્યો જાય, પણ એને કંઈ ફરીને ન જવું પડે. એ તો અવકાશ જ ખોળે, મહીં અવકાશ છે કે નહીં ? અવકાશ જો ના હોય તો આત્મા ત્યાં ના જાય. જ્યાં આકાશ છે ત્યાં રહીને આત્મા જતો રહે. એવી કોઈ ચીજ નથી કે જેની અંદર આકાશ ના હોય, પણ વધતા-ઓછા પ્રમાણમાં હોય.

દરેક ચીજ હોય તેની મહીં આકાશતત્ત્વ હોય જ. અને આકાશતત્ત્વ એ પોલું હોય એટલે તે પોલામાં રહીને મહીં આત્મતત્ત્વ નીકળી જાય. પથરો હોય તેની આરપાર, લોખંડ હોય તેની આરપાર, ચાલ્યો જાય.

## પુદ્‌ગલ આકાશ સહિત, આત્મા આકાશ રહિત

આ પુદ્‌ગલમાં આકાશ છે એવું તમે જાણો ?

**પ્રશ્નકર્તા :** હા, થોડું હશે ખરું. આકાશ હોય થોડું.

**દાદાશ્રી :** આકાશ તો પુદ્‌ગલ માત્રમાં હોય. પુદ્‌ગલના સ્કંધમાંયે આકાશ હોય. આકાશ વગર તો જગ્યા જ ના હોય. આ નખમાંયે આકાશ, આ વાળમાંયે આકાશ. આકાશ ના હોય તો કપાય નહીં.

આકાશતત્ત્વ દરેક જગ્યાએ રહેલું છે. આ શરીરમાંય છે ને હીરામાંય

આકાશતત્ત્વ છે, પણ હીરામાં સૌથી ઓછું છે તેથી તે જલદી ભાંગે નહીં. જેટલું આકાશતત્ત્વ ઓછું એટલું મજબૂતી વધારે હોય. જો આકાશતત્ત્વ ના હોય તો એ વસ્તુ ભાંગે જ નહીં, ગમે એમ કરીએ તોય તૂટે જ નહીં. એટલે હીરામાં આકાશતત્ત્વ બિલકુલ ઓછું એટલે એ તૂટે નહીં જલદી. અને જેમાં આકાશતત્ત્વ વધારે હોય તે જલદી તૂટી જાય. જેમ કે આ એપલ (સફરજન) છે. એપલને મોઢામાં નાખીએ એટલે દબાઈ જાય છે ને એમ ને એમ ! એમાં નર્યું, આકાશતત્ત્વ વધારે ભરેલું છે.

આકાશ એટલે પોલું. અને પોલ ના હોય તો ક્યારેય પણ ના તૂટે. ત્યારે આત્મામાં પોલ નથી જરાય. અને આ હીરામાંયે આકાશ હોય, તેથી હીરામાંથી પોતે પેસીને નીકળી જાય, એમાં એ રહે નહીં. એમાંથી પસાર થઈ જાય.

**પ્રશ્નકર્તા :** હા, એ ગમે ત્યાં નીકળે પણ પોતાના આવરણ ભેદી ના શકે ?

**દાદાશ્રી :** ના, એ ભેદી ના શકે. કેમ ભેદી શકે ? એને આવરણ ઘાલનારોય પોતે ને એને ભેદનારોય પોતે !

## આકાશની બાઉન્ડ્રી જ નહીં, આત્માની બાઉન્ડ્રી લોક સુધી

**પ્રશ્નકર્તા :** આકાશની કશી હદ જ નહીંને ?

**દાદાશ્રી :** તેની હદ જ નથી. એ એકલું જ તત્ત્વ એવું છે કે એની હદ જ નથી.

**પ્રશ્નકર્તા :** આકાશની બાઉન્ડ્રી નથી તો આત્માની પણ બાઉન્ડ્રી નથી ?

**દાદાશ્રી :** એ આની બાઉન્ડ્રી ને આકાશને કશું લેવાદેવા નથી. એ બાઉન્ડ્રી વગરનું હોય ખરું ને બાઉન્ડ્રીવાળુંય હોય. કારણ કે આત્મા બાઉન્ડ્રીવાળો છે. બાઉન્ડ્રીવાળો કેમ છે ? ત્યારે કહે, આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે, તે જ્ઞેય હોય ત્યાં સુધી જ જોઈ શકે. એથી આગળ જો હોત તો એ સહજ જુએ. જ્ઞેય ના હોય તો શું જુએ ?

**પ્રશ્નકર્તા :** જ્ઞેય ના હોય તો એ કશું જ જુએ નહીં.

**દાદાશ્રી :** એટલે આ જ્ઞેય કેટલા ભાગમાં છે ? તે આ લોક એકલામાં છે, અલોકમાં નથી જ્ઞેય. અલોકમાં એકલું આકાશ છે, ત્યાં જ્ઞેય નથી. એટલે શું જુએ ?

## મૂળ ગુણ આકાશનો જગ્યા આપવી તે, જ્યારે આત્માનો 'ચેતન'

**પ્રશ્નકર્તા :** આકાશ અને આત્મા એ બેમાં બીજા શું ફેર છે ?

**દાદાશ્રી :** આકાશનો મૂળ ગુણ શું ? ત્યારે કહે, સ્થાન આપવું. દરેકને સ્પેસ (જગ્યા) આપવી એનો મૂળ ગુણ છે. આત્મામાં સ્પેસ આપવી એ ગુણ નથી. આત્માનો ચેતન નામનો ગુણ તે એમાં નથી. આકાશ હરેક જગ્યાએ છે, આત્મા હરેક જગ્યાએ નથી. આકાશ નિશ્ચેતન છે, ચેતન નથી એમાં અને આત્મામાં ચેતન છે. બન્ને તત્ત્વોના મૂળ ગુણમાં આટલો ફેરફાર છે. બીજા બધાય ફેરફાર છે. બધા જ તત્ત્વોમાં મૂળ ગુણ જો વધારેમાં વધારે હોય તો આ ચેતન એટલે જ્ઞાન-દર્શન નામનો ગુણ એ આત્મામાં છે, માટે એ પરમાત્મા છે. આકાશમાંય તે ગુણ નથી કે બીજા કોઈનામાંય એ ગુણ નથી. આ આકાશ એ અરૂપી તત્ત્વ છે, આત્મા અરૂપી તો આકાશ જેવો જ છે. અરૂપીમાં સરખા છે બેઉ તત્ત્વો.

પણ આકાશ અચેતન છે અને આત્મા ચેતન છે. આકાશ એને લાગણીએ નથી કોઈ પણ પ્રકારની અને આત્મા તો લાગણીવાળો, જ્ઞાનવાળો. આને ટેપરેકોર્ડરને કંઈ લાગણી અને જ્ઞાન નથી, માટે અમે કહીએ છીએ કે આમાં નથી આત્મા.

## આત્મા અનૂઅવગાહક, ના જરૂર આકાશનીય

**પ્રશ્નકર્તા :** દાદા, પરમાણુ અને ચેતન એ બન્નેનું જુદું પાડવાનું જ મુખ્ય છે ને, બાકીના બીજા તત્ત્વો તો લગભગ જુદા જ છે ને ?

**દાદાશ્રી :** જુદા છે, પણ બધાને જુદું પાડવાનું. નહીં તો આ બે જુદા પાડો તો પેલા બીજા તત્ત્વો વળગે. એટલે બધું જ જુદું પાડવું પડે. કારણ કે આત્મા બધા દ્રવ્યોની વચ્ચે છે અને બધા દ્રવ્યોથી બંધાયેલો છે એ.

**પ્રશ્નકર્તા :** આકાશ એ તો આત્મદ્રવ્યની સાથે રહેલું જ છે ને ? એને જુદું પાડી નહીં શકાયને ?

**દાદાશ્રી :** એય જુદું પડી જાય.

**પ્રશ્નકર્તા :** આકાશે પણ જુદું પડી જાય ?

**દાદાશ્રી :** આકાશથી પણ જુદો પડી જાય, એ અન્અવગાહક છે. અવગાહના એને જરૂર નથી. છે આકાશમાં છતાં પોતે આકાશ રોકતો નથી, એવી રીતે રહ્યો છે સિદ્ધક્ષેત્રમાં !

**પ્રશ્નકર્તા :** આત્મા પોતે આકાશ જગ્યા રોકતો નથી, એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** આકાશ જોડે રહે એટલે પછી એ બેનું મિક્ષ્ચર થયું. આત્માને તો આકાશનીય જરૂર નથી. જેને કોઈનું અવલંબન ના હોય એ આત્મા ! ભગવાન કહેવાય એ તો !

**પ્રશ્નકર્તા :** સમજાયું, ત્યાં બધું છૂટું પડી જાય અને દેવલોકમાં બધા છએ છ તત્ત્વો હોય.

**દાદાશ્રી :** બધે. છ તત્ત્વના મિક્ષ્ચર વગર કોઈ વસ્તુ ના હોય, આ દુનિયામાં.

## જ્ઞાનનું સ્વરૂપ આકાશ જેવું

**પ્રશ્નકર્તા :** જ્ઞાન છે તે આકાશ જેવું સર્વકાળમાં સર્વથા અસલ સ્વરૂપે દેખાય છે, એમ તુલના કરી શકાય ખરું ?

**દાદાશ્રી :** હા, આત્મા એ જ્ઞાન જ છે ને બીજું કશું નથી. અને તે આ જ્ઞાન કેવું છે ? આકાશ જેવું.

રૂમને જુએ તો રૂમ, આકાશને જુએ તો આકાશ. 'જ્ઞાન' એક જ છે, એના ભાગ બધા જુદા જુદા છે. આપણે આ 'રૂમ'ને જોઈએ તો 'રૂમ' ને 'આકાશ'ને જોઈએ તો 'આકાશ', પણ 'જ્ઞાન' તેનું તે જ ! જ્યાં સુધી આ વિશેષ જ્ઞાન જુએ, સાંસારિક જ્ઞાન જુએ, ત્યાં સુધી આત્મા દેખાય જ

નહીં અને આત્મા જાણ્યા પછી બેઉ દેખાય. આત્માને જાણે નહીં તો કશું દેખાય નહીં, આંધળાભૂત બધા !

આકાશની જોડે તુલના કરી શકાય, જ્ઞાનને. પણ જ્ઞાનમાં વિશેષ શું છે ? ત્યારે કહે, ચેતન છે એનામાં અને આકાશમાં ચેતન નથી એટલો ફેર છે. શક્તિમાં તો બેઉ સરખું જ. એ તો આકાશેય આરપાર નીકળી જાય ડુંગરની અને આ ચેતનેય આરપાર નીકળી જાય. આ ભીંતની આરપાર જતું રહે, એને કશું નડે નહીં.

## દેહમાં આકાશ જેટલો ભાગ પોતાનો એ કેવળજ્ઞાન સ્વરૂપ

**પ્રશ્નકર્તા :** આપ કહો છો ને કે કેવળજ્ઞાન સ્વરૂપી આત્મા છે, તે આ શરીરની અંદર અરૂપી ભાગ છે આકાશ જેવો, ત્યાં આગળ એ રહેલો છે.

**દાદાશ્રી :** અરૂપી આકાશ જેવો છતાં આખા દેહમાં રહ્યો છે. હા, એટલે એવું છે ને, કે આત્મા આકાશ જેવો છે એટલે આખા શરીરમાં આકાશની પેઠ બધે જ રહી શકે. પાછું આકાશ જેવો સૂક્ષ્મ છે, એટલે આંખે દેખાય નહીં પણ અનુભવમાં આવે.

આ દેહમાં ચેતન ક્યાં રહે છે ? ચેતન હોય ક્યાં ? જ્યાં આકાશ હોય ત્યાં હોય. બીજાએ જગ્યા રોકી હોયને ત્યાં હોય નહીં, આકાશ હોય તો હોય. જેનામાં જેટલું આકાશને, એટલું ત્યાં ચેતન હોય.

'કેવળજ્ઞાન સ્વરૂપ' એટલે 'એબ્સૉલ્યૂટ' જ્ઞાનસ્વરૂપ છે. કેવળજ્ઞાન આકાશ જેવું. આકાશ જેવો સ્વભાવ છે, અરૂપી છે !

આ ડબ્બીમાં આકાશ છે અને બહાર પણ આકાશ છે. ડબ્બીમાંનું આકાશ કેવી રીતે જોઈ શકે ? દિવ્યચક્ષુ હોય તો અંદરનું આકાશ જોઈ શકાય, જાણી શકાય ને અનુભવી શકાય. આ ઈન્દ્રિયોથી એ ના દેખાય.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૪]
# અરીસા જેવું સ્વરૂપ

## અરીસાની માફક ઝળકે વસ્તુ આત્મામાં

**પ્રશ્નકર્તા :** પેલું અરીસાનું કહ્યું છે ને કે અરીસો એટલે આ આત્મા સમજવાનું મોટામાં મોટું એક સાધન છે, એ જરા સમજાવો.

**દાદાશ્રી :** આ અરીસો તો મોટું 'સાયન્સ' છે. આત્માનું 'ફિઝિકલ' (સ્થૂળ) વર્ણન કરવું હોય તો આ અરીસો જ એક સાધન છે ! એટલે આત્મા અરીસા જેવો છે. અરીસાની પેઠ એનો સ્વભાવ જ એવો છે કે એની મહીં આખું બ્રહ્માંડ દેખાયા કરે, ઝળકે મહીં. આ બધું છે ને બહાર, તે બધું જ મહીં ઝળકે.

આપણે આ હાથ ઊંચો કરીએને, એ એમના અંદર જ ઝળકે. એટલે આમ તરત જ ખબર પડે કે આ શું થયું ! એટલે આ જગત બધું શું કરી રહ્યું છે એ બધાને એ જોયા કરે અને જાણ્યા કરે.

એટલે એ આમ અરીસાની પેઠ મહીં, પોતાની અંદર ઝળકે. પોતાને જોવું ના પડે બહાર. એ એની જે આંખો-બાંખો હોયને, એ તો આખું શરીર (દ્રવ્ય) જ એવું છે કે એ પોતે જ મહીં ઝળકે અંદર. એટલે આપણે જે બધું કરીએ તો એમના પેલા એમાં, આત્મામાં, પોતાનામાં ઝળકે જ અંદર.

બહાર જોવા ના જવું પડે. જોવા જવું પડે તો તો આમ ઊંચું થવું

પડે પાછું, અમેરિકા જોવા માટે આમ ઊંચું થવું પડે. પણ બધું મહીં જ ઝળકે પોતાને. અરીસામાં ઝળકે કે ના ઝળકે આ (લોક) બધું બેઠું હોય તે ?

**પ્રશ્નકર્તા :** હા, ઝળકે.

**દાદાશ્રી :** એવું આ અરીસા જેવો આત્મા છે. પણ અરીસો જડ છે અને પેલું આત્મા ચેતન છે.

## સિદ્ધક્ષેત્રમાં જ્ઞેયો ઝળકે સ્વભાવથી

**પ્રશ્નકર્તા :** આત્માનો મૂળ ગુણ જ્ઞાતા-દ્રષ્ટા છે અને સ્વ-પર પ્રકાશક છે, તો સિદ્ધક્ષેત્રે લોકના જ્ઞેયો કેવી રીતે જુએ ?

**દાદાશ્રી :** સિદ્ધક્ષેત્રે ગયા પછી આત્માને જ્ઞેયો અરીસામાં દેખાય તેવી રીતે દેખાય. તેમ આત્માને આત્મામાં પોતાનામાં તે જ્ઞેયો ઝળહળે.

આત્મા પોતે સ્વ-પર પ્રકાશક છે, પોતાને પણ પ્રકાશ કરે અને બીજાને પ્રકાશ કરે, એટલે આ જગત છે તે એની પોતાની અંદર જ ઝળકે આમ.

જેમ અરીસો મૂક્યો હોય તો તું એમાં દેખાઉ. અરીસામાંથી એ તને ના જુએ તેવી રીતે સ્વ-પર પ્રકાશક છે. પોતે જ્ઞાતા હોવાથી પ્રકાશથી તે બધું જુએ છે. માત્ર પ્રકાશ લાધેલો હોવો જોઈએ.

**પ્રશ્નકર્તા :** દાદાએ કહેલું કે આખું બ્રહ્માંડ અમે જ્ઞાનમાં જોયું, તો એનો અર્થ એ રીતે જ આપે જોયુંને ?

**દાદાશ્રી :** આત્મા જો એના સ્વ-સ્વભાવમાં આવી ગયો તો બધું દેખાય. જેટલો-જેટલો સ્વભાવમાં આવ્યો એટલું બધું દેખાય.

## દર્પણની જેમ મહીં ઝળકે જ્ઞેયો, વિના મહેનતે

**પ્રશ્નકર્તા :** આતમ શાશ્વત દર્પણ છે કહ્યું છે તો એ શું ?

**દાદાશ્રી :** હા, દર્પણ એટલે એમાં આખું જગત દેખાય, મહીં ઝળકે બધું. એટલે પછી જોવાની એને મહેનત કરવી પડે નહીં. જેમ અરીસાને મહેનત કરવી પડે કંઈ દેખવાની ? એવી રીતે મહીં ઝળકે એટલે દર્પણ

છે એક જાતનું. આ તો પછી અમુક અમુક સ્ટેજનો એનો અર્થ ઊંચો જતો જાય, પણ છેવટે દર્પણમાં રહે છે.

અરીસાની ઈચ્છા વગર અરીસામાં બધું દેખાય છે. એની ઈચ્છા છે કંઈ ? આ અરીસો જીવતો હોતને, તો બધાને કહે કહે કરત કે જો મને બધું કેવું મારી મહીં દેખાય છે ! તમે બધા બહાર ઊભા છો પણ મને મહીં દેખાય છે.

પણ અરીસામાં ચેતન નથી એટલે એ કહેતો નથી કે મને આવું દેખાય છે ને આ ચેતન છે એટલે કહે છે કે મને આ દેખાય છે. એટલે પેલું લોકોના મનમાં શું થાય, કે આમ બહાર જોતો હશે પણ તે બહાર દેખાય નહીં, એની અંદર જ ઝળકે.

અરીસો જો ચેતન હોય તો પોતાની અંદર દેખાતું હોય, એને ક્યાં પછી બહાર જોવાનું રહ્યું ? આ ચેતનની અંદર ઝળકે છે આ બધું. આખું જગત ચેતનની અંદર દેખાય. એટલે ત્યાં જોવાનું છે, એને કંઈ બહાર જોવાનું નથી.

## કેવળજ્ઞાન સુધી જ્ઞાતા-દ્રષ્ટા, પછી દર્પણ સ્વરૂપ

એટલે આત્માને બહાર જોવાની શક્તિ નથી. આ તો આપણે જ્ઞાતા-દ્રષ્ટા એટલે આ દૃષ્ટિથી બોલીએ ખરા, પણ પોતાને અંદર ઝળકે છે ને, તેને જ જુએ છે.

**પ્રશ્નકર્તા :** તો આપણે જ્ઞાતા-દ્રષ્ટા કહીએ છીએ એ બહાર જોવું ને જાણવું નહીં ?

**દાદાશ્રી :** ના, જ્ઞાતા-દ્રષ્ટા છે એટલે આમ આ આંખોની પેઠ નથી જોતો. આમ મહીં ઝળકે. જ્ઞાતા-દ્રષ્ટામાં તે કંઈ ક્રિયા કરવી પડે ? ઝળકે. જ્ઞાતા-દ્રષ્ટા એ પહેલી સ્ટેજ અને છેલ્લી સ્ટેજ આ, (છેલ્લો) દેહ છૂટ્યા પછી એ દર્પણ થાય છે. જ્યાં સુધી આ દેહ છે ત્યાં સુધી જ્ઞાતા-દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા :** વધારે સમજાવશો.

**દાદાશ્રી :** એવું છે ને, આ જોવાના કાર્યોમાં પડ્યા છે તે એ જોવાનું

કાર્ય સહજ હોવું જોઈએ. જોવાનું એને કરવું પડે છે, જ્ઞાતા-દ્રષ્ટા રહેવું પડે છે એટલે એનેય પણ જાણનારો છે ઉપર. એ પછી મેનેજર થયો પાછો. એનો ઉપરી પાછો રહ્યો. છેલ્લા ઉપરીને જોવું પડે નહીં, સહજ દેખાયા જ કરે.

**પ્રશ્નકર્તા :** એટલે આ જ્ઞાતા-દ્રષ્ટા જોવું પડે છે એ કોણ અને એને પણ જે જુએ છે તે કોણ ?

**દાદાશ્રી :** મૂળ છે તે એને પણ જુએ છે તે મૂળ. આ જોવું પડે છે તે વચલો, ઉપયોગ. એટલે એને પણ જાણનારો છેક છેલ્લી દશામાં. આ આપણે આમ બેઠા અને અરીસો પેણે મૂક્યો તો આપણે બધા અરીસામાં દેખાઈએને તરત ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એને કંઈ જોવું પડે ?

**પ્રશ્નકર્તા :** ના.

**દાદાશ્રી :** એવું આત્મામાં ઝળકે, આખું જગત મહીં ઝળકે.

**પ્રશ્નકર્તા :** એ 'વચલો' કોણ, દાદા ?

**દાદાશ્રી :** ઉપયોગ.

**પ્રશ્નકર્તા :** એ ઉપયોગ પણ કોનો ઉપયોગ ?

**દાદાશ્રી :** એ પેલી 'પ્રજ્ઞા'નો. પ્રજ્ઞાના ઉપયોગમાં આવી ગયો એટલે બહુ થઈ ગયું. એથી આગળ આપણે કોઈને બહુ જરૂર નથી, ત્યાં સુધી આપણી કૉલેજ !

**પ્રશ્નકર્તા :** એટલે કેવળજ્ઞાનથી જે દેખાય, એને અરીસા સાથે સરખાવી શકાય ?

**દાદાશ્રી :** હા, કેવળજ્ઞાનમાં અંદર જુએ છે બધું. અંદર ઝળકે છે બધું પોતાના જ્ઞાનમાં, જેમ અરીસામાં ઝળકેને બધું. આ જેટલું બેઠેલું હોય એ બધુંય પેલામાં ઝળકે. આ બધા બહાર બેઠેલા છે તે. પણ એ અરીસો

બહાર જોતો નથી. પોતાનામાં ઝળકે છે તેને જુએ છે. જેટલું આ બહાર સત્ય છે ને, એના કરતા વિશેષ સત્ય છે આ વાત. વિશેષ સત્ય, સહેજેય ભૂલ વગરનું. તમે જે જાણવા માંગો છો, કેવી રીતે આ જોયું હશે ? તે કેવળજ્ઞાન કરીને જોયેલું છે. એ મને દેખાતું નથી.

## જગત બન્યું અરીસા સમ, પોતે અચળ તો તે બને અચળ

**પ્રશ્નકર્તા :** એ બરોબર છે કે આત્મા અરીસા જેવો છે અને તમે એકવાર એવું પણ કહ્યું હતું કે જગત પણ અરીસા જેવું થયું છે, તે સમજાવશો.

**દાદાશ્રી :** આ જગત અરીસા જેવું થઈ ગયું છે. આ આંખો એવી છે ને, (આત્મારૂપી) અરીસામાંથી જ જુએ છે અને પોતાની જ પ્રક્રિયા (જગતરૂપી અરીસામાં) બધી દેખાય છે. પોતે પોતાની જ પ્રક્રિયાઓમાં સપડાયો છે, નહીં તો કોઈ એનું નામ દેનાર નથી. એટલે આપણે અચળ કઈ રીતે થઈ જવું એ રીત જાણવી જોઈએ. અહીંની રીત ખબર પડે છે, અહીં અરીસામાં તો ખબર પડે છે, તે અનુભવ થાય છે પણ સંસારમાં અનુભવ થતો નથી. આ અરીસા જેવો જ દાખલો છે. આ અરીસામાં જેમ બને છે ને, આ લોકો જેમ જેમ કૂદે છે તેમ અરીસામાં વધારે ને વધારે પોતાની જાત કૂદતી દેખાય અને આપણે બિલકુલ સ્થિર થઈ જઈએ એટલે સ્થિર થઈ જાય, પછી કશું નહીં. આપણે અચળ થઈ જઈએ તો એ અચળ થઈ જ જાય. આ સચર છે એ અચળ પરિણામી થાય એવા ભાવમાં આવીએ અને જેમ અરીસા પાસે આપણે ચેષ્ટા ન કરીએ તો દૃશ્ય કશું ચેષ્ટા નહીં કરે. એવી રીતે જો કદી આને અચળ પરિણામી કરીએ તો અચળ થયા કરશે. જેમ અરીસા પાસે પોતે ચેષ્ટા કરે છે તે સચળ પરિણામી થાય અને ચેષ્ટા ના કરે તો પોતે અચળ પરિણામી થાય. પણ એ પરમેનન્ટ નથી, આ રિલેટિવ અચળ છે. આ સચર છે તે રિલેટિવ અચળ થશે. હા, આ દૃશ્ય તો વિનાશી. તમે આત્મારૂપ થઈ ગયા, એટલે આ બધું ગૉન (જતું રહે).

## અરીસો સમજાવે કે બિલીફથી કલ્પે તેવું થાય

**પ્રશ્નકર્તા :** અરીસામાં પ્રતિબિંબ દેખવાથી આત્માને આટલી બધી અસર કેમ થાય છે ?

**દાદાશ્રી :** આ ચકલી અરીસા સામે આવીને બેસે તો અરીસો શું કરે એમાં ? અરીસો તો એમ ને એમ જ છે પણ એની મેળે બીજી ચકલી અંદર આવી પડી છે. તેના જેવી જ આંખો, તેવી ચાંચ જુએ અને તેનાથી તે ચકલીની બિલીફ માન્યતા બદલાય અને પોતાના જેવી બીજી ચકલી છે તેમ માને. તેથી અરીસાની ચકલીને ચાંચો માર માર કરે, એવું છે આ બધું ! સ્પંદનથી જગત ઊભું થયું છે. જરાક બિલીફમાં ફેરફાર થયો કે તેવું જ દેખાય. પછી જેવું કલ્પે તેવું જ થઈ જાય. અરીસો તો અજાયબી છે ! પણ લોકોને સહજ થઈ ગયું છે તેથી નથી દેખાતું. આ તો એવું છે ને કે લોકો અરીસામાં આખો દહાડો મોઢું જો જો કરે છે, માથું ઓળે છે, પફ પાવડર લગાવે છે, તેથી આ તો અરીસાય સસ્તા થઈ ગયા છે. નહીં તો અરીસો અલૌકિક વસ્તુ છે ! કેવી છે પુદ્‌ગલની કરામત ! આ ચકલી અરીસા સામે બેસે તો એનું જ્ઞાન બદલાતું નથી, પણ તેની બિલીફ-માન્યતા બદલાય છે. તે તેને મહીં ચકલી છે એવી બિલીફ બેસે છે, તેથી ચાંચો માર માર કરે છે. તેવું જ આ જગતમાં છે. એક સ્પંદન ઉછાળ્યું તેથી સામે કેટલાય સ્પંદનો ઉછળે. જ્ઞાન બદલાતું નથી પણ બિલીફ બદલાય છે. બિલીફ ક્ષણે ક્ષણે બદલાય. જો જ્ઞાન બદલાતું હોય તો આત્મા જ ના રહે. કારણ આત્મા અને જ્ઞાન એ કંઈ બન્ને એકબીજાથી જુદી વસ્તુ નથી. આત્માનું સ્વરૂપ જ જ્ઞાનસ્વરૂપ છે. જેમ વસ્તુ અને વસ્તુના ગુણ સાથે જ રહે છે અને જુદા પડતા નથી તેમ ! આ તો એવું છે કે બિલીફથી કલ્પે તેવું થઈ જાય છે.

## નિશ્ચયથી એક, પણ જેટલા ભાજન એટલા પ્રતિબિંબ

**પ્રશ્નકર્તા :** આત્મા અરીસા જેવો છે અને પુદ્‌ગલ અરીસા જેવું થયું છે. એટલે આનું પ્રતિબિંબ આમાં પડે, એનું પાછું પ્રતિબિંબ આમાં પડે એટલે પેલા અનંત પર્યાય દેખાય. એવી રીતે વાત નીકળી હતી, તો આમાંય પ્રિન્સિપલ છે જેમ બે અરીસા સામસામે રાખેને, તો લાખો પ્રતિબિંબ દેખાય, વચ્ચે મૂકેલી વસ્તુના.

**દાદાશ્રી :** એ તો પાંચ લાખ ઘડાઓ મૂક્યા હોયને દરિયા કિનારે, તો પાંચ લાખ ચંદ્ર દેખાય અને આખા સમુદ્રમાં એક જ દેખાય એવું છે આ.

**પ્રશ્નકર્તા :** પાંચ લાખ પ્રતિબિંબ પડવા માટે પ્રત્યેક ઘડો કામ કરે છે, જુદા જુદા ઘડા કામ કરે છે, તો આપણા આમાં શું કામ કરે છે ? કોણ કામ કરે છે ?

**દાદાશ્રી :** એ જુદા, એક થઈ જાય એટલે એક જ દેખાય પાછું.

**પ્રશ્નકર્તા :** હા, પણ આમાં કોણ કામ કરે છે ? પાંચ લાખ ઘડા એ દરેક ઘડો જુદું જુદું પ્રતિબિંબ ઝીલે છે, એવી રીતે આપણા આની અંદર કોણ એવું છે વચ્ચે ?

**દાદાશ્રી :** આ ભાજનો. બધામાં આત્મા છે તે જુદું જુદું દેખાય છે ને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એક જ છે બધી વસ્તુઓ નિશ્ચયથી, પણ વ્યવહારથી જુદા જુદા છે. ભાજન છે ત્યાં સુધી આત્મા જુદા જુદા છે, પરમાત્મારૂપે એક છે.

## પ્રતિબિંબ સામેવાળાનું, આપણે માનવું પરભાર્યું

આત્માનો સ્વભાવ કેવો છે ? દરેક વસ્તુ મહીં દેખાય, જેમ આયનામાં દેખાય તેવી રીતે. કોઈ બે-ચાર જણ આવ્યા હોય, તેમાં કોઈ માની હોય તોય તેનો ફોટો મહીં પડે. ત્યારે આપણને એમ લાગે આ માન અમારામાં નહોતું ને આવ્યું ક્યાંથી ?

આપણે અહીં બેઠા હોઈએ ને કોઈક આવે તો તેના લોભના-માનના પરમાણુની અસર પડે. જો આપણામાં હોય તો તે પહેલેથી ના દેખાય ?

કોઈ માણસને આપણે ન ગમતા હોય તો તે માણસ આપણને ભેગો થાય ત્યારે આપણી પરિણતિ બગડે, તે તો સામેવાળાને તાંતો છે તેથી તેની છાપ આપણને પડે છે. એ બધો પરભાર્યો માલ છે, આપણે જોવું અને જાણવું. આત્માની ઉપર પ્રતિબિંબ પડે, સામેવાળાનું.

## પ્રતિબિંબના પ્રતિભાસે ઊભી ભ્રાંતિ

**પ્રશ્નકર્તા :** સામેવાળાનું પ્રતિબિંબ પડે એ વિશે વધારે સમજાવશો.

**દાદાશ્રી :** આત્મા એવી પ્રકાશક વસ્તુ છે કે એની અંદર એનું એકલાનું નહીં પણ આખા જગતનું પ્રતિબિંબ પડે, પ્રતિભાસે. એટલે પોતાના મનમાં એમ થાય કે આ શું છે બધું ? કોણ કરે છે આ બધું ? એવી ગભરામણ થાય.

આત્મા દર્પણ જેવો છે, મહીં બધા જ પ્રતિબિંબ પડે. તે દેખીને ગભરાય છે કે આ કોણ કરે છે ? 'મેં કર્યું' એમ ભ્રાંતિ થઈ જાય છે.

આ જગત પોતાની અંદર દેખાય છે તે ઉપાધિ છે, તેનાથી જગત ઊભું થયું છે.

આત્મા વ્યવહારમાં આવ્યો છે, તે જગત તેના પ્રકાશમાં ઝળકે છે. લોકો બિંબ ને પ્રતિબિંબને સમજ્યા જ નથી, ઊંધું જ સમજ્યા છે. જો જગત બધું જ ચૈતન્યમય હોય તો પછી ઉપાધિ ક્યાંથી ?

આત્માના પ્રકાશમાં આખું જગત ઝળકે છે તે નિરુપાધિવાળા ભગવાન કહે છે કે આ શું છે ? એટલે પોતે દ્રષ્ટા હતો તે દૃશ્ય થઈ ગયો.

આત્માની બાબતમાં 'આ' સમજાવું એ બહુ મોટી વસ્તુ છે ને 'જ્ઞાની' વગર સમજાય તેમ નથી, પણ તે નિમિત્તનું ઠેકાણું પડે તેમ જ નથી. આખું જગત તેથી મૂંઝાયું છે.

આ અરીસાને પોતાને આ બધું જગત દેખાતું હોય, તે અરીસો પોતે જોનાર હોય, તો તેને કેટલી બધી ઉપાધિ થઈ જાય ? તેમ આ ચૈતન્ય પોતે જોનાર છે. જ્યારથી એ જાણે છે કે આ મારા સ્વભાવને લઈને આ બધી વસ્તુઓ પ્રકાશમાન થાય છે ને વસ્તુઓ તો બહાર જ છે, ત્યારથી પોતાનું સુખ ચાખે છે ને ઉપાધિઓ છૂટી જાય છે ! પછી આત્માનું સુખ જતું નથી.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૫]
# આત્માના પ્રદેશો

## [૧૫.૧]
## પ્રત્યેક પ્રદેશે અનંત જ્ઞાન, અનંત શક્તિ, અનંત સુખ

### આત્મપ્રદેશોમાં સમાયા અનંતા જ્ઞાન

**પ્રશ્નકર્તા :** આત્માના અનંત પ્રદેશો છે, તો અનંત પ્રદેશો એટલે શું ?

**દાદાશ્રી :** આ માથું છે એમાં બહુ વાળ છે એમ બોલીએને એના જેવું. પ્રદેશો એટલે આ બધા પ્રદેશોથી જ બનેલો હોય. આત્મા પ્રદેશોથી જ બનેલો છે.

**પ્રશ્નકર્તા :** પ્રદેશ એ કેવો ભાગ છે ?

**દાદાશ્રી :** પ્રદેશ એટલે વિભાગ. આ હાથમાં જે છિદ્રો છે, આ છિદ્રો તો બહુ છેટા-છેટા છે, પણ એથી બહુ નજીક-નજીક. હા, એક-એક પ્રદેશે એક-એક જ્ઞાન છે. તેથી કહીએ છીએને, અનંત જ્ઞાન છે. જ્ઞેયો અનેક હોવાથી જ્ઞાન પણ અનંત છે, નહીં તો અનંત કહેવાત જ નહીંને ! એટલે અનંત પ્રદેશી આત્મા છે.

અનંત જ્ઞેયો છે, સામે આત્માના અનંત પ્રદેશો છે, માટે પ્રત્યેક જ્ઞેયને જોઈ શકે છે.

## એકાકાર છતાં પ્રદેશે-પ્રદેશે જુદું જ્ઞાન, માટે અનંત પ્રદેશી

**પ્રશ્નકર્તા :** આત્મામાં જે પ્રદેશો હોય છે તે શરીરમાં અલગ અલગ હોય છે કે એની ચેનલ કેવી રીતની હોય છે ? એનું જોડાણ કેવું હોય ?

**દાદાશ્રી :** અલગ કશું હોતું જ નથી.

**પ્રશ્નકર્તા :** તો પછી આત્માના પ્રદેશો કેમ કહેવામાં આવે છે ?

**દાદાશ્રી :** પ્રદેશો તો આટલું બધું જ્ઞાન કંઈથી લાવ્યા ? એટલે દરેકમાં એક-એક પ્રદેશમાં બહુ બધું જુદું જુદું જ્ઞાન છે. એટલે પ્રદેશોના ભાગ પડ્યા.

**પ્રશ્નકર્તા :** તો એ પ્રદેશો છૂટા પડે છે કે નહીં ?

**દાદાશ્રી :** એ તો આખી જ વસ્તુ છે. પ્રદેશે-પ્રદેશે જ્ઞાન જુદી જુદી જાતનું છે. એટલે એ જગ્યાનું આવરણ તૂટે એટલે એ પ્રદેશનું જ્ઞાન બહાર પડે, અજવાળું. તેથી પ્રદેશ જુદા પાડ્યા છે, અનંત પ્રદેશી.

આત્માના અનંત પ્રદેશો છતાં એકાકાર છે. એ સંયોગી નથી, સ્વાભાવિક છે. આત્મા અવિભાજ્ય હોવા છતાં અનંત પ્રદેશી છે.

આ તો કહેશે, ભગવાનનો અંશ મારામાં છે. ભગવાનનો અંશ ? મૂઆ, ભગવાનને તું ટુકડા સમજું છું કે જેના ભાગ પડે ? ભગવાન તો નિરાકારી, નિરંજન અને અનંત પ્રદેશી છે, એનો એક ટુકડો ના થાય.

## મૂળ અનંત પ્રદેશી, વ્યવહારમાં અસંખ્ય પ્રદેશી

**પ્રશ્નકર્તા :** આત્મા એક પ્રદેશી છે કે અસંખ્ય પ્રદેશી છે ?

**દાદાશ્રી :** આત્મા અસંખ્ય પ્રદેશી નથી ને એક પ્રદેશી નથી. અનંત પ્રદેશી છે. અનંત અને અસંખ્ય એટલે કેટલો ફરક ?

**પ્રશ્નકર્તા :** બહુ જ ફરક છે. પણ વ્યવહારમાં આત્મા એક પ્રદેશી ગણાય કે નહીં ?

**દાદાશ્રી :** ના, વ્યવહારમાં અસંખ્યાત પ્રદેશી ગણાય અને મૂળ આત્મા અનંત પ્રદેશી છે.

**પ્રશ્નકર્તા :** અનંત પ્રદેશી, પણ આમ પાછું એક પ્રદેશી ને ?

**દાદાશ્રી :** એક પ્રદેશી ના બોલાય. અનંત પ્રદેશી કહેવાનો ભાવાર્થ શું ? કે અનંત જીવો છે આ જગતમાં. જેટલા જીવ છે, એ જીવ માત્રને જે જ્ઞાન છે, એટલું જ્ઞાન એક આત્મામાં છે. પણ તે અનંત પ્રદેશી છે. એક પ્રદેશ ખુલે, તેટલું જ્ઞાન પ્રગટ થાય.

જે પ્રદેશ નિરાવરણ થયો તે જ્ઞાન ફૂટ્યું, કારણ કે આત્મા અનંત જ્ઞાની છે. આત્મા અનંત પ્રદેશીય છે. તેમાં જુદા જુદા અનંત જ્ઞાન છે. તે બધાનાય ભેગા કરે તોય તેને પહોંચાય નહીં અને પાર ના આવે એવું અનંત પ્રદેશીય જ્ઞાન છે.

## પ્રદેશે-પ્રદેશે અનંત સુખ-શક્તિ, બેભાનતાથી આવરાઈ

સિદ્ધોને દરેકે દરેક પ્રદેશ ખુલ્લા હોય તે પ્રદેશોથી દરેક જ્ઞેયને જુએ જાણે.

'પોતાના' પ્રદેશમાં 'જોવા-જાણવાપણું' જ છે, બીજું કશું જ નથી. એ જ પરમાત્મપણું છે ! 'જોવા-જાણવાપણા'થી આગળ ગયા એટલે મુશ્કેલી ! આ તો જાણવા-જોવાથી આગળ નીકળવા ગયા. બીજું પારકા પ્રદેશનું છે, પોતાના પ્રદેશમાં આવું છે જ નહીં. પોતાના પ્રદેશમાં દુઃખ જ નથી કોઈ જાતનું. બેભાનપણું નથી, કશું જ નથી, પરમાત્મપણું છે.

**પ્રશ્નકર્તા :** બેભાનપણું વિશે વધારે સમજાવશો ?

**દાદાશ્રી :** પોતાની પાસે અનંત શક્તિઓ છે પણ બેભાનતાથી બધી શક્તિ આવરાઈ ગઈ છે. પોતે અનંત સુખનું ધામ છે. પ્રદેશે પ્રદેશે પોતે સુખનું ધામ છે, પણ ક્યાં ગયું એ સુખ ? આત્માના પ્રદેશે પ્રદેશે પાછા એકાકાર, જેમ બટાકામાં અનંત-અનંત જીવ હોય તેમ આત્મામાં પ્રદેશે પ્રદેશમાં એકાકાર. દરેક પ્રદેશ જોઈ શકે, જાણી શકે. દરેક પ્રદેશે આનંદ છે. આ જ્ઞાન મળ્યા પછી જેમ જેમ પ્રદેશો નિરાવરણ થતા જાય, તેમ તેમ આનંદ વધતો જાય એવું વીતરાગ વિજ્ઞાન છે.

આત્મા પોતે વીતરાગ છે, અનંત પ્રદેશવાળો છે. પોતાના પ્રદેશમાં એને કોઈ રાગ-દ્વેષ છે નહીં. નર્યો વીતરાગભાવ જ દરેક પ્રદેશમાં.

આત્મા પોતે સ્વયં સુખી, પરમાનંદી, એકેએક પ્રદેશમાં એટલા બધા સુખ છે ! તે બધા પ્રદેશો આવરાયા અને આ પારકી પીડાઓ-ઉપાધિ થઈ. અને આપણે માન્યું કે 'આ જ હું છું,' તે માર ખાધો. તે એક પણ પ્રદેશે 'પુદ્‌ગલ પરમાણુ' 'મારું' માન્યામાં ના આવે ત્યારે પોતાનું સંપૂર્ણ સુખ વર્તાય. એટલે હવે આપણે કહીએ છીએ કે 'આ હું નહીં,' તો એક દહાડે જશે એ બધા. પણ પ્રદેશે પ્રદેશે પાર વગરના આ સુખ છે.

## આવરણ ખસતા જેટલી ઈન્દ્રિયો ખુલે એટલા સુખ-શાંતિ વર્તે

આત્મા કેટલા પ્રદેશોવાળો છે ? ત્યારે કહે, અનંત પ્રદેશોવાળો છે. કેટલા પ્રદેશોમાં આવરણ છે ? ત્યારે કહે, બધા પ્રદેશોમાં. એમાં જેટલા પ્રદેશો આવરણ રહિત થયા એટલા ખુલ્લા થયા છે. ઝાડને અમુક જ પ્રદેશ ખુલ્લા થયા, એક જ હોલ, એક જ ઈન્દ્રિય જેટલી શક્તિ બહાર નીકળી આત્માની. તો આટલું બધું સરસ આ ઝાડ દેખાય છે.

એ આત્માના પ્રદેશોના આવરણમાં એક કાણું પડ્યું અને અજવાળું બહાર નીકળ્યું. જેમ આપણે આ ઈલેક્ટ્રિસિટી બલ્બની આજુબાજુ એક કવર ગોઠવી દઈએ, તો તે આખો રૂમ બ્લેક (અંધારું) દેખાય. એની મહીં એક મોટું હોલ પાડે તો હોલ જેટલું અજવાળું બહાર નીકળે, તેને એક ઈન્દ્રિય કહ્યા. એક કાણું પડ્યું ને જેટલું અજવાળું ભોગવતા હોય એટલું સુખ એને. આ ઝાડ-બાડ બધાને એક ઈન્દ્રિયનું ભાન, એટલું સુખ બિચારાને વર્તે, બીજું બધું દુઃખ જ વર્તે. કોઈને બે ઈન્દ્રિય તો બે કાણાં, કોઈને ત્રણ કાણાં કે ચાર કાણાં. આપણે પાંચ કાણાં, ઈન્દ્રિયો. એમ ગાયનેય પાંચ કાણાં છે. આ માછલીઓનેય પાંચ કાણાં છે, આ આખી જેટલી દરિયામાં છે બધીને.

હવે એક ઈન્દ્રિય ખુલેને, તે એક ઈન્દ્રિય જીવોને એકેન્દ્રિય જેટલું જ જ્ઞાન થયું. એટલો પ્રકાશ, એટલી શાંતિ રહે. બીજા આવરણને લઈને એના જીવનમાં તરફડાટ રહ્યા કરે. બે ઈન્દ્રિયોને બે ઈન્દ્રિય જેટલું, ત્રણ

ઈન્દ્રિયોને ત્રણ જેટલું, ચાર ઈન્દ્રિયોને ચાર અને પાંચ ઈન્દ્રિયો મનુષ્યો થયા તોય શાંતિ નથી રહેતી તો એમને કેટલી રહેતી હશે એક ઈન્દ્રિયવાળાને ?

નાની કીડીનેય કાણું પડે. કીડીને ત્રણ કાણાં હોય ને મનુષ્યને પાંચ હોય. પાંચથી વધારે કોઈને ના હોય અને દાદા મળ્યા પછી પાંચથી વધારે થાય. અમે તો આખોય ઘડો તોડી આપીએ છીએ ને આ દાદાનો તો આખોય ઘડો જ ફૂટી ગયેલો હોય. એટલે આ તો લોકને ત્રણ ઘડાનું અંધારું છે. મન-વચન-કાયા એ ત્રણેય ઘડાએ લાઈટ રોકાયેલું છે. અમારા તો બધા જ ઘડા ફૂટી ગયેલા હોય ને ભગવાન સંપૂર્ણ પ્રકાશમાન થયા છે.

## પ્રદેશ સીધું જ જુએ, ન જરૂર કશાની

**પ્રશ્નકર્તા :** દાદા, પાંચ ઈન્દ્રિયથી વધુ ઈન્દ્રિયવાળા જીવો હોય કે નહીં ?

**દાદાશ્રી :** પાંચ ઈન્દ્રિયથી વધારે આ દુનિયા છે જ નહીં કશુંય.

પણ આપણામાં વધારે શું છે ? આપણામાં માઈન્ડ. ગાય-ભેંસોનું માઈન્ડ ખરું પણ એનું માઈન્ડ લિમિટેડ હોય અને આપણું માઈન્ડ અન્‌લિમિટેડ હોય. અન્‌લિમિટેડ હોય એટલે આપણી બુદ્ધિ પણ જેટલી વધારવી હોય એટલી વધી શકે અને એમને લિમિટેડ હોય. એટલે આપણને તેટલું સુખ વધે. અને મનુષ્ય અહીંથી મોક્ષે પણ જઈ શકે, એટલો બધો પુરુષાર્થ કરી શકે.

**પ્રશ્નકર્તા :** પણ હું એમ સમજતો'તો, કે નવ દ્વાર જે છે એને હું પ્રદેશ ગણતો'તો.

**દાદાશ્રી :** એ તો ખાલી દેહના હોલ્સ (કાણાં) છે. પણ ત્યાંથી સમાચાર પહોંચે છે ત્યાં, તેય મગજના થ્રૂ. અને આ પ્રદેશ તો મગજ-બગજ વચ્ચે જરૂર જ નહીં, કોઈ વસ્તુની જરૂર નહીં. મિકેનિકલ તેની જરૂર જ નહીં. પ્રદેશ તો સીધું જ જુએ.

તમારી ભાષામાં ના બોલશો, આ શબ્દો ખાલી આપેલા એટલું જ. એ તો જ્યારે સૂક્ષ્મ ભેદે સમજાય. આપણું કામ નહીં. બહુ ઊંડું ઊતરવાનું

નહીં. આ પાણી આવ્યું કંઈથી ? ત્યારે કહે, ટાંકીમાંથી આવ્યું. શેમાં આવશે ? પાઈપ લાઈનમાં. અમે હાથ-પગ ધોઈ નાખીએ, મોઢું ધોઈને નહાયા પછી ક્યાં જાય છે એ ? ત્યારે કહે, આ ગટરમાં. બસ એટલું જ જાણવાની જરૂર છે. ગટર શેમાં વાળી છે ? ત્યારે કહે, નદીમાં. ઉપલક જાણે, તેમાં મુક્તિ અને બહુ જાણવા ગયો, ઊંડા અર્થમાં, તે ત્યાં બેસી રહેવું પડે. કામ શું આપણે ? કામ સાથે કામને ! ગાડીમાં બેસે ને પૂછે કે ક્યારે બનાવી, શેની બનેલી છે, એ બધું જાણવાની જરૂર ? આપણે ગાડીમાં બેસીને ગયા સ્ટેશને. પછી ગાડી એને ઘેર અને આપણે આપણા ઘેર.

## જેટલું આવરણ તૂટ્યું એટલું જ્ઞાન, સર્વત્ર તૂટતા કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** આત્મા અનંત પ્રદેશી છે એ કેટલા પ્રમાણથી છે એ સમજાવો. એક-એક પ્રદેશે કેટલું જ્ઞાન હોય ?

**દાદાશ્રી :** આત્મા એક દ્રવ્ય છે, અનંત પ્રદેશીનો એક દ્રવ્ય છે. તે પ્રદેશે-પ્રદેશે, અનંત પ્રદેશોમાં એક-એક પ્રદેશમાં, જ્ઞાનપ્રકાશ છે. દરેક પ્રદેશમાં જેટલા પ્રદેશના આવરણ ખુલ્યા એટલા પ્રદેશનું જ્ઞાન ખુલતું જાય. એટલે આ મનુષ્યોમાં કોઈને આ પ્રદેશ ખુલ્લો થઈ જાય, તો એ વકીલનું જ્ઞાન એને ખુલ્લું થઈ જાય. કોઈને આ પ્રદેશ ખુલ્લો થઈ જાય, તો ડૉક્ટરનું જ્ઞાન ખુલ્લું થઈ જાય. કોઈને આ પ્રદેશ ખુલ્લો થઈ જાય તો અમુક જ્ઞાન ખુલ્લું થઈ જાય. એટલે દરેકને જુદા જુદા પ્રદેશનું જ્ઞાન ખુલ્લું થાય. સર્વત્ર પ્રદેશી જ્ઞાન ખુલ્લું થાય, ત્યારે કેવળજ્ઞાન થાય.

આખી દુનિયામાં જેટલા જીવો છે એ બધા જીવોનું જ્ઞાન, એક જ આત્મામાં છે. તે બધા જીવોનું જ્ઞાન એના આત્મામાં પ્રકાશ પામે ત્યારે એ કેવળજ્ઞાન થયું કહેવાય. કેવળજ્ઞાન થાય એટલે બધા આત્માનું જ્ઞાન એને પ્રકાશમાન થઈ જાય.

## અનંત પ્રદેશો એટલે પ્રગટ જુદા જુદા જ્ઞાન-શક્તિ

**પ્રશ્નકર્તા :** જેટલા પ્રદેશ ખૂલ્યા એટલું જ્ઞાન ખુલ્લું થાય એ વિગતે સમજાવશો.

**દાદાશ્રી :** એક આત્મામાં અનંતી શક્તિ છે. અનંતા જીવો છે, દરેક જીવ જુદી જુદી પ્રકૃતિના છે. દરેકનામાં જે જુદી જુદી શક્તિ નીકળી છે, એટલી શક્તિ એક આત્મામાં છે. જેનામાં જે શક્તિ પ્રગટ થઈ એ શક્તિથી એના રોટલા રળી ખાય છે.

એટલે જે પ્રદેશનું આવરણ તૂટે તે પ્રદેશમાં અજવાળું નીકળે. તે કોઈ વકીલનું બહુ ભણ્યો ત્યારે એ અજવાળું નીકળે તો રોટલા રળી ખાય. અનંત પ્રદેશો તે બધાને રોટલા ખાવાનું સાધન મળે એટલા પ્રદેશ છે એની મહીં. આ આખા જગતના બધા આત્માનું જેટલું જ્ઞાન છે એટલું એક આત્મામાં છે. બીજા બધાને અંશે છે, એટલું એક આત્મામાં સર્વાંશ છે.

એનામાં તો અનંત પ્રદેશો છે. તેથી તો આખા જગતનું ચાલ્યા કરે છે. દરેકને લાઈટ જુદી જુદી જાતનું મળ્યું છે. કોઈને કઢી સારી કરતા આવડે છે તે એમનું બહુ સારું ચાલે છે. લોકોય કહેશે, બહુ સરસ કઢી બનાવે છે કોઈ ભજિયાં સારા બનાવે છે. કંઈનું કંઈ એને જ્ઞાન પ્રગટ થઈ જાય છે.

## આવરણ તૂટે નિયમસર, 'વ્યવસ્થિત' પ્રમાણે

**પ્રશ્નકર્તા :** આવરણ કયા આધારે તૂટતા હોય છે ?

**દાદાશ્રી :** આ બધું નિયમસર હોય છે. કોઈ દહાડો એવું નથી બનતું કે બધાને જ સુથારી કામનું આવરણ તૂટી જાય તો તે બધા સુથાર જ થઈ જાય, અને તો શી દશા થાય ? શિલ્પી કામનું આવરણ બધાને તૂટી જાય ને બધા જ શિલ્પી થઈ જાય, તો કોને ત્યાં શિલ્પી કામ કરે પછી ? બધા જ 'વૉરિઅર્સ' (યોદ્ધા) થઈ જાય તો ? એટલે આ 'વ્યવસ્થિત'ના પ્રમાણથી બધું 'વ્યવસ્થિત' રીતે પાક્યા જ કરે. ડૉક્ટરો, વકીલો, બીજા કામ-ધંધાવાળા બધા જ થાય એટલે સહુ કોઈનું ચાલે. નહીં તો બધા જ પુરુષો થઈ જાય તો શું થાય ? સ્ત્રીઓ ક્યાંથી લાવે ? પૈણે કોણ ?

આત્મા અનંત પ્રદેશી છે. અનંત પ્રદેશી પર આવરણ છે. તે એક-એક પ્રદેશ ખુલ્લો થયો. જેટલો ખુલ્લો થયો તેટલો જ પ્રકાશ આપે છે. કોઈને વકીલ તરીકે ખુલ્લો થયો, કોઈને ડૉક્ટર તરીકે ખુલ્લો થાય, કોઈને

સોની તરીકે ખુલ્લો થયો, કોઈને કડિયા તરીકે ખુલ્લો થયો. જેટલો પ્રદેશ ખુલ્લો થયો એટલો કામ આપે. બધું ઉપર આવરણ છે. ઉપર નિરાવરણ જ્ઞાની પુરુષ કરી આપે ત્યારે આત્મા સમજણ પડે, ત્યારે ભાન આવે, ત્યાં સુધી ભાનેય ના આવે.

અનંતા પ્રદેશમાં અનંતા કર્મ ચોંટેલા છે. તે જે પ્રદેશમાં કર્મ ખૂલ્યું ત્યાંનું જ્ઞાન પ્રગટ થઈ જાય.

## આવરણ ખૂલ્યું એ જ આવડે, બીજું નહીં

જ્યાંથી જ્યાંથી આવરણ તૂટ્યું હોય, ત્યાંથી ત્યાંથી એની શક્તિ પ્રગટ થાય. કોઈને વાણીનું આવરણ તૂટ્યું હોય, બુદ્ધિનું તૂટ્યું હોય તો તે વકીલાત જ કર્યા કરે. હવે વકીલને કહ્યું હોય કે સાહેબ, આટલું ખેતર જરા ખેડી આપોને, તો તે ના પાડે. કારણ કે એનું એ આવરણ ખુલેલું ના હોય.

એટલે થોડા અંશે પ્રદેશ ખુલ્લા થાય એટલે વકીલાતનું બધું આવડી જાય એને, બીજું ના આવડે. કારણ કે જેટલામાં ખુલ્લું થયું એટલું આવડે એને. એટલે અનંત પ્રદેશો છે. તેની ઉપર આવરણ આવી ગયું છે. તે જ્યાં આગળ જે ભણે તે લાઈન એકલી ખુલ્લી થાય, તેટલું હેલ્પ કરે એને.

## જે બાજુ પ્રયત્નો કર્યા ત્યાંનું આવરણ ખુલે

**પ્રશ્નકર્તા :** જે જાણે તે બાજુનું આવરણ ખુલે ?

**દાદાશ્રી :** હા, રિલેટિવમાં વકીલ હોય તો એમાં જ ચિત્તવૃત્તિ રાખે ને ભણે, તે એ બાજુનું આવરણ તૂટે તો એ પ્રદેશ ખુલે.

હવે બુદ્ધિથી એક જ વિષય ભણ ભણ કરે તો ત્યાં હોલ પડી જાય એ પ્રદેશ ખુલી જાય. વકીલનું ભણે તો ત્યાં આવરણ તૂટે તે જ આવડે. અને ગજવા કાપનારા જોડે કાપવાનું શીખી જાય તો ત્યાં હોલ પડે, એ આવડી જાય.

ઈન્કમટેક્ષ એક્સપર્ટવાળાને એ અજવાળું થયું, ઈજનેરનું એ અજવાળું થયું. એટલે એ અજવાળું થાય કે એમને એમાંથી કામ ચાલ્યા કરે.

આ તમે શેનું ભણ્યા ?

**પ્રશ્નકર્તા :** એન્જિનિઅર.

**દાદાશ્રી :** એન્જિનિઅરનું એટલે એ આવરણ તૂટ્યું, એટલે એમાં તમને પ્રકાશ મળ્યો અને એ પ્રકાશ તમારું મેન્ટેનન્સ કર્યા કરે છે. આ ભાઈને ડૉક્ટરનું, આ બાજુનું તૂટ્યું, કોઈને આમનું તૂટ્યું, કોઈને આમ. આત્મામાંથી જ જ્ઞાન બધું નીકળે એવું છે પણ એના જુદા જુદા પ્રદેશો ખુલ્લા થયા એટલે એટલું આવરણ તૂટી ગયું બધું. જેનો જે પ્રયત્ન કર્યો એ આવરણ તૂટ્યું અને સંપૂર્ણ આવરણ નિરાવરણ થઈ જાય તો પરમાત્મા થઈ જાય.

## ડિરેક્ટ કે ઈન્ડિરેક્ટ બેઉ પ્રકાશ છેવટે આત્માના

**પ્રશ્નકર્તા :** એટલે આખા જગતમાં અનંતા જીવો છે, તો અનંતા જીવોની આવી શક્તિ એક જ આત્મામાં પ્રગટ થાય છે ? કોઈને ડૉક્ટરનું કીધું, કોઈને વકીલાતનું કીધું, પેલું દરજીનું કીધું તો એ બધી શક્તિઓ એક આત્મામાં રહેલી છે એવું ?

**દાદાશ્રી :** બધી જ શક્તિઓ એક આત્મામાં.

**પ્રશ્નકર્તા :** ના, પણ આ તો બધી પ્રાકૃત શક્તિઓ પ્રગટ થાય છે ને ?

**દાદાશ્રી :** પ્રાકૃત શક્તિઓ પણ તે આત્માની શક્તિ છે ને છેવટે તો ? છેવટે તો આત્મશક્તિ જ આ. પ્રાકૃતિક શક્તિ તો શું કામ કરે કે એ ક્રિયાકારી હોય એટલું જ, પણ તે એમાં જે જ્ઞાન છે એ તો આત્મશક્તિનું છે ને !

**પ્રશ્નકર્તા :** એ આત્મશક્તિનું જ્ઞાન કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજા કોનું છે ?

**પ્રશ્નકર્તા :** ના, પણ ડૉક્ટર થયો એ આત્મશક્તિથી ડૉક્ટર થયો ?

**દાદાશ્રી :** બધુંય થાય, એ તો બધી બુદ્ધિ. એની બુદ્ધિ એટલે.

**પ્રશ્નકર્તા :** એ અહંકારી શક્તિ થઈને ?

**દાદાશ્રી :** હા, એ પરપ્રકાશ, ઈન્ડિરેક્ટ પ્રકાશ.

**પ્રશ્નકર્તા :** ના, એટલે એ આત્માની કહેવાય ?

**દાદાશ્રી :** ત્યારે બીજા કોની કહેવાય ?

**પ્રશ્નકર્તા :** પણ આત્મા તો ફક્ત, એ તો...

**દાદાશ્રી :** આત્માના બે પ્રકારના પ્રકાશ; ડિરેક્ટ પ્રકાશ ને ઈન્ડિરેક્ટ પ્રકાશ.

આ એમણે વકીલાતનું વાંચ વાંચ કર્યું, તે એ આવરણ ખુલી ગયું અને એ પ્રદેશ દેખાયો ખુલ્લો. તે પાછું સીધું જ્ઞાન નહીં આ, આ જ્ઞાન વાંકું હોય. કુમતિ, કુશ્રુત અને કુઅવધિ.

જે પ્રદેશનો ભાગ ખુલ્લો થયો, તે પ્રદેશનું એનું કામ ચાલુ થઈ જાય. પછી એ જ્ઞાનનો સદુપયોગ કરવો કે દુરુપયોગ કરવો, એ એની જોખમદારી છે.

**પ્રશ્નકર્તા :** એ એની જોખમદારી છે ?

**દાદાશ્રી :** હા. ઈન્કમટેક્ષમાં એક્સપર્ટ થયો પણ એક્સપર્ટ કરીને એને છે તે પેલાની પાસે પૈસા પડાવવા માટે કે ગોટાળિયું શીખડાવવા માટે એ પછી એને ભેગું થાય. વકીલ થયો તે ઊંધું કરવા માટે કે છતું કરવા માટે, એ એની જોખમદારી છે. પણ જ્ઞાન જ્ઞાન જ હોય છે, જ્ઞાન અજ્ઞાન હોતું નથી.

## મૃત્યુ અને પુનર્જન્મ વખતે આત્માના પ્રદેશો લંબાય

**પ્રશ્નકર્તા :** આત્માના પ્રદેશો લંબાય છે ?

**દાદાશ્રી :** હા, આત્માના પ્રદેશો લંબાય છે. તે કંઈ આગળ લંબાય છે ? જ્યારે અહીંથી બીજી યોનિમાં જાય છે ત્યારે લંબાય છે. તે કો'ક જ ફેરો, દરેક પ્રસંગમાં નહીં.

એક મરતો માણસ હોય, એનો આત્મા અહીં પણ હોય અને જ્યાં આગળ જન્મ થવાનો છે, ત્યાં ગર્ભમાં પણ આવેલો હોય એટલો લંબાય છે. અહીંથી ખસે એટલે ત્યાં પહોંચી જાય પાછો. અનંત પ્રદેશી આત્મા છે પણ સ્વભાવે એક જ પદાર્થ છે. એટલે પ્રદેશ જુદા પાડી શકે એમ નથી. અનંત પ્રદેશી એટલે બહુ લાંબા થાય, છેક અમેરિકા સુધી, એ તો હિસાબમાં જ ના કહેવાય ને !

## પ્રદેશો નીકળે બહાર અજ્ઞાનીને કષાયમાં, જ્ઞાનીને જ્ઞાનમાં

**પ્રશ્નકર્તા :** શરીર છોડ્યા સિવાય આત્માના પ્રદેશોની બહાર નીકળવું શક્ય છે ?

**દાદાશ્રી :** નીકળે બહાર. માણસ ગુસ્સે થાયને, ત્યારે આ આત્માના પ્રદેશો નીકળે ત્યારે આમ આમ થાય, નહીં તો થાય નહીં કશું. આ પગ ધ્રૂજેને ત્યારે જાણવું કે આત્માના પ્રદેશો નીકળવા માંડ્યા. આત્માના પ્રદેશો બહાર નીકળી જાય, આ સહન ના કરી શકે. તમે જોયેલું આમ આમ કરે ? ગુસ્સે થાય ત્યારે આમ આમ થયેલા માણસો નહીં જોયેલા ?

**પ્રશ્નકર્તા :** હા, એ થાય, ઘણું બધું થાય, ધ્રુજે.

**દાદાશ્રી :** આવું કરે એટલે તે ઘડીએ આત્માના પ્રદેશો બહાર નીકળે.

બીજું જ્ઞાનીનો (આહારક) દેહ બહાર નીકળે. તે તો અહીંથી ખભા પાસેથી નીકળે અને ત્યાં આગળ સીમંધર સ્વામીની પાસે પૂછીને પછી પાછો આવી જાય.

**પ્રશ્નકર્તા :** બન્ને ખભામાંથી ?

**દાદાશ્રી :** એક જ. બીજા કોઈને ના નીકળે. આ બધા કષાય, એ અજ્ઞાનીને છે તે ક્રોધ-માન-માયા-લોભમાં નીકળે. તે આમ ધ્રૂજે. પોતાની ઈચ્છા ના હોય કે ધ્રૂજવું છે, તોય એ ધ્રૂજે જ. જોયેલું નહીં એવું ?

**પ્રશ્નકર્તા :** હા, એ જોયેલું.

**દાદાશ્રી :** તે ઘડીએ તમારે એને કહી દેવું કે અલ્યા, આત્મા નીકળવા માંડ્યો. ચેત, ચેત. પણ શું ચેતે જ્યાં બેભાનપણું છે ?

આત્માનો પ્રદેશ જ્યારે કંપાયમાન ના થતો હોય ત્યારે આત્મા શુદ્ધ ઉપયોગમાં હોય. આત્માનો પ્રદેશ કંપાયમાન થાય, પહોળો થાય અને સંકોચાય ત્યારે આત્મા અશુદ્ધ ઉપયોગમાં.

**પ્રશ્નકર્તા :** આહારક શરીરને સીમંધર ભગવાન પાસે મોકલે છે ને શરીર અહીંયા પડ્યું રહે છે ? સમુદ્‌ઘાત. આહારક શરીરને સીમંધર ભગવાન પાસે મોકલે છે ત્યારે આત્માના પ્રદેશો લંબાવે છે ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાની પુરુષનું કામ, બીજા કોઈનું કામ નહીં. જ્યારે જ્ઞાની પુરુષને પોતાને પ્રશ્નનો જવાબ ના જડતો હોય ત્યારે એ બૉડી મોકલીને તરત જવાબ મંગાવી લે છે. એ ખુલાસો ત્યાંથી લાવીને ખુલાસો અહીંયા આપી દે.

**પ્રશ્નકર્તા :** તમે એવી રીતે મોકલો છો શરીરને ? એમ વાત છે.

**દાદાશ્રી :** અમને તો એમ ને એમ ખબર આવે છે, મોકલતો નથી.

**પ્રશ્નકર્તા :** હા, આ જુદા જોગી. આ કંઈ પેલું પૂતળું-બૂતળું કાઢે-બાઢે નહીં. આ તો એમ ને એમ લાવે એવા છે. અક્રમ, હા.

**દાદાશ્રી :** એ તો શાસ્ત્રોમાં તો એવું લખ્યું છે કે અહીં આગળથી પ્રકાશ જાય. એ બૉડી કાઢે છે, એ કાઢતા હશે તે કાઢતા હશે. અમારે તો પ્રકાશેય નથી નીકળતો ને અંધારુંય નથી નીકળતું. અમને તો એમ ને એમ ખબર આવે છે ત્યાંથી. તાર (ટેલિગ્રામ) કરતા હોયને એવી રીતે અમને ખબર આવે છે.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૫.૨]
# નાભિમાં આત્મપ્રદેશો નિરાવરણ

### નાભિના આઠ રૂચક પ્રદેશો નિરાવરણ

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં જે આઠ રૂચક પ્રદેશો કહ્યા છે તે અચલ છે ને બાકીના ચલ છે, તો એ રૂચક પ્રદેશો કયા ?

**દાદાશ્રી :** એ તો નાભિપ્રદેશના કહ્યા છે. નાભિ, આપણી દૂંટી છે ને, તેની પાસે એ પ્રદેશો છે. એ ચોખ્ખા છે, ખુલ્લા છે, ત્યાં કર્મ ના બંધાય.

એ આઠ રૂચક પ્રદેશો નાભિમાં છે. આત્મા અનંત પ્રદેશી છે, તે દરેક પ્રદેશે કર્મ ચોંટેલા છે, જેમ ઝાડને લાખ ચોંટ્યું હોય તેમ. પણ આ નાભિના પ્રદેશો ખુલ્લા હોય. દરેક જીવને આ આઠ પ્રદેશો ખુલ્લા હોય છે.

આત્માને અનંતા પ્રદેશો છે. એને કલંક ચોંટેલા છે, તે આત્માના પ્રકાશને બહાર જવા દેતા નથી અને આ આઠ રૂચક પ્રદેશોમાંથી કંઈક પ્રકાશ બહાર નીકળે છે.

### નાભિપ્રદેશ ખુલ્લા એટલે ચાલે સંસાર વ્યવહાર

તે આઠ પ્રદેશો શું કામ કરી રહ્યા છે ? કે જો આ આઠ પ્રદેશો આવરાઈ ગયા હોત તો આપણને આપણું ઘર જડત જ નહીં, આપણને આપણી બૈરી ના જડત, આપણા છોકરાં જડત નહીં, કશું જડત જ નહીં. બીજે બધે આવરણ આવી ગયું છે પણ નાભિપ્રદેશના આઠ પ્રદેશો ખુલ્લા

છે. એટલે આપણને આ ઘર જડે છે આપણું. એટલે વાઈફ જડે છે, નહીં તો વાઈફ જડે નહીં. સિનેમા જોવા ગયા હોય જોડે, પછી પાછા નીકળતી વખતે આપણી વાઈફ ક્યાં છે જડે નહીં અને વાઈફને આપણે જડીએ નહીં. એટલે સંસાર ચલાવવા માટે આ બધા જાનવરોનેય નાભિપ્રદેશ ખુલ્લું હોય. જાનવરોય ઘેર પાછા આવે, એટલું ભાન રહે છે એને. નહીં તો રાજા બહાર નીકળ્યો એટલે પછી કોના ઘરમાં પેસી જાય, જડે નહીં પછી. હરે-ફરે ખરો પણ ભાન ના રહે. ઉઘાડી આંખે હરે-ફરે પણ એની વહુ જતી હોય તોય એને ખબર ના પડે કે આ મારી વહુ જાય છે તે. આ ઘર આવ્યું તે મારું ઘર કે બીજાને કશી ખબર ના પડે. એટલા રૂચક પ્રદેશો ખુલ્લા છે એટલે આ બધું વ્યવહાર કરી શકે. અને કુદરતનો નિયમ જ એવો છે કે રૂચક પ્રદેશો ખુલ્લા જ હોય જીવ માત્રને, નહીં તો બધું આવરણ ફેલાઈ જાય તો તમે ધણીને ના ઓળખો, ધણી તમને ના ઓળખે. બધું અંધારું ઘોર થઈ જાય, બેભાન જીવો ફરતા હોયને એવું લાગે. આ આવરણ ખુલ્લું છે એને લીધે ઓળખે છે બધું, પારખે છે. લાગણીઓ બધું એને લીધે જ છે. આ મારી સાળી થાય, આ મારી માસીસાસુ થાય, આ કાકીસાસુ છે. આ બધો ભેદ એ એટલા અજવાળાને લીધે જ છે બધો. એ કાયમ ઘોડામાં, ગધેડામાં, બધામાં હોય. તેથી તો ઘોડો એના ધણીને ત્યાં આવીને ઊભો રહે.

## રૂચક પ્રદેશ આવરાતા થઈ જાય પથરો

**પ્રશ્નકર્તા :** ઘણા સ્મૃતિ ભૂલી જાય છે તે ?

**દાદાશ્રી :** એમાં રૂચક પ્રદેશનું નથી. રૂચક પ્રદેશનું કંઈ થાય તો જડ જેવો થઈ જાય. પેલા તો ગાંડા જેવું બોલે, દુનિયાથી અવળું બોલે અને રૂચક પ્રદેશ આવરાય તો પથરા જેવો થઈ જાય. દરેક જીવને રૂચક પ્રદેશ આવરાય નહીં, તેથી તો ભાન રહે છે.

**પ્રશ્નકર્તા :** નાભિપ્રદેશ આગળ બિલકુલ આવરણ નથી ? બિલકુલ ચોખ્ખો, એકદમ ?

**દાદાશ્રી :** એટલું જ ખુલ્લું છે ને એટલા અજવાળાને લીધે આ ચાલે છે ગાડું. એને લઈને આ જગતના વ્યવહાર, ઓળખાણ-પિછાણ થાય છે.

આ આઠ પ્રદેશથી દરેક જીવને ગૂંચવણ નથી પડતી. હવે આ આઠ તો બેઝિક ઓપન જ છે, પણ જેટલા પ્રદેશ ખુલ્લા થાય તેટલો પ્રકાશ વધારે થાય.

## નાભિમાં આવરણ આવે જ નહીં, એટલી મોહનીયની લિમિટ

**પ્રશ્નકર્તા :** નાભિનું જ કેમનું આવરણ રહિત છે જરા સમજાવોને.

**દાદાશ્રી :** આ જીવ માત્રને નાભિ હોય. નાભિ ઈઝ ધ સેન્ટર ઑફ ધ બૉડી. કો'કને સેન્ટર કાઢવું હોય તો નાભિ સેન્ટર છે. ત્યાં આગળ આત્માના અમુક પ્રદેશો શુદ્ધ છે. એ શુદ્ધ છે તેથી તમને એવું લાગે છે કે આ ફલાણા ભઈ આવ્યા. એટલી સંજ્ઞા રહે છે અને એ જો કદી ત્યાં આવરણ પેસી જાય, ત્યાં કંઈ મોહ પેસી જાય તો પછી ખબર જ ના પડે કે આ કોણ છે ને કોણ નહીં. એટલે ઘરનો વ્યવહારેય ના ચાલે, કોઈ વ્યવહાર જ ના ચાલે.

આ લોક તો એટલા બધા મોહી છે કે અહીંથી ઘેર જાય તો ઘર જડે નહીં એવા મોહી છે. ક્યાંથી આવ્યો તેય યાદ ના રહે એવા મોહી જીવો આ. એટલે એ આઠ પ્રદેશ ખુલ્લા છે એટલે ઘેર જઈ શકે છે, બધો વ્યવહાર કરે છે.

**પ્રશ્નકર્તા :** આ એક જ આધારે !

**દાદાશ્રી :** બેભાનપણામાંય પણ આ ભાન રહે.

એટલે આ શરીરમાં મોહ, મૂર્છાને હદ આપી છે કે સિત્તેર ક્રોડા ક્રોડી સાગર સુધી જ મૂર્છા જઈ શકે. એની લિમિટને ઓળંગી શકે નહીં. એટલે એની લિમિટ છે, એક જાતની. તે આટલી લિમિટ સુધી મોહ માણસ કરી શકે, આથી વધારે કરી શકે જ નહીં. ત્યારે લિમિટેડ મોહ છે ? તો કહે, હા, લિમિટેડ છે. તો આપણે કહીએ, હા, નિરાંતે મોહ કર. અન્‌લિમિટેડ હોત ત્યાં પહોંચી જ ના વળાયને ? હવે એ લિમિટેડ ના હોત તો નાભિમાં હઉ છે તે આવરણ થાત ને પછી કશું જ જડે નહીં. ક્યાંથી બેઠા છે તેય ખબર ના હોય. કશુંય ભાન જ ના રહે. નામનુંય ભાન ના રહે ને બીજું

કશુંય. પણ તેમ બને જ નહીં, લિમિટમાં જ રહે. ગમે એટલો મોહ ટૉપ સુધી પહોંચ્યો હોય પણ જ્યાં એની લિમિટ આવી કે પાછો ઊતરે છે. આ બધું નિયમથી જ થાય છે. નિયમની બહાર ના થાય. ત્યારે જો આ કુદરત, નેચર શબ્દ વ્યવસ્થિત છે કે અવ્યવસ્થિત છે ?

**પ્રશ્નકર્તા :** વ્યવસ્થિત છે.

**દાદાશ્રી :** મૂઆ ! મોહ, મૂર્છાનીયે હદ ? 'હા' કહે છે. કોઈ એવો પાક્યો નથી કે હદની બહાર મૂર્છા કરી શકે.

અને છતાં આવું સાંભળેલું ના હોયને ! તું જાણું કે જેટલી મૂર્છા કરવી હોય, મોહ કરવો હોય એટલો કરી શકાય. ત્યારે કહે, એ બાપાનો માલ નથી, આટલે હદ સુધી જ કરી શકશે. જો નેચર કેવી ડાહી છે ! નહીં તો તમારી આ દૂંટીમાં આવરણ થઈ જાયને, એટલે પછી કશું ખબર જ ના પડે. એટલે નાભિપ્રદેશ ખુલ્લા છે.

તે કોઈને બંધ થાય એવું છે જ નહીં. કોઈ પણ ઉપાયે ત્યાં આવરણ આવે એવું નથી. ત્યાં આવરણ આવતા પહેલા નર્કગતિમાં જાય, બીજી ગતિમાં જાય, પણ ત્યાં આવરણ જ આવતા પહેલા ઊડી જાય. એની લિમિટ છે ત્યાં સુધીની. આ બધું મોહનું સામ્રાજ્ય. મોહના આધારે તો નર્કગતિને ! દેવગતિ એ મોહ જુદા પ્રકારનો છે, નર્કગતિ એ જુદા પ્રકારનો મોહ છે, જાનવરગતિનો મોહ જુદા પ્રકારનો, મનુષ્યગતિનો મોહ જુદા પ્રકારનો છે અને નિર્મોહીનો મોક્ષ.

## અવ્યવહાર-એકેન્દ્રિય બધાના આઠ પ્રદેશો ખુલ્લા

**પ્રશ્નકર્તા :** આ આઠ રૂચક પ્રદેશો કહ્યા, વધુમાં વધુ કર્મ જીવ બાંધી શકે એની લિમિટ હદ આઠ રૂચક પ્રદેશોના ખુલ્લાપણાની કહી, અહીંયા નાભિની પાસે. તે ત્યાં અવ્યવહાર રાશિમાં લાગુ નથી પડતી ?

**દાદાશ્રી :** ત્યાં ખરીને ! ત્યાં લાગુ હોય પણ ઉપચાર નથીને કોઈ જાતનો ! એ તો એવા જ બધા જીવો છે, પણ ત્યાં ઉપચારિક વ્યવહાર નથી અને અનુપચારિક વ્યવહાર નથી. આપણે ત્યાં અનુપચારિક

વ્યવહારેય છે અને ઉપચારિક વ્યવહારેય છે. આ દેહ બધું અનુપચારિક વ્યવહાર કહેવાય. પોતાને ઉપચાર નથી કરવો પડ્યો.

**પ્રશ્નકર્તા :** આ એકેન્દ્રિય જીવને પણ આઠ રૂચક પ્રદેશો ખુલ્લા હોય ?

**દાદાશ્રી :** બધાને, જીવ માત્રને.

**પ્રશ્નકર્તા :** એમને પણ આ પ્રદેશ ચોખ્ખા હોય ?

**દાદાશ્રી :** ચોખ્ખા હોય, તો જ એને કંઈક ભાન રહે, નહીં તો ભાન જ ના રહેને ! એ પછી ઝાડ લીલું દેખાય જ નહીં, ભાન ના રહે તો. રૂપાળું જે દેખાય છે તે ના દેખાય.

## તે છે ઈન્દ્રિયોના કારણે

**પ્રશ્નકર્તા :** પ્રદેશો જે ખુલ્લા છે તો ઘણી વખતે કોઈ મનુષ્ય મૃત્યુને આરે હોય, બેભાન અવસ્થામાં, ત્યારે આપણે એમ કહીએ કે આ તારી દીકરી આવી છે તો ઓળખે નહીં, આ તારી વહુ આવી છે, તો એ ઓળખે નહીં તો પ્રદેશ બંધ થઈ ગયા હોય એ વખતે ?

**દાદાશ્રી :** ના, પ્રદેશ ખુલ્લા હોય.

**પ્રશ્નકર્તા :** તો ઓળખે કેમ નહીં ?

**દાદાશ્રી :** આ ઓળખે તે તો ઈન્દ્રિયથી ઓળખે છે બધું. તે ઈન્દ્રિયો બધી ખલાસ થાય એટલે ના ઓળખાય.

**પ્રશ્નકર્તા :** એટલે ઈન્દ્રિયોના કારણેને ? પ્રદેશના કારણે નહીં ?

**દાદાશ્રી :** પ્રદેશ તો કશો એનો આઘોપાછો થતો જ નથી. મહીં ખાલી કરે આત્મા, એટલે એય બધું ખાલી થઈ જાય.

## રૂચક નિરાવરણ તો ચાલે વ્યવહાર, પણ ન થાય કેવળજ્ઞાન

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રો એમ કહે છે કે આત્માના આઠ રૂચક પ્રદેશો

છે એમાં કર્મો લાગતા નથી. જે શુદ્ધ પ્રદેશ છે એ શુદ્ધ જ છે, તો પછી ત્યાંથી કેવળજ્ઞાન કેમ નથી થઈ જતું ?

**દાદાશ્રી :** ના થઈ જાય. એ તો ફક્ત આ વ્યવહાર સારી રીતે ચાલે એટલા માટે જ છે. આ રૂચક પ્રદેશોમાં જ આવરણ નથી લાગતું પણ બીજે બધે દરેક પ્રદેશે આવરણ લાગેલું ને આવરણ બધે પ્રસરે છે. તે આવરણ બધે પ્રદેશે છૂટે તો કેવળજ્ઞાન થાય. આત્માના અનંત પ્રદેશોમાં આટલા રૂચક પ્રદેશો પૂરતું જ આવરણ નથી અને તે પહેલેથી વ્યવહાર ચાલુ રહ્યો છે.

**પ્રશ્નકર્તા :** મારો ખાસ પ્રશ્ન એ છે કે આ જે આઠ રૂચક પ્રદેશો શુદ્ધ ખુલ્લા છે, સંપૂર્ણ શુદ્ધભાવે છે તો એ ત્યાં કેવળજ્ઞાન કેમ પ્રગટ ના થાય ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાન એટલે શું કે બધા પ્રદેશો ખુલ્લા થાય. આવરણ રહિત થાય તો એનું નામ કેવળજ્ઞાન.

**પ્રશ્નકર્તા :** આત્માના જે પ્રદેશો શુદ્ધ હોય તે ત્યાં કેવળજ્ઞાન સ્વરૂપ હોય ?

**દાદાશ્રી :** ના, દરેક જીવ માત્રને નાભિપ્રદેશમાં આઠ રૂચક પ્રદેશો ખુલ્લા હોય. તે એની ઉપર આવરણ જ ના આવે. એટલે એમના મનમાં એવું હશે કે આ જ કેવળજ્ઞાન હશે. આમાંથી જ કેવળજ્ઞાન શરૂ થાય. ત્યારે કહે, ના. એ શેને માટે છે એ તમે સમજો. આ બધો સંસારવ્યવહાર એ રૂચક પ્રદેશોને લીધે ચાલે છે અને પછી બધેથી જેમ જેમ આવરણ ખસતું જાય, જેટલું આવરણ ખસે એટલું સમ્યકત્વ ઊભું થાય. જેટલું આવરણ ખસે એ ક્રમિક માર્ગમાં સમ્યક્ બુદ્ધિથી સમ્યક્ દર્શન ઊભું થાય. અને અક્રમમાં આત્માનું જ્ઞાન અમે કરાવીએ ત્યારે આવરણ અમુક ભાગ તૂટે, તે એવું તૂટે કે આમ પોતાને પોતાનું જ્ઞાન રહે અને બીજાનુંય જ્ઞાન રહે. પોતે પોતાને જાણે અને બીજાનેય પણ જાણે એવું જ્ઞાન હાજર થાય, સ્વ-પર પ્રકાશક થાય.

## એ રૂચક પ્રદેશો ના જોઈ શકાય, ચર્મચક્ષુ થકી

**પ્રશ્નકર્તા :** એ આઠ કયા કયા રૂચક પ્રદેશો ?

**દાદાશ્રી :** આઠ પ્રદેશો ખુલ્લા છે. એ પ્રદેશો આંખથી દેખી ના શકાય, એટલે શી રીતે જોઈ શકશો તમે ?

એની કશી કથા હોય નહીં, નાભિનામાં પ્રદેશો છે. એના નામ ના હોય. અને તમે નામ જાણીને કરશો શું ? આવા આત્મા સિવાય બીજા પ્રશ્નો પૂછવાને એ નવરાશની નિશાની. વગર કામનું, જેની કશી જરૂર નથી, આપણે જરૂરિયાત એ જ પ્રશ્નો પૂછવા. આપણે અહીંથી જવું હોય દાદર, અને પછી પૂછીએ કે પરેલ શું ? ક્યાંથી જવાય ? અલ્યા મૂઆ, દાદરની વાત પૂછને, નહીં તો દાદર રહી જશે તારું. દાદર જવું હોય તો પરેલનું હઉ પૂછી લે, મઝગામનું હઉ પૂછી લે. અરે મૂઆ, બધું ના પૂછીશ.

**પ્રશ્નકર્તા :** આઠ રૂચક પ્રદેશો એ આઠ કર્મોની વર્ગણાથી થયેલા છે ?

**દાદાશ્રી :** ના, ના, એ તો જુદા છે. આઠ કર્મની વર્ગણા જુદી અને આય જુદા.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૫.૩]

# પ્રત્યેક પ્રદેશ નિરાવરણ થયે કેવળજ્ઞાન

### અનંત પ્રદેશો ઉપર અનંત ભેદે આવરણ

**પ્રશ્નકર્તા :** જ્ઞાન બધું અનંત પ્રદેશોમાં દબાયેલું છે ?

**દાદાશ્રી :** જેટલા મનુષ્યો છે, એટલું જ્ઞાન છે એક આત્મામાં. જેટલા જીવો છે એટલા બધાનું જ્ઞાન છે. પણ એ દબાયેલું છે, આવરાયેલું છે. આત્મા ઉપર આવરણ જે લાગેલું છે તે અનંત ભેદે છે. આખો આત્મા જ આવરાયેલો છે.

અનંત જાતના જ્ઞાન તેના પર અનંત જાતના આવરણ આવે એટલે અનંત વહેમ ઉત્પન્ન થાય.

જેમ પીપળાની ડાળી ઉપર આખીય લાખ ભરેલી હોય, તે નરી લાખ ભરેલી હોવાથી ડાળી ચોખ્ખી દેખાતી નથી તેવી રીતે આત્માની ઉપર અનંત પ્રદેશોએ આવરણ હોવાથી તેની શક્તિઓ દેખાતી નથી.

આ ઝાડની છાલ પર લાખ ચોંટે તેમ દરેક પ્રદેશે કર્મ ચોંટેલા છે. અનંત પ્રદેશી આત્મા અને એક-એક પ્રદેશે કર્મના પરમાણુ ચોંટેલા છે બધા.

જેમ આપણે મગફળી ઉપર ખાંડ ચઢાવીને હલાવી હલાવીને સાકરિયા બનાવીએ છીએ ને ? તેવી રીતે આ પ્રકૃતિ રાત-દહાડો હાલ્યા

જ કરે છે. તે આમાંય જેને ખાંડ ચઢી ગઈ તે બધું આવરાયું, ને જેટલું બાકી રહી ગયું તેનું તેટલું રહી ગયું.

અનંત પ્રદેશો ઉપર અનંત આવરણો ચોંટેલા હોય છે. એક-એક પ્રદેશે એક-એક આવરણ ચોંટેલું છે. એ આવરણને લઈને દેખાતું નથી. નહીં તો દરેક પ્રદેશે જ્ઞાન છે પણ જે પ્રદેશ પર આવરણ છે, એ પ્રદેશનું જ્ઞાન એને દેખાય નહીં.

## 'હું કરું છું' એ આરોપિત ભાવથી પ્રદેશ આવરાય

**પ્રશ્નકર્તા :** એ પ્રદેશો આવરાય છે કેવી રીતે ?

**દાદાશ્રી :** એ પ્રદેશો આવરાય છે કર્મો કરે છે ને તેથી. કર્મ કોને કહેવાય કે આરોપિત ભાવથી જે કરે છે, તેનાથી કર્મો ચોંટે. એક તો કરે છે બીજો અને 'મેં કર્યું' કહે છે.

આ વકીલ થાય છે તે તેનો તેટલો પ્રકાશ ખુલ્લો થયો, તે પ્રમાણે કામ થયું. તે કહે કે 'હું ચલાવું છું.' 'મેં કર્યું' પણ આ તો પ્રદેશ ખુલ્લા થયા તેટલું જ થાય. એટલે શિક્ષારૂપે એને ડબલ આવરણ આવી જાય છે, એમ આખો આત્મા બધેથી આવરણોમાં ઢંકાઈ જાય છે.

આ 'હું કરું છું' કહ્યું કે જ્ઞાન ઉપર આવરણ ચોંટ્યા. તેમાં બુદ્ધિ ભળે. પ્રકાશના ગોળા ઉપર કપડું બાંધો તેમ આત્માના જ્ઞાન ઉપર બુદ્ધિનો પડદો છે. જેમ જેમ હુંપણું છૂટતું જાય, તેમ તેમ કર્મ કલંક દૂર થતો જાય. તેમ અનંત જ્ઞાન આવે, અનંત દર્શન આવે. અનાદિ કાળથી બધા જ પ્રદેશો ઉપર કર્મ કલંક ચોંટતા જ આવ્યા છે. આવા કર્મ કલંક ચોંટેલા છે, પછી આત્માની શક્તિ શી રીતે જણાય ? કેટલાકને તો જ્ઞાન ઉપર આવરણ હોય છે અને બુદ્ધિ ઉપર પણ આવરણ ફરી વળે છે. કેટલાકને પૂર્વભવ પણ માન્યામાં નથી આવતા, તેને કેટલા બધા કર્મના આવરણ, ભવોભવ ચોંટતા આવતા હશે ?

## જ્ઞેયને જ્ઞાયક માનવાથી અનંત શક્તિ આવરાય

આત્માના અનંત પ્રદેશો છે ને એક-એક પ્રદેશે અનંત-અનંત જ્ઞાયકશક્તિ છે. પણ જ્ઞેયને જ્ઞાયક માને છે તેથી આત્માના પ્રદેશો પર કર્મ

કલંક લાગે છે. તેનાથી પોતાની અનંત શક્તિ આવરાય છે. આ ઘડાની અંદર લાઈટ હોય અને તેનું મોઢું બંધ કર્યું હોય તો લાઈટ ના આવે.

**પ્રશ્નકર્તા :** દાદા, જ્ઞાનમાં કર્મ આવરણ બ્રેઈનમાં હશે, બ્રેઈનની અંદર ?

**દાદાશ્રી :** ના, બધેય, આખા શરીરમાં. અહીં હઉ આવરણ, અહીં હઉ આવરણ. આત્માના બધા પ્રદેશોમાં, બ્રેઈન એકલામાં નથી. આખા શરીરમાં આત્માના પ્રદેશો છે અને એ પ્રદેશો ઉપર જ આ બધું ચોંટેલું છે, નહીં તો અહીંથી હઉ જ્ઞાન દેખાય. અહીંથી જો આવરણ ખુલે તો અહીંથી હઉ દેખાય. બ્રેઈન તો એક મશિનરી છે.

**પ્રશ્નકર્તા :** એ આવરણ કાઢતા કેટલો સમય લાગે ?

**દાદાશ્રી :** એક-એક આવરણ કાઢવા હજારો અવતાર લાગે. આ તો બધા પ્રદેશોથી આવરણ દૂર થાય તો પ્રકાશ થાય.

## જ્ઞાનીકૃપાએ નિરાવરણ થાય પ્રદેશો

**પ્રશ્નકર્તા :** આત્મા ઉપરના એ આવરણો કેવી રીતે દૂર થાય ?

**દાદાશ્રી :** એ તો જ્ઞાનીકૃપા થાય અને અહીં સત્સંગમાં આવવાથી આવરણો તૂટતા જાય, તેમ પ્રદેશો ખુલ્લા થાય ને શક્તિઓ વ્યક્ત થાય.

જ્ઞાનાવરણ-દર્શનાવરણ એમ આવરણોથી આત્માનું 'લાઈટ' રોકાયેલું હોય. 'જ્ઞાની પુરુષ'ના તો બધા જ આવરણ તૂટી ગયા હોય, તેથી ભગવાન સંપૂર્ણ પ્રકાશમાન થયા છે ! સંપૂર્ણ નિરાવરણીય થઈ જાય તો પોતે જ પરમાત્મા છે. સિદ્ધોને દરેકે દરેક પ્રદેશ ખુલ્લા હોય. પ્રદેશે પ્રદેશે પોતાનું અનંત જ્ઞાન, અનંત દર્શન અને અનંત સુખ હોય ! પણ ક્યાં ગયું આપણું એ સુખ ? 'સ્વરૂપજ્ઞાન' મળ્યા પછી જેમ જેમ આત્મપ્રદેશો નિરાવરણ થતા જાય તેમ તેમ આનંદ વધતો જાય.

પહેલું સ્વરૂપનું જ્ઞાન જાણવું એ જ જ્ઞાનાવરણ બધું તૂટ્યું કહેવાય. પછી તો એની મેળે કર્મો બધા ખસેને, તેમ તેમ બધો ઉકેલ આવતો થાય. અનંત પ્રદેશો પર બધા કર્મના આવરણો છે, એટલે પ્રકાશ ના પામેને ?

જેમ જેમ બધા આવરણ તૂટતા જાય, જેમ જેમ ફાઈલોનો નિકાલ થતો જાય, તેમ તેમ પ્રદેશો ખુલતા જાય.

આત્માના અનંત પ્રદેશો એ અનંત વળગાડ એટલે આ બોધકળા અને જ્ઞાનકળા હોય તો છૂટાય.

## મહાત્માને નિરાવરણ થતું જાય, તેમ પ્રકાશ વધતો જાય

આત્માના અનંત પ્રદેશો છે તે બધા પર આવરણ છે. તે જ્ઞાન આપ્યું છે તે દહાડે દહાડે આવરણ જેમ તૂટતા જાય તેમ પ્રકાશ વધતો જાય ને દોષો દેખાય. જેટલા દોષ દેખાયા તેટલા નાશી જાય. ને આ આખું દોષોનું પૂતળું છે, તે બધા દોષ પૂરા થાય પછી મોક્ષ !

આ આત્માનું જ્ઞાન મળ્યા પછી કર્મ નિર્જરા થતા જાય, તેમ તેમ કર્મ કલંક દૂર થતા જાય, તેમ તેમ આત્માનો પ્રકાશ મળતો જાય. તેમ જ્ઞાન પ્રકાશમાન થાય. કોઈને સાક્ષાત્કાર જલદી થયેલો જ નહીં. સાક્ષાત્કાર થાય તો સાક્ષાત્ ફળ મળે જ અને અનુભૂતિ ફળમાં ચાખે જ.

આત્માની શક્તિ અનંત છે. જેમ કર્મ કલંક તૂટતા જાય, તેમ તમે ઢીંચણે લીંબું ચોપડો તોય તમને ખાટું લાગે એટલી શક્તિ પેદા થાય. જ્ઞાનાવરણ-દર્શનાવરણ જેમ જેમ તૂટશે તેમ તેમ ઉકેલ આવશે. મને તો આખી દુનિયા દેખાય છે. જ્યાં આવરણ તૂટ્યું ત્યાં બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** અમારા કેટલા પ્રદેશો ખુલી ગયા હશે અંદર ? મને દેખાતા નથી.

**દાદાશ્રી :** બધા બહુ ખુલી ગયા છે. પણ તે હજુ દેખાતા વાર લાગેને ! બધું આવરણ તૂટે ત્યારે એ દેખાય. તને મહીં દેખાતું નથી થોડું ઘણું ?

**પ્રશ્નકર્તા :** આમ લાઈટ આવી ખબર પડે.

**દાદાશ્રી :** એ આનંદ વધે છે ? બહુ જ ?

**પ્રશ્નકર્તા :** હા, દાદા.

## જ્ઞાનપ્રાપ્તિથી બંધન ટળતા, આવરાય નહીં પ્રદેશો

**પ્રશ્નકર્તા :** આનંદમાં ને આનંદમાં દાદા ભૂલાતા જ નથી.

**દાદાશ્રી :** કલાક-બે કલાક સુધી યાદ રહ્યા કરે સામટા, બીજી કોઈ વસ્તુ એવી નથી. ધણીયે યાદ ના રહેને, બળ્યું. એકનો એક ધણી હોય, નવોનકોર હોય, તોયે ના યાદ રહેને ! કારણ કે મૂર્છા બજાર છે. બીજી વસ્તુ જુએ કે ત્યાં ભૂલે, ત્રીજી વસ્તુ જોઈ તો ત્યાં ભૂલે. કેરીઓ જોઈ તો કેરીમાં ભૂલે, શાક જુએ તો શાકમાં ભૂલે કે આ ટામેટા સારા છે. ભૂલવાના સાધન બધા બહુ છે. મૂર્છાના સાધન એટલા બધા છે કે માણસને કશું વસ્તુ કલાક-બે કલાક યાદ ના રહે અને એવી મૂર્છાના સ્થાનકમાં આ દાદા યાદ રહે. કઈ શક્તિથી યાદ રહે છે એ અજાયબી જ છે, એ જોવાનું છે. અને એ રહ્યું એટલે આપણને ખાતરી થઈ ગઈ કે આવરણો ભાંગીને ભૂક્કા થઈ જશે. એટલે શું ? બધા પુદ્‌ગલ પ્રદેશો તોડીને ભૂક્કા કાઢી નાખશે. લાખ વર્ષે તપ કરે તોયે ભૂક્કા ના નીકળે ને આનાથી ભૂક્કા નીકળી જાય. પહેલા લાખો વર્ષો જીવતા હતાને, તે લાખો વર્ષ તપ કરતા હતા. તે તપ કરેને, તે પેલા પ્રદેશો ખુલ્લા થાય. તે પછી પાછું એનું પુણ્ય બંધાય એટલે પછી આવરાય. અહીંયા આ બંધન નહીં થવાનુંને ! એટલે આવરાય નહીં ફરી. પેલું ખુલ્લું થાય ને આવરણ થાય, ખુલ્લું થાય ને આવરણ થાય. આ કશું આવરાય નહીં, પછી કામ જ નીકળી જાય.

## દાદાના નિદિધ્યાસને નીકળી જાય કામ

**પ્રશ્નકર્તા :** દાદાનું સ્મરણ કયા સ્વરૂપે રહેવું જોઈએ ?

**દાદાશ્રી :** જે સ્વરૂપે રહે દાદા, લક્ષમાં યાદ રહેવું જોઈએ. સ્વરૂપ-બરૂપનો કશો વાંધો નહીં. સ્વરૂપ તો જો નિદિધ્યાસન સ્વરૂપે રહેને, તો તો બહુ ઉત્તમ કામ કાઢી નાખે. પણ એટલું બધું ના રહે, માણસનું ગજું નહીં. પા એક કલાક રાખી શકીએ, દસ મિનિટ રાખી શકે, અડધો કલાક રાખી શકે પણ એવું ગજું નહીં માણસનું. નહીં તો તો કામ જ કાઢી નાખેને ! રોજ એક કલાક નિદિધ્યાસન તરીકે આટલો ભાગ દેખાય તો કામ જ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** અમે તો જેટલી વાર વાત કરીએ તેટલી વાર દાદા બરાબર જ દેખાય તો ?

**દાદાશ્રી :** એ બરોબર છે પણ એ નિદિધ્યાસન ના કહેવાય. એ તો સહજ, પ્રેમથી તમને દેખાય. નિદિધ્યાસનમાં તો પુરુષાર્થ કરવો પડે. કેટલાક માણસ કહે કે નિદિધ્યાસનમાં આ તમારો ઉપરનો (મુખારવિંદનો) ભાગ નથી દેખાતો, આટલો જ દેખાય છે. મેં કહ્યું, જેટલો દેખાય તેટલો તે આખો જ છે એમ માનજે. ભાગ ઓછો-વધતો દેખાય તેનો વાંધો નથી પણ દાદાનું મુખારવિંદ દેખાવું જોઈએ. ઓછું-વધતું કોણ દેખાડે છે ? બુદ્ધિ વચ્ચે ડખલ કરે છે. એ સ્વપ્નામાં બુદ્ધિ ના હોય તે સરસ દેખાડે. સ્વપ્નામાં બુદ્ધિ ડખલ નહીં કરવાની. કારણ કે ઊંઘમાં બુદ્ધિ ઊંઘી જાય. એટલે ડખલ નહીં. અત્યારે જાગતા ડખલ થાય.

## આત્મગુણોના ધ્યાને ખુલતા જાય પ્રદેશો

**પ્રશ્નકર્તા :** પોતાના ગુણધર્મ, અનંત જ્ઞાન-અનંત દર્શન તેનું ધ્યાન કરે તો તે પ્રદેશો ખુલ્લા થાય ?

**દાદાશ્રી :** થાય, અવશ્ય થાય. આત્માના ગુણો જેટલા જાણ્યા તેટલાનું ધ્યાન કરે તો તેટલા આત્માના પ્રદેશ ખુલ્લા થતા જાય, તેમ તેમ જ્ઞાનપ્રકાશે ને તેમ તેમ આનંદ વધતો જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, હવે તો એવું લાગે છે કે પ્રભુનું સામ્રાજ્ય, શુદ્ધાત્માનું સામ્રાજ્ય હોય ત્યાં કશુંયે આઘુંપાછું થાય નહીં, પેટમાં પાણીય હાલે નહીં. તાવ આવે, દેહ જવાનો થાય, દેહ રહેવાનો થાય તોય મહીં હાલે નહીં. કશી ડખલ જ નહીંને ! પોતાનું શું જવાનું ? જાય તો પાડોશીનું જાય !

**દાદાશ્રી :** આત્માને આત્મા થયા પછી હવે જાય તો કોનું જવાનું ? એમાં તમારે તો શું જાય ? તમારા અનંત પ્રદેશોમાંથી પ્રદેશ આઘોપાછો થાય એવું નથી. કારણ કે એના પીસિસ થાય એવું નથી કે એને કશો ચેપ અડે એવો નથી. જાય તો ભાગીદારનું જશે, પાડોશીનું. હવે ખોટ કોની જવાની હતી ? હાર્ટ બંધ થઈ જાય તો પાડોશીનું થાય કે તમારું ?

**પ્રશ્નકર્તા :** દાદા, આ મહાત્મા બોલે છે પણ એ મને એટલું બધું સહેલું નથી લાગતું.

**દાદાશ્રી :** સહેલું નથી એ તો, છતાંય સહેલું થશે એક દહાડો. સહેલું તો, એકદમ ક્યાંથી હોય સહેલું ? એકદમ સહેલું હોય ? પણ આ વાત સાંભળતા સાંભળતા સહેલું થઈ જશે. અને નહીં તોય પાડોશીનું જવાનું ને ખરેખરી વાત તો સમજાય એવી છે ને ?

**પ્રશ્નકર્તા :** નિશ્ચયમાં આ વાત સમજાય જાય છે, પછી વ્યવહારમાં રહે છે બાકી.

**દાદાશ્રી :** વ્યવહાર એ જ પાડોશી.

## અનંત પ્રદેશે આત્માનુભવ પછી ખરો શુદ્ધ ઉપયોગ

આ દેહમાં શું શું થઈ જાય તે કશું જ કહેવાય નહીં. આપણા પોતાના પ્રદેશને કંઈ જ થાય તેમ નથી.

એમ ને એમ આત્મા પ્રાપ્ત થાય એવો નથી. થઈ ગયેલો હોય આત્મા પણ એનું બધું એ અનુભવ તો થવું જ જોશેને ! એના બધા પ્રદેશો જે અજ્ઞાન માન્યતાથી વેરાયેલા છે છૂટા, તે ભેગા થવા જોઈશે ને !

અનંત પ્રદેશો, એની પર આવરણના જે ડાઘ છે એ ધોવા પડશે ને ? એક પ્રદેશવાળો ઓછો છે ? અનંત પ્રદેશવાળો આત્મા ! એટલે આમ જોડે બેસી બેસીને વાતો કરતા કરતા નિવેડો આવી જાય.

દાદાજીના કહેલા શબ્દો, તેનું લક્ષ રાખું એ બધી જાગૃતિ. એ ચઢતી જાય જાગૃતિ, પણ એને ઉપયોગ ના કહેવાય. કાલે જાગૃતિ સારી રહી એમ કહેવાય, પણ એને કંઈ મૂળ વસ્તુ, ઉપયોગ ના કહેવાય.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ જગ્યાએ હજુ ઉપયોગ બેઠો નથી ?

**દાદાશ્રી :** મૂળ જગ્યાએ વસ્તુ ભેગી થવી મુશ્કેલ છે. એ તો જેટલું લક્ષ બેઠું છે એટલું જ એ. એનો અનુભવ થયા વગર તો ઉપયોગ કેમ ઉત્પન્ન થાય ? 'આ હું છું' એનું પ્રમાણ સહેજે બદલાવું ના જોઈએ, એના

અનંત પ્રદેશો સહિત ! હજુ તો મહીં માન્યતામાં ભૂલેય થાય વખતે. આ આત્મા હશે કે પેલો હશે ? થોડું થોડું મહીં ભૂલચૂક થાય, ભેળસેળ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અને પાછી પેલી અસરો મહીં થાય છે ત્યાં સુધી તો ભૂલ ખરી જ ને ?

**દાદાશ્રી :** હંઅ... એટલે એ મૂળ વસ્તુ જુદી છે. મૂળ વસ્તુ અનંતા પ્રદેશો સહિત બિલકુલ ચોખ્ખી, ક્લિયર છે અને તે પ્રમાણે જ હોય. ત્યાર પછી ઉપયોગ ખરો થાય, શુદ્ધ ઉપયોગ. ત્યાં સુધીનો શુદ્ધ ઉપયોગ છે, એ અંશે થોડોક, હજુ એ અહીં આવેલો જોઈ શકે અને આજુબાજુના સર્કલમાં આવેલો જોઈ શકે. એ જાગૃતિ કહેવાય બધી, પણ તદ્દન શુદ્ધ ઉપયોગ ના કહેવાય. શુદ્ધ ઉપયોગ તો બહુ ઊંચી વસ્તુ.

**પ્રશ્નકર્તા :** એટલે અત્યાર સુધી એવું બનતું આવ્યું છે કે અમુક જે સૂઝ પડે તે પછી પરિણામ પામે, પછી એ બાજુની વિચારણા બંધ થાય. પછી નવી સૂઝ પડે. એ ફિટ થાય પછી એ બંધ થાય ને પછી નવી પડે, ત્યારે એમ થાય કે આ શું હશે ?

**દાદાશ્રી :** અનંતા પ્રદેશ છે ને એક-એક પ્રદેશ ખુલે છે. ખુલતા જાય છે પ્રદેશો.

## આત્મસન્મુખ થતા થયો આત્મપ્રદેશોને જોનારો

**પ્રશ્નકર્તા :** દાદા, જે પેલી વાત હતીને કે આત્મસન્મુખ બની ગયો ને આત્મપ્રદેશો જોઈ રહ્યો.

**દાદાશ્રી :** પહેલા દેહ સન્મુખ જોતો હતોને, એ જ હવે આ આત્મપ્રદેશોને જોનારો થયો.

**પ્રશ્નકર્તા :** એ આત્મપ્રદેશોને જોનારો કોણ ?

**દાદાશ્રી :** પોતે. પોતાનું સ્વરૂપ તો હોયને ! એને પોતે જ જાણકાર હોય. પહેલા ક્યાં દૃષ્ટિ હતી ?

**પ્રશ્નકર્તા :** પુદ્ગલમાં.

**દાદાશ્રી :** હવે સન્મુખ ક્યાં થઈ ?

**પ્રશ્નકર્તા :** આત્મસન્મુખ.

**દાદાશ્રી :** પહેલા પુદ્ગલ સન્મુખ હતી, એ બાજુ દૃષ્ટિ હતી, એ હવે આત્મસન્મુખ થઈ. એ પહેલા પુદ્ગલના પ્રદેશ જોતો હતો ને હવે આત્માના પ્રદેશ જુએ.

**પ્રશ્નકર્તા :** આત્માના પ્રદેશો કયા કયા ?

**દાદાશ્રી :** અનંત પ્રદેશી આત્મા.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં શું જુએ એમ ?

**દાદાશ્રી :** દરેક પ્રદેશમાં જ્ઞાન છે. એક જ પ્રકારનું જ્ઞાન નથી આ. દરેક જાતનું આમાં દેખાય, કેવળજ્ઞાન !

**પ્રશ્નકર્તા :** દાદા, હવે આપે આત્મા તો આપ્યો, શુદ્ધાત્મા થઈ ગયા, જ્ઞાતાભાવ આવ્યો, એ અનુભવમાં આવે છે. હવે અનંત પ્રદેશોની જે વાત છે, એ અનંત પ્રદેશો કયા ? એ પ્રદેશમાં પ્રવેશ્યો, પછી બીજામાં પ્રવેશ્યો, પછી ત્રીજામાં પ્રવેશ્યો, એનું કંઈ પ્રમાણ ખરું ?

**દાદાશ્રી :** તમારે જે બાકી રહ્યું છે એને ને અનંત પ્રદેશીને લેવાદેવાય નથી. હવે જે તમારે ઈચ્છાઓ છે અને જે તમારે બાકી રહેલા કર્મો છે, બીજું કશું નહીં. એને લેવાદેવા નથી. બીજું બધું જતું રહ્યું.

**પ્રશ્નકર્તા :** બસ, બસ, મારે એ જ જાણવું હતું.

**દાદાશ્રી :** ચોરી કરવાનું જ્ઞાન, બદમાશી કરવાનું જ્ઞાન હોય એવા બધા જ્ઞાન હતા, એ જતા રહ્યા.

## દરેક નિરાવરણીય પ્રદેશને અનુભવે કેવળજ્ઞાની

**પ્રશ્નકર્તા :** બીજું એ સમજવું હતું કે કેવળજ્ઞાનીના બધા પ્રદેશોના આવરણ નીકળી જાય ?

**દાદાશ્રી :** બધાય, બધા ખુલ્લા, પણ એ વગર કામનું ના જુએ. ઉપયોગ બગડેને ! એટલે બધે શુદ્ધ જ જુએ.

**પ્રશ્નકર્તા :** એ આત્માના એક-એક પર્યાયનો અનુભવ કહેવાય ?

**દાદાશ્રી :** હા, એક-એક પ્રદેશનો. દરેકે દરેક પ્રદેશનો. અનંત પ્રદેશી આત્મા, તે દરેક પ્રદેશનો અનુભવ, એટલે વિજ્ઞાન ઘન. તમે એમાં પેઠા એટલે તમને એ જ થવાનું, બીજું કશું થવાનું નહીં. ને એમ થતું થતું થતું જ્યારે આ બધો માલ નીકળી જશે...

**પ્રશ્નકર્તા :** એટલે પેલો એક-એક પ્રદેશનો અનુભવ થતો જશે ?

**દાદાશ્રી :** હા, થતો જશે.

**પ્રશ્નકર્તા :** પછી ત્યાં સિદ્ધગતિમાં અનંત પ્રદેશનો ઉપયોગ કેવી રીતે થાય છે ?

**દાદાશ્રી :** ત્યાં દેખાય એવા શરીર નથી, પણ જોઈએ તો એક જ લાગે. પણ સિદ્ધ માટે અનંત પ્રદેશો છે. એટલે દરેક સિદ્ધો માટે અનંત પ્રદેશો ગુણ્યા અનંત પ્રદેશો ગુણ્યા અનંત પ્રદેશો છે. અનંત પ્રદેશો ગણાય એટલે એમને અનંત જ્ઞાન. એમને અનંત પ્રદેશો જોવાના હોય છે, એટલે એમને જ્ઞાતા-દ્રષ્ટાપદમાં રહેવાનું.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૬]
# સંકોચ-વિકાસશીલ

## આત્માનું રૂપ બધામાં સરખું, ફેર સંકોચ-વિકાસમાં

**પ્રશ્નકર્તા :** તમે કહો છો કે આત્માને તમે જોઈ શકો છો, તો તમે કયા રૂપમાં જોઈ શકો છો એને ?

**દાદાશ્રી :** એનું જે રૂપ છે એ રૂપમાં જ જોઈ શકું છું.

**પ્રશ્નકર્તા :** રૂપ કેવું છે અને શું છે ? બધાનું સરખું છે ?

**દાદાશ્રી :** બધાનું સરખું. ગાય, ગધેડો, કૂતરો, ભેંસ, ઝાડપાન એમાં ફેર નથી, એના સંકોચ-વિકાસમાં ફેર છે. તેથી આ હાથી હોય તો એટલો બધો વિકાસ થયેલો હોય, કીડી હોય તો સંકોચ થયેલો હોય બસ. એનું એ જ છે, એક જ જાતનું.

**પ્રશ્નકર્તા :** દાદા, એ વધારે સમજાવશો.

**દાદાશ્રી :** આત્મા ભાજનના પ્રમાણમાં સંકોચ-વિકાસ કરે છે, ભાજન પ્રમાણે પ્રકાશ કરે.

આત્મા તો પ્રકાશસ્વરૂપ છે. પ્રકાશસ્વરૂપ એટલે ઘડામાં મૂકો તો ઘડા જેટલો લાગે અને પછી આવડા મોટા ઘડામાં લટકાવો એટલે એવડોમાં લાગે. એટલે જેવો ઘડો એ પ્રમાણે થઈ જાય.

આ લાઈટ છે ને તે સોનો ગોળો હોય, તેને આટલા માટલાની મહીં, માટલું આમ દબાવી દીધો તો સોનો ગોળો એમાંથી બહાર નીકળે નહીંને અજવાળું ! પછી હવે માટલું આવડું હોય તો ? તોય સોનો ગોળો મહીં એવી રીતે સંકોચ-વિકાસ થઈ શકેને ! આ આત્માનો પ્રકાશ સંકોચ-વિકાસ થઈ શકેને, કારણ કે એયે પ્રકાશ જ છે.

**પ્રશ્નકર્તા :** સચ્ચિદાનંદ સ્વરૂપ પ્રકાશ ?

**દાદાશ્રી :** હા, સચ્ચિદાનંદ, સત્-ચિત્-આનંદ.

## નિરાકાર હોવા છતાં આવરણ પ્રમાણે દેખાય આકાર

**પ્રશ્નકર્તા :** આત્માનું જે સ્વરૂપ જે છે તે સ્વરૂપની દૃષ્ટિએ નિરાકાર છે પરંતુ જો શરીરમાં હોય તો એની લંબાઈ-પહોળાઈ કેવી રીતે છે ?

**દાદાશ્રી :** આત્મા નિરાકારી હોવા છતાં દેહાકારે છે. જે ભાગ ઉપર આવરણ છે તે ભાગમાં આત્મા છે, તેનો આકાર દેખાય છે. જો નિરાવરણ હોય તો દેહ ના દેખાત.

એ શરીરના આકારે રહે છે. હાથીમાં જાય છે ત્યારે હાથી જેવડો થાય છે, કીડીમાં જાય ત્યારે કીડી જેવડો અને માણસમાં આવે ત્યારે માણસ જેવડો થઈ જાય છે.

આત્માનું તો દેહ પ્રમાણ છે. એ સંકોચ-વિકાસ થાય તે કેટલો મોટો ? કે આ દરિયામાં મોટી-મોટી વ્હેલ માછલી છે એવો થઈ જાય કે હાથી જેવો થઈ જાય.

**પ્રશ્નકર્તા :** સંકોચ-વિકાસ થાય એટલે નાનો-મોટો લાગે આપણને.

**દાદાશ્રી :** આત્મા નાનોય નથી, મોટોય નથી, ભારે નથી, હલકો નથી. કશું જ નથી આવું, પણ આત્મા તો એના એ જ સ્વભાવમાં છે.

## સંકોચ-વિકાસશીલ સંસારી અવસ્થામાં, સિદ્ધ અવસ્થામાં નહીં

આત્મા અરૂપી છે. જે જેવો દેહ હોય તેની મહીં તે, તે રૂપ થઈ

જાય એવો છે. સંકોચ-વિકાસનું સાધન છે એટલે સંકોચેય પામે ને વિકાસ પણ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** અરૂપી છે તો સંકોચ-વિકાસ કેવી રીતે ?

**દાદાશ્રી :** આપણે કોઈ વસ્તુ (ફુગ્ગા)માં હવા ભરી હોય ને તે પછી હવાને પ્રેસ કરીએ આપણે, તો પ્રેસ થઈ શકે છે ?

**પ્રશ્નકર્તા :** હા, પ્રેસ થઈ જાય, કમ્પ્રેસિબલ.

**દાદાશ્રી :** એટલે સંકોચ થઈ શકે, એને પ્રેસ કરે તો... પાછું ત્યાં પ્રેસ કરેલું કાઢી નાખીએ તો વિકાસ થાયને ? એવું ચેતન જ્યાં સુધી સંસારદશામાં છે, ત્યાં સુધી સંકોચ-વિકાસવાળું છે. સંકોચ-વિકાસ એટલે સંકોચાઈ જાય અને વિકાસ પામી જાય. મોટો દેહ હોય તો વિકાસ પામે, નાનો દેહ હોય તો સંકોચાઈ જાય. પણ એ આખો જ આત્મા. એમાંય આખો અને આ ખોળિયામાંય આત્મા આખો.

**પ્રશ્નકર્તા :** આત્મા સંકોચ પામે છે અને વિકાસ પામે છે એ જરા વિગતવાર સમજાવો.

**દાદાશ્રી :** એવું છે ને કે મનુષ્ય લાઈફમાં કર્મો બંધાય છે, કર્મો. બીજી કોઈ એવી લાઈફ નથી જ્યાં કર્મ બંધાતું હોય. દેવલોકો કર્મમાંથી છૂટી રહ્યા છે, જાનવરો કર્મમાંથી છૂટી રહ્યા છે, નર્કગતિના લોકો કર્મમાંથી છૂટી રહ્યા છે અને આપણે હવે આ કર્મમાંથી છૂટી રહ્યા છીએ ને પાછા નવા બાંધી રહ્યા છીએ, એ બન્નેમાં આપણે જ છીએ. એટલે આ મનુષ્ય લોકો કર્મ બાંધી શકે છે. હવે એણે આ એવા કર્મ બાંધ્યા કે હાથીનો અવતાર આવે તો એ હાથી જેવડો વિકાસ થઈ જાય છે. અને કીડીમાં જાય ત્યારે સંકોચેય થાય છે. તેવી રીતે જ્યાં જાય અને જે જવાનું થાય છે એ ત્યાં સંકોચ-વિકાસ એનો સ્વભાવ છે. સંસારીદશામાં, પછી ત્યાં આગળ (સિદ્ધક્ષેત્રમાં) નહીં. ત્યાં કંઈ સંકોચ-વિકાસ નહીં.

સંસારી અવસ્થામાં જેમ કર્મ વધારે ચીકણાં હોય અને નાલાયક કર્મો હોય, ખરાબ કર્મો હોય ત્યારે નાનો દેહ મળે અને મોટો દેહ એ ઓછા

કર્મોનું સાધન. આ કીડી બહુ દંશીલી હોય. એ બધા નાના-નાના જીવડાં બધા ડંખીલા બહુ હોય અને હાથી એવો દંશીલો ના હોય.

જ્યાં સુધી દેહધારી છે, જ્યાં સુધી સંસારદશા છે ત્યાં સુધી સંકોચ-વિકાસનું સાધન છે અને સંસારદશા ખલાસ થઈ ગઈ, એટલે એક જ સ્વરૂપ. પછી મનુષ્યના જે દેહે છુટકારો થયો એ પ્રમાણ દેહનું માપ રહે, પછી એ સંકોચ-વિકાસ નહીં.

## સિદ્ધક્ષેત્રમાં પરિણામ, છેલ્લા દેહના ભાજન પ્રમાણે

**પ્રશ્નકર્તા :** આત્મા ભાજનના આધારે સંકોચ-વિકાસ પામે છે, પણ ભાજન જ ના હોય તો ?

**દાદાશ્રી :** ભાજન ના હોય તો આખાય લોકમાં પ્રકાશે અને સિદ્ધક્ષેત્રમાં તો એ જે ભાજનમાંથી મુક્ત થયો, તો તે ભાજનના પ્રમાણમાં હોય.

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં ભાજન પ્રમાણે આત્મા હોય છે ?

**દાદાશ્રી :** એ છેલ્લા દેહના ભાજન પ્રમાણે હોય. છેલ્લો દેહ જે આકારનો હોય, તેનાથી થોડોક જ ઓછો હોય. માત્ર શરીરમાં જેટલો અવકાશ છે તેટલો સંકોચાઈ જાય છે. પછી તો જે છેલ્લા દેહે જે પ્રાપ્ત થયુંને, એ દેહનું પરિમાણ રહે છે ત્યાં.

**પ્રશ્નકર્તા :** છેલ્લા દેહનું ?

**દાદાશ્રી :** હા, તે ઋષભદેવનું જોયું હોય તો કેવડું મોટું અને આ નાનું-નાનું ! જે દેહે એનો મોક્ષ થયો, તે દેહના પરિમાણ હોય.

**પ્રશ્નકર્તા :** એટલે સિદ્ધગતિમાં એ પરિમાણમાં હોય.

**દાદાશ્રી :** હા.

## આત્મા કરતા આકાશ તત્ત્વ મોટું

**પ્રશ્નકર્તા :** આ વિકાસ થયો ને આ સંકોચ થયો, તો આ બહારની જે સ્પેસ છે, તે આત્મા કરતા મોટી થઈ ના કહેવાય ?

**દાદાશ્રી :** એ તો મોટી છે જ ને, પહેલેથી જ એ મોટી છે જ ને ! ઘરમાં રહેનારાનું ઘર મોટું જ હોયને હંમેશાં, રહેનાર વ્યક્તિ કરતા ?

**પ્રશ્નકર્તા :** તો પછી આકાશ તત્ત્વ મોટું કહેવાય, આત્મા કરતા ?

**દાદાશ્રી :** આકાશ, આ કેટલા બધા આત્મા એની મહીં રહ્યા છે, તોય આકાશ મોટું છે એટલું. ઘરમાં રહેનારો માણસ અને ઘર એમાં મોટું કોણ ?

**પ્રશ્નકર્તા :** એ તો આમ જોવા જાય તો ઘર જ મોટું કહેવાય ને !

**દાદાશ્રી :** તે આય આકાશ તો બહુ મોટું છે. આકાશમાં તે હિસાબ વગરનું મોટું છે. બધાય આત્મા આમાં સમાઈ ગયા છે, તોય એ મોટું રહે છે.

## પુનર્જન્મ વખતે ઋણાનુબંધ પ્રમાણે થાય લાંબો

**પ્રશ્નકર્તા :** આ જ્યારે વ્યક્તિ દેહવિલય પામે ત્યારે આત્મા તરત જનમ લે છે ? કેટલી વાર લાગે છે તે સમજાવશો.

**દાદાશ્રી :** દરેક આત્મા ત્યાં યોનિ તૈયાર થઈ ગઈ હોય, ત્યાં રહેઠાણ તૈયાર થઈ ગયું હોય, ખોલી તૈયાર થઈ ગઈ હોયને, કબજો મળી જાય એવો હોય, તે દહાડે જ અહીંથી એ નીકળે. તે અહીંથી નીકળે ને ત્યાં પહોંચે, કેટલાક અહીં પણ હોય ને ત્યાં પણ હોય, એટલા બધા લાંબા થાય. કારણ કે આત્મા સંકોચ-વિકાસવાળો છે. એટલે ત્યાંય ગયો હોય જીવ અને અહીંયાય જીવ હોય. અહીં જતો હોય, ત્યાં આગળ આવતો હોય.

**પ્રશ્નકર્તા :** દેહ છૂટે તે વખતે એક છેડો અહીંયાં હોય ને બીજો છેડો પંજાબ હોય એવું કહે છે, એ કઈ રીતે એ સમજાવો.

**દાદાશ્રી :** આત્મા સંકોચ-વિકાસનું ભાજન છે, એટલે ગમે એટલો લાંબો થાય. તે જ્યાં ઋણાનુબંધ હોયને ત્યાં જવું પડેને ? ત્યારે અહીંથી કંઈ ઓછો પગે ચાલીને જવાનો છે ? એને પગ ને આ સ્થૂળ શરીર છે જ નહીંને !

**પ્રશ્નકર્તા :** તો બે જગ્યાએ રહી શકે ?

**દાદાશ્રી :** હા, અહીંથી જ્યાં જવાનું હોય ત્યાં સુધી એટલો ખેંચાય. પછી ત્યાં મહીં પેસવાની શરૂઆત થઈ હોય અને અહીંથી બહાર નીકળતો જતો હોય. જેમ સાપ અહીં દરમાંથી નીકળતો હોય તો એક બાજુ બહારેય હોય ને બીજો ભાગ અંદરેય હોય, એના જેવી વાત છે આ.

## સંકોચ-વિકાસની જબરજસ્ત શક્તિ વર્ણવે જ્ઞાની

હા, એટલી સંકોચ-વિકાસની એનામાં શક્તિ છે. આત્મા (વ્યવહાર આત્મા)ની પોતાની સ્વાભાવિક શક્તિ એટલે અહીં પણ હોઈ શકે ને દિલ્હીમાં જો જન્મ થયો એટલે યોનિમાં પ્રવેશ કરે, ખાલી પ્રવેશ, આખો નહીં. ત્યાંય આખો નહીં ને અહીંય આખો નહીં.

**પ્રશ્નકર્તા :** થોડો અહીંયા ને થોડો ત્યાં.

**દાદાશ્રી :** અહીંથી છૂટ્યો નથી ને ત્યાં પ્રવેશ કર્યો હોય.

**પ્રશ્નકર્તા :** આત્માનો કેટલો એક્સટેન્ડ થઈ શકે ?

**દાદાશ્રી :** સંકોચ-વિકાસ જે એની શક્તિ છે, જબરજસ્ત શક્તિ છે. તે ત્યાં પણ હોય ને અહીં પણ હોય. અને એવું દરેક કેસમાં નથી હોતું કે જઈને તરત જ દાખલ થઈ જાય. પણ કોઈક કેસમાં આવું પણ બને કે અહીં પણ હોય. તપાસનાર હોયને, કે તે અહીં જીવ દાખલ થયો તેવું સમજાય એને અને અહીંથી છૂટો ના થયો એવુંય સમજાય.

## હાથ કપાય, પક્ષાઘાત થાય ત્યાંથી સંકોચાઈ જાય

**પ્રશ્નકર્તા :** આત્મા શરીરમાં સર્વવ્યાપક છે તો કોઈને લકવો થઈ ગયો હોય, અંગ જૂઠું પડી ગયું હોય, બહેરું થઈ ગયું હોય, તો પછી ત્યાંથી આત્મા ક્યાં જતો હશે ?

**દાદાશ્રી :** જ્યાં બ્લડ (લોહી) ફરી શકે નહીં, ત્યાંથી આત્મા ખસી જાય. જ્યાં જૂઠું પડ્યું ત્યાંથી આત્મા ખસી જાય.

**પ્રશ્નકર્તા :** એક વસ્તુ એ બને છે કે એક માણસને પૅરાલિસિસ (લકવો) થયો, અંગ એના એ રહે છે. બધું જ એનું એ છે, લોહી વહે છે, પણ એના જ્ઞાનતંતુઓ કામ નથી કરતા. એટલે તેનાથી કામ થતું નથી. તે એમ કે આત્મા ને જ્ઞાનતંતુઓ સરખા થયા એમ ?

**દાદાશ્રી :** પક્ષાઘાત થયોને એટલે ત્યાં મચ્છર બેસે નહીં. બીજા ભાગમાં બેસે પણ એ જગ્યાએ મચ્છર ના બેસે તો જાણવું કે અહીંયા આત્મા નથી. આત્મા સંકોચ-વિકાસ સ્વભાવવાળો છે. કોઈ પણ માણસનો હાથ કાપી નાખ્યો, એટલે પછી આત્મા વિકાસ હતો તો એટલો સંકોચાઈ જાય.

## આત્માની હાજરી નહીં, ત્યાં જ્ઞાનતંતુ નિષ્ક્રિય

**પ્રશ્નકર્તા :** એટલે એનો અર્થ એ થયો પક્ષાઘાત થાય છે ત્યારે વેદના અનુભવાતી નથી. એટલે આત્મા એટલા ભાગમાંથી એ ખેંચાઈ ગયો તો પછીથી એ જ્ઞાનતંતુઓને લીધે અનુભવાતું નથી. એટલે જ્ઞાનતંતુ અને આત્મા સરખા થયા એમ ?

**દાદાશ્રી :** આત્મા છે એ ભાગમાં જ્ઞાનતંતુઓ કામ કરે, નહીં તો કરી ના શકે. જ્યાં જ્યાં આત્મા છે, ત્યાં ત્યાં જ્ઞાનતંતુઓ કામ કરી શકે. નહીં તો જ્ઞાનતંતુઓ કરી ના શકે. આત્મા ખસી ગયો ત્યાં જ્ઞાનતંતુઓ કામ કરી ના શકે અને ત્યાં મચ્છર પણ નહીં બેસે. પક્ષાઘાતવાળા માણસને જે ભાગમાં પક્ષાઘાત થયો ત્યાં મચ્છર નહીં બેસે કોઈ દહાડો. આ મચ્છર કેવી રીતે સમજી જાય છે, એ અક્કલવાળો કે આપણે ડૉક્ટરો અક્કલવાળા ? મચ્છર ના આવે એવું તમે સમજ્યા ? શાથી ? ચેતન નથી માટે.

**પ્રશ્નકર્તા :** વિજ્ઞાન એવું કહે છે કે જ્ઞાનતંતુઓ કામ નથી કરતા માટે ચેતન નથી.

**દાદાશ્રી :** હા, વિજ્ઞાન તો એવું જ કહેને પણ. વિજ્ઞાન વ્યવહાર કહે અને હું ખરી હકીકત કહું, વાસ્તવિક કહું કે ચેતન નથી માટે જ્ઞાનતંતુ કામ નથી કરતા. આખા શરીરમાં જ્યાં જ્યાં ચેતન છે ત્યાં જ્ઞાનતંતુ કામ કરે જ. જ્યાં ચેતન ખસી જાય ત્યાં જ્ઞાનતંતુ કામ ના કરે. એટલે જ્યારે

પેલી શીશી સૂંઘાડે છે, પેલું એ બેભાન કરે છે ત્યારે ચેતન ખસી જાય. એટલે પછી જ્ઞાનતંતુ બંધ થઈ જાય.

## આનંદી સ્વભાવનો એટલે વેદના વખતે સંકોચાઈ જાય

બીજો આત્માનો સ્વભાવ એવો છે કે અમુક હદ સુધી પ્રેશર સહન કરી શકે, નહીં તો ખસી જાય, જગ્યા છોડી દે.

શરીરના જે ભાગને વેદના થાય છે ત્યાંથી તુર્ત જ આત્મા ખસી જાય છે. મૂળેય આનંદી સ્વભાવનો, તે વેદના સહન ન કરી શકે. સ્ત્રીને પ્રસવ વખતે પણ આત્મા ખસી જાય છે. તે માથે (બ્રહ્મરંધ્રમાં) આવી જાય છે.

કેટલીક સ્ત્રીઓને છે તે ડિલિવરી (પ્રસૂતિ)માં બહુ વેદના થવાની હોય તો બેભાન થઈ જાય, ત્યારે આત્મા ખસી જાય. એવી રીતે જ્યાં દુઃખનું કારણ ઊભું થાય, ત્યાંથી આત્મા ખસી જાય. કારણ કે આત્મા સંકોચ-વિકાસવાળો છે. પોતાનો સંકોચ કરી શકે, વિકાસ કરી શકે, જે દેહ મળે તે પ્રમાણે.

**પ્રશ્નકર્તા :** આપે જે કહ્યુંને કે બહુ વેદના થાય તો આત્મા ઉપર માથે ચડી જાય, એવું યોગ દ્વારા પણ આત્માને બ્રહ્મરંધ્રમાં ચડાવી શકે છે એ ખરું ?

**દાદાશ્રી :** હા, એ તો યોગીઓ ચડાવે. યોગીઓ અહીં આત્મા ચડાવી દે બ્રહ્મરંધ્રમાં. યોગીઓ ધારે તે જગ્યાએ આત્મા લાવી શકતા. આ યોગીઓ-તપસ્વીઓને સાધનામાં આત્મા તાળવે આવી જાય છે, એટલે નાડીઓ વિગેરે બંધ થઈ જાય છે. એટલે લોક કહેશે, મરી ગયો.

## બેભાન વખતે સંકોચાય, પાછો ભાનમાં આવતા વિકસે

**પ્રશ્નકર્તા :** આ જે બેભાન થઈ જાય છે, ડૉક્ટરો બેભાન કરે છે ત્યારે આખા શરીરનું કશું ભાન રહે નહીં. બ્રેઈનનું ઑપરેશન કરે તોય ત્યાં કશું ના હોય. તો તે વખતે આત્મા ક્યાં જતો રહે ?

**દાદાશ્રી :** આત્મા મહીં જ, પણ પેલું ભાન જતું રહ્યુંને ! અમુક ભાગમાં ભાન જતું રહ્યું. એટલે પેલું એને ખબર ના પડે, આપણે ટાંકણી મારીએ તોય. જેટલા ભાગમાં જતું રહ્યું એટલા ભાગમાં નથી આત્મા. એ ખસી જાય ત્યાંથી.

આ જે બેભાન કરે છે, જે ભાગ બેભાન કરે, તે ભાગમાંથી આત્મા ખસી જાય છે. ભાનમાં આવતો જાય તેમ તેમ આત્મા પાછો વિકાસ પામતો જાય. આત્મા સંકોચ-વિકાસ પામી શકે.

ભાન ના રહે પણ આત્મા છે ને !

**પ્રશ્નકર્તા :** એ ક્યાં હોય ?

**દાદાશ્રી :** આખા શરીરમાં, જેટલા ભાગમાં ખસી ગયો એટલા ભાગમાં નહીં. બીજે બધે આખા શરીરમાં હોય.

**પ્રશ્નકર્તા :** એટલે એમાં બે પ્રકારના ઍનેસ્થેસિયા હોય છે; એક જનરલ (આખા શરીરમાં) હોય અને બીજું લોકલ (અમુક ભાગમાં) હોય. લોકલ હોય તો અમુક ભાગમાંથી ખસીને બીજામાં જતો રહે.

**દાદાશ્રી :** હંઅ. તે ઘડીએ કાં તો અહીં ચઢી જાય, કાં તો બીજા સ્થાનમાં. સંકોચ-વિકાસના સ્વભાવવાળો છે. પોતે સંકોચ-વિકાસ કરી શકે એમ છે.

**પ્રશ્નકર્તા :** પણ જે જનરલ હોયને, તો આખી ઉપરથી લઈને તે છેક તળિયા સુધી બધે જ બેભાન અવસ્થા હોય.

**દાદાશ્રી :** ના, એ બેભાન લાગે પોતાને. ઊંઘમાંય બેભાન જ હોય છે ને ! ખરેખર બેભાન નથી એ. ક્લૉરોફૉર્મ વખતે ઉપર (બ્રહ્મરંધ્રમાં) આવતો રહે.

## આત્મા (જીવ) સંકોચાય પણ કપાય નહીં

**પ્રશ્નકર્તા :** આત્મા શરીરના અણુએ અણુમાં વ્યાપેલ છે, તો કોઈના શરીરનો કોઈ ભાગ કપાઈ જાય તો તેટલી જ ખોટ આત્માને પડે ખરી ?

**દાદાશ્રી :** ના, એવું છે ને, કપાઈ જાય તો આ શરીરમાં જે કપાય છે ને, એ ભાગમાં આત્મા જ નથી હોતો. કપાય છે તે આત્મા જ નથી હોતો. આપણે અહીંથી આમ કાપીએ તો શું થાય ? કશું મૂકી દઈએ કાપવાનું, એટલે અજવાળું પાછું સંકોચ થાય જેટલી જગ્યા રહીને એટલામાં. કપાઈ ગયું એટલો ભાગ, પગ આખો કપાઈ ગયો તો એમાંથી સંકોચ થઈને બીજામાં જાય. એટલે પછી આવડો ટુકડો નીકળી જાય તો એને વાંધો જ નહીંને ! એટલે કોઈ દહાડોય આત્મા કપાતો નથી.

જીવનો સ્વભાવ કેવો છે ? આત્માનો સ્વભાવ કેવો છે કે સંકોચ થઈ જવો. તે હમણાં હાથ કાપી નાખે તો સંકોચ થઈ જાય, પગ કાપી નાખે તો સંકોચ થઈ જાય.

આત્મા તો કપાતાની સાથે જ એ જુદો પડે જ નહીં, સંકોચ થઈ જાય. બે હાથ કપાયા તો સંકોચાય, બે પગ કપાયા તો સંકોચાય. આત્માના ટુકડો થાય નહીં.

આપણો હાથ કાપી નાખેને, એટલે આ કપાયેલા હાથમાં જીવ ના હોય. પછી આટલામાં જ હોય. જીવનો સ્વભાવ શું ? સંકોચાઈ જવું. કંઈક આફત આવે તો સંકોચાઈ જાય.

**પ્રશ્નકર્તા :** એટલે મૂળ તો હૃદયમાં હશેને ? આત્માનું મૂળ હૃદયમાં હોય તો જ ત્યાં આગળ ઈન્દ્રિયો કપાઈ જાય ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. એનું મૂળેય નહીં ને એનું કશુંય નહીં.

**પ્રશ્નકર્તા :** તો સંકોચાય કેમ ? કેવી રીતે સંકોચાય ?

**દાદાશ્રી :** એ બેઉ એને આમ ચોખ્ખા ને ચોખ્ખા જ. આ લાઈટ હોય, તે આખા રૂમમાં ફેલાયેલું છે, અને પછી ઘડામાં પરોવી દઈએ તો ? એટલામાં સંકોચાઈ જાય. એવી રીતે આત્માનો સંકોચ થઈ જાય છે. જેટલો ઘડો હોય એટલું એનું સંકોચ થઈ જાય. ફક્ત આ લાઈટમાં ને એ લાઈટમાં ફેર એટલો છે કે આ ઘડામાં છે તે જાડું લાઈટ દેખાય ને પેલા (રૂમ)માં પાતળું દેખાય અને પેલું એક જ સરખું હોય.

ચૈતન્યના પીસ (ટુકડો) ના થાય હંમેશાં. ચૈતન્ય તો આખું જ રહે. કપાઈ ગયું એટલે સંકોચ થઈ જાય.

## દબાણથી સંકોચાય-વિકસે, ઉત્પન્ન થાય સંજ્ઞા

આ બધા શબ્દો નીકળેલા તે એમ ને એમ સીધા જ નીકળેલા છે, ડિરેક્ટ જ. એટલે મનેય એમ લાગે કે આ નીકળે છે ક્યાંથી ? પછી જ્યારે ટેપરેકર્ડ સમજાયું, ત્યાર પછી આપણે એનો હિસાબ કરવાનો રહ્યો નહીં કે આ ટેપરેકર્ડ થયેલું છે, આ તૈયાર થઈ ગયેલું છે.

હવે ટેપરેકર્ડ કેવી રીતે તૈયાર થઈ, તે પાછું સમજાવેલું છે. શું થયું પહેલું ?

**પ્રશ્નકર્તા :** પહેલું છે તો કોડવર્ડમાં થયું.

**દાદાશ્રી :** મૂળ બહારના દબાણને લઈને આત્મા સંકોચ-વિકાસ થયા કરે. તે એની સંજ્ઞા ઉત્પન્ન થાય. સંજ્ઞાથી કોડવર્ડ ઉત્પન્ન થયો. અને કોડવર્ડમાંથી પછી શૉર્ટહેન્ડ થયું. શૉર્ટહેન્ડમાંથી પછી એ શબ્દરૂપે વાણી નીકળ્યું.

**પ્રશ્નકર્તા :** એટલે આ સંજ્ઞા થઈ એટલે શું એમ ?

**દાદાશ્રી :** આ બહારના દબાણને લઈને, સાયન્ટિફિક સરકમસ્ટેન્શિયલ એવિડન્સ એના દબાણને લઈને આત્મા જે સંકોચ-વિકાસ થાયને, એના પર સંજ્ઞા ઉત્પન્ન થઈ ગઈ.

**પ્રશ્નકર્તા :** સંજ્ઞા એટલે શું ? એનો અર્થ શું થાય ?

**દાદાશ્રી :** સંજ્ઞા એટલે આ બોબડા (મૂંગા) માણસ હોયને, જીભે બોલી શકતા ના હોયને, તે બધા ભેગા થાયને તો અહીં આગળ સ્ટેશન ઉપર જેને જવું હોય, તો એ બોબડો ને પેલો બોબડો વાતો કરે. તે એક બોબડો આમ કહેશે અને પેલો કહે આમ. તે બેઉ પહોંચી જાય ત્યાં. આપણે સમજી શકીએ નહીં એમાં. સંજ્ઞા એ ભાષા કહેવામાં આવે છે એક જાતની. તે એની ડિઝાઈનથી સંજ્ઞા ભાષા પકડાય. તે આ આત્માની ડિઝાઈન થાય કે મહીં દબાણને લઈને અને એના ઉપરથી આખું કોડવર્ડ થાય છે, સંજ્ઞાથી.

## સંકોચ-વિકાસ પ્રમાણે થઈ જાય, નેગેટિવ-પોઝિટિવ કોર્ડવર્ડ

**પ્રશ્નકર્તા :** પેલો આત્મા સંજ્ઞા કરે છે, એનાથી કોડવર્ડ ઊભો થાય છે. પછી શૉર્ટહેન્ડ કીધું અને પછી ટેપરેકર્ડર કીધી, તો આ આત્માની સંજ્ઞા એટલે શું ? આત્મા સંજ્ઞા કરે ? એ સંજ્ઞા આત્માની હોય છે એવું કીધું. આ વાણી જે પ્રગટ થાય છે એની પાછળ આત્માની સંજ્ઞા હોય છે. એ કેવી રીતે ?

**દાદાશ્રી :** આત્મામાં સંકોચ-વિકાસ થાયને ત્યારે વાણી છે તે એ પ્રમાણે પ્રગટ થઈ જાય. જેમ આનંદમાં આવેલો માણસ દેખાય કે ના ખબર પડે આપણને ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** અને વરિઝ (ચિંતા)માં આવેલો ?

**પ્રશ્નકર્તા :** હં.

**દાદાશ્રી :** તેવી રીતે આત્માનું... એવી રીતે પ્રગટ થઈ જાય પેલા કોડવર્ડ.

**પ્રશ્નકર્તા :** ના, પણ સંકોચ-વિકાસ એ શું કહ્યું ?

**દાદાશ્રી :** એ આત્માનો ગુણધર્મ છે. તેના પરથી કોડવર્ડ બધા પકડી લે. નેગેટિવ ને પોઝિટિવ બે જ શબ્દ પકડે. નેગેટિવ તો નેગેટિવ, પોઝિટિવ તો પોઝિટિવ (દ્વેષ ને રાગ).

**પ્રશ્નકર્તા :** ના, પણ સંકોચ-વિકાસમાં ભાવ ક્યાં આવ્યો ? આ જે બધા ભાવો પ્રદર્શિત કરે છે, એમાં એ સંકોચ-વિકાસમાં ભાવ ક્યાં આવ્યો ?

**દાદાશ્રી :** આ બાજુ ભાવ ઉત્પન્ન થાય.

**પ્રશ્નકર્તા :** ત્યાંથી ભાવ ઉત્પન્ન થાય છે ?

**દાદાશ્રી :** હં. નેગેટિવ-પોઝિટિવ બધું થઈ જાય. એની મહીં બધી બહુ કરામત હોય છે. આ વિજ્ઞાન છે ને !

## સ્વભાવ આત્માનો, વ્યવસ્થિતની કરામતથી થાય ઊભું

**પ્રશ્નકર્તા :** એમાં થોડો પણ વ્યવસ્થિતનો હિસ્સો ખરો ?

**દાદાશ્રી :** ખરોને હિસ્સો ! વ્યવસ્થિત એ તો, પોતાના તાબામાં કશું છે નહીં. વ્યવસ્થિતનો જ ધક્કો છે આ બધો. પણ વ્યવસ્થિત કંઈ સ્વતંત્ર નથી, વ્યવસ્થિત કોઈનું બનાવેલું છે. આપણે જે આ ભ્રાંતિથી બોલીએ છીએ કે મેં કર્યું, તેના ઉપરથી વ્યવસ્થિત ઉત્પન્ન થાય છે. એ ફીડ (કારણ) છે.

આપણે જે ભ્રાંતિથી ભાવ કહીએ છીએ, વ્યવસ્થિતમાં એ છે તે ફીડ છે. જેમ મોટું કોમ્પ્યૂટર હોયને તેનું ફીડ હોયને એક બાજુ, એ ફીડ અહીંથી થાય છે અને પેલી બાજુ જે રૂપક આવે છે. વર્તનમાં આવે છે, તે એનું પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** એટલે વ્યવસ્થિત ત્યાં સુધી પહોંચેલું ? એટલે આત્મામાંથી સંજ્ઞા થઈ, એ ત્યાં સુધી વ્યવસ્થિત પહોંચેલું ?

**દાદાશ્રી :** ઠેઠ સુધી આત્માની, આજુબાજુનો બધો ભાગ જ વ્યવસ્થિત બહાર પાડે છે. આત્મા પોતે કર્તા છે જ નહીં, સંજોગો બધું આ કરે છે. સંજોગોને લઈને એને પોતાને દબાણ આવે તેને લીધે હલનચલન (કંપાયમાન) થાય, તેને લઈને આ બધું ઊભું થાય છે. એટલે સંકોચ-વિકાસવાળો છે આત્મા.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૭]
# ઊર્ધ્વગામી

### સ્વભાવ ઊર્ધ્વગામી પણ ભ્રાંતિએ ખેંચાય નીચે

**પ્રશ્નકર્તા :** દાદા, બધા આત્માની ઊર્ધ્વગતિ જ હોય છે ?

**દાદાશ્રી :** આત્મા ઊર્ધ્વગામીમાં જ હોય છે નિરંતર. આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અને પુદ્ગલનો સ્વભાવ અધોગામી છે.

**પ્રશ્નકર્તા :** આત્મા હંમેશાં ઊર્ધ્વગતિમાં જાય છે ને ?

**દાદાશ્રી :** ઊર્ધ્વગતિમાં જાય છે એવું નહીં, ઊર્ધ્વગામી સ્વભાવ જ છે.

**પ્રશ્નકર્તા :** આત્માનો ઊર્ધ્વગમન સ્વભાવ છે અને પુદ્ગલનો અધોગમન તો એમ હોય તો આત્મતત્ત્વનું પુદ્ગલ સાથે બંધન કેમનું થાય ?

**દાદાશ્રી :** આત્માનો ઊર્ધ્વગમન સ્વભાવ હોવા છતાં સંસાર રસ્તે જતા ભ્રાંતિ ઉત્પન્ન થઈ ગઈ છે. રસ્તાનો તો આધાર મુખ્ય છે. ઊર્ધ્વગમન હોવા છતાં રસ્તાની વિચિત્રતા છે.

પણ આ ભ્રાંતિ એક દહાડો બંધ થવાની જ દરેકની. પેલું થોડું વધારે ગૂંચાય પણ એક દહાડો બંધ થયે જ છૂટકો છે, એ કાયદેસરની વાત છે. કારણ કે આત્માનો સ્વભાવ મોક્ષવાળો છે. સ્વાભાવિક એ શુદ્ધ જ છે અને

મોક્ષ સ્વભાવી જ છે, એટલે આ ઊર્ધ્વગામી સ્વભાવનો છે. અને પુદ્ગલ જેટલું વળગે છે એટલું એને નીચે ખેંચે છે. પણ છેવટે આત્મા જીતે છે. આત્મા જીતીને મોક્ષ પ્રાપ્તિ કરી લે છે. એટલે આત્મતત્ત્વનું પુદ્ગલ સાથે આવી રીતે બંધન થયું છે.

## અધોગામી પુદ્ગલ વળગણાએ સપડાયો

**પ્રશ્નકર્તા :** તમે જે કહ્યું કે ચેતન મોક્ષ તરફ જાય અને ચેતનને એટલો તો ખ્યાલ છે ને કે મારે અહીં જવાનું છે ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. એવું તેવું છે જ નહીં આ. એને તો આ રસ્તે જતા વળગણ છે. એને જે આ વળગ્યું છે વળગણ, તે અધોગામી સ્વભાવનું છે, તે એને ખેંચ ખેંચ કરે છે અધોગામી. આ ચેતન ઊર્ધ્વગામીમાં છે. જે વખતે આનું જોર વધે ત્યારે ઉપર લઈ જાય, અને એનું જોર વધે ત્યારે પેલી બાજુ લઈ જાય.

તે વળગણ છૂટતું જાય છે, એવો ફેરફાર થતો જાય છે અને પોતે ઊર્ધ્વમાં જાય છે. હવે અધોગામી જવું એનો સ્વભાવ નથી. આત્માનો સ્વભાવ છે કે ઊર્ધ્વગમનમાં જવું, મોક્ષે જવું.

અનંત આત્માઓ આ રીતે સપડાયા છે, સંયોગમાં. એ મોક્ષમાં જવા પોતાના સ્વભાવમાં આવવા પ્રયત્ન કરે છે, પણ પેલું આવવા નથી દેતું. આ જે અનાત્મા છે ને, પહેલેથી આનો આ છે.

## પુદ્ગલ વજનદાર એટલે લઈ જાય અધોગતિએ

**પ્રશ્નકર્તા :** આત્માની ઊર્ધ્વગતિ છે અને પુદ્ગલ અધોગતિ છે એવું કેમ છે ?

**દાદાશ્રી :** આત્માનો સ્વભાવ જ ઊર્ધ્વ છે. ઊર્ધ્વગામી સ્વભાવનો જ છે પોતે અને પુદ્ગલ અધોગામી સ્વભાવનું છે, વજનદાર છે. એટલે પુદ્ગલ એને અધોગતિમાં લઈ જાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે એમ કહેવાય કે અધોગતિ એ પ્રાકૃતિક ગુણ છે ?

**દાદાશ્રી :** હા, પ્રાકૃતિક ગુણ છે. એ લોડ (વજન) બહુ વધી જાય તો નર્કમાં લઈ જાય ઠેઠ અને એ લોડ બહુ હલકો થઈ જાય તો દેવગતિમાં જાય.

જેટલું પુદ્ગલ ભેળું કરે એટલું વજન વધે તો અધોગતિમાં લઈ જાય. વજન ઘટે તો ઉપર લઈ જાય અને વજન વધે નહીં, ઘટે નહીં એટલે મોક્ષમાં જાય.

## પૌદ્ગલિક ભાવ-ઈચ્છાને આધારે અધોગામી

**પ્રશ્નકર્તા :** શાસ્ત્રોમાં એ શાના માટે કહ્યું હશે કે સિદ્ધશિલા સુધી જીવ જઈ આવ્યો છે, અનંતીવાર જઈ આવ્યો, અનંતીવાર ચોવીસીમાં ફરી આવ્યો, પાછો કેમ આવ્યો છે તો પછી ?

**દાદાશ્રી :** હા, તે પાછો જ આવેને ! એવું છે ને કે આત્મા સ્વભાવે ઊર્ધ્વગામી છે અને પૌદ્ગલિક ભાવના આધારે અધોગામી છે. એટલે પૌદ્ગલિક ભાવ વધી જાય તેમ તેય નીચે ઊતરતો જાય. અને એક બાજુ આત્માને ઊંચે લઈ જવું એ એનો સ્વભાવ જ છે. મોક્ષે જવું એ એનો સ્વભાવ જ છે, પણ પૌદ્ગલિક ભાવ એને પાછા નીચે લઈ જાય છે. પૌદ્ગલિક ઈચ્છાઓની બધી ભાવના ખરી, એ નીચે લઈ જાય. એ તો કંઈ સુધી ગયેલો ઠેઠ સિદ્ધશિલા નજીક સુધી (ઊંચા દેવલોકમાં) અડી આવ્યા, ત્યાં સુધી બધા અડી આવેલા છે.

## પુદ્ગલ વધે તો અધોગામી, ઓછું થાય તો ઊર્ધ્વગામી

**પ્રશ્નકર્તા :** એટલે પૌદ્ગલિક વળગણે આત્મા અધોગામી બને છે ?

**દાદાશ્રી :** જ્યાં સુધી આત્માને પુદ્ગલ વળગેલું હોય ત્યાં સુધી એ પુદ્ગલ વધે તો નીચે જાય અને પુદ્ગલ ઓછું થાય ત્યારે ઉપર આવે. જેમ પેલું તુંબડું હોયને, એ તુંબડું પાણીમાં તરે કે ના તરે ? એને ડૂબાડીએ તોય ઉપર આવતું રહે કે ના રહે ? હવે એને ઉપર કાળી ચીકણી માટી લપેટી, પાણીથી પણ જલદી ના ધોવાય એવી ચીકણી માટી ચોંટી આટલી આટલી, એટલે હેવી લોડ થયો એ ડૂબે. ડૂબે કે ના ડૂબે ?

તુંબડાને કાળી ચીકણી માટી ચોપડીએ ને સૂકવીને પછી પાણીમાં

મૂકે એટલે ડૂબીને નીચે બેસે. તુંબડાનો સ્વભાવ ઉપર આવવાનો છે ને ચોપડેલી માટીનો સ્વભાવ નીચે લઈ જવાનો છે. પણ પછી એ માટી એવી વસ્તુ છે કે કો'ક દહાડો પાણી એને ઓગાળે. બે દહાડે-ચાર દહાડે થોડી, થોડી થોડી થોડી ઓગળતી જાય. તે એ જેમ જેમ ઓગળેને, તેમ એ એક દોરો ઊંચું આવતું જાય. નીચેથી બે જ દોરા ઉપર ચડી હોય, પછી જરા વધારે ઓગળે તો ત્રણ દોરા, એમ કરતા કરતા જેમ ઓગળતી જાય, તેમ ઉપર ચડતું જાય. જેમ ઓગળતી જાય તેમ ઉપર ચડતું જાય. તે માટી જ્યારે ઓગળી રહે ત્યારે તુંબડું ઉપર આવીને ઊભું રહે. એ એનો ઉપર જવાનો સ્વભાવ જ છે અને આ માટી ખરી પડવી જોઈએ. પણ માટી જોડે જોડે વળગતી જાય છે, એવું થાય છે. એ પુદ્ગલનો સ્વભાવ છે.

## આત્મા સ્વભાવે ઊર્ધ્વગામી, વિભાવે બને અધોગામી

**પ્રશ્નકર્તા :** માટી એ કર્મ ?

**દાદાશ્રી :** એ કર્મ કહો, પુદ્ગલ કહો, જે કહો તે, આત્મા સિવાય બીજું બધું.

આત્માનો સ્વભાવ કેવો છે કે ઊર્ધ્વગામી સ્વભાવ છે. એટલે સ્વભાવના આધારે જઈ શકે છે. અને પાડે છે કોણ ? એના જે વિભાવ એટલે નુકસાન કરનારા ભાવ, બીજા લોકોને નુકસાન કરનારા અને બુદ્ધિ ઉત્પન્ન થવાથી નીચા પાડે છે. તે અમુક સ્ટેજમાં આવે ત્યારે બુદ્ધિ ઉત્પન્ન થાય છે અને બુદ્ધિ ઉત્પન્ન થાય ત્યારે પોતે બીજાની જોડે 'હું ને બીજા' એમ ભાન પ્રેરવાથી એમની જોડે જે રાગ-દ્વેષ થાય છે, ને તેનાથી ખરાબ કર્મો બંધાય જાય છે. તે એ જે છે એ અનાત્મ વિભાગ એને નીચે ખેંચે છે ને આત્મ વિભાગ એને ઉપર ખેંચે છે. અનાત્મ વિભાગનું જોર થાય એટલે નીચે જાય અને અનાત્મનું જોર ઓછું થાય ત્યારે આત્મા ઉપર ચડી જાય.

## વિભાવિક શક્તિથી અધોગામી, પુરુષાર્થથી ઊર્ધ્વગામી

**પ્રશ્નકર્તા :** પુદ્ગલનો અધોગામી સ્વભાવ છે, એમાં આત્માનો પુરુષાર્થ છે ?

**દાદાશ્રી :** ના, એનો પુરુષાર્થ નથી. પુદ્ગલનો મૂળ, સ્વભાવ છે અધોગામી અને આમાંથી એ ઊર્ધ્વગામી થાય છે, તે જ આત્માનો પુરુષાર્થ છે.

**પ્રશ્નકર્તા :** આત્મા ઊર્ધ્વગામી સ્વભાવથી જ છે, તો પછી કંઈ પણ કરવાનું જ ક્યાં રહ્યું ? જ્યારે-ત્યારે મોક્ષે જશે જ ને ?

**દાદાશ્રી :** આત્મા સ્વભાવથી ઊર્ધ્વગતિવાળો છે, પણ પોતે કર્તા માને છે ને પુદ્ગલમાં ટેસ્ટ (સ્વાદ) આવે છે તે નીચે ખેંચાય. આત્મા પોતે પોતાની સ્વાભાવિક શક્તિથી મોક્ષે જાય, પણ પોતાનું સ્વરૂપ ના જાણે ત્યાં સુધી વિભાવિક શક્તિ જ હોય.

## ડખલ ના હોય તો આત્મા મોક્ષે જાય સ્વભાવથી

**પ્રશ્નકર્તા :** પણ આત્માનો તો સહજ સ્વભાવ છે ને ? તો પછી શ્રેયની સાધના શા માટે કરવી પડે ?

**દાદાશ્રી :** આત્માને શ્રેય નથી ને પ્રેય પણ નથી. આત્મા નિરંતર ઊર્ધ્વગામી સ્વભાવમાં છે. એટલે સ્વભાવથી જ મોક્ષે જાય એવો છે. 'તમે' જો કશી ડખલ ના કરનાર હો તો 'આત્મા' સ્વભાવથી જ મોક્ષે જાય એવો છે. એમાં 'તમારે' કશું કરવું પડે એવું નથી.

આત્મા સ્વભાવે ઊર્ધ્વગામી છે. ઊર્ધ્વગામી એટલે કેવું ? એક તુંબડું હોયને દૂધિયાનું, એની પર ત્રણ-ત્રણ ઈંચ જાડું સાકરનું કોટિંગ કર્યું હોય અને પછી ત્યાં દરિયામાં નાખ્યું હોય એટલે પહેલા વજનથી ડૂબી જાય. સાકરનું કોટિંગ ચઢાવ્યુંને, એટલે કોટિંગનું પાણી કરતા વજન વધારે છે માટે ડૂબી જાય. પણ પછી જેમ જેમ સાકર ઓગળતી જાય, ધીમે ધીમે ધીમે ઓગળતી જાય, સાકર તો ઓગળ્યા વગર રહે જ નહીંને મહીં ? અને એકદમ ઓગળી જાય નહીં. તેમ ધીમે ધીમે ધીમે ઊંચું થતું જ જાય.

એવી રીતે આ બધા પરિણામો ઓગળ્યા જ કરે છે આપણા, નિરંતર ઓગળ્યા જ કરે છે અને ધીમે ધીમે ઊંચે જ ચઢે છે. પણ ત્યારે હોરો આપણે કંઈ ડખલ કરીએ છીએ, તે પાછું નવું ઊભું થાય છે.

## બુદ્ધિશાળીઓના ટચે જાણવાથી થાય અધોગામી

એક જગ્યાએ આ શાસ્ત્રો-બાસ્ત્રો કશું જાણતા ના હોય અને જીવો બધા હોય તો એ બધા ધીમે ધીમે ઊર્ધ્વગમન જ થયા કરે છે. આ જાણવાથી ડખોડખલ કરીને અવતાર બગાડે છે.

આ જાણવાથી વિકલ્પો કરીને અબજો અવતાર બગાડે છે બધા. હવે જાણ્યા વગર રહેવું જ ના પડે. અહીં જન્મ્યા એટલે પેલો પેલાને વાત કરે, પેલો પેલાને વાત કરે, તે વાત કરી કરીને, માર ચૂંથણા કરી કરીને બધું ખલાસ કરી નાખ્યું.

આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે, પણ તે ક્યારે ? કોઈના ટચમાં ના આવતો હોય તો. આ બુદ્ધિશાળીઓના 'ટચ'માં ના આવે તો ! આ જાનવરોના ટચમાં રહે તો ઊર્ધ્વગામી જ છે. આ બુદ્ધિથી બગડે છે એટલે અધોગતિમાં જાય છે.

## અહંકાર-કષાયથી વધારે વજન, થાય અધોગામી

**પ્રશ્નકર્તા :** પણ એમ કહેવાય છે ને કે આત્મા તો નિરંતર મોક્ષ ભણી જઈ રહ્યો છે ?

**દાદાશ્રી :** ચોક્કસ, તે આગળ જ જઈ રહ્યો છે, પણ વજનદાર પરમાણુ ભેગા કરે એટલે નીચે જાય. પોતાનો સ્વભાવ ઊર્ધ્વગામી છે અને આ પુદ્ગલ એને નીચે ખેંચે છે. અને આત્મા ઉપર ખેંચે છે, પણ આત્માનું બળ થાય તો ઉપર જાયને ! આ તો પુદ્ગલનું બળ પેસીને ખેંચે કે એ નીચે જ લઈ જાય છે.

પુદ્ગલનો સ્વભાવ અધોગામી છે. પણ પુદ્ગલનો સ્વભાવ શી રીતે અધોગામી વધારે થાય ? ત્યારે કહે, 'શરીર જાડું હોય તેના આધારે નહીં કે શરીર વજનદાર હોય તેના આધારે નહીં, અહંકાર કેટલો મોટો છે ને કેટલો લાંબો-પહોળો છે, એના ઉપરથી છે. શરીરે આમ પાતળો હોય, પણ અહંકાર આખી દુનિયા જેવડો હોય અને શરીરે આમ મજબૂત આવો, અઢીસો કિલોનો હોય પણ અહંકાર એનો ના હોય તો એ ડૂબે નહીં. અહંકાર એટલે વજન, અહંકારનો અર્થ જ વજન.

મનુષ્યોને કે કોઈ પણ જીવને નુકસાનકારક વિચાર કર્યો કે કોઈને કિંચિત્‌માત્ર દુઃખદાયી થાય એવો વિચાર પણ કર્યો એટલે વજનદાર પરમાણુ ચોંટ્યા. એટલે વજનદાર થયો, એ પછી નીચે લઈ જાય અને દુનિયાને સારું કરવાના વિચાર થાય તો હલકા પરમાણુ ચોંટે, તો ઉપર લઈ જાય.

## ઑટોમેટિક મુક્તિ, પૌદ્‌ગલિક ભાવથી મુક્ત થયે

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં જવાવાળો જીવ અને આ અત્યારે આખું બ્રહ્માંડ જીવોથી ભરેલું છે, તો ત્યાં જવા માટે શું કરીએ તો... ?

**દાદાશ્રી :** તમારે કશું કરવું જ ના પડે. એ સ્વભાવથી જ તમને લઈ જાય. જો આ બધા કર્મ છૂટી ગયાને, તો આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે. પણ પુદ્‌ગલ એને અધોગામી કરે છે. પુદ્‌ગલ વળગીને એને નીચું લઈ જાય છે. આ બેના ઝઘડામાં જ્યારે એ પુદ્‌ગલનો ભાવ તૂટી જાય છે, ત્યારે ઑટોમેટિકલી ત્યાં સિદ્ધક્ષેત્રે પહોંચી જાય છે.

તેથી આપણે કહીએને, કર્મથી મુક્તિ લઈ લો. તે પણ જ્ઞાની મળે તો જ છૂટાય, નહીં તો ક્યારેય ના છૂટાય.

એટલે જ્ઞાની પાસેથી શુદ્ધાત્મા પ્રાપ્ત થઈ જાય એટલે પછી પુદ્‌ગલ ખેંચ ઓછી થઈ જાય છે. ત્યાં સુધી બધું નડવાનું. કાળ, કર્મ, માયા બધું ત્યાં સુધી નડે.

સિદ્ધગતિમાં કોણ નથી જવા દેતું ? ત્યારે કહે, આ પુદ્‌ગલનું વજન નહીં જવા દેતું. જેમ પેલું તુંબડું હોય એને પાણીમાં દબાવી રાખીએ નીચે ને પછી છોડી દઈએ તો ઉપર જતું રહે. એવી રીતે અહીં આત્મા જો કદી પુદ્‌ગલ ના હોય ને શુદ્ધ થઈ જાય, એટલે ઉપર જતો રહે.

## એના સ્વભાવથી અને ધર્માસ્તિકાયની મદદથી પહોંચશે મોક્ષે

**પ્રશ્નકર્તા :** એટલે હવે આ શરીર જ્યારે છૂટી જશે અને મોક્ષ થશે બીજા જન્મે કે ગમે ત્યારે, તે વખત આત્મા કેવી રીતે વિચરશે બધે ?

**દાદાશ્રી :** વિચરવાની જરૂર જ નહીં. એ જ્યારે છેલ્લા અવતારમાં છૂટેને, એટલે આ એરંડો હોય છે ને, તે ફૂટે છે ત્યારે બીજ છે તે ઊંચું થઈને કૂદે છે, ઊંચું થઈને ફૂટે. તેમ આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી અને આ જડનો સ્વભાવ અધોગામી. તે જેટલું જડ વધારે ચોંટેલું હોય એટલું નીચે લઈ જાય અને જડ ઓછું થાય તે ઊંચે લઈ જાય. અને બીજું એક એ કે પૂર્વ પ્રયોગના એટલે પહેલાનો જે આપણે હિસાબ બાંધેલો કે અમારે મોક્ષ જવું છે, તે એનું ધર્માસ્તિકાય નામનું જે સાધન હોય છે, તે એને પહોંચાડે છે. ધર્માસ્તિકાય તે એને ઠેઠ પહોંચાડી દે. પોતાનો સ્વભાવ તો છે જ પણ ધર્માસ્તિકાય એને મદદ કરે છે, જેમ વહેતા પાણીમાં માછલી જાય એટલે પાણીય જોર કરે અને માછલીય ચાલે એવી રીતે.

એટલે આ તો બધું તમે વાત પૂછ પૂછ કરોને, તો બધા ખુલાસા મળે. અમારી જોડે બેસીને પૂછવું જોઈએ.

## સ્વાભાવિક ઊર્ધ્વગમન પણ લઈ જાય ગતિસહાયક

આત્મામાં ગતિનો ગુણ નથી પણ સ્વાભાવિક ઊર્ધ્વગમન છે. આત્માનો સિદ્ધગતિ ભણી ગમનવાળો સ્વભાવ છે. મોક્ષે કોણ લઈ જાય છે ? કારણ શરીર નહીં અને સૂક્ષ્મ શરીર નહીં એટલે આત્મા જ રહે. આત્માનો સ્વભાવ ઊર્ધ્વગામી છે. તેથી આત્માની ઊર્ધ્વગતિ થાય ને ગતિસહાયક તેને લઈ જાય, સ્થિતિસહાયક એને ત્યાં સ્થિર કરી દે છે સિદ્ધગતિમાં.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૮]

# મોક્ષ

## પોતે અંદર મુક્તિ ભોગવે એ શરીર સાથે મોક્ષ

**પ્રશ્નકર્તા :** એક શરીર સાથેનો મોક્ષ અને બીજો શરીર વગરનો મોક્ષ કહ્યો એ શું ?

**દાદાશ્રી :** શરીર સાથે મોક્ષ તો આ એક જ્ઞાની પુરુષ જ્યારે જ્ઞાન આપે, ત્યારે એ તો પોતે અંદર મુક્તિપણાનું સુખ ભોગવે શરીર છે છતાંય. પણ હવે શરીર ધીમે ધીમે જશે એટલે પેલો સંપૂર્ણ થાય. તે આ સંપૂર્ણ એને આત્યંતિક મોક્ષ કહેવાય.

અમને હઉ લોકો અશરીરી કહે, અશરીરી. દેહાતીત એટલે અશરીરી.

**પ્રશ્નકર્તા :** પશ્ચિમના વૈજ્ઞાનિકોએ મોક્ષને સમજવા પોતાનો પ્રયત્ન કરેલો. અને એમાં એવી કલ્પના કરેલી કે મોક્ષ કોઈ એક એવી સ્થિતિ નથી પણ નિરંતર એનો વિકાસ થયા જ કરે છે કે તમે આ જગત માટે અમુક ઊંચામાં ઊંચી સ્થિતિ પર પહોંચી ગયા એને અહીંનો મોક્ષ અને એનાથી ઊંચું જગત હોય, એને એ સ્થિતિ પર પહોંચે તો એ એનાથી ઊંચો મોક્ષ હોય. એટલે કે મોક્ષ કોઈ સ્થિર સ્થિતિ નથી પણ નિરંતર આગળ ને આગળ જનારી વિકાસશીલ સ્થિતિ છે, એવું એમણે સમજવા ટ્રાય (પ્રયત્ન) કર્યો.

**દાદાશ્રી :** એ મોક્ષ જ કહેવાય નહીંને ! મોક્ષ એટલે સ્ટેન્ડ સ્ટિલ. નહીં તો મોક્ષ જ ના કહેવાય ને ! એ તો ગામ આવે નહીં ને દહાડો વળે જ નહીં.

**પ્રશ્નકર્તા :** દાદા, એટલે એ દાદા પેલું જે દૈવી શરીરોના એના જે એમાંથી જે વિકાસશીલ વસ્તુઓ, શરીરો જેમ વિકસતા જાયે, એટલે એણે કદાચ એના પરથી માની લીધું હશે કે એને મોક્ષ કહેવાય.

**દાદાશ્રી :** એનો અર્થ નહીંને ! મીનિંગલેસ વાત છે એ. પુસ્તકમાં લખ્યું છે ખરું ? મીનિંગલેસ વાત નાના છોકરાંય ના લખે.

## અસ્તિત્વ સ્વતંત્ર, સ્વભાવે એક મોક્ષમાં

**પ્રશ્નકર્તા :** દરેકનું ચેતન તત્ત્વ જે છે તે મોક્ષે જાય, પછી એ ત્યાં આગળ જુદું રહે છે કે એક થઈ જાય છે ?

**દાદાશ્રી :** જુદું રહે છે.

**પ્રશ્નકર્તા :** મોક્ષ વખતે જ્યારે દેહોત્સર્ગ થાય ત્યારે એ ચેતન જે જતું રહે છે, એનું પછી એકીકરણ ના થઈ જાય ? એનું અલગ અસ્તિત્વ કેવી રીતે રહી શકે ?

**દાદાશ્રી :** આ જગતમાં બધું અલગ છે. અહીં અલગતા લાગે છે ને, તેવી ત્યાંય અલગતા છે. ત્યાં અલગ એટલે સ્વભાવે કરીને બધું એક જ લાગે, પણ અસ્તિત્વથી તો અલગ છે. પોતાનું સુખ અનુભવવા માટે પોતે અલગ છે.

સ્વભાવથી એક છીએ, પણ આ તો ભેદબુદ્ધિથી જુદાઈ લાગે છે. આપણી જ્યાં સુધી બુદ્ધિ છે ત્યાં સુધી આ ડખો રહે. બુદ્ધિ ખલાસ થાય કે પછી અભેદતા લાગે. બુદ્ધિ શું કરે ? ભેદ પાડે. એટલે બુદ્ધિ ગયા પછી આ વાત સમજી જાય એવું છે.

આપ કહો છો એવું ઉપર એકીકરણ થઈ જવાનું હોત તો કોઈ મોક્ષે જાય જ નહીંને ! જો એમ જ થવાનું હોય, એક દીવો જ થઈ

જવાનો હોય, તો આપણને ત્યાં શું ફાયદો ? એના કરતા અહીં વાઈફ ટૈડકાવશે, પણ ભજિયાં તો કરી આપશે. એ શું ખોટું ? એટલે ત્યાં એક થઈ જવાનું છે નહીં. ત્યાં કોઈ જાતનું દુઃખ નથી. ત્યાં નિરંતર પરમાનંદમાં રહેવાનું છે અને દરેક આત્મા સ્વતંત્ર છે પાછો. એક સ્વભાવના છે પણ છે બધા જુદા. એટલે ત્યાં એક થઈ જતું હોય તો તો પછી અહીંના આત્માનું શું થાય ?

મોક્ષમાં પોતાનો સ્વતંત્ર લાભ છે. સિદ્ધો બધા પોતપોતાની રીતે સ્વતંત્ર છે અને પોતાના સુખમાં જ છે. પોતાના જ્ઞાન-દર્શનમાં જ રહીને બધા અનંતા સિદ્ધો પોતાના આનંદમાં છે, મસ્તીમાં છે. એટલે અહીંથી મુક્ત થયો તે મુક્તિપણાના ભાનમાં નિરંતર રહ્યા કરવાનું.

## આત્મા સોનારૂપે એક, લગડીરૂપે જુદા જુદા

**પ્રશ્નકર્તા :** સામાન્ય માન્યતા એવી છે કે પરમાત્મા એક જ છે.

**દાદાશ્રી :** હવે લોકોની શી ભાંજગડ છે કે ત્યાં એક કેમ નહીં ? અરે, એક ખરું પણ એ કઈ રીતે છે ? આ અહીં પાંચ લાખ સોનાની લગડીઓ હોય, ઢગલો વાળ્યો હોય તેને આપણે શું કહેવું પડે કે આ સોનું છે. એવું ના કહેવાય ? કહેવાય ખરુંને ?

**પ્રશ્નકર્તા :** સોનુંય કહેવાય અને લગડીઓ પણ કહેવાય.

**દાદાશ્રી :** ના. પણ આ બધું સોનું જ છે એમ કહેવાય કે ના કહેવાય ? ભલેને લગડીરૂપે હોય, પણ સોનું જ છે ને બધું ? એવું આ પરમાત્મા એક જ છે, આત્મા એક જ છે પણ તે સોનારૂપે એક છે ને લગડીઓ રૂપે જુદા જુદા છે. એ પ્રત્યેક આત્મા પોતાના વ્યક્તિત્વ ભાવને છોડતા જ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે પ્રત્યેક વ્યક્તિનો આત્મા છેવટે એક જ છે ?

**દાદાશ્રી :** એક એટલે એક જ સ્વભાવનો છે. આત્મામાં કોઈ ફેર નથી. જેમ લગડીઓમાં ફેર નથી, છેવટે બધું સોનું જ છે, એવી રીતે આ પ્રત્યેક આત્મામાં ફેર નથી.

## ક્ષેત્ર-કાળ જુદા જુદા હોવાથી વ્યક્તિત્વ અલગ

**પ્રશ્નકર્તા :** જો આત્માનો એક જ સ્વભાવ હોય તો પછી વ્યવહારમાં પહેલેથી વ્યક્તિત્વ બધા જુદા કેમ પડ્યા ?

**દાદાશ્રી :** એ વ્યક્તિત્વ જે એના જુદા પડ્યા છે, એ તો એનો કાળ અને ક્ષેત્ર બદલાવાથી. દરેકના કાળ અને ક્ષેત્ર જુદા જુદા જ હોય. તમે જે ક્ષેત્રે બેઠા છો, તો આમને એ ક્ષેત્ર ના હોયને ? હવે એ અહીંથી ઊઠ્યા પછી તમે એ જગ્યાએ બેસો તો ક્ષેત્ર એક પ્રાપ્ત થાય, પણ ત્યારે કાળ પેલો બદલાઈ જાય.

**પ્રશ્નકર્તા :** વધારે સમજાવશો.

**દાદાશ્રી :** એ ભિન્ન રહે છે. એનું કારણ છે કે વસ્તુ તો એકની એક છે પણ એની જોડે ચાર વસ્તુમાં ફેર છે, કે દરેક જીવ પોતાના ક્ષેત્ર ઉપર ઊભો રહ્યો છે. તમારું ક્ષેત્ર જુદું, મારું ક્ષેત્ર જુદું. દરેક જીવમાત્રનું ક્ષેત્ર જુદું. એટલે ક્ષેત્રફળ મળે છે એને જુદું જુદું. પછી કાળ જુદો. હવે ક્ષેત્ર જુદું, કાળ જુદો. જ્યાં કાળ બદલાય, તે મારો કાળ બદલાય, તે મને ક્ષેત્ર જુદું આપે, તમને જુદું આપે. કાળ તો એક પ્રકારનો લાગુ થાય, ત્યારે ક્ષેત્ર બન્નેના બદલાઈ ગયા હોય. દ્રવ્ય-ક્ષેત્ર-કાળ અને ભાવ. હવે વસ્તુ શું ? દ્રવ્ય કોણ ? ત્યારે કહે, વસ્તુ ગયા અવતારની પ્રકૃતિ હતી તે. એટલે ગયા અવતારની પ્રકૃતિ, પછી આ ક્ષેત્ર તેનું, આ કાળ અને પાછો ભાવ ઉત્પન્ન થાય આપણને. લાંચ ના લેતો હોય તેને ભાવ શું ઉત્પન્ન થાય કે હવે લેવી જોઈએ. એટલે દરેકનું જુદું જુદું જ હોય. એનો આ બધો વ્યવહાર. આત્મા તો, ચેતન તો એક જ પ્રકારનું, વ્યવહાર જુદો જુદો.

આ જગત સ્થિર નથી, પણ પ્રવાહરૂપે, સંસારરૂપે છે. સંસાર એટલે સમસરણ, નિરંતર પરિવર્તન પામતું, એક ક્ષણવાર પણ સ્થિર રહેતું નથી. જેમ કોઈ બે લાખ માણસનું લશ્કર આમ જતું હોય તો કંઈ પાંચ, દસ કે પંદરની જોડીમાં પણ એની લાઈનમાં જ હોયને બધું ? તે આમ વહ્યા કરતું હોય તો તમને દેખાયા કરેને બધું ? એવી રીતે જ્ઞાનીઓને આ જગત વહેતું દેખાયા કરે છે. જ્યારે જ્ઞાનચક્ષુ ખુલ્લા થઈ જાય છે ત્યારે દેખાયા

કરે છે કે જગત વહેતું છે. અને વહેતું છે માટે જ્યાં તમે છો ત્યાં એ ક્ષેત્રમાં બીજો નથી અને તમારા ક્ષેત્રમાં બીજો જ્યારે આવે છે ત્યારે કાળ બદલાય છે. એટલે આ દેહ, આકાર, પુણ્ય ને પાપ બધું જુદું જુદું હોય છે, પણ બધા આત્મસ્વરૂપે એક હોય છે.

## જીવોમાં ભિન્નતા, કાળ અને સ્પેસના હિસાબે

**પ્રશ્નકર્તા :** બધાનો કાળ જુદો જુદો છે એટલે એની અવસ્થાઓ જુદી જુદી. એટલે આપણને આ વેરાયટિઝ બધું લાગે છે નહિતર દરેક જીવ એ એકસરખી જ અવસ્થાઓમાંથી પસાર થાય છે એવું હોય તો બંધબેસતું થાય.

**દાદાશ્રી :** હા, હા, પણ એવું જ છે ને ! એવું આ પ્રવાહ રૂપે છે. એ એકસો આઠનો પ્રવાહ ચાલ્યો. બીજો પાછો પાછળ ચાલ્યો.

**પ્રશ્નકર્તા :** પણ એ બધા પછી છે ને, એ એકસો આઠ, અત્યારે એવા કેટલાય જીવો છે અહીં મનુષ્ય ભવમાં, આપણે સમજીએ કે જે જુદા જુદા સમયે બહાર આવેલા છે. જેથી એમની અવસ્થાઓ જુદી જુદી છે.

**દાદાશ્રી :** જુદી જુદી છે, હા.

**પ્રશ્નકર્તા :** એટલે આપણને આ બધું વિચિત્ર લાગે છે. કોઈ ગરીબ, કોઈ પૈસાવાળો. પણ હરેક જીવ કોઈ કાળે ગરીબ હોય જ અને કોઈ કાળે પૈસાદાર હોય જ.

**દાદાશ્રી :** હં..હં..

**પ્રશ્નકર્તા :** અને કોઈ કાળે જૈન ધર્મમાં આવતો જ હશે, કોઈ કાળે મોક્ષે જતો જ હશે. એકસો આઠ જીવ જે હશે, એમની બધી અવસ્થાઓ સરખી રહેતી હશે ?

**દાદાશ્રી :** અવસ્થાઓ તો એવું છે ને કે આ જે અવસ્થાઓ છે ને, બધી ઓળંગવી પડે છે એને. એટલે બધામાંથી અનુભવ લેવો પડે ત્યારે મોક્ષ થાય છે. એને પોતાને ખાતરી થાય કે આમાં સુખ નથી.

**પ્રશ્નકર્તા :** પણ દરેક જીવને એકસરખો જ કરવો પડે અનુભવ ?

**દાદાશ્રી :** હા, એટલે જેનો જે બાકી હશે અનુભવ, તે અનુભવ કરવા એને જવું પડે.

**પ્રશ્નકર્તા :** હા, એ તો એને એ પ્રમાણે આવવું જ પડે.

**દાદાશ્રી :** આ તો અક્રમ કોના માટે ? કે હિન્દુસ્તાનમાં ઘણા માણસો આમ ફરી ફરીને તૈયાર જ છે પણ માર્ગ મળતો નથી.

**પ્રશ્નકર્તા :** હં, આ એના માટે અક્રમ ઉપજ્યું છે.

**દાદાશ્રી :** પણ તેય છે તે બધાનું એટલું પુણ્ય ના હોય પાછું.

**પ્રશ્નકર્તા :** હા, ના હોય.

**દાદાશ્રી :** આ બે કારણથી જીવ જુદા જુદા છે. એક પ્રવાહ રૂપે છે, બીજું કાળના હિસાબે. એક તો કાળના હિસાબે એકસો આઠ સરખા છે. સરખા બીજો એક હિસાબ છે સ્પેસ. દરેકની સ્પેસ જુદી હોવાથી બધા આ એકસો આઠમાંય જુદું જુદું છે. આમ કાળના હિસાબે સરખા છે અને સ્પેસ જુદી હોવાથી એકસો આઠમાંય પાછું જુદું જુદું છે. જીવમાત્રની સ્પેસ જુદી જ હોય. કારણ કે પૌદ્‌ગલિક અવસ્થા છે ને, એટલે સ્પેસવાળો હોય.

**પ્રશ્નકર્તા :** પણ દાદાજી એકસો આઠની સરખી નહીં ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** કારણ કે એકસો આઠ એ મોક્ષે જાય છે ?

**દાદાશ્રી :** ના. એ ફક્ત કાળની અપેક્ષાએ સરખું હોય, પણ સ્પેસની અપેક્ષાએ સરખું ના હોય. એટલે આ મોઢા બધા જુદા જ હોય પાછા. એ દરેકના મુખારવિંદ, દરેકના કાર્ય બધા જુદા જ હોય. કાળના હિસાબે મળતું આવે, સ્પેસના હિસાબે મળતું ના આવે. અને બીજાના હિસાબે, કાળના હિસાબેય મળતું ના આવે. કાળ જુદો એટલે કાળના હિસાબેય મળતું ના આવે.

## મોક્ષમાંય ક્ષેત્ર જુદું પણ દ્રવ્ય એક તેથી ભાવેય એક

**પ્રશ્નકર્તા :** ત્યાં મોક્ષમાં કયું ક્ષેત્ર ને કયો ભાવ આવે છે ? ત્યાં પછી મોક્ષમાંય કાળ અને ક્ષેત્ર એ બન્ને જુદા આવે છે ?

**દાદાશ્રી :** ક્ષેત્ર એકલું જ જુદું. ભાવ-બાવ હોય નહીં, ભાવ એક જ. અને જો એવું ના હોયને તો અહીંથી ત્યાં દીવો છે ને, તે મહીં દીવામાં દીવો ભેગો થઈ ગયો તો મોક્ષે જનારને શું લાભ એમાં ? આ તો પોતે પોતાનો લાભ લ્યો. હા, અને બધાય દીવા એક જ દીવો ગણાય છે.

**પ્રશ્નકર્તા :** અસ્તિત્વ જુદું હોવા છતાંય એક ગણાય ?

**દાદાશ્રી :** હા, જુદું હોવા છતાંય એક ગણાય. દરેકનો ભાવ એક પ્રકારનો ત્યાં આગળ. અહીંયા ક્ષેત્ર ફેર પડે એટલે ભાવ બદલાય છે. ક્ષેત્ર ફેરફાર અને દ્રવ્ય ફેરફાર છે. ત્યાં પેલું દ્રવ્ય એક થઈ ગયું એટલે ભાવ એક થઈ ગયો. દ્રવ્ય એક થઈ ગયું છે, જ્ઞાન, સંપૂર્ણ જ્ઞાનમાં.

## મોક્ષ એ પૂર્ણાહુતિ, ત્યાં દરેક આત્મા સ્વતંત્ર પરમાનંદ સ્થિતિમાં

એટલે મોક્ષમાં સ્વતંત્ર પ્રત્યેક જુદા જુદા આત્મા છેલ્લા દેહે નિર્વાણ પામે ત્યાર પછી સિદ્ધગતિમાં, સિદ્ધસ્થાનમાં નિરંતર રહે છે. ત્યાં આગળ બિલકુલ કોઈ બૉસ નહીં, અંડરહેન્ડ નહીં. કોઈની જોડે સમાઈ જવાનું નહીં. પોતાના પરમાનંદમાં જ રહેવાનું, નિરંતર પરમાનંદમાં. દરેકને માટે એમ જ છે અને એને માટે જ લોકોને ત્યાં જવાની લાલચ છે.

**પ્રશ્નકર્તા :** તો મોક્ષ જે છે એ આ બધાથી જુદી સ્થિતિ પછી ?

**દાદાશ્રી :** આ બધાથી છેટું, આ બધાથી જુદો એનું નામ મોક્ષ અને આ બધાથી જુદો એનું નામ આત્મા. આ તો બધી આત્માની સ્થિતિઓ છે, એના પર્યાય છે.

**પ્રશ્નકર્તા :** મોક્ષની ઉપર એ કોઈ કક્ષા ખરી ?

**દાદાશ્રી :** પૂર્ણાહુતિ, સંપૂર્ણ, પરિપૂર્ણ.

**પ્રશ્નકર્તા :** એ કેવી રીતે કહી શકો ?

**દાદાશ્રી :** હું પોતે થયો છું ને ! હું પરિપૂર્ણ થયો જ છું ને ! તે હું વ્યવહારથી થયો છું. આ દેહ છૂટે એટલી જ વાર છે. અત્યારે મુક્ત થઈ ગયો છું. એ અનુભવમાં હોવું જોઈએ બધું. દેહથી છૂટાપણું રહેતા

આવડતું હોય તો કામનું છે. દેહના માલિક ના હોય તો ચાલે, નહીં તો માલિકીપણું હોય તો ચાલે જ નહીંને ! ટેન્શન ના થાય, એક પણ ટેન્શન ના થાય ત્યારે. બુદ્ધિ હોય નહીં એ. આ બધું જાય ત્યાર પછી રાગે પડી જાય. અહીં જ મુક્તિ થઈ જાય પહેલી.

## લાઈનબંધ જઈ રહ્યા છે મોક્ષે, ઊંધી દાનતે રખડી મરે

**પ્રશ્નકર્તા :** દરેક જીવમાં આત્મા છે અને આત્માનો સ્વભાવ એ મોક્ષ છે. એટલે દરેક જીવનો મોક્ષ થવો જોઈએ તો એમાં ફરક કેમ ? કોઈની વહેલી, કોઈની મોડી મુક્તિ એવું કેમ છે ? મોક્ષ એટલે આત્માની જ મુક્તિને ?

**દાદાશ્રી :** આપણે સ્કૂલમાં સો છોકરાં હોય, તે લાઈન નીકળે તો સૌથી પહેલો, પહેલો નીકળે પછી બીજો એવી રીતે નીકળેને ?

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** એવી રીતે આ નીકળે છે. આખી લાઈન જયા કરે (જાય) છે, લાઈન તૂટ્યા વગર. એમાં વહેલું-મોડું ક્યાં આવ્યું ? અને પહેલેથી લાઈન લાગી ને લાઈનમાં નીકળે માણસ, એ રીતે આ મોક્ષ થઈ રહ્યો છે, લાઈનબંધ.

**પ્રશ્નકર્તા :** કોઈના લાખો અવતાર પણ નીકળી જાયને ?

**દાદાશ્રી :** તે ભલે, તોયે છે તે લાઈનની લિંક ચાલુ. બીજો આગળ આવી જાય, પેલો રખડી મરે. કારણ કે ઊંધું-ચતું કરવાની દાનત છે ને, એટલે રખડી મરે. કારણ કે સ્વતંત્ર છે ને છૂટ છે. તારે જે ભાવ કરવા હોય તે કર.

## પ્રવાહરૂપે વહી રહ્યા છે, છેવટે મોક્ષમાં થાય સ્થિર

**પ્રશ્નકર્તા :** લાઈનબંધ જઈ રહ્યા છે મોક્ષે એ વધુ સમજાવશો.

**દાદાશ્રી :** આ સંસાર સ્થિર રૂપે નથી. પ્રવાહરૂપે છે, જેમ એકસો આઠ પોલીસવાળા માણસો હોય, અથવા તો એકસો આઠ પાંચ-પાંચ, છ-છ પોલીસોની એક લાઈન આપણી આગળ આમ જતી રહેલી જોઈએ છીએ, પાણી વહે એવી રીતે. પાણી વહેને એવી રીતે વહ્યા જ કરે. પાંચ-

દસ લાખ માણસ હોય તો આપણે અહીં બેઠા બેઠા જોયા કરીએ, તે કેટલું બધું વહ્યા કરે ? એવી રીતે આ વહેતું છે જગત.

**પ્રશ્નકર્તા :** વહેતું જગત છે તો જીવો મોક્ષમાં જઈને પછી અટકી જાય છે ? પછી પ્રવાહ નથી ?

**દાદાશ્રી :** મોક્ષમાં ગયો એટલે થઈ રહ્યું, બધું ખલાસ થઈ ગયું. ત્યાં સ્થિરતા આવી ગઈ.

આ આખી જે સૃષ્ટિ છે, તે પ્રવાહ રૂપે છે. એટલે દરિયાનો જ્યાં જોઈન્ટ છે ને ત્યાં એટલા પાણીને મુક્તિ, બીજું બધું આવશે તેમ તેમ મુક્તિ થતી જશે. પ્રવાહરૂપે છે એટલે બધાને ના થાય એકદમ.

## જેટલા મોક્ષે જાય એટલા આવે અવ્યવહારમાંથી વ્યવહારમાં

**પ્રશ્નકર્તા :** અહીંના બધા આત્મા મોક્ષે જાય તો નવા ઉત્પન્ન થાય ?

**દાદાશ્રી :** નવા ઉત્પન્ન થાય નહીં. ઉત્પન્ન થાય એ નાશ થઈ જાય. જે કાયમના છે એટલા ને એટલા આત્મા. જેટલા છે એના એ જ આત્મા, એમાં વધે નહીં ને ઘટે નહીં. જેટલા મોક્ષે જાય એટલા બીજા અવ્યવહાર રાશિમાંથી વ્યવહારમાં આવે અને વ્યવહારમાંથી જેટલા મોક્ષે ગયા એટલા ત્યાંથી ઉપર આવે પણ વ્યવહાર એટલો ને એટલો રહે. વ્યવહારમાં જેના નામ પડ્યા છે એ બધા જીવોને વ્યવહાર કહેવાય. જેના નામ નથી પડ્યા એ વ્યવહારની બહાર કહેવાય.

**પ્રશ્નકર્તા :** ત્યાં એમના કંઈ કર્મો બંધાતા હોય, અવ્યવહારમાં ? કયા કર્મના ઉદયથી કર્મભૂમિમાં આવ્યા ?

**દાદાશ્રી :** કર્મના ક્ષયોપશમથી. જેમ જેમ કાળ જાયને, એટલે કર્મ નિર્જરા થયા જ કરે. કારણ કે કર્તા નથી એ લોકો. નવું બંધાતું નથી.

## જીવો અનંત, માટે આવો જ પ્રવાહ ચાલ્યા કરવાનો

**પ્રશ્નકર્તા :** બધા શુદ્ધાત્મા મોક્ષે જાય, પછી કોઈ બાકી ના રહે એવું બને ખરું ?

**દાદાશ્રી :** ક્યારેય એવું બનવાનું નથી અને એવું કશી ભાંજગડ રાખવાની જરૂર નથી. એવી ઈચ્છા કરવાનીય જરૂર નથી. એ એના પ્રવાહરૂપે જ વહ્યા કરે છે મોક્ષમાર્ગમાં. જેમ નદી વહ્યા કરે છે ને ? નદી તો અટકી જાય ચાર દહાડા પછી અને આ નિરંતર પ્રવાહ ચાલુ જ રહે, તે પાછો કાયદેસર. વ્યવસ્થિત એવો પ્રવાહ ચાલુ રહે, વધ નહીં, ઘટ નહીં.

આ જગત આવું ને આવું અનાદિ છે, અને અનંત સુધી રહેશે. કંઈ ફેરફાર થવાનું નથી. એટલે અહીંથી જેટલા જીવો મોક્ષે જાય છે, આ દુનિયામાંથી, એટલા જીવો બીજામાંથી અહીં આવે છે. એટલે આ વ્યવહાર રાશિ સરખી ને સરખી રહે છે.

**પ્રશ્નકર્તા :** વ્યવહાર રાશિમાંથી આત્માઓ મોક્ષમાં જાયને, તો એની વધઘટ થાય ?

**દાદાશ્રી :** વધઘટ ના થાય. કારણ કે મોક્ષમાં છે તે અનંત છે. વ્યવહારમાં છે તે સંખ્યાત છે. અસંખ્યાત, સંખ્યાત બધું વ્યવહારમાં છે. અને જે વ્યવહારની ઉપર છે, અવ્યવહાર રાશિના, તે અનંત છે પાછા. અનંતમાંથી વધતું-ઓછું થાય નહીં. ઓછું થાય તોયે અનંત, વધે તોયે અનંત.

**પ્રશ્નકર્તા :** તો મોક્ષ મળ્યા પછી નિગોદમાં વેઈટિંગમાં આવવું નહીં પડેને ?

**દાદાશ્રી :** ના, પોતાના સ્વભાવમાં આવી ગયો. આ તો જગતના છ તત્ત્વો છે. એમાં આત્મા એક ચેતન તત્ત્વ છે. એ પોતાના સ્વભાવમાં અહીંયા આગળ આવી ગયો, કે મોક્ષે જાય.

## જો મા-છોકરો સરખી ઉંમરના થાય, તો બધા મોક્ષે જાય

**પ્રશ્નકર્તા :** આત્મામાં તો જ્ઞાન છે, તો ધીમે ધીમે એ કક્ષા તો બધાની આવે જ ને, કે મોક્ષે જઈ શકીએ ?

**દાદાશ્રી :** કક્ષા પણ આવે જ છે. આવે જ છે કક્ષામાં ને મોક્ષે જઈ રહ્યા છે. પણ તું એમ કહું કે આખા જગતના બધા આત્માઓ જો મોક્ષે

જાય, તો આ સંસારના નાશની તે ભાવના કરી કે સંસાર ના હો ! અને આ સંસાર એ તો આત્માનું ડેવલેપમેન્ટ છે. આત્મા મૂળ તો ડેવલપ થયેલો જ છે. આત્મા તો પોતે આત્મા જ છે પણ આ આપણી અત્યારે એવી શ્રેણી ઉત્પન્ન થયેલી છે, તે પૌદ્ગલિક માન્યતામાં રૂઢ થઈ ગયેલા છીએ. તે માન્યતાઓ ખસતી ખસતી ખસતી ખસતી મૂળ ચૈતન્યસ્વરૂપની ભાવના ઉત્પન્ન થાય છે.

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ આત્મા મોક્ષે પહોંચી જ નથી શકતો ?

**દાદાશ્રી :** અરે, બધા ઘણા પહોંચી શકે છે ને હું મોક્ષમાં જ, અત્યારેય મોક્ષમાં જ છું.

**પ્રશ્નકર્તા :** એવું કેમ ના બની શકે કે બધા જ આત્મા મોક્ષે જતા રહે ? પોસિબલ ખરું ?

**દાદાશ્રી :** આખું જગત મોક્ષે જાય એવી ભાવના ભાવવાનો અધિકાર છે મનુષ્યને, પણ એ રૂપકમાં ક્યારેય આવે નહીં. એ રૂપકમાં ક્યારે આવશે કે મા ને છોકરો બે સરખી ઉંમરના થશે ત્યારે ! મા ને છોકરો બે સરખી ઉંમરના થશે કોઈ વખત ? જો છોકરો ને મા બે સરખી ઉંમરના જે દહાડે થાય, તે દહાડે આ જગત આખું મોક્ષે જતું રહેશે.

**પ્રશ્નકર્તા :** તીર્થંકરોના સમયમાં જે આત્મા આવે, એનો જ મોક્ષ થાય કે બીજા કોઈનો ? એટલે આપના સમયમાં અમે આવ્યા, તો અમારો મોક્ષ થાય કે બીજાનો પણ થાય, બીજા સમયમાં ?

**દાદાશ્રી :** બધાનો મોક્ષ તો થવાનો જ છે, વહેલે-મોડે. એનો ક્રમ છે. એક સમયે એકસો આઠ જીવ મોક્ષે જયા કરે છે, પ્રવાહ રૂપે. અને એકસો આઠ જીવ એટલા બહારથી આ વ્યવહારમાં આવે છે. આ વ્યવહારમાં એક જીવ વધતો-ઘટતો નથી. વ્યવહાર પરિપૂર્ણ છે.

## અબજો અવતારે ન મળે, તે એક કલાકમાં થાય કારણ મોક્ષ

**પ્રશ્નકર્તા :** દાદા, આત્માનો મોક્ષ થવાનો ઓછામાં ઓછો સમય કયો ?

**દાદાશ્રી :** મોક્ષ તો કરોડો અવતારે ને કરોડો વર્ષોયે પછી ના થાય. ભગવાને શું કહ્યું છે કે ઉપશમ સમકિત થયા પછી અર્ધ પુદ્‌ગલ પરાવર્તનમાં આવે. ત્યાર પછી અબજો અવતાર બાકી રહે. નહીં તો લોકોને તો પરંપરા અવતારની છે. પણ એમાંથી આ સમકિત થવાથી અર્ધ પુદ્‌ગલ પરાવર્તનમાં આવ્યો, કહે છે. બોલો, ક્યારે મેળ પડે ? એટલે હિન્દુસ્તાનમાં જન્મ કો'ક ફેરો થવો અને આ મેળ પડી ગયો તો પડી ગયો, નહીં તો રામ તારી માયા ! તમારો તો મોક્ષ થઈ ગયો છે ને ? નિંરતર મોક્ષ રહે છે ને અહીંયા ? હવે બીજો (કાર્ય) મોક્ષ થશે કાયમને માટે.

ભગવાને કહ્યું કે 'આ કાળમાં મોક્ષ બંધ છે પણ મોક્ષમાર્ગ બંધ નથી થયો, મોક્ષમાર્ગ ચાલુ છે.' લોકોએ જાણ્યું કે મોક્ષ બંધ થઈ ગયો, એટલે આડા માર્ગે ચાલવા માંડ્યું છે. એકવીસ હજાર વર્ષ જેનું (ભગવાન મહાવીરનું) શાસન છે, તો મોક્ષમાર્ગ બંધ થઈ ગયો હોત તો તે શાસનની જરૂર જ શી છે ? તે સમજ્યા નહીં. અહીં 'કારણ મોક્ષ' થઈ જાય છે. મોક્ષમાર્ગથી 'કાર્ય મોક્ષ' નથી થતો. તે મોક્ષ ૯૯,૯૯૯ સુધી પહોંચે છે, લાખ પૂરા થતા નથી. મોક્ષ બે પ્રકારના છે : (૧) કારણ મોક્ષ (૨) કાર્ય મોક્ષ. આ કાળમાં 'કારણ મોક્ષ' ચાલુ છે અને 'કાર્ય મોક્ષ' બંધ છે. 'કારણ મોક્ષ' થયા પછી ઓછામાં ઓછો એક અવતાર કરવો પડે. અમે કલાકમાં 'કારણ મોક્ષ' આપીએ છીએ. અત્યારે તો ગજબનો મોક્ષમાર્ગ ચાલુ છે. 'અમે' શાસનના શણગાર છીએ !

## આજ્ઞા ના પાળે તો કરી નાખે પાછો હજારો અવતાર

'કારણ મોક્ષ' થઈ ગયો, પણ આપણું જ્ઞાન કેવું છે કે એ જ્ઞાન એને આજ્ઞાપૂર્વક રહે તો જ કામનું. જો આજ્ઞામાં ના રહ્યો તો જ્ઞાન ઊડી જશે. કારણ કે આજ્ઞા જ મુખ્ય છે. વાડ ના હોય તો ઊડી જાય બધું. એટલે આ જ્ઞાન લીધા પછી તમે આજ્ઞામાં આવી જશો અને ત્યારે મોક્ષેય મળી ગયો હશે.

**પ્રશ્નકર્તા :** અમ મહાત્માઓને, જેમણે જ્ઞાન લીધું છે આ જિંદગીમાં, તેમને એક-બે-ત્રણ અવતાર ખરા કે પાંચ અવતાર પણ થાય કે દસ પણ થાય કે વધારેય થાય ?

**દાદાશ્રી :** હં... એ તો જેવી આજ્ઞા પાળી હોયને ! આજ્ઞા ના પાળી હોય તો પાંચ હજાર અવતારેય થાય. અને આ બીજા લોકોને તો, એમને તો કરોડો અવતારેય ઠેકાણું ના પડે.

**પ્રશ્નકર્તા :** કરોડો અવતાર એટલે કેટલી ચોવીસી જાય ?

**દાદાશ્રી :** હા, એ તો અર્ધ પુદ્‌ગલ પરાવર્તન. એટલે શું ? આ દુનિયામાં જેટલા પુદ્‌ગલ છે, એ બધા પરાવર્તન પામે ત્યારે એવું ઠેકાણું પડે.

**પ્રશ્નકર્તા :** એ બધા પુદ્‌ગલ પરાવર્તન થાય ત્યારે !

**દાદાશ્રી :** હા... આ... અર્ધ પુદ્‌ગલ. લોક હજુ આખામાં છે, પણ પેલા અર્ધ પુદ્‌ગલમાં આવ્યા, કહે છે. એટલે આ તો બધા ભટકવાના માર્ગ. આ તો કો'ક ફેરો આવો માર્ગ મળી આવે, તે કર્મ બંધાતા અટકે ત્યારે રાગે પડે.

## અક્રમ તોડે સમસરણ આવરણ, થાય દર્શન-જ્ઞાન-ચારિત્ર

**પ્રશ્નકર્તા :** દાદા, એકવાર એવી વાત થઈ હતી કે કર્મો બધા ખપાવી નાખે તોયે મોક્ષ ના થાય.

**દાદાશ્રી :** કારણ કે આનું આવરણ છે, સમસરણ માર્ગનું. બે જાતના આવરણ. ભગવાને શું કહ્યું કે સમસરણ માર્ગનું આવરણ તૂટે અને કર્મ ખપે તો મોક્ષ. તો આપણે કર્મ તો ખપાવા છે. પણ કર્મ ખપાવવા જઈએ તો તો આપણે બધા એવા હોશિયાર છીએ કે એક ખપાવવા જાય તો ચાર પાછો લઈને આવે, ખરીદીને આવે. જાત્રાએ જાય તો બે ખપાવે અને બીજા પાંચ-દસ કમાણી કરીને આવે, બીજા લઢીને આવે. એટલે ક્યારે પાર આવે આનો ? ઊલટો અહીં બે કર્મ ખપાવવા ગયો તો બીજા લઈને આવે. ત્યાં રસોડામાં બૂમાબૂમ કરે, ફલાણું કરે. ઊલટા લઈને આવે, ખરીદીને આવે. એટલે હું જાણુંને કે આ તો લોક ખરીદી કરી લાવે એવા છે. ઊલટા, ખોટ ખાય એવા છે. એટલે આપણે એ કર્મને બાજુએ રાખ્યા. વચ્ચેના ઊડાડી મેલ્યા. હવે ગોડાઉન ખાલી કરો. 'તે આ બધા અમે કરીશું' કહે છે, 'તમે

કહો એટલું, બધાયે બધા ગોડાઉન ખાલી કરીશું' એમ કહે છે ને પાછો. કારણ કે સમસરણ માર્ગનું જે આવરણ છે તે તોડીને થઈ ગયો છૂટો. રહ્યું શું ? ત્યારે કહે, ગોડાઉનમાં માલ-સ્ટોક છે તે. ત્યારે કહે, તે વાંધો નહીં. બધી ફાઈલો હું સમભાવે નિકાલ કરી નાખીશ. કહે છે. કહે છે ને, નથી કહેતા ?

એટલે આ જુદો માર્ગ છે, દર્શન-જ્ઞાન-ચારિત્ર, ને પેલું ક્રમિક માર્ગ જ્ઞાન-દર્શન-ચારિત્ર. જ્ઞાન-દર્શન-ચારિત્ર એટલે શાસ્ત્રો વાંચો અને તેમાંથી તે તમને સમજણ પડે, તે દર્શનમાં આવે તો મોક્ષ ભણી લઈ જશે અને દર્શનમાં ના આવ્યું તો સંસારમાં ભટકાવશે પાછું. જે જ્ઞાન દર્શનમાં આવશે તે જ મોક્ષ ભણી લઈ જશે. એટલે જ્ઞાનમાંથી દર્શન ઉત્પન્ન થશે. જ્યારે આપણે અહીં દર્શન પહેલું આપી દે છે. પછી જ્ઞાન ને પછી ચારિત્ર. એટલે માર્ગ બેઉ જુદા છે. આ દર્શન-જ્ઞાન-ચારિત્ર, પેલું જ્ઞાન-દર્શન ને ચારિત્ર.

## સમસરણ આવરણ ન તૂટતા, ઊભા થયા કરે નવા કર્મો

**પ્રશ્નકર્તા :** સમસરણ માર્ગના આવરણ વિશે વધારે પ્રકાશ પાડશો ?

**દાદાશ્રી :** બે જાતના આવરણ : એક ક્રિયાના આવરણ છે અને બીજું સમસરણ માર્ગનું આવરણ છે. સમસરણ માર્ગનું આવરણ એટલે શું કહેવા માગીએ છીએ, કે અગિયારમા માઈલમાં જુદી જાતનું આવરણ હોય, સાડા અગિયારમા માઈલમાં જુદી જાતનું આવરણ હોય. સમસરણ માર્ગ આખો છે, એમાં ફર્સ્ટ માઈલમાં આવરણ જુદી જાતનું. તેનાં ફર્લાંગે-ફર્લાંગે, અરે, પગલે-પગલે આવરણ જુદી જાતના હોય. એ બધી જ જુદી જુદી શ્રેણી. ગયા અવતારે જે જોયેલું તે જ્ઞાન અને તે મન સ્વરૂપે હાજર છે અને આજે નવું આ જ્ઞાન જુદું જોઈએ છીએ. એટલે પાછલું જ્ઞાન એને આજ મૂંઝવે છે. આજનું જ્ઞાન એને એડજસ્ટ થઈ શકતું નથી.

ક્રમિક માર્ગમાં માલ ખપાવી ખપાવીને આગળ જવાનું, ત્યારે કહે, 'કોઈકે બધો માલ ખપાવી દીધો તો ?' તોય ભગવાને કહ્યું, 'સમસરણ આવરણ જ્યાં સુધી છે, ત્યાં સુધી ગમે તેટલા ખપાવ્યા હશે તોય ઊભા થશે.' શાનું આવરણ છે ? સમસરણ માર્ગનું આવરણ. ભગવાને શું કહ્યું કે 'સમસરણ માર્ગનું આવરણ તૂટે અને કર્મ ખપે તો મોક્ષ થાય.' સમસરણ

આવરણ દરેક જીવને હોય. અમે એ સમસરણ આવરણ તોડી નાખીએ. પછી કર્મો જુદા પડી જાય છે. સમસરણ અને કર્મો એ બેનો આંકડો છે. તમે કર્મ ગમે એટલા ખપાવો, પણ પેલો આંકડો તો એમને એમ જ છે. જ્યારે આપણે બેઉ વિભાજન કરી નાખ્યું. જેમ વડોદરા સ્ટેશન પર ચોવીસ ડબ્બા અને ઈન્જિન હોય પણ આપણે આંકડો કાઢી લીધો હોય તો ઈન્જિન ચાલ્યું જાય ને ડબ્બા પડી રહે ! એવું આ કુદરતી રીતે ઊભું રહ્યું છે. આ મારી આજની શોધખોળ નથી. આજે શોધખોળ બની શકે એવી નથી. ધીસ ઈઝ બટ નેચરલ ! આ બધાના પુણ્યના આધીન બન્યું છે, નહીં તો આવું બની જ શકે નહીંને ! મને એક કલાક મળ્યા પછી એ માણસ મને છોડતો જ નથી અને તે આ અક્રમ તેને કહેવાય છે. સમસરણ આવરણ એ અજ્ઞા ભાવ છે. આ પ્રજ્ઞા ભાવ પ્રગટ થઈ જાય છે. આત્મા, આત્માની જગ્યાએ છે અને ખપાવવાના કર્મો, આ કર્મની જગ્યાએ છે.

## મોક્ષમાર્ગ, નિશ્ચયનયથી - વ્યવહારનયથી

**પ્રશ્નકર્તા :** 'નિશ્ચયનય' શબ્દ વાપર્યો છે શાસ્ત્રમાં મોક્ષને માટે, તો એ શું છે ?

**દાદાશ્રી :** 'નય' એટલે વ્યૂ પોઈન્ટ. વ્યવહારનયથી તમે ચંદુભાઈ, નિશ્ચયનયથી તમે શુદ્ધાત્મા. નિશ્ચયનયથી મોક્ષમાર્ગ કોને કહેવાય ? જ્ઞાતા-દ્રષ્ટા પદમાં રહે એ નિશ્ચયનયથી મોક્ષમાર્ગ.

**પ્રશ્નકર્તા :** વ્યવહારનયથી મોક્ષમાર્ગ એટલે શું ?

**દાદાશ્રી :** વ્યવહારનયથી મોક્ષમાર્ગ એટલે પાંચ (ઈન્દ્રિયોના) વિષયોમાં વૃત્તિ વિના જીવન જીવે તે વ્યવહારનયથી મોક્ષમાર્ગ.

## અક્રમે સહજ પ્રાપ્ત નિશ્ચય ચારિત્ર, ન જરૂર વ્યવહાર ચારિત્રની

**પ્રશ્નકર્તા :** દાદા, નિશ્ચય ચારિત્ર માટે વ્યવહાર ચારિત્ર એ અગત્યનું જ છે ને ?

**દાદાશ્રી :** અત્યારે આપણે અહીં આગળ આ જ્ઞાન મળ્યું છે ને, તે આ અક્રમ વિજ્ઞાન છે એટલે વ્યવહાર ચારિત્ર આપણને જરૂર નહીં,

ક્રમિક વિજ્ઞાનમાં વ્યવહાર ચારિત્ર હોય તો જ નિશ્ચય ચારિત્ર પ્રાપ્ત થાય. હવે ત્યાં વ્યવહાર ચારિત્ર કરતા કરતા તો, એના સાંધા તો તૂટી જાય પણ આ કેટલાય અવતારો ભટકી જાય !

**પ્રશ્નકર્તા :** પણ આપણે એની જરૂર નહીંને ! આપણે વ્યવહાર ચારિત્રને મેળવીને પછી જ પેણે જવાય એવું નહીંને ?

**દાદાશ્રી :** ના, આ અક્રમ છે માટે જરૂર નહીં. નહીં તો પેલું સાંધા જ તૂટી જાય. એ બે વિષયોની સ્પર્શ-સ્વાદ વૃત્તિઓ બંધ કરવી એ તો કંઈ સહેલી વાત છે, આ લોકો ક્રમિકમાં માર ખઈ, ખઈને મરી ગયા તોય નહીં ઠેકાણું પડતુંને ! અને આ તો અક્રમ વિજ્ઞાન છે ! શોધખોળ છે એક જાતની. જ્ઞાન તેનું તે જ પણ શોધખોળ છે હાઈ (ઊંચી).

**પ્રશ્નકર્તા :** અક્રમમાં જઈએ છીએને, એટલે પહેલું આત્મા ટચ થઈ જાય. પછી વ્યવહાર એની મેળે જ શુદ્ધ થવા માંડે, આપોઆપ શુદ્ધ થવા માંડે છે.

**દાદાશ્રી :** એ અક્રમ જ્ઞાનની બલિહારી છે, બાકી ના હોઈ શકે. પેલું ટચ થાય જ નહીંને ! પેલું ટચ થવા માટે તો અનંત અવતારો ભટક ભટક કરે તોય કશું વળે એવું નથી. આ તો કંઈક મહાન ગાઢ પુણ્યૈ, તે તમને આ પ્રાપ્ત થયું ને તમને પોતાને એમ લાગ્યું કે આપણે ક્યાં આગળ ઊભા છીએ. અગાધ ઊંચાઈની જગ્યાએ પહોંચ્યા છીએ એવું પોતાને સમજાય અને સર્વ દુઃખોથી મુક્તિ થયા કરતી હોય તેય સમજાતું જાય. દુઃખ ઓછા થતા જાય. અને પેલા તો વધ્યા જ કરે. આ પાંચ વિષયોમાંથી વૃત્તિઓ પાછી વાળવી એ તો બહુ મુશ્કેલી. એક વિષયમાંથી પાછી વાળવી મુશ્કેલ છે તો. કાનમાં પાછી વળે, નાકમાં પાછી વળે પણ આંખમાં ? ત્યારે જીભમાં ?

**પ્રશ્નકર્તા :** પણ એમ નથી દાદા, પહેલા, સમજ્યા વગરનું બધામાં રસ લેતો હતો. હવે એ પોતાને ખ્યાલ છે કે મારે ને આને કાંઈ સંબંધ નથી, પોતે જ્ઞાતા-દ્રષ્ટા છે. પેલું ટચ થઈ ગયું છે. એટલે આ એની મેળે એમાંથી... રસ ઓછો થતો જાય.

**દાદાશ્રી :** પેલું બહારનું ચોખ્ખું કરીને અંદર જવાનું હતું. તે બહારનું ચોખ્ખું થાય નહીં ને દહાડો વળે નહીં. એથી તો અનંત અવતાર ભટક ભટક કરે. આ અંદરથી ચોખ્ખું કરીને બહાર આવવાનું છે. તે સહેલું, તે એની મેળે જ ચોખ્ખું થયા કરે બહાર. તમારે કશું કરવું ના પડે, એની મેળે જ થયા કરે. આત્મા પોતાના સ્વભાવમાં, જ્ઞાતા-દ્રષ્ટામાં આવે એ ખરું ચારિત્ર. એ ચારિત્ર વિના મોક્ષ નથી. આત્મા જ્ઞાતા-દ્રષ્ટા છે, તમે જ્ઞાતા-દ્રષ્ટામાં રહો એ જ ચારિત્ર અને તે જ મોક્ષનું ખરું કારણ, મોક્ષ એટલે સર્વ દુઃખોની મુક્તિનું કારણ એ અને પછી છેલ્લો મોક્ષ. એ થયા વગર નિર્વાણ થાય નહીં. નિર્વાણ એટલે આત્યંતિક મુક્તિ.

## નિર્વાણ એટલે આત્યંતિક મુક્તિ

**પ્રશ્નકર્તા :** મોક્ષ પછી માણસ નિર્વાણમાં જાય ?

**દાદાશ્રી :** ના, નિર્વાણ એટલે જ મોક્ષ. નિર્વાણ એટલે આ બધું જે આવરણથી ઊભું થઈ થયેલું, તે બધું બંધ થઈ ગયું.

**પ્રશ્નકર્તા :** નિર્વાણ એ દરેકમાં આવે છે. વૈષ્ણવોમાંય આવે છે, બીજામાંય આવે છે, બુદ્ધોમાંય આવે છે, જૈનોમાંય આવે છે. નિર્વાણ શબ્દ એ વિશે કંઈક વિશેષ સમજાવો.

**દાદાશ્રી :** નિર્વાણ એટલે શું કે જેને કોઈ પણ જાતના ફરી કર્મ બંધાવાના નહીં. બધું કમ્પ્લીટ (પૂર્ણ) થઈ ગયું. આત્મા ને દેહ જુદા થઈ ગયા ને આત્મા પોતાના સિદ્ધક્ષેત્રમાં જાય છે ત્યારે એ છેલ્લા દેહને નિર્વાણ કહેવાય. પણ આપણા લોકો તો ગમે તેને નિર્વાણ લખી નાખે છે ને, નિર્વાણ પામી ગયા !

નિર્વાણ ફક્ત મોક્ષમાર્ગ જેને પ્રાપ્ત થયેલો હોય, મોક્ષ વિના નિર્વાણ ના કહેવાય. (ગમે તેને) નિર્વાણ કહે એ એમની જવાબદારી પર કહે છે અગર ભાષાનો અનર્થ કરે. ચારિત્ર વિના મોક્ષ નથી. ચારિત્ર આવે જ, એટલે મોક્ષ થાય. મોક્ષ એટલે સર્વ દુઃખોથી મુક્તિ થાય અને સર્વ દુઃખોથી મુક્તિ થાય એટલે નિર્વાણ થાય. એટલે આત્યંતિક મુક્તિ થાય. નિર્વાણ (બીજા) કોઈને બોલવાનો અધિકાર નથી.

**પ્રશ્નકર્તા :** યોગવશિષ્ઠમાં એક પ્રકરણ આખું 'નિર્વાણ' પર આપ્યું છે.

**દાદાશ્રી :** હવે યોગવશિષ્ઠમાં લખે છે એ બરોબર છે, પણ બીજાથી ના લખાય. યોગવશિષ્ઠ તો હંમેશાં એ શેના આધારે છે ? 'અમે સર્વજ્ઞનું કહેલું કહીએ છીએ.' એટલે સર્વજ્ઞનું કહેલું એ માર્ગ જ નિર્વાણ માર્ગ.

## મુક્તિ અને નિર્વાણનો ભેદ

**પ્રશ્નકર્તા :** મુક્તિ અને નિર્વાણમાં જે ભેદ છે એટલો સમજાવો.

**દાદાશ્રી :** નિર્વાણ એટલે આત્યંતિક મોક્ષ અને મુક્તિ એટલે આ અત્યારે દુઃખોથી અભાવ વર્ત્યા કરે. દુઃખોથી મુક્તિ અહીં સમાધિમાં રહ્યા કરે એ.

**પ્રશ્નકર્તા :** આપણે તો હવે નિર્વાણની જ વાત કરવી જોઈએ ને આ મુક્તિ તો વચલું સ્ટેપ છે ને ?

**દાદાશ્રી :** પણ હવે મુક્તિ શબ્દ તરીકે બોલવાનો વાંધો શું છે આપણને ? આપણે નિર્વાણની વાત કરવી જોઈએ. આપણે નિર્વાણની જ વાત સાચી. આ તો વચ્ચે સ્ટેશન એક મૂકે, તે કંઈ આપણે ગાડી ઊભી ના રાખવી હોય તો ના રાખીએ અને કેટલાકને ઊભી રાખવી હોય તો ઊભી રાખે.

## નિર્વાણ થયે પહોંચે સિદ્ધગતિમાં

આ શરીર નિર્વાણ ક્યારે કહેવાય ? કે આ જગતની કોઈ ભૌતિક વસ્તુ રહી નહીં એટલે નિર્વાણ. હવે એને આત્મા પ્યૉર. હવે અહીં છે અને સિદ્ધ સ્થાનકમાં એનો મુકામ છે. સિદ્ધગતિમાં કોણ જાય ? ત્યારે કહે, અહીં જેનું નિર્વાણ થાય એ સિદ્ધગતિમાં જાય !

**પ્રશ્નકર્તા :** નિર્વાણ કેવી રીતે થાય ?

**દાદાશ્રી :** કર્મો ખલાસ થઈ જાય ત્યારે. ચૌદમું ગુણસ્થાન ઉત્પન્ન થાય ત્યારે કર્મો ખલાસ થઈ જાય, બધું ખલાસ થઈ જાય.

**પ્રશ્નકર્તા :** દેહનો મોક્ષ લખ્યો છે એ શું ?

**દાદાશ્રી :** આ દેહનું નિર્વાણ ના થાય આ ભવમાં, એક અવતાર કરવો પડે. પછી શરીરનો હઉ મોક્ષ થાય. આત્માનો મોક્ષ અને શરીરનો મોક્ષ. બેઉ બંધાયા'તા ને બેઉ છૂટા થઈ જાય ! સહુ સહુને રસ્તે, ઘેર !

## પ્રકાશસ્વરૂપી આત્મા, નિર્વાણે ફેલાય બ્રહ્માંડમાં

**પ્રશ્નકર્તા :** આત્મા જ્યારે નિર્વાણ પામે છે ત્યારે પ્રકાશ બધે ફેલાય છે, તો એ કેવી રીતે ?

**દાદાશ્રી :** તે આખા બ્રહ્માંડમાં પ્રકાશ ફેલાઈ જાય. આ દેહમાંથી નીકળ્યો પ્રકાશ કે તરત આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય, ભાજન પ્રમાણે. જેટલું ભાજન મોટું હોયને એ બધે ફેલાય. આવરણવાળા લોકોને ના ફેલાય. જે નિર્વાણ થવાના, મોક્ષે જતા એમને આવરણ નહીંને, એટલે બધે ફેલાઈ જાય પ્રકાશ.

આત્મા જ્યારે દેહ છોડીને મોક્ષે જાય છે ત્યારે એનું સચ્ચિદાનંદ સ્વરૂપ હોય છે. એનો પ્રકાશ આખા બ્રહ્માંડમાં ફેલાઈ જાય છે. ત્યાર પછી એ સિદ્ધક્ષેત્રમાં જાય છે, સિદ્ધ બની જાય છે.

આખા બ્રહ્માંડમાં પ્રકાશ ફેલાય. આખા બ્રહ્માંડના જીવો પર શાંતિ વર્તે, પ્રકાશ ફેલાય તે. પ્રકાશની અસરથી બધા જીવમાત્રને, ઝાડ-પાન બધાને સુખ વર્તે.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૯]

# સિદ્ધ ભગવંત-સિદ્ધક્ષેત્ર

## [૧૯.૧]

## જીવની દશાના ભાંગા

### ચાર ભાંગા : એક ભટકવાનો, ત્રણ છૂટવાના

ભગવાને જીવની દશાના ચાર ભાગ પાડ્યા છે. ૧) અનાદિ અનંત. અનાદિ છે તે અનંત કાળ સુધી ભટકવાના છે. આમાંથી છૂટવાના રસ્તા છે, એ ત્રણ ભાંગા છે. ૨) અનાદિ સાંત ૩) સાદિ સાંત ૪) સાદિ અનંત.

**પ્રશ્નકર્તા :** અનાદિ અનંતના જીવો કયા ?

**દાદાશ્રી :** અનાદિ અનંતમાં, આખું જગત એમાં જ છે. આમાંથી જો કદી જ્ઞાની પુરુષ મળી જાય, સગવડ મળી જાય તો અનાદિ સાંત થાય. અનાદિનો તો છે જ પણ અંત આવશે એનો. એ દશાનો અંત આવશે. મિથ્યાત્વ દશાનો અંત આવશે એટલે અનાદિ સાંત અને પછી એ દશા અંત આવ્યા પછી ત્યારે કહેશે, સાદિ સાંતમાં આવ્યો. સમ્યક્ત્વ એટલે સાચી સમજણની શરૂઆત થઈ ગઈ. અને તે સાચી સમજણનો અંત આવ્યો, સાદિ સાંત એનો અંત આવ્યો અને ફુલ લાઈટ થયું એ સાદિ અનંત.

એ શરૂઆત થઈ પછી પણ અનંતકાળ સુધી રહેવાનું, એ સિદ્ધગતિમાં. આ વચલી સ્થિતિ સાદિ સાંતની.

## વસ્તુત્વનું ભાન થતા સાદિ સાંત, પૂર્ણત્વ થતા સાદિ અનંત

અનાદિ અનંત તો જગત છે જ, પણ જેનાથી આ વૈજ્ઞાનિક રીતે બંધાયો છે, વૈજ્ઞાનિક અસર થઈ છે, એ વૈજ્ઞાનિક અસર તોડી આપનાર જ્ઞાની પુરુષ મળે અને બન્ને વસ્તુને છૂટી પાડી આપે તો એનો અંત આવે. પછી અનાદિ અનંત હતું તેને બદલે અનાદિ સાંત આવ્યું. તારે આવી ગયું કાલે જ્ઞાન પછી. અને હવે પાછી નવી શરૂઆત થઈ સાદિ. આ દશા, નવી દશા, સાદિ સાંતની દશા. આ હવે દશા કઈ થઈ ? કે પહેલા અસ્તિત્વનું ભાન તો તને હતું, 'હું છું.' હવે વસ્તુત્વનું ભાન થયું. શું થયું ? 'હું શું છું' એનું ભાન થયું તને અને પૂર્ણત્વ થયું નથી ત્યાં સુધી સાદિ સાંતની દશા રહેશે અને પૂર્ણત્વ થશે ત્યારે સાદિ અનંત થશે. પૂર્ણત્વ એટલે સિદ્ધદશા. પૂર્ણાહુતિ થાય છે ત્યારથી, પૂર્ણાહુતિ થયા પછી એની શરૂઆત છે અને અનંતકાળ સુધી રહેશે.

## સાદિ સાંત : સમકિત એ આદિ, કેવળજ્ઞાન એ અંત

**પ્રશ્નકર્તા :** સાદિ સાંત એટલે તો મુક્તિમાં પહોંચી ગયોને ?

**દાદાશ્રી :** સાદિ સાંત એટલે સ-આદિ. એને સમકિત થયું તેની આદિ છે અને તે કેવળજ્ઞાન સુધી, સ-અંત. સ-અંત, સાંતવાળું છે. સમકિત થયું ત્યારથી સાદિ થઈ, કારણ કે જે દૃષ્ટિ તીરછી હતી તેને બદલે સીધી થઈ, ત્યારથી સાદિ અને પછી સ-અંત. એ દશા કેવી છે ? સ-અંત. કેવળજ્ઞાન થાય એટલે સાંત દશામાં. ત્યારથી છેલ્લી દશા છે એ સાદિ અનંતનો ભાંગો છે. એટલે સિદ્ધદશા છે તેની આદિ શરૂ થઈ ગઈ અને અનંતકાળ સુધી રહેવાની છે. એટલે આ ભાગમાં જ્યાં સુધી ઉત્પન્ન ના થાય, ત્યાં સુધી એને આ અનાદિ અનંતના ભાંગામાં રહેવું પડશે.

આ દશા અનાદિ અનંત છે પણ અનાદિ સાંતવાળી થઈ શકે છે. એને સમ્યક્ત્વ થાય તો પછી આ દશા છૂટી જાય, કર્મ બંધાવાની દશા

છૂટી જાય, કોઝીઝ-ઈફેક્ટ. ત્યારે પછી બીજી દશા ઉત્પન્ન થાય છે, સાદિ સાંત. સાદિ સાંત એટલે સમ્યક્ત્વની શરૂઆત થઈ ગઈ, તે ઠેઠ કેવળજ્ઞાન થતા સુધી સાદિ સાંતનો ભાંગો કહેવાય. સમ્યક્ત્વની શરૂઆત ને કેવળજ્ઞાનની પૂર્ણાહુતિ. પછી ચૌદમા ગુંઠાણા સુધી જાય ત્યાં સાદિ અનંત કહેવાય. અને જે મોક્ષ, હા, સિદ્ધક્ષેત્રમાં જવાની આદિ છે પણ એનો અનંતકાળ છે.

## સાદિ સાંત ભાંગામાં આવે ત્યારે પંચ પરમેષ્ઠિ

આ તો અવ્યવહાર રાશિમાંથી વ્યવહારમાં આવ્યો ત્યારથી એનો વ્યવહાર ધર્મ ચાલુ થઈ જાય છે. વ્યવહાર ધર્મ ચાલુ થઈ જાય છે તે વ્યવહાર ધર્મમાં એ ઠેઠ એની આદિયે નથી ને અંતેય નથી. એટલે આમ વ્યવહારની આદિ દેખાય છે ખરી, પણ બંધન તરીકે અનાદિ અનંત બંધન છે. હવે એ જ્યારે કોઈ ફેરો જ્ઞાની પુરુષને એવો કંઈક જોગ બેસી જાય, એનું ઉપાદાન તૈયાર થાય ને નિમિત્ત છે તે ભેગું થઈ જાય ત્યારે એને કંઈક જ્ઞાન પ્રગટ થાય ત્યારે સાદિ સાંતના ભાંગામાં આવે. સાદિ સાંતના ભાંગામાં આવે ત્યારે પોતે જુદી દશામાં આવ્યા કહેવાય. ત્યારે એને પંચ પરમેષ્ઠિ કહેવાય છે.

## જ્ઞાની મળતા અનાદિ અનંતમાંથી અનાદિ સાંત

**પ્રશ્નકર્તા :** દાદા, આપને ભેગો થાય પછી કયા ભાંગામાં જીવની શરૂઆત થાય છે ?

**દાદાશ્રી :** એ અનાદિ સાંત, એક તો અનાદિ અનંત. મને જે ભેગો ના થયો એ આ અનાદિ અનંતના ભાંગામાં છે અને ભેગો થઈ જાય તો અનાદિ સાંતમાંયે આવી જાય. સાંત થવાને યોગ્ય છે પણ એવો જોગ બેસવો જોઈએ અને ના જોગ બેસતો હોય તો અનાદિ અનંત છે. અને પછી મને ભેગો થયો એ અનાદિ સાંતના ભાંગામાં આવી ગયો. અને અનાદિ સાંતના ભાંગામાં આવ્યો એટલે એ બદલાય પછી, સાદિ સાંતના ભાંગામાં પછી એ લહેર કરે, મુકામ સાદિ સાંતમાં. જ્ઞાન મળ્યા પછી જે જ્ઞાનની આદિ થઈ, એની આદિ થઈ, શુદ્ધાત્માની આદિ થઈ અને

શુદ્ધાત્માનો અંત આવશે. એટલે એ સમકિત દશાનોય અંત આવશે, જ્ઞાનીદશાનો અને પછી સિદ્ધદશા ઉત્પન્ન થશે, તે સાદિ અનંત છે. એની શરૂઆત આદિથી થશે, પણ અનંતકાળ છે.

## સાદિ સાંતને કીધી ઈન્ટ્રિમ ગવર્મેન્ટ, શરૂઆત થઈ ડિસ્ચાર્જની

**પ્રશ્નકર્તા :** દાદા, આપે જેમ કહ્યું કે સાદિ સાંતના ભાંગામાં લહેર કરે, તો એમાં જે બધું ભરેલું હતું, તે ડિસ્ચાર્જ થવાનું શરૂ થઈ ગયું.

**દાદાશ્રી :** ડિસ્ચાર્જ રહ્યું, ડિસ્ચાર્જ થવાનું શરૂ તો ક્યાંથી થયું ? સાદિ સાંત સુધી. સાદિ એટલે અમે જ્ઞાન આપીએ, ત્યારથી સ-આદિ શરૂઆત થઈ ડિસ્ચાર્જ થવાની. અને જ્યારે નિર્વાણ થાય ત્યારે સ-અંત આવી ગયો, એ ડિસ્ચાર્જ થવાની સ્થિતિનો. અને પછી સાદિ એટલે કેવળ ચોખ્ખી સિદ્ધદશાની શરૂઆત થઈ અને એ અનંતકાળ સુધી રહેશે !

**પ્રશ્નકર્તા :** દાદા, એ જ ઈન્ટ્રિમ ગવર્મેન્ટ કીધી તે ? અને બધી ગૂંચોનો નિકાલ થઈ ગયો ?

**દાદાશ્રી :** તેથી ઈન્ટ્રિમ ગવર્મેન્ટ કહીએ છીએ આપણે. સાદિ સાંતના ભાંગામાં ઈન્ટ્રિમ ગવર્મેન્ટ છે. આ ઈન્ટ્રિમ ગવર્મેન્ટનો બધો ઉકેલ આવી જશે. પછી ફુલ ગવર્મેન્ટ થઈ જશે.

ભગવાને કહેવામાં કંઈ બાકી રાખ્યું નથી. વાતેય તદ્દન સાચી છે, પણ લોક સમજી ન શકે એવી વસ્તુ છે.

**પ્રશ્નકર્તા :** એ કાંઈ સમજવું સહેલું નથી, દાદા. એ તો બહુ સૂક્ષ્મ વાત છે તે. સાધારણ માણસના મગજમાં ઊતરે એવી વાત નથી.

**દાદાશ્રી :** સાયન્ટિસ્ટોય ન સમજી શકે તેવી વાત છે.

**પ્રશ્નકર્તા :** હા.

**દાદાશ્રી :** આમ ભાંગા સાથે બધું જો સમજે જગત, તો સમજાય. નહીં તો આ બુદ્ધિનો ખેલ નથી. બુદ્ધિએ બહુ વંઠેને ત્યારે માણસને બુદ્ધુ બનાવે.

## સિદ્ધશીલાએ પહોંચતા સાદિ અનંત, અનંત સમાધિ સુખ

'પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી,
ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો;
સાદિ અનંત, અનંત સમાધિ સુખમાં,
અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો.'

-શ્રીમદ્ રાજચંદ્ર

શું કહેવા માગે છે એ ? ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સ્થિતિમાં ત્યાં પહોંચ્યા તો ખરા, પણ ત્યાં આગળ કયા સુખમાં પહોંચ્યા ? ત્યાં કયું સુખ આપણને વર્તશે ? ત્યારે કહે છે, સઆદિ અનંત સુખ. સાદિ, સ-આદિ. સ-આદિ અનંત એટલે આની શરૂઆત થઈ. ત્યાં પહોંચ્યા તે સ-આદિ છે અને હવે અનંતકાળ સુધી એનું સ-આદિ અનંત, અનંત સુખમાં.

**પ્રશ્નકર્તા :** એટલા માટે બે વખત એકનો એક શબ્દ વાપર્યો ?

**દાદાશ્રી :** એનો એ શબ્દ વપરાવ્યો છે. 'સાદિ અનંત, અનંત સમાધિ સુખમાં.' અનંત દર્શન, જ્ઞાન અનંત સહિત જો. દર્શનેય અનંત અને અનંત જ્ઞાન સહિત જો, કહે છે. સમાધિ સુખમાં.

❖ ❖ ❖ ❖ ❖

# [૧૯.૨]

# સિદ્ધક્ષેત્ર

## મુક્ત સ્વરૂપે આત્મા, સિદ્ધક્ષેત્રે જ્ઞાનગમ્ય

**પ્રશ્નકર્તા :** મોક્ષ થઈ ગયો એટલે શું થયું ? જીવ મોક્ષે જાય એટલે જીવ એક્ચ્યુઅલી (ખરેખર) ક્યાં જાય ?

**દાદાશ્રી :** મોક્ષ એટલે ઈન્ડિપેન્ડન્ટપણું, બીજું કાંઈ નહીં. પછી જીવ છે ને એ પોતાના સ્વરૂપમાં રહેવાનો. મુક્તભાવે સ્વરૂપમાં.

**પ્રશ્નકર્તા :** એટલે ક્યાં રહે એ આત્મા ?

**દાદાશ્રી :** મોક્ષમાં પોતાને સ્વક્ષેત્રે, ત્યાં આગળ એ મોક્ષ થયેલા પુરુષોનું એક સ્થાન છે, સિદ્ધક્ષેત્ર છે, સિદ્ધશિલા.

**પ્રશ્નકર્તા :** સિદ્ધશિલા એટલે શું ?

**દાદાશ્રી :** સિદ્ધશિલા એટલે સિદ્ધ લોકોનું, સ્થાન છે એ.

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં શું શું હોય છે ?

**દાદાશ્રી :** ત્યાં આવું નથી. એ બુદ્ધિગમ્ય નથી, એ જ્ઞાનગમ્ય છે વસ્તુ.

**પ્રશ્નકર્તા :** ત્યાં ખાલી બધા આત્મા જ હોય છે ?

**દાદાશ્રી :** આત્મા છે ને, તે નિર્દેહી આત્મા એટલે મૂળ સ્વરૂપે

આત્મા. બુદ્ધિગમ્યથી ઊતરે એવું નથી આ. હું તમને કહેવા જાઉને, તોયે પહોંચે નહીં. એ જ્ઞાનમાં તમને દેખાવું જોઈએ. આપણે જાણવાની જરૂરેય નથી એવું.

**પ્રશ્નકર્તા :** એ તો જશું એટલે ખબર પડશે ને ?

**દાદાશ્રી :** ત્યારે જ ખબર પડેને ! જાણીને શું કામ છે ?

## સિદ્ધક્ષેત્રે અનંતા સિદ્ધો, નિરાલંબ સ્થિતિમાં

**પ્રશ્નકર્તા :** છતાં દાદા, અમને સમજાય એવું કહોને ?

**દાદાશ્રી :** સ્વતંત્ર રહેવાની જગ્યા છે ને સિદ્ધલોકની. સિદ્ધલોકનું સિદ્ધ સ્થાન છે, સિદ્ધક્ષેત્ર છે આખું. તે આ અનંતા સિદ્ધો ત્યાં આગળ કાયમને માટે રહેવાના. નિરાલંબ સ્થિતિ, કોઈ અવલંબન નહીં. એને ટાઢ ના વાય, તડકો ના લાગે. કારણ કે બૉડી હોય તો ઈફેક્ટ હોયને ? બૉડી નહીં, મન નહીં, વાણી નહીં. અને એમને શરીર હોય નહીં એટલે કશું જોઈએ નહીં, કોઈ ચીજ જોઈએ નહીં.

સિદ્ધલોક એ કશું કરે નહીં, કશું ખોળે નહીં, કશું ધોળે નહીં. એ સિદ્ધલોક, અને મહીં બેઠા છે એ ભગવાન. આ શરીર-બરીર એવું કશું હોય નહીં, પ્રકાશરૂપી શરીર હોય. એમને દુઃખ ના હોય ત્યાં જરાય. નર્યું સુખ, સુખ ને સુખ.

## સિદ્ધક્ષેત્રે પહોંચ્યા પછી, મુક્તિ બીજા તત્ત્વોની પકડથી

**પ્રશ્નકર્તા :** સિદ્ધલોકમાં પહોંચી ગયેલો આત્મા પાછો સૃષ્ટિ ઉપર ના આવે ?

**દાદાશ્રી :** ના, એ તો એની જગ્યા છે, એવું ક્ષેત્ર છે કે જ્યાં જે આત્મા નિર્મળ, ચોખ્ખા થઈ ગયા, સંસારથી મુક્ત થઈ ગયા, હવે બીજા તત્ત્વોની પકડમાં છે નહીં. બીજા તત્ત્વોની પકડમાં ક્યાં સુધી છે ? તો કહે, જ્યાં સુધી અહીંયા આગળ આ દશામાં છે તો બીજા તત્ત્વ એને ફરી વળીને પણ પકડમાં રાખે છે. એ પોતાને ખ્યાલ થઈ ગયો કે હું આ જ છું. એટલે

પેલા ઊંધા ખ્યાલને લઈને આ પકડ રહ્યા કરે છે. એ ખ્યાલ છોડાવડાવે છે. આ જુદું અને હું જુદો, 'હું શુદ્ધાત્મા છું' અને જેના આવરણ બધા તૂટી ગયા છે અને પ્યૉર છે. એ પ્યૉર બધા એ ત્યાં આગળ ક્ષેત્ર છે ત્યાં એકી સાથે છે ને તે પાછા બધા જુદા જુદા રહે છે.

## સિદ્ધશિલામાં ના ચોંટે કોઈ કર્મો, ના થાય કોઈ અસર

**પ્રશ્નકર્તા :** એ સિદ્ધશિલા કેવી હોય ?

**દાદાશ્રી :** સિદ્ધશિલા તો, જ્યાં કર્મને પોતાને ચોંટવું હોય તોય ચોંટાય નહીં એવી જગ્યા છે અને અહીં તો આપણી ના ઈચ્છા હોય તોય કર્મ ચોંટી પડે. અહીંયા આ કર્મના પરમાણુ નિરંતર બધે હોય છે. અહીં તો પરમાણુ તૈયાર જ હોય છે અને ત્યાં એમને કશું અસર જ નહીં. ભગવાન, કાયમને માટે એ પદ !

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રની બહાર પણ પુદ્ગલ પરમાણુઓ છે ને ?

**દાદાશ્રી :** પણ એ સિદ્ધક્ષેત્રની બહાર, એટલે ફક્ત નીચેના ભાગમાં જ છે અને એની અસર સિદ્ધોને ના કરે એવી સ્થિતિમાં છે. લોક-અલોકની વચમાં એ સિદ્ધક્ષેત્ર છે.

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં જે પરિસ્થિતિ છે, એની અસર બીજા લોકમાં આવે ખરી ?

**દાદાશ્રી :** કશુંય નહીં. અસરને શું લેવાદેવા ? કશી લેવાદેવા જ નહીં. અને એમને સિદ્ધોને કશી અસર જ ના હોયને, કોઈ જાતની.

**પ્રશ્નકર્તા :** એમને અસર ના હોય, પણ એમની અસર બહાર આવે કે નહીં ?

**દાદાશ્રી :** ના, એમની અસરનું અહીં કશુંય નહીં. છતાં એવું છે ને, એ આપણું લક્ષસ્થાન છે કે આપણે ત્યાં જવાનું છે.

## પછી ન કોઈ સંયોગ-વળગણા, માત્ર જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદ

એ સિદ્ધગતિ છે, એ ક્ષેત્ર જુદું છે. એટલે આત્મા અહીં આગળ એનો

બધો આ પુદ્ગલનો જે બંધ તે તૂટી ગયો, સંપૂર્ણ. ને બધા કર્મમાંથી છૂટી જાય કે પછી ત્યાં સિદ્ધક્ષેત્ર જઈને ઊભો રહે. એટલે આત્યંતિક મુક્તિ થયા પછી ત્યાં સિદ્ધક્ષેત્રમાં જાય. પછી નિરંતર સુખમાં જ રહેવાનું પોતપોતાના, નિરંતર સનાતન સુખમાં જ. કારણ કે પુદ્ગલ હોય નહીં. એટલે દુઃખ હોય નહીં. પુદ્ગલ છે ત્યાં સુધી દુઃખ છે.

એક પણ સંજોગોની વળગણા ના હોય ને એને કર્મ વળગે જ નહીં કોઈ દહાડોય. જેને વળગણા કોઈ પણ પ્રકારની હોય નહીં, તેને કોઈ પણ પ્રકારનો એવો કર્મોનો હિસાબ નથી કે એને કર્મ વળગે. અત્યારે સિદ્ધગતિમાં જે સિદ્ધ ભગવંતો છે, એમને કોઈ જાતના કર્મ વળગે નહીં. વળગણા ખલાસ થઈ ગઈ કે વળગે નહીં.

પરમેનન્ટ, કાયમને માટે ત્યાં ને ત્યાં જ. બહારનું તો કશું લેવાનું જ નહીં. લીધા વગર જ સુખ ઉત્પન્ન થાય અંદર. નર્યો આનંદ જ હોય. બસ જોવું-જાણવું અને આનંદમાં રહેવું એ જ કામ.

આ ક્ષેત્ર સંયોગોને લઈને, દબાણને લઈને આત્માને ભ્રાંતિ ઉત્પન્ન થઈ છે અને જ્યાં સંયોગો જ નથી, ત્યાં ભ્રાંતિ ઉત્પન્ન થવાનું કોઈ કારણ નથી એવું સિદ્ધક્ષેત્ર. જે અહીં સિદ્ધ થઈને ગયા છે ને, તે જગ્યાએ સંયોગો ભેગા થતા નથી. તો ભ્રાંતિ ઉત્પન્ન થવાનું કારણ નથી અને એ જ્ઞેય-જ્ઞાતા સંબંધમાં રહી શકે છે. સંયોગો સ્પર્શ કરે ત્યારે એ થાય. ત્યાં આગળ એવા સંયોગ સ્પર્શ નથી કોઈ જાતના.

## પરમાણુ ના જડે સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** સિદ્ધગતિએ ગયો એ આત્મા તો ફરી એ વધઘટમાં આવવાનો જ નહીંને ?

**દાદાશ્રી :** ના, એનું કશું થવાનું જ નહીં. એને ફરી ચોંટે નહીં હવે, કારણ ત્યાં આ પરમાણુ નથી. એટલે પરમાણુ ભેગા થાય તો ફરી અસર થાય.

**પ્રશ્નકર્તા :** ત્યાં સિદ્ધક્ષેત્રમાં પરમાણુ નથી ?

**દાદાશ્રી :** ત્યાં કશુંય નથી. એ સિદ્ધ ભગવંતો આ અહીંના બધા જ્ઞેયોને એ પોતે જોઈ શકે, પણ જ્ઞેયો એમની જગ્યામાં ત્યાં ના હોય. એકુંય પરમાણુ ના હોય.

**પ્રશ્નકર્તા :** જ્ઞાનના પરમાણુ તો હોયને સિદ્ધક્ષેત્રમાં ?

**દાદાશ્રી :** ના, પોતે જ જ્ઞાન, પોતે જ આત્મા, સર્વ સિદ્ધ ભગવંતો પોતે જ.

## સિદ્ધક્ષેત્રે એકલું આકાશ દ્રવ્ય, પણ એ નડે નહીં

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં કોઈ દ્રવ્ય નથી ?

**દાદાશ્રી :** નથી.

**પ્રશ્નકર્તા :** આત્મદ્રવ્ય તો ખરુંને ?

**દાદાશ્રી :** ના, એય નહીં. એ દ્રવ્ય તરીકે નહીં, એ તો સિદ્ધ તરીકે. દ્રવ્ય ક્યારે કહેવાય કે બીજા દ્રવ્યની જોડે હોય ત્યાં સુધી દ્રવ્ય ગણાય. સિદ્ધ થઈ ગયો ! કેટલી મોટી શોધખોળ છે !

**પ્રશ્નકર્તા :** દાદા, સિદ્ધક્ષેત્રમાં આકાશ ન હોય ?

**દાદાશ્રી :** આકાશ તો હોય, આકાશ વગર તો ભૂમિકા જ ન હોય કોઈ.

**પ્રશ્નકર્તા :** એ દ્રવ્ય તો ખરુંને ?

**દાદાશ્રી :** પણ એ દ્રવ્ય એને નડે નહીં. પુદ્ગલ હોય તો જ નડે. બીજું કોઈ દ્રવ્ય નડે નહીં. પુદ્ગલ વિકારી સ્વભાવનું છે. વિકારીભાવ એટલે શું ? એ વિશેષભાવને ધારણ કરે.

## એકલું આકાશ, માટે ન પરિવર્તન સિદ્ધક્ષેત્રે-અલોકે

**પ્રશ્નકર્તા :** આપે કીધુંને કે બધું પરિવર્તનશીલ છે, તો આ સિદ્ધક્ષેત્ર પરિવર્તનશીલ છે ?

**દાદાશ્રી :** ના, એ નહીં. આ જે લોક છે એ પરિવર્તનશીલ છે અને

અલોક નહીં, એમાં નથી અને સિદ્ધક્ષેત્રમાં નથી. પરિવર્તન ક્યાં હોય ? કે બધા તત્ત્વો હોય ત્યાં હોય. અલોકમાં બીજા કોઈ તત્ત્વ છે જ નહીં, એકલું પેલું આકાશ એક જ તત્ત્વ છે.

**પ્રશ્નકર્તા :** તો પછી જો આ પરિવર્તનશીલ નથી ત્યાં સિદ્ધક્ષેત્રમાં, તો ત્યાં બહુ ગિરદી નહીં થઈ જાય ? માય નહીં એવી પરિસ્થિતિ નહીં ઊભી થઈ જાય ?

**દાદાશ્રી :** ગિરદી એ બુદ્ધિના ખેલ છે. એ તો બુદ્ધિનો પ્રકાશ છે. ગિરદી હોતી હશે ? જ્યાં જગ્યાની જરૂર નથી પડતી, ત્યાં ગિરદી ક્યાંથી ?

## સિદ્ધક્ષેત્ર બ્રહ્માંડની છેલ્લી ધારે, ન એ કુદરતી રચના

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્ર બ્રહ્માંડમાં છે કે બ્રહ્માંડની બહાર છે ?

**દાદાશ્રી :** સિદ્ધક્ષેત્ર એ બ્રહ્માંડની બહારેય નથી, પણ બ્રહ્માંડમાં લોકની ધાર ઉપર છે, છેલ્લી ધાર ઉપર છે. તમે તમારી ભાષામાં સમજી જાવ, સહુ સહુની ભાષામાં લઈ જાય.

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્ર એ રચના પણ કુદરતી છે ને ?

**દાદાશ્રી :** ત્યાં નહીં, ત્યાં કુદરત જેવી વસ્તુ જ નથી.

**પ્રશ્નકર્તા :** દાદા, આખું બ્રહ્માંડ કુદરતી રચના કહેવાયને, સિદ્ધક્ષેત્ર સિવાય ?

**દાદાશ્રી :** કુદરતી રચના તો આંખે દેખાય છે, કાને સંભળાય છે, એટલી જ કુદરતી રચના. પાંચ ઈન્દ્રિયોથી અનુભવમાં આવે એટલી જ કુદરતી રચના છે અને તે વ્યવસ્થિતને તાબે છે. બીજું બધું તો કાયમનું જ છે આ. જગત જ કાયમનું છે.

**પ્રશ્નકર્તા :** એ કુદરતી રચના તો છે જ નહીં, એટલે કૉન્સ્ટન્ટમાં જ છે ?

**દાદાશ્રી :** કૉન્સ્ટન્ટ.

## સિદ્ધક્ષેત્રનું વાતાવરણ પરમાનંદી, નથી ત્યાં ગુરુત્વાકર્ષણ

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં કેવું વાતાવરણ હોય ? ત્યાં મતિ પહોંચી શકે ?

**દાદાશ્રી :** ના, મતિ ના પહોંચી શકે. ત્યાં પરમાનંદ છે.

**પ્રશ્નકર્તા :** ગુરુત્વાકર્ષણ હોય ?

**દાદાશ્રી :** ના, વજન જ ના હોયને સિદ્ધોને.

**પ્રશ્નકર્તા :** અવકાશ છે ?

**દાદાશ્રી :** અવકાશ છે. એ બધી બુદ્ધિ પહોંચે નહીં એવી વસ્તુ છે. બહુ ઊંડા ઊતરવા જેવું નથી. ત્યાં વજન નથી, તો એમને શું પડી જવાનું ? ત્યાં પૌદ્‌ગલિક ચીજ નથી. એટલે ત્યાં ગુરુત્વાકર્ષણ ના હોય.

## આરા પ્રમાણે સિદ્ધના આકાર, પણ સુખ સરખું

**પ્રશ્નકર્તા :** અનંતા સિદ્ધો જે સિદ્ધક્ષેત્રમાં રહ્યા છે, એમની રચના કઈ રીતની હશે ?

**દાદાશ્રી :** રચના ? આ અહીં આટલા બેઠા છે તે આ રચના જેવી દેખાય છે ને, એવી જ છે ત્યાં રચના. આ બેઠા છે, કોઈને વઢવાડ છે કશી ?

**પ્રશ્નકર્તા :** અમુક લિમિટેડ સ્પેસની અંદર રહેતા હશેને ત્યાં ?

**દાદાશ્રી :** લિમિટેડ સ્પેસ નથી, એ તો આખું સિદ્ધક્ષેત્ર છે.

**પ્રશ્નકર્તા :** બીજું એ સમજવું હતું કે સિદ્ધો અનંતા છે અનંતકાળથી, એટલે એનું એકબીજાનું આખું બંધારણ કઈ રીતનું છે ? જુદા જુદા આરામાં ગયેલા હોયને, તે એમની દેહની લંબાઈ જુદી જુદી હોયને ?

**દાદાશ્રી :** અવસર્પિણી કાળના ચોથા આરાના મોક્ષે ગયેલા સિદ્ધોનો આકાર નાનો ને ત્રીજા આરાના સિદ્ધોનો આકાર મોટો હોય છે પણ બધા સ્વતંત્ર હોય છે. હા, કેટલાકની તો દસ-દસ હજાર ફૂટ ઊંચાઈ હોય.

**પ્રશ્નકર્તા :** એ સિદ્ધ હોય એમનીય એટલી જ હોયને ?

**દાદાશ્રી :** એવી જ હોય. જે દેહે નિર્વાણ થયું તેની ૨/૩ તેટલી જ જગ્યા. સુખમાં ફેર નહીં કોઈ જાતનો, સુખ સરખું બધાનું.

**પ્રશ્નકર્તા :** સિદ્ધના પણ ભાગ તો ખરાને ?

**દાદાશ્રી :** ના, સિદ્ધના કોઈ ભાગ નહીં. સિદ્ધો સરખા છે, એક સરખા, એમાં ભાગ-બાગ ના હોય.

**પ્રશ્નકર્તા :** જેમ માણસોને ગ્રેડેશન આપે કે સજ્જન હોય, દુર્જન હોય એવું પછી કે સિદ્ધ પણ ઊંચા પ્રકારના હોય, એથી ઊંચા પ્રકારના હોય, એવા હોયને સિદ્ધો પણ ?

**દાદાશ્રી :** ના, સિદ્ધ તો એક જ પ્રકારના હોય. એ તો ઊંચા-નીચા બાવા, બાવા સિદ્ધ હોય ખરા. પણ હિમાલયનો બાવો હોય, તો એનાથી ઊંચો સિદ્ધ. પેલો એનાથી ઊંચો સિદ્ધ, પણ લૌકિક સિદ્ધ. સિદ્ધલોક એટલે મુક્તિમાં, મોક્ષમાં રહેનારા માણસો. જે સંસાર સિદ્ધ કરી અને મુક્તિ કરીને ગયા એને સિદ્ધલોક કહેવાય.

## સિદ્ધોનો અરૂપી-નિરાકારી આકાર, ન સમજાય બુદ્ધિથી

**પ્રશ્નકર્તા :** સિદ્ધોના આત્માનો આકાર કેવો છે ?

**દાદાશ્રી :** એનો આકાર જ હોતો નથી. આકાર તો આ છેલ્લો દેહ છે ને, એનો અમુક ભાગ ઓછો થઈને પછી એનો ત્યાં ને ત્યાં જ હોય છે સ્થિર આકાર. એ નિરાકારીની વસ્તુ છે.

અત્યારે એનું સ્વરૂપ તમને બુદ્ધિથી સમજવા જાવ તો ના સમજાય. જ્યાં સુધી બુદ્ધિ હોય ત્યાં સુધી એ સ્વરૂપ સમજાય જ નહીં, જ્ઞાનથી સમજાય. બુદ્ધિ હોય ત્યાં સુધી અહંકાર હોય ને અહંકાર હોય ત્યાં સુધી સમજાય નહીં.

**પ્રશ્નકર્તા :** પણ જીવ સાવ નિરાકાર થઈ ગયો, પછી ક્યાં એને કાંઈ હોય ?

**દાદાશ્રી :** ના, પોતાના ગુણધર્મ છે ને સ્વભાવ તો છે ને ! એનો સ્વભાવ તો છે જ. આ હવા છે તે તમને દેખાતી નથી પણ ખબર તો પડે છે ને હવા છે એવી ? હવા છે કે નહીં ખબર નથી પડતી ? એ દેખાય નહીં એવો આત્મા નિરાકાર છે.

**પ્રશ્નકર્તા :** તો સિદ્ધ ભગવંતો સાકારરૂપે છે કે નિરાકારરૂપે છે ?

**દાદાશ્રી :** આકાર હોય જ નહીંને ત્યાં આગળ. એ નિરાકાર છતાંય આકારી છે, નિરાકારી આકાર છે. આવો આકાર નહીં.

સિદ્ધો અરૂપી છે પણ આકાર દેહ જેવો છે. પણ દેખાય જ નહીં એટલે અરૂપી છે, આકાશના જેવું અરૂપી છે. આત્મા અરૂપી છે.

**પ્રશ્નકર્તા :** કોઈ વસ્તુ નિરાકાર કેવી રીતે હોઈ શકે પણ ?

**દાદાશ્રી :** નિરાકાર છતાં સાકારી છે. છે નિરંજન, નિરાકાર છતાં સાકારી તે નિરંજન.

**પ્રશ્નકર્તા :** આ તો કહે, નિરાકાર પણ છે ને સાકાર પણ છે.

**દાદાશ્રી :** નિરાકાર છતાં સાકારી, કોઈ પણ માણસથી એમ ના કહી શકાય કે આ નિરાકાર જ છે.

**પ્રશ્નકર્તા :** એવું કહી શકાય કે નિરાકાર પણ છે ને સાકાર પણ છે ?

**દાદાશ્રી :** ના બે કહેવું એના કરતા આ હું કહું છું ને, તે રીતે સમજો, નિરાકાર તો ખરું જ પણ સાકાર, એનો જુદો જુદો આકાર હોય છે બધો. એ તમને બહુ ટાઈમે, હું સમજાય સમજાય કરું તોય નથી પહોંચે એવું એ. બહુ ઊંડી વસ્તુઓ છે.

નિરાકારી હોવા છતાં આકારી છે. એટલે આકાર ક્યાં સુધી હોય ? જ્યાં સુધી બુદ્ધિ હોય. બુદ્ધિથી કલ્પનામાં આવે છે એ બધુંય આકાર કહેવાય અને બુદ્ધિની કલ્પના એન્ડ (પૂરી) થઈ જાય તેનો નિરાકાર આકાર હોય. બુદ્ધિથી કલ્પનામાં આવો હશે કે તેવો હશે, આમ હશે કે તેમ હશે એ બધી

કલ્પનાઓ. એ કલ્પનામાં આ બધું આકારી કયું છે ? આ પુદ્ગલ જે છે એ રૂપી તત્ત્વ, એ આકારી. બાકી બીજા તત્ત્વો આકારી છે જ નહીં, નિરાકારી છે.

**પ્રશ્નકર્તા :** અત્યારે જે હોય તે બધા માણસો એમ જ કહે છે કે આ બધું નિરાકાર જ છે.

**દાદાશ્રી :** નિરાકાર એ તો બધા આ પુસ્તકના લખેલા પ્રમાણે બોલે છે. પોતાની સમજથી બોલતા નથી બધાય.

## ચરમ શરીરના બે તૃતિયાંશ જેટલી સાઈઝ સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** સિદ્ધોની સાઈઝની માત્રા શું ?

**દાદાશ્રી :** જે મનુષ્ય દેહ હોય, એની સાઈઝમાંથી વન થર્ડ બાદ કરે, એ એક્ઝેક્ટ સાઈઝ. આમાંથી વન થર્ડ બાદ કરી નાખે, એટલે એ વન થર્ડ શેના બાદ કરવાના ? ત્યારે કહે, મહીં હવાના અને એ બધું મહીં ભરેલું છે, એ બધું ખાલી કરી નાખે. પછી એ જ એની સાઈઝ.

**પ્રશ્નકર્તા :** સિદ્ધોનું કંઈ પરિમાણ હોય છે ?

**દાદાશ્રી :** એ પરિમાણ છે તે જેટલી ઉંમરે નિર્વાણ કાળે જેટલો દેહ ઊંચો હોય એટલા દેહનું ત્યાં આગળ પરિમાણ હોય. બસ, બીજું કશું ફેર ના હોય. બાકી બધાય પરમાનંદી.

અહીં દેહની જેટલી ઊંચાઈ-નીચાઈએ જેનું નિર્વાણ થયું હોય તે પ્રમાણે હોય.

**પ્રશ્નકર્તા :** જેવું શરીર મળ્યું તેવો આકાર ?

**દાદાશ્રી :** હં. છેલ્લા દેહે, જે દેહે નિર્વાણ પામ્યો તે દેહનો (૨/૩) આકાર એવા સ્વરૂપે ત્યાં સિદ્ધદશામાં દેખાય.

જે કાળે જે દેહ પામ્યો, તે કોઈ કાળે તો બહુ ઊંચા દેહ હોય છે, તો એમાંય ટુ થર્ડ રહે અને નીચો દેહ હોય તોય ટુ થર્ડ રહે.

હવે જ્યારે આત્મા મોક્ષે જાય છે, ત્યારે હું સાડા પાંચ ફૂટનો હોઉં અને આ આત્મા જ, આ દેહે જ મોક્ષ થાય તો સાડા પાંચ ફૂટની હાઈટમાંથી આમ સંકોચાય અને વન થર્ડ નીકળી જાય, પોલાણ ભાગ. જે દેહ, ચરમ શરીરી હોય, તે ટુ થર્ડ એટલો ભાગ (એવો આકાર) રહે, વન થર્ડ નીકળી જાય.

વન થર્ડ ભાગ શૉર્ટ, સાફ થઈ ગયેલો. મહીં જે હવા છે ને પોલું, એ પોલો ભાગ એ ઊડી ગયો.

એટલે અહીંથી જે શરીરે નિર્વાણ થાય, તે શરીરનો ટુ થર્ડ ભાગ જ રહે ત્યાં આગળ. ટુ થર્ડ ભાગ આવું ને આવું જ, પણ વન થર્ડ એનો ઓછો થઈ જાય. કારણ કે બીજું બધું આકાશ-બાકાશ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** આકાશ-બાકાશ બધા દ્રવ્ય નીકળી જાય ?

**દાદાશ્રી :** શરીરમાં જે આકાશ ને એ બધું સંકોચાઈ જઈને ઘનસ્વરૂપ થઈ જાય.

આ બધા કર્મ ખવાઈ જાય, ખરી પડે બધા. જે પ્રકાશને નહોતો આવવા દેતા, જ્ઞાન દેખાવા નહોતા દેતા, અંધારું કરતા હતા. પછી અમૂર્તદશા.

## અવગાહના એટલે શું ?

**પ્રશ્નકર્તા :** દાદા, મોક્ષ થયા પછી આત્માની અવગાહના કહે છે, એ શું છે ?

**દાદાશ્રી :** અવગાહના એટલે સ્પેસ છે.

અવગાહના એટલે એનું એક કદ. આ જે દેહ છે ને, તેમાંથી કંઈક અંદર જે પોલો ભાગ છે ને તે નીકળી જાય. પછી જે રહે એ અવગાહના, આકાશ રોકવાની જગ્યા. પણ એને આત્માને આકાશની જરૂર નથી. એ આકાશમાં રોકાય નહીં. આકાશને એને લીધે હરકત નથી. એ હોવા છતાં આકાશને વાંધો નથી.

**પ્રશ્નકર્તા :** એટલે આ જે એકદમ ઘન કહે છે અહીંયા, તે એકદમ સોલિડ થઈ જાય એવું ?

**દાદાશ્રી :** હંઅ, જે પોલો ભાગ છે ને આપણી અંદર...

**પ્રશ્નકર્તા :** એ બધો નીકળી જાય.

**દાદાશ્રી :** વન થઈ નીકળી જાય.

**પ્રશ્નકર્તા :** એટલે પછી એ સ્વરૂપ રહે. પોલો ભાગ બધો નીકળી જાય અને જે રહે એને અવગાહના કહે ?

**દાદાશ્રી :** ના, અવગાહના તો જગ્યા રોકે છે તે ભાગને. આ બધી ઝીણી વાતો છે. એટલે હું તને વાત કરુંને, તે તને પહોંચે નહીં. કારણ કે એને માટે શબ્દ નથી હોતા.

## આત્માનું સ્વરૂપ અન્‌અવગાહક, ન જરૂર આકાશની

**પ્રશ્નકર્તા :** અણુ-પરમાણુ જગ્યા રોકે છે, તો એવી રીતે સિદ્ધક્ષેત્રમાં આત્મા પણ જગ્યા રોકતો હોયને ?

**દાદાશ્રી :** આત્મા જગ્યા રોકતો નથી, અન્‌અવગાહક. જેનું સ્વરૂપ છે અન્‌અવગાહક.

સિદ્ધક્ષેત્રમાં આત્મા એકલો જ અને આકાશ. તેય આત્માને આકાશ હોતું નથી. અન્‌અવગાહના હોય છે. એટલે આત્મા આકાશ રોકતો નથી.

આકાશનેય એ પોતે ઉપકારમાં રહ્યો નથી. કારણ કે એને જરૂર નથી પડતી આકાશની. આ ચીજને આકાશની જરૂર પડે. આત્મા અન્‌અવગાહક છે. અવગાહનાની જરૂર જ નથી, નહીં તો પરાવલંબી કહેવાય. એ બિલકુલ સ્વતંત્ર છે. ભગવાન સ્વતંત્ર હોય બધાથી.

## ન રોકે જગ્યા, જુદો પડી જાય આકાશથી

**પ્રશ્નકર્તા :** પણ આત્માની સાથે અવકાશ તો ખરું જ ને ? આકાશ એ તો આત્મા દ્રવ્યની સાથે રહેલું જ છે ને ? એને જુદું પાડી નહીં શકાયને ?

**દાદાશ્રી :** એય જુદું પડી જાય.

**પ્રશ્નકર્તા :** આકાશ પણ જુદું પડી જાય ?

**દાદાશ્રી :** આકાશથી પણ જુદો પડી જાય. અન્અવગાહક છે. અવગાહના એને જરૂર નથી. આકાશમાં પોતે આકાશ જગ્યા રોકતો નથી, એવી રીતે રહ્યો છે સિદ્ધક્ષેત્રમાં.

**પ્રશ્નકર્તા :** આત્મા પોતે આકાશ રોકતો નથી એ કેવી રીતે બને ?

**દાદાશ્રી :** આ બુદ્ધિના ખેલ ન્હોય. નહીં તો આકાશ જોડે જ રહેને !

**પ્રશ્નકર્તા :** હં, આકાશ જોડે જ રહે.

**દાદાશ્રી :** આકાશ જોડે રહે એટલે પછી એ બેનું મિક્ષ્ચર થયું.

**પ્રશ્નકર્તા :** એટલે આ પુદ્‌ગલનો સ્વભાવ જગ્યા રોકવાનો છે ને ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો આમાંથી આત્મા ખસી જાય તો પણ આ તો જગ્યા રોકવાનું જ.

**દાદાશ્રી :** એ તો શુદ્ધ પરમાણુ એણે તો જગ્યા રોકેલી જ હોય. એને કશું લાગતું-વળગતું નથી. એ તો ઓતપ્રોત રહેલા છે.

**પ્રશ્નકર્તા :** જગ્યા સાથે ?

**દાદાશ્રી :** હંઅ. જગ્યા એના આધારે છે, જગ્યાના આધારે એ છે, આમતેમ બધું.

## જ્ઞાની ગમ પાડે શાસ્ત્રોના વાક્યોની

**પ્રશ્નકર્તા :** એટલે આત્માને અવગાહના નહીં ?

**દાદાશ્રી :** આત્માને અવગાહના જુદી હોય છે અને આ પુદ્‌ગલને અવગાહના જુદી. એની અવગાહના તો કહેવાને માત્ર જ છે. ખાલી ત્યાં કશું હોતું જ નથી, ત્યાં તો કશાય ગુણો જ હોતા નથી, શબ્દ જ નથી

હોતોને. એ તો કોઈ ટાઈમ નહીં, કશું જ નહીં ફક્ત રિયલ. આ તો એને બુદ્ધિથી માપવા જાય કે એના જેવું શું ? એટલે આ અવગાહના શબ્દ કહેવા માટે છે.

**પ્રશ્નકર્તા :** પોતાની અવગાહનામાં રહે છે એવી રીતે કહે છે ને ?

**દાદાશ્રી :** હા, હા, પોતાની અવગાહનામાં રહે છે અને નિરાકારી હોવા છતાં આકારી છે.

એ અવગાહના એટલે આ જગ્યા રોકવાનું. આકાશમાં જગ્યા રોકવાની, તે અવગાહના નીકળી જાય. આકાશમાં જગ્યા રોકે ત્યાં સુધી અવગાહના કહેવાય. અત્યારે તો રોકેને ? અત્યારે તો પુદ્‌ગલ સાથે છે એટલે રોકે.

**પ્રશ્નકર્તા :** જૈન શાસ્ત્રમાં એમ લખ્યું છે કે નિર્વાણ થયા પછીની અવગાહના રહે છે, ટુ થર્ડ પ્રમાણ.

**દાદાશ્રી :** એ તો સમજાવવા માટે કહે છે. અવગાહના એટલે એનો જે હિસાબ છે તે રહે છે. અવગાહના એટલે શું કે આ દેહ હોય તો આ આકાશમાંથી આટલા ભાગની અવગાહના થઈ. તે નિર્વાણ પછી અવગાહના અન્‌અવગાહક કહેવાય છે. એટલે સમજાવવા માટે લખેલું હોય. એ અવગાહના રહે છે એટલે પ્રમાણ સમજાવવા જાય છે ટુ થર્ડ, શું ? પણ એ અન્‌અવગાહક છે. એને કોઈ આકાશતત્ત્વ, કોઈ તત્ત્વની જરૂર નહીં, એનું નામ આત્મા.

શાસ્ત્રોમાં આ વાક્ય ખરું લખ્યું છે, પણ આ સાચું સમજાતું નથી પોતાને. એ અવગાહના, તમને શું, બીજા લોકોનેય ના સમજાય.

## ન સમજાય ભગવાનની ઝીણી વાત

**પ્રશ્નકર્તા :** દરેક સિદ્ધોની જો અવગાહના હોય તો અનેક સિદ્ધો થઈ ગયા છે.

**દાદાશ્રી :** ના, એવું નથી.

**પ્રશ્નકર્તા :** તો શું છે ?

**દાદાશ્રી :** અવગાહના જુદી વસ્તુ. અવગાહક હોય નહીં. કોઈ દહાડો આત્માને અવગાહના ન હોય. અવગાહના શરીર ઉપર થાય. દેહધારીને હોય, જેનો ફોટો પડે, છબી પડે. આની છબી ન પડે. એ પ્રકાશ, એને આકાશની જરૂર નહીં.

**પ્રશ્નકર્તા :** તો ટુ થર્ડ એ શું બોલ્યા હતા ? આ દેહના પ્રમાણથી ટુ થર્ડ ત્યાં હોય એ શું ટુ થર્ડ હોય ?

**દાદાશ્રી :** ટુ થર્ડ પ્રકાશ, એ તો એનો પોતાનો જે ભાગ એ સમજાવવા જાય છે, અવગાહના..

**પ્રશ્નકર્તા :** પણ એ સ્પેસ તો...

**દાદાશ્રી :** એ પણ અવગાહના નહીં, પ્લેસ નહીં. ત્યાં તો કોઈ તત્ત્વ જ નથી.

**પ્રશ્નકર્તા :** તો ટુ થર્ડ જે રોકે છે એ શું છે ?

**દાદાશ્રી :** વન થર્ડ આ સંકોચાઈ જાય એટલે આ હવા ભાગ નીકળી જાય. આકાશ-બાકાશનો બધો ભાગ નીકળી જાય એટલે આ અન્‌અવગાહક થાય. આમાંથી જે આકાશ ભાગ છે એ નીકળી જવાનો બધો. પોલું નથી આમાં, આપણી દાબીએ તેય, ના સમજાયું ?

**પ્રશ્નકર્તા :** ના સમજાયું.

**દાદાશ્રી :** ના સમજાય. મોટા-મોટા આચાર્યોને ના સમજાય આ વાત તો અને આવી ઝીણી વાતો શી રીતે સમજાય ? તમારું કામ નહીં આમાં. આચાર્યનું કામ નહીં તો તમારું શું કામ આમાં ? પણ જ્યારે એને કહુંને, અન્‌અવગાહક શક્તિ. ત્યારે કહે, હા. શક્તિ તો અન્‌અવગાહક છે.

પોતે આ દેહ ન હોય તો પોતે કોઈ રોકાણ ના કરે. જરાય રોકે નહીં. એ તો એટલો બધો સૂક્ષ્મ છે કે અગ્નિની વચ્ચે રહીને ચાલ્યો જાય

તોય પણ અગ્નિ એને અડે નહીં. એટલો બધો આત્મા સૂક્ષ્મતમ છે કે આ ડુંગર હોયને, ડુંગરની આરપાર ચાલ્યો જાય.

**પ્રશ્નકર્તા :** આ રોકે છે, એવું લખે છે ને, એ ટુ થર્ડ પ્રમાણ જ કેમ લખ્યું એમને ?

**દાદાશ્રી :** પ્રમાણ બરોબર છે.

**પ્રશ્નકર્તા :** વિરોધાભાસ ઊભો થાય.

**દાદાશ્રી :** ના, વિરોધાભાસ નથી થતો. સમજવામાં ભૂલ છે આ, લખેલું બરોબર છે.

**પ્રશ્નકર્તા :** આત્માને તો પ્રમાણ જ નથીને ! એને કોઈ ડાઈમેન્શન જ નથી.

**દાદાશ્રી :** હા, પ્રમાણ નથી. એ તો સમજાવવા જાય છે. પ્રમાણ નથી એટલે એવું નહીં, એ સમજાવવા જાય છે. ટુ થર્ડ આમાંનું રહે છે, બીજો બધો જે આકાશભાગ નીકળી જાય છે એમ કહે છે.

**પ્રશ્નકર્તા :** શરીરમાંથી નીકળી જાય ?

**દાદાશ્રી :** હાસ્તોને. શરીરમાં પોલો ભાગ નીકળી જાય. એટલે આવો આમ હતોને, તે ટુ થર્ડ થઈ જાય એવું કહેવા જાય છે, પણ એનો અર્થ તમારે તમારી ભાષામાં લઈ ના જવો. ભગવાનની ભાષામાં સમજવો જોઈએ.

## આકાશનું અવલંબન નિરાલંબી આત્મા કેમ લે ?

એ આત્મા સિદ્ધગતિમાં સ્પેસ રોકે ? એ તો અવલંબન લીધું કહેવાય. સ્પેસ-બેસ નહીં, અન્અવગાહક. એ અવગાહના રહી નથી એને.

આત્મા નિરાલંબી છે, કોઈ જ વસ્તુની એને જરૂર હોતી નથી. નિરાલંબ એટલે કોઈની જરૂર નહીં.

**પ્રશ્નકર્તા :** બીજી બાજુ દ્રવ્ય-ક્ષેત્ર-કાળ-ભાવ બધાથી પર છે.

**દાદાશ્રી :** કશું હોય નહીં, નહીં તો તો પછી એ મોક્ષ જ કહેવાય નહીંને ! બીજી વસ્તુનો આધાર હોય એને મોક્ષ કહેવાય જ નહીં.

**પ્રશ્નકર્તા :** આત્માનું અસ્તિત્વ તો ખરુંને, દાદા ? તો ત્યાં કેવું હશે મોક્ષમાં ?

**દાદાશ્રી :** અસ્તિત્વ તો છે, વસ્તુત્વ છે ને પૂર્ણત્વય છે. પણ એ આકાશ રોકે નહીં. પ્રકાશ તો આકાશને રોકે નહીંને !

**પ્રશ્નકર્તા :** તો કેવળજ્ઞાન કરતા પણ આત્મા સૂક્ષ્મ ?

**દાદાશ્રી :** ના, કેવળજ્ઞાન એ જ આત્મા.

**પ્રશ્નકર્તા :** તો કેવળજ્ઞાનમાં એ પરમાણુ ખરા કે કંઈ નહીં ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો શું કેવળજ્ઞાન એ પ્રકાશ જ ?

**દાદાશ્રી :** સૂક્ષ્મતમ વસ્તુ એ પરમ જ્યોતિ.

**પ્રશ્નકર્તા :** બરાબર, પરમ જ્યોતિ. દાદા, થોડું સમજવા માટે પૂછ્યું, થોડોક ખ્યાલ આવે છે.

## છે અને થયા કરશે અનંતકાળ સુધી અનંતા સિદ્ધો

**પ્રશ્નકર્તા :** સિદ્ધો કેટલા ? સિદ્ધગણ કેટલા ? સિદ્ધોની સંખ્યા કેટલી ?

**દાદાશ્રી :** અનંતા છે, એ અસંખ્યાત નથી, સંખ્યાત નથી. ગણી ના શકાય એવા અનંત છે. એક ફક્ત ગણી શકાય એવા હોય તો આ વ્યવહારમાં મનુષ્યો છે.

આ મનુષ્યોમાંથી ધીમે ધીમે, ધીમે ધીમે, ધીમે ધીમે સિદ્ધ થવાનું છે. તે કો'ક આખી દુનિયામાં એકાદ-બે સિદ્ધ થાય. (ઉપોદ્‌ઘાતમાં વાંચો) વળી પાછા થોડા વખત પછી એકાદ-બે થાય, એવી રીતે હોય પણ સિદ્ધ એવું સહેલું નથી પદ એમ.

**પ્રશ્નકર્તા :** કરોડમાંથી એક પણ જીવ સિદ્ધ નથી થઈ શકતો, તો અનંતા ક્યાંથી થાય ?

**દાદાશ્રી :** અનંતા સિદ્ધો અનંતકાળથી થયા છે ને આ અનંતકાળ સુધી થયા જ કરશે.

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં જેમ થિયેટરમાં હાઉસફુલ થઈ જાય, એમ ત્યાં પણ હાઉસફુલ થાય ખરું ?

**દાદાશ્રી :** એ કલ્પના આપણી હોય છે. ત્યાં તો એટલી બધી વિશાળતા છે, ત્યાં અનંતા સિદ્ધો હોવા છતાં હજુ અનંતા સિદ્ધો થયા કરશે. બધું અનંતું છે ત્યાં આગળ બધું.

## મોક્ષે પહોંચતા પહેલાનું અંતિમ શરીર એ ચરમ શરીર

**પ્રશ્નકર્તા :** સિદ્ધ થતા પહેલા ચરમ શરીર હોય તો એ શું છે ?

**દાદાશ્રી :** ચરમ શરીર એટલે છેલ્લું પુદ્ગલ. તીર્થંકરોને ચરમ શરીર હોય, ચરમ પુદ્ગલ. એટલે ફરી એ બીજું પુદ્ગલ ઉત્પન્ન ના થાય.

ચરમ શરીર કોને કહેવાય ? જે શરીરે મોક્ષે પહોંચાય એ છેલ્લું બૉડી, લાસ્ટ બૉડી. એ બૉડી બહુ સુરક્ષિત હોય છે. એટલું બધું સુરક્ષિત કે, મારીએ તો પેસે નહીં. પેલા (ગોશાળા)એ તેજોલેશ્યા છોડી તો ભગવાન મહાવીર બળી ના ગયા, નહીં તો બળી જાય. એ ચરમ શરીર કહેવાય. મોક્ષે જવાનો, નિર્વાણ થવાનો જે દેહ.

## મોક્ષેય ગતિસહાયક લઈ જાય

**પ્રશ્નકર્તા :** આ જીવને મરતી વખતે ઉપરથી વિમાન આવી લઈ જાય, આત્માને ઉપર લઈ જવા માટે વિમાનની વાત કરે છે ને ?

**દાદાશ્રી :** વિમાન તો આ બાળ લોકોને સમજાવવા માટે. એ તો ગતિસહાયક લઈ જાય છે. એટલે આ લોકોને ગતિસહાયક સમજાવાય નહીંને, તે આ વિમાન કહે.

**પ્રશ્નકર્તા :** જો આપણે ભાવ કરીએ તો ગતિસહાયક તત્ત્વ અને સ્થિતિસહાયક તત્ત્વ આપણને મદદ કરે ખરા હજી પણ ?

**દાદાશ્રી :** હં.

**પ્રશ્નકર્તા :** તો આપણે જે કંઈ કરવું છે, તે એમની મદદથી જ થઈ શકે ? આપણે મોક્ષે જવું છે તો એ ગતિસહાયક અને સ્થિતિસહાયક તત્ત્વની મદદ કેવી રીતે લેવાની ?

**દાદાશ્રી :** ઉપયોગ થઈ જ રહેવાનો. આ તમે ઘેરથી અહીં આવ્યા, એ તમારા ભાવ પૂર્વે કરેલા. અત્યારે તમે નવા કરતા નથી. એ તો પૂર્વે ભાવ કરેલા છે, એ ઉદયમાં આવ્યા. એટલે એ બધું ડિસ્ચાર્જ કર્મ છે. ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બેઉ ડિસ્ચાર્જ કર્મ છે. નવા કર્મ બાંધે ત્યારે એ પાછા નવેસરથી કરવા પડે. એટલે સુધી કે ઠેઠ મોક્ષે પહોંચાડતા સુધી એ ડિસ્ચાર્જ.

**પ્રશ્નકર્તા :** હું એ જ પૂછું છું કે મોક્ષે જવા માટે એ હેલ્પફુલ ખરા કે નહીં ?

**દાદાશ્રી :** એ ઠેઠ મોક્ષે પહોંચાડે ત્યારે એ ડિસ્ચાર્જ પૂરું થાય.

**પ્રશ્નકર્તા :** મોક્ષે જવા માટે એનો કઈ રીતે ઉપયોગ કરવો ?

**દાદાશ્રી :** આપણે ઉપયોગ નહીં કરવાનો, એ તો એ પોતે જ લઈ જાય.

**પ્રશ્નકર્તા :** દાદા, એ જે તત્ત્વો છે એનો અમલ ઑટોમેટિક જ થાય છે ને ?

**દાદાશ્રી :** એ ઑટોમેટિક જ.

**પ્રશ્નકર્તા :** પણ ભાવ તો કરવો પડેને ?

**દાદાશ્રી :** ભાવ પહેલા કરેલા, તેનું ફળ આવ્યું આ. નવું કરવાનું નહીં આપણે. ઠેઠ મોક્ષે પહોંચાડે ત્યારે પછી એનું કાર્ય પૂરું થાય.

## સ્વભાવથી લઈ જાય ગતિસહાયક, આત્મા રહે અકર્તા

**પ્રશ્નકર્તા :** એટલે કરવાનું રહ્યું નહીં કશું ?

**દાદાશ્રી :** એ તમારે કશું કરવું જ ના પડે, એ સ્વભાવથી જ તમને લઈ જાય.

હા, એને પાછું ધર્માસ્તિકાય વળાવવા હઉ જાય ઠેઠ. ધર્માસ્તિકાયની મદદ વગર જઈ ના શકે. તે એટલો કર્મનો હિસાબ આ ચૂકવે છે, ઠેઠ પહોંચાડતા સુધીનો હિસાબ.

**પ્રશ્નકર્તા :** કોની સાથેનો, ધર્માસ્તિકાય સાથેનો ?

**દાદાશ્રી :** આ ધર્માસ્તિકાય એ ચૂકવે છે ને ! 'પોતાની' ઈચ્છા હતી તેથી એ સહાય કરે છે.

**પ્રશ્નકર્તા :** જ્યારે આત્મા મોક્ષે જાય છે તે વખતે ગતિસહાયક ને સ્થિતિસહાયક આ બે જ તત્ત્વો રહે છે, બીજું કશું રહેતું નથી. તો આ બે તત્ત્વો કયા કારણોસર એની સાથે રહે છે ?

**દાદાશ્રી :** જે તત્ત્વોનું કામ બાકી છે, એ તત્ત્વો રહે છે. જેને કામ બાકી નથી, એ કોઈ તત્ત્વ રહેતું નથી. હવે આત્માને મોક્ષમાં લઈ જવાનું કામ બાકી, એ ગતિસહાયક તત્ત્વ અને ત્યાં સ્થિર કરવાનું સ્થિતિસહાયક તત્ત્વ, એ બે તત્ત્વો કામ કરીને ચાલ્યા જાય પછી એમને ઘેર. ગોઠવણી જ હોય છે એવી.

**પ્રશ્નકર્તા :** ત્યારે આત્મા કોઈ અમુક દશામાં હોય છે કે એને આ બે તત્ત્વો...

**દાદાશ્રી :** ના, દશા-બશા કશું જ નહીં. આત્માને મોક્ષે જવું છે એવો ભાવ કરેલો. એટલે એ ભાવના આધારે, એ ગતિસહાયક તત્ત્વ ને સ્થિતિસહાયક તત્ત્વ જોઈન્ટ થઈ ગયા. અહીંથી આપણે નવસારી જવાનો ભાવ કરીએ, એટલે ગતિસહાયક તત્ત્વ કામ કર્યા કરે ને સ્થિતિસહાયક તત્ત્વેય કામ કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** હવે એ કેવળીઓ, તીર્થંકરો જે કેવળજ્ઞાન પ્રાપ્ત કરીને આ પૃથ્વી ઉપરથી મોક્ષે ગયા, એ આત્માઓ જે મોક્ષે ગયા, એને ગતિસહાયક તત્ત્વનો મહીં ટેકો મળ્યો હશેને ?

**દાદાશ્રી :** એ ગતિસહાયક જે તત્ત્વ છે, તે એનું ડિસ્ચાર્જ કર્મ મહીં તૈયાર જ છે. તે એને ઉપર લઈ જાય છે, બસ. એમાં પોતાનું કર્તાપણું નથી.

મોક્ષે જતી વખતે આત્મા સાથે મુખ્ય બે જ વસ્તુ જાય. આત્મા શુદ્ધ ચોખ્ખે ચોખ્ખો ને ગતિસહાયક ગુણ તેને લઈ જાય. સ્થિતિસહાયક ગુણના આધારે સ્થિર થઈ જાય. પછી બન્નેવ ગુણ ચાલ્યા જાય. પછી તે પોતે જુએ અને જાણે ને પરમાનંદ માણે.

## પૂર્વ પ્રયોગના ડિસ્ચાર્જથી ગતિ-સ્થિતિ પહોંચાડે મોક્ષે

એટલે શ્રીમદ્ રાજચંદ્રે કહ્યું કે 'પૂર્વપ્રયોગાદિ કારણના યોગથી, ઊર્ધ્વગમન સિદ્ધાલય પ્રાપ્ત સુસ્થિત જો.'

એટલે ધર્માસ્તિકાય અને અધર્માસ્તિકાય એ બધા આ પૂર્વપ્રયોગ એટલે ચાર્જ થયેલું છે. માટે આ ડિસ્ચાર્જથી ત્યાં મોક્ષમાં પહોંચાડી દે છે. અત્યારના કર્તાપદથી આ નથી. પહેલા ચાર્જ થયું છે એ ડિસ્ચાર્જ થાય છે. કો'ક કહેશે, 'ભઈ, ઊર્ધ્વગમન શા આધારે થયું ? એ પોતાની શક્તિથી કર્યું આમ ?' ત્યારે કહે, 'ના, એ હોય નહીં કશું.' વ્યવહાર નિર્માલ્ય છે. એટલે પહેલાનું ચાર્જ થયેલું, તે આ છેલ્લું ડિસ્ચાર્જ થઈ મૂકી દે ઠેઠ. આપણને ત્યાં સિદ્ધક્ષેત્રમાં ઠેઠ મૂકે. એટલું જ નહીં પણ અહીં આગળ આવો છો ને ફરો છો ને, એ પૂર્વપ્રયોગાદિ યોગથી. એ આપણો પૂર્વપ્રયોગ અહીં લાવે છે અને 'એમનો' પૂર્વપ્રયોગ ત્યાં સિદ્ધક્ષેત્રમાં લઈ જાય, કારણ કે બાકી રહ્યું નહીંને હવે !

આપણે આવવા-જવાનું પૂર્વપ્રયોગાદિ કારણથી ચાલે છે. પૂર્વપ્રયોગાદિ કારણ તે અને નવા પૂર્વપ્રયોગી તૈયાર થઈ ગયા છે. પછી આગળ જોઈશે ને ? એમ કરતા કરતા જે છેલ્લું પૂર્વપ્રયોગ તે ઠેઠ પહોંચાડી દે ઉપર સિદ્ધગતિમાં. કોણે પહોંચાડ્યા તમને ? એ આત્માને કેવી રીતે ઉપર લઈ

ગયા ? એક તો આત્માનો ઊર્ધ્વગામી સ્વભાવ અને એક બાજુ આ ધર્માસ્તિકાય એને હેલ્પ કરનારું. સ્વભાવને મદદ કરનારું ગતિસહાયક, તે ઠેઠ પહોંચાડી દે હડહડાટ. વિજ્ઞાન છે આ તો !

## સિદ્ધક્ષેત્રે નથી વ્યક્તિભેદ, હું-તું

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રની અંદર આત્માઓ બધા ત્યાં જુદા જુદા રહેતા હોય, ત્યાં બધા જુદા જુદા હોય, તો એમને ત્યાં આગળ હું-તું હોય ?

**દાદાશ્રી :** ના, એવું નહીં. હું-તું કશું જ હોય નહીં, ફક્ત જ્ઞાતા-દ્રષ્ટા.

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રમાં જે સિદ્ધાત્મા સિદ્ધ થઈને ગયા છે, એમને પછી 'ઈન્ડિવિજ્યુઅલ આઈડેન્ટિફાય' (વ્યક્તિગત ઓળખાણ) કરી શકાય ?

**દાદાશ્રી :** ના, એવું 'ઈન્ડિવિજ્યુઅલ' ના હોય. એમને તો પોતાનું અસ્તિત્વ, વસ્તુત્વ ને પૂર્ણત્વનું ભાન હોય કે 'હું છું', એટલું જ. ત્યાં 'તે છે' એવું કશુંય નહીં. 'હું છું' એટલા જ ભાનમાં દરેક રહે, સ્વતંત્ર ભાનમાં. બીજાની કશી વાત જ નહીં, ભાંજગડ જ નહીં. ત્યાં વ્યક્તિભેદ નથી.

## આત્માનું સ્વતંત્ર અસ્તિત્વ ને સ્થિતિ, મોક્ષમાં

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં સિદ્ધ આત્માની શું સ્થિતિ થાય છે ?

**દાદાશ્રી :** આત્માની સ્વતંત્ર સ્થિતિ થાય છે. કોઈ ઉપરી નહીં, અંડરહેન્ડ નહીં. કોઈની ડખલ નહીં, ડખો નહીં, કાંઈ નહીં. પરમાત્મસ્વરૂપ !

**પ્રશ્નકર્તા :** એનું અસ્તિત્વ રહે છે ?

**દાદાશ્રી :** અસ્તિત્વ એટલે સ્વતંત્ર અસ્તિત્વ. સ્વતંત્ર એટલે બીજા કોઈની ડખલ નહીં. આત્મા પોતે સ્વાભાવિક આનંદવાળો છે. જેમ પાણીનો સ્વાભાવિક નીચે જવાનો ગુણ છે વગર પ્રયત્ને, એવી રીતે આત્મા પોતાના સ્વભાવથી જ આનંદવાળો છે. એટલે બીજા કોઈની જરૂર જ નથી.

## ... ત્યાં પોતે સ્વતંત્ર, નિરાલંબ ને સ્વાભાવિક સુખમાં

**પ્રશ્નકર્તા :** સિદ્ધગતિમાં પછી આત્મા એનું સ્વતંત્ર અસ્તિત્વ ટકાવી શકે ?

**દાદાશ્રી :** હા, રહે જ. એ સ્વતંત્ર અને નિરાલંબ. અવલંબન કોઈ જાતનું નહીં અને સ્વતંત્ર બિલકુલ. ભગવાનેય ઉપરી નહીં, એ જ ભગવાન.

**પ્રશ્નકર્તા :** સ્વતંત્ર છે અને ત્યાં સિદ્ધશિલાની અંદર દરેકની સ્વતંત્ર જગ્યા પણ છે ?

**દાદાશ્રી :** સ્વતંત્રતા સાથે ત્યાં આગળ.

**પ્રશ્નકર્તા :** તો પછી પોતે સ્વતંત્ર છે, તો દરેકમાં એકતા કેવી રીતે જોઈ શકે એ ?

**દાદાશ્રી :** એકતા જોવાની જરૂર જ નહીં, પોતપોતાના સુખમાં બિરાજમાન છે.

## દેખાય એક જ પ્રકાશ પણ જુદા જુદા સ્વભાવથી

**પ્રશ્નકર્તા :** એ સિદ્ધલોક છે તેમાં સિદ્ધોને કોઈ દિવ્ય દેહ હશે, કઈ રીતે કામ કરે ? એ ખાય-પીવે, બેસે-ઊઠે એ કંઈ કરતા હશે ?

**દાદાશ્રી :** ના, ના. ખાવા-પીવાનું એમને કશું હોય નહીં. જ્યોતિસ્વરૂપ, તદ્દન જ્યોતિસ્વરૂપ પણ આવી આ લાઈટ જેવી જ્યોતિ નહીં. શુદ્ધ આત્મસ્વરૂપ ભાવે, લાઈટ (પ્રકાશ) ભાવે જ રહેવાનું. એને શરીર-બરીર કશું ના હોય. એને કશું જોઈએ જ નહીં. પોતપોતાના સ્વાભાવિક સુખમાં જ રહ્યા કરે. નિરંતર પોતાના સ્વાભાવિક સુખમાં, જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી !

**પ્રશ્નકર્તા :** અને દરેક વ્યક્તિત્વ ભાવે જુદા હશે એ બધા આત્માઓ ?

**દાદાશ્રી :** નહીં, આમ અજવાળું એક જ દેખાય, બધો પ્રકાશ અને દરેક પ્રકાશ પાછા પોતે જુદા જુદા સ્વભાવથી રહે. એકમાં અનેક, અનંતા.

## સિદ્ધક્ષેત્રે ન ઓળખે એકબીજાને, ઝળહળે સ્વરૂપે

**પ્રશ્નકર્તા :** જગતમાંથી કેટલાય આત્માઓ મોક્ષ પામતા હશે. હવે એ આત્માઓ ત્યાં જઈને સ્થિર થતા હશે, તો આ બધાય આત્માઓ એકબીજાને ઓળખી શકતા હશે ખરા ? આ દાદા ભગવાનનો આત્મા, આ નીરુબેનનો આત્મા એમ ?

**દાદાશ્રી :** ના, એવું કશું હોય જ નહીંને ત્યાં આગળ. વિશેષણ હોય જ નહીં. સિદ્ધક્ષેત્રમાં જે આત્માઓ છે ત્યાં વિશેષણવાળી ચીજ નથી અને ચોખ્ખું પોતાના સ્વરૂપમાં જ ઝળહળે છે. બધી આ લાઈટ મૂકેલી હોય, તે લાઈટ બધી સામસામી લાઈટ જુએ એ રીતે.

**પ્રશ્નકર્તા :** અંદર અંદર બેઠા હોયને બધા, તોયે ઓળખે નહીં ?

**દાદાશ્રી :** નહીં, ઓળખાણ તો જ્યાં સુધી એ પોતાના એની જોડે કર્મનો હિસાબ છે ને, ત્યાં સુધી જ હોય.

## નિરાલંબ, નિર્વિકલ્પ, અકલ્પનીય સ્થિતિ સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** દાદા, તો મોક્ષમાં એક આત્મા બીજા આત્માને કૉન્ટૅક્ટ્સ ખરા ? જેમ આપણે આવી રીતે વાત કરીએ...

**દાદાશ્રી :** કશું લેવાય નહીં ને દેવાય નહીં.

કોઈ અવલંબન નહીં, પરમાત્મપદ ! અવલંબન હોય તો પરવશતા હોય. કંઈ પણ વસ્તુનું અવલંબન લ્યો, એના વગર મારે નહીં ચાલે એટલે પરવશતા થઈ. કશું જોઈએ જ નહીં, નિરાલંબ સ્થિતિ !

**પ્રશ્નકર્તા :** તો પછી સિદ્ધક્ષેત્રમાં બધા આત્માઓ છે, એ બધા પોતપોતામાં જ છે ?

**દાદાશ્રી :** હા, એમને કોઈને બીજા જોડે કશી લેવાદેવા જ નહીં. એવું છે ને, આ જગતમાં કોઈ કોઈનેય કશી લેવાદેવા છે જ નહીં અને જે કંઈ છે એ નિમિત્તમાત્ર છે. આ હુંય નિમિત્ત જ છું.

**પ્રશ્નકર્તા :** એ સિદ્ધક્ષેત્રમાં આપણે જઈએ તો ત્યાં એકલા બેસી જ રહેવાનું ને જોયા જ કરવાનું ?

**દાદાશ્રી :** એવું તમારી ભાષાનું બેસી રહેવાનું નથી. ત્યાં ઊભા રહેવાનુંય નથી ને બેસી રહેવાનુંય નથી, ત્યાં આડા થઈ જવાનુંય નથી. ત્યાં નવી જ જાતનું છે !

**પ્રશ્નકર્તા :** ખાલી જોયા જ કરવાનું છે ?

**દાદાશ્રી :** હા, પણ એ કલ્પનાની વસ્તુ નથી. તમે કલ્પનાથી જોવા માગો છો, એવી વસ્તુ નથી એ. એ નિર્વિકલ્પ વસ્તુ છે.

## ન થાય એટેચ કોઈની જોડે સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** આપણે સિદ્ધક્ષેત્રમાંથી બધું જોઈએ, તો પછી ત્યાંથી આપણને કોઈની જોડે એટેચમેન્ટ ના થઈ જાય ?

**દાદાશ્રી :** આત્મા થયો, ચોખ્ખો થયો પછી તો પરમાત્મા થયો. એટલે પછી એને અડે જ નહીં આ એટેચમેન્ટ કોઈની જોડે. એટેચમેન્ટ તો અજ્ઞાનતાને લઈને છે અને તે આ જે જડ વસ્તુને પોતે હું છું, હું કરું છું, માને છે તેથી જડ વસ્તુ ખેંચાય છે, નહીં તો ખેંચાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** તો ત્યાં ગયા પછી એવું નહીં થાય આપણને ?

**દાદાશ્રી :** પછી એવું નહીં હોય. ભગવાન થઈ ગયા ત્યાં તો, જે જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદી. એને આ દેહ હોય તો જ એટેચમેન્ટ-ડિટેચમેન્ટ થાય. જે દેહ નહીં ત્યાં આગળ તો, દેહથી છૂટા પડ્યા પછી આ દેહમાંય ના થાય. મૂળ તત્ત્વ છૂટા પડી જાયને, પછી ના હોય. પછી ત્યાં આગળ સર્વસ્વ આમ પરમજ્યોતિ સ્વરૂપમાં રહેવાના. કશુંય જોઈએ નહીં. કશું અવલંબન જ નહીં, નિરાલંબ ! પોતાની જાતનું સુખ. પોતાના સુખથી જ જીવન જીવવાના. અનંત સુખ ! એ એક મિનિટ સુખ અહીંયા પડે તો આ જગત ખુશ થઈ જાય.

## રાગ-દ્વેષ ખલાસ કે ન રહે કોઈ રિલેટિવ સંબંધો

**પ્રશ્નકર્તા :** ત્યાં પછી એવું બધું ખબર ના પડે કે આ મારા હસબન્ડ હતા, વાઈફ હતા ?

**દાદાશ્રી :** હસબન્ડ-વાઈફ શાના ? આ તો બધા આ કપડાં પહેરે છે તેનું, આ મન-વચન-કાયાના કપડાંને લીધે હસબન્ડ-વાઈફ. આ રિલેટિવને લીધે એ રિલેટિવ છે, રિલેટિવ જ ના રહ્યું ને રિયલ રહ્યું. રિયલમાં કશું હોય નહીં.

ત્યાં પાછા હસબન્ડને ક્યાં બોલાવવા ? અહીં આગળ માથું ફોડને, બળ્યું ! અહીં ઓછા છે તો વળી... અહીં આગળ બહુ તને શું ચઢ્યું કે ત્યાં પાછું બોલાવે છે ! એ ત્યાં હોય નહીં. એ નિર્લેપ, એને અડે નહીં. આ અમને મહીંથી, દેહથી છૂટા પડી ગયા એ અમને અડે નહીં. આ સંસારમાં કોઈ વસ્તુ અમને અડે નહીં. અમને સ્ત્રી-પુરુષનો ભેદેય માલુમ ના પડે. વિચાર જ ના આવેને ! તો ત્યાં તો વળી ભગવાનને શું વાંધો હોય ? એ તો છેલ્લી દશા !

**પ્રશ્નકર્તા :** આપણા બધા સગાંસંબંધીઓ જોડેનો જે સંબંધ છે તે આ પુદ્ગલ, એનું પુદ્ગલ અને આપણા શુદ્ધાત્મા એની સાથે કયા પ્રકારનો સંબંધ છે ?

**દાદાશ્રી :** બીજા કોઈ પ્રકારનો સંબંધ નથી. માણસમાં સંબંધ બાંધવાની એક જ ચીજ છે. બીજું કોઈ સંબંધ બાંધવાનું સાધન પોતાની પાસે નથી. સંબંધ બાંધનારી જે ચીજ છે, એનાથી આ સંસારનો સંબંધ બંધાય છે અને જેને સંબંધ બાંધવાની ચીજ ના હોય, તે ત્યાં સિદ્ધગતિમાં જતા રહે છે. અહીં સંબંધ બાંધવાની ચીજ એની પાસે ખલાસ થઈ ગઈ હોય, તો એ સિદ્ધગતિમાં જતા રહે. હવે સંબંધ બાંધવાની એવી કઈ ચીજ છે કે જેનાથી સંબંધ બંધાય છે આ લોકોનો ? અનેક પ્રકારના સંબંધો. ત્યારે કહે, રાગ-દ્વેષ. અને સંબંધ બાંધવાની ચીજ ના હોય, રાગ-દ્વેષ બન્ને ના હોય તો ત્યાં સિદ્ધગતિમાં જ હોય. રાગ-દ્વેષનો જ સંબંધ છે આ. બીજો ખરેખર કોઈ સંબંધ જ નથી.

ત્યાં આગળ પરસ્પર સંબંધ નથી. આ તો અહીં બધા પરસ્પર સંબંધ છે, એ 'રિલેટિવ' છે અને ત્યાં પેલું 'રિયલ' છે, 'એબ્સૉલ્યૂટ' છે. તેમાં કોઈ પરસ્પર છે જ નહીં. ત્યાં તો પોતાના અસ્તિત્વનું ભાન રહે, વસ્તુત્વનું ભાન રહે ને પૂર્ણત્વનું ભાન રહે.

**પ્રશ્નકર્તા :** બધાને સુખ સરખું જ છે ને ત્યાં ?

**દાદાશ્રી :** બધાને સુખ સરખું જ. વસ્તુત્વના ભાનમાં તો પરમાનંદ પુષ્કળ રહ્યા કરે. એ પૂર્ણત્વની દશામાં જ છે.

## કેવળ સ્થિતિ રાખે શુદ્ધ ઉપયોગ, સ્વાભાવિક દશા સિદ્ધની

**પ્રશ્નકર્તા :** પૂર્ણત્વ દશા એટલે એ જ કેવળ સ્થિતિને ?

**દાદાશ્રી :** કેવળ સ્થિતિ તો અહીંથી થાય. કેવળ થયા તો ત્યાં આગળ તે સિદ્ધ થાય. ત્યાં તો કેવળ સ્થિતિ કહેવાય નહીં, સિદ્ધ કહેવાય અને અહીં આગળ કેવળ કહેવાય. દેહધારી હોયને ત્યારે કેવળ કહેવાય.

અહીં હોય ત્યાં સુધી કેવળજ્ઞાન કહેવાય. છૂટ્યા પછી ના કહેવાય. છૂટા પડે પછી શી રીતે કહેવાય ?

**પ્રશ્નકર્તા :** બરોબર છે.

**દાદાશ્રી :** હા, આટલા સંજોગોમાંય કેવળજ્ઞાનમાં જ રહે છે આ.

**પ્રશ્નકર્તા :** જે સંયોગો છે એ કેવળીને અસર નથી કરતાને ?

**દાદાશ્રી :** એ અસર કરે પણ કેવળજ્ઞાનની સત્તા એવી છે, એ કેવળજ્ઞાનની સત્તા જે રહીને, તે શુદ્ધ ઉપયોગ રાખે. એના શુદ્ધ ઉપયોગમાં એટલું બધું બળ છે કે ગમે તેવા સંયોગ હોય તો એને વાંધો ના આવે. પણ છતાં સંયોગ એ દબાણ છે, એ નુકસાનહેતુ ત્રાસકારક છે એટલે. એ સંયોગ એમને ગમતા નથી પણ બહુ શુદ્ધ ઉપયોગ રાખવો પડે છે અને પછી છેવટે પોતાને સિદ્ધદશા ઉત્પન્ન થાય છે. ત્યાં શુદ્ધ ઉપયોગ સહેજે રહે. ખરેખર શુદ્ધ ઉપયોગ જ નહીં, એમને એમ સ્વાભાવિક દશા. સિદ્ધદશા એટલે સ્વાભાવિક દશા છે અને અહીં શુદ્ધ ઉપયોગ રાખવો પડે.

કેમ આટલો બધો મોટો પ્રશ્ન પૂછયો ?

**પ્રશ્નકર્તા :** ના, આજે સહજ.

**દાદાશ્રી :** કોઈ ત્યાં જઈને પાછું આવ્યું ? આવા વિકલ્પો બહુ ના

કરવા. આ બહુ મોટી વસ્તુ છે. આજે આપણને મહીં શું સુખ વર્તે છે એ જોવું, વિચારવું. સિદ્ધશિલા એ બહુ જુદી વસ્તુ છે. હેય... એવડી મોટી સિદ્ધગતિ છે. અનંતા જીવો મોક્ષ પામેલા છે અને પાછા બધા જુદા જુદા. અસ્તિત્વ જુદા જુદા રૂપે છે બધા ને પોતાનું સુખ અનુભવી રહ્યા છે. એટલું સમજવું કે બધાનું સુખ સ્વતંત્ર છે. બધા જીવો ત્યાં સ્વતંત્ર છે. બધા જે ગયાને, મહાવીર મહાવીરના સુખમાં છે અને શાંતિનાથ શાંતિનાથના સુખમાં, નેમિનાથ નેમિનાથના સુખમાં. પોતપોતાના સુખમાં સિદ્ધગતિમાં જ બેઠેલા છે.

એને આપણે અત્યારે શી રીતે સમજી શકશો એ કહો. એ છે તે વર્ણન થઈ શકે એવું નથી અને શબ્દો નથી એના માટે વર્ણનના. એ અમને દર્શનમાં દેખાય છે. કેટલીક વસ્તુઓ દર્શનમાં આવે.

❖ ❖ ❖ ❖ ❖

## [૧૯.૩]
## સિદ્ધ ભગવાન

### શુદ્ધાત્માથી શરૂ, સિદ્ધે પૂરું

**પ્રશ્નકર્તા :** શુદ્ધાત્મા ને સિદ્ધાત્મામાં શો ફેર ?

**દાદાશ્રી :** એકમાં ગાડી ઉપડી રહી છે ને એકમાં ગાડી પહોંચી ગઈ છે, એના જેવું છે.

**પ્રશ્નકર્તા :** એટલે કોઈ કાળે આ શુદ્ધાત્મા સિદ્ધક્ષેત્રમાં હતો નહીં એવું થયું ?

**દાદાશ્રી :** કોઈ કાળે નહોતો, કોઈ કાળે સિદ્ધક્ષેત્રમાં હતો જ નહીં. આ જ્યારે જશે ત્યારે જ પછી આદિ અનંત છે.

### સંસારી દેવાથી રહિત પણ શરીરનો બોજો કેવળજ્ઞાનીને

**પ્રશ્નકર્તા :** તીર્થંકર ભગવાનપદ અને સિદ્ધપદમાં શો ફેર રહ્યો ?

**દાદાશ્રી :** એ જ ને, ખોખું છે ત્યાં સુધી ભગવાનપદ.

સિદ્ધ ભગવંત એટલે દેવાથી બિલકુલ રહિત થઈ ગયેલા. સંસારી દેવું, સંસાર રોગથી બિલકુલ રહિત થઈ ગયેલા. અને તીર્થંકર ભગવાનને શરીરનો બોજો એકલો છે. અંદરથી સંસાર રોગથી રહિત થઈ ગયા પણ શરીરનો બોજો છે. સિદ્ધ ભગવાનને બોજો પણ ના હોય. અને પંચ

પરમેષ્ઠીને (સિદ્ધ સિવાયના) જરા વધારે બોજો છે અને ૐ પરમેષ્ઠીને એથી વધારે બોજો છે. પણ એ બધાય એક જ જાતના, ફેર નહીં અને આત્મા પામેલા છે બધાય, આત્મજ્ઞાન પામેલા છે.

**પ્રશ્નકર્તા :** કેવળજ્ઞાનીની સ્થિતિ થાય અને સિદ્ધક્ષેત્રમાં બિરાજેલા મુક્તાત્મા, સિદ્ધાત્માઓની સ્થિતિ એ બન્નેની તાત્ત્વિક સ્થિતિમાં શું તફાવત છે ?

**દાદાશ્રી :** કેવળજ્ઞાનની સ્થિતિમાં દેહનો બોજો હોય અને ત્યાંની સ્થિતિમાં કોઈ બોજો ના હોય અને વચલી સ્થિતિમાં ઍરોપ્લેનનો બોજો હોય. ત્યાં લઈ જનારું છે ને, એનો બોજો હોય, ઊર્ધ્વગામી સ્વભાવ હોવા છતાંય. એટલે પ્લેન (ગતિ સહાયક) જાય મૂકવા, તેનો બોજો તો ખરોને ? અને ત્યાં ગયા પછી એ બોજાથીયે મુક્ત. કારણ કે આત્મા પોતાની જાતે જઈ શકે નહીં.

સિદ્ધ સિવાય બીજા બધા સંસારી. સંસારી અને અસંસારી જીવો, એ બે વચ્ચે ત્રીજા છે જે અપ્રમત ભાવમાં વિચરે છે એવા કેવળજ્ઞાની પણ સિદ્ધ કહેવાય. પેલા મોક્ષમાં બિરાજેલા સિદ્ધ ભગવંતો પણ અપ્રમત ભાવમાં છે પણ બન્નેવમાં ફેર એટલો છે કે આમને હજુ દેહનો બોજો બાકી છે, જ્યારે પેલા સંપૂર્ણ મુક્ત હોય.

**પ્રશ્નકર્તા :** સિદ્ધાત્મા શબ્દ પ્રયોગ કર્યો છે આપના માટે, દાદા ભગવાન એટલે સિદ્ધાત્મા ?

**દાદાશ્રી :** દાદા ભગવાન સિદ્ધ ક્યારે કહેવાય ? આ દેહ છૂટે (નિર્વાણ થાય) ત્યારે સિદ્ધ કહેવાય. જ્યાં સુધી આ દેહ છે, ત્યાં સુધી દેહનો બોજો છે. ત્યાં સુધી સિદ્ધ ના કહેવાય.

## કરુણા ને પ્રજ્ઞાશક્તિનું અસ્તિત્વ નથી, સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** સિદ્ધ ભગવંતોને કરુણા હોય જીવ પર ?

**દાદાશ્રી :** વ્યવહારમાં જ કરુણા હોય. વ્યવહારની બહાર તો કરુણા રાખવાની કોની જોડે ? બીજા જીવો હોય તો જ કરુણા હોયને ! અને

દેહધારી હોય ત્યાં જ કરુણા હોય. નહીં તો ત્યાં આગળ સિદ્ધગતિમાં કરુણા હોતી નથી. કરુણા તો આની અંદર ફરીએ, જ્યાં રાગ-દ્વેષ થતા'તા, ત્યાં જ કરુણા ઉત્પન્ન થાય. સિદ્ધક્ષેત્ર સિવાય બધું જ દ્વંદ્વ છે.

**પ્રશ્નકર્તા :** સિદ્ધોને પ્રજ્ઞાશક્તિ હોય ?

**દાદાશ્રી :** પ્રજ્ઞાનું કાર્ય કેવળજ્ઞાન થતા જ પૂરું થાય છે. માટે તેને આત્મભાવ ના જ કહી શકાય. કારણ કે તેમ જો કહેવામાં આવે તો તે તેનો અન્વય ગુણ ગણાય અને અન્વય ગુણ કહીએ તો સિદ્ધક્ષેત્રમાં વિરાજેલા સિદ્ધ ભગવંતોને પણ પ્રજ્ઞા હોય, પણ તેમ નથી હોતું. કારણ કે ત્યાં તેનું કંઈ જ કાર્ય હોતું નથી. ફુલ્લી ઈન્ડિપેન્ડન્ટ ગવર્મેન્ટનું સ્થાપન થયા પછી ઈન્ટ્રિમ ગવર્મેન્ટ એની મેળે જ ખલાસ થઈ જાય છે, તેવું જ પ્રજ્ઞાનું પણ છે.

## કોઈ ક્રિયા નહીં સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** સિદ્ધક્ષેત્રે આત્મા વાતાવરણમાં વિચરતો રહે છે ?

**દાદાશ્રી :** ના, વિચરવાનું-બિચરવાનું કશું નહીં, કોઈ ક્રિયા નહીં. એ ત્યાં રહ્યા રહ્યા વાતાવરણને બધું જ જોયા કરે છે. જ્ઞાતા-દ્રષ્ટા, ત્યાં રહીને બધું જ દેખાય. આખા ચૌદેય લોકનું બધું દેખાય, આપણા મનુષ્ય લોકનું એકલું નહીં. પણ આખા ચૌદેયે લોકનું ઊર્ધ્વલોક, અધોલોક દેખાય બધા.

**પ્રશ્નકર્તા :** આ બધા મોક્ષ પામેલા આત્માઓ છે તે ત્યાં શું કરતા હશે ?

**દાદાશ્રી :** એને કશું કરવાનું નહીં. આ બધા થાળીમાં દીવા કરીએ છીએને આપણે સો-દોઢસો, પછી આમ આમ કરીએ છીએ તે સ્થિર બધા. કોઈ કોઈને લેવાદેવા નહીં.

**પ્રશ્નકર્તા :** સિદ્ધ પુરુષો એમનું અમુક સર્કલ તે પૃથ્વી પર હોય કે નજીકના ગ્રહમાં હોય તો એ પૃથ્વી પરના અમુક લોકોને માર્ગદર્શન આપે એવું ખરું કે ?

**દાદાશ્રી :** સિદ્ધો માર્ગદર્શન આપે નહીં, માર્ગદર્શન આપનારા સંસારી. એને સંસારી સિદ્ધ કહેવાય, લૌકિક ભાષામાં.

**પ્રશ્નકર્તા :** એમને કંઈ કરવાનું નહીં ?

**દાદાશ્રી :** સિદ્ધ તો સંપૂર્ણ, ભગવાન થઈ ગયેલા હોય તે. તે અહીં હોય નહીં.

## ન પ્રવૃત્તિ-નિવૃત્તિ, ખાલી જ્ઞાન-દર્શન ક્રિયા

**પ્રશ્નકર્તા :** એટલે સિદ્ધોને કંઈ કાર્ય કરવાનું રહ્યું જ નહીં ?

**દાદાશ્રી :** કંઈ કાર્ય હોય જ નહીં ત્યાં આગળ. અત્યારેય કાર્ય નથી કરતા. આ જે કાર્ય છે તે અજ્ઞાનભાવ છે, મિકેનિકલભાવ છે. ત્યાં પરમાત્મસ્વરૂપે પોતપોતાનું સુખ ચાખે. એવું નહીં કે બધું ભેગું થઈ જાય. પોતપોતાના સુખમાં, નિરંતર મસ્તીમાં.

આત્મા તો અહીંયે કશું કરતો નથી. આત્માનો તો કરવાનો સ્વભાવ જ નથી.

**પ્રશ્નકર્તા :** એટલે મોક્ષમાં જાય પછી ત્યાં નિવૃત્તિ ?

**દાદાશ્રી :** ત્યાં નિવૃત્તિયે ના હોય, પ્રવૃત્તિયે ના હોય. છતાં પાછું 'જ્ઞાનક્રિયા' અને 'દર્શનક્રિયા' ખરી. નિવૃત્તિયે ખરી ને આ ક્રિયાયે ખરી. પ્રવૃત્તિમાં કહેવાય નહીં છતાં ક્રિયા ખરી.

**પ્રશ્નકર્તા :** મોક્ષે ગયા પછી આત્મા સિદ્ધશિલા ઉપર જાય છે. પછી ત્યાં એ અનંતકાળ સુધી રહે છે, તો ત્યાં એ ટાઈમ કેવી રીતે પસાર કરે ? આ મોટો પ્રશ્ન છે, અહીં પાંચ મિનિટ પાસ નથી થતી.

**દાદાશ્રી :** આ પ્રશ્ન શું છે કે ટાઈમ કેવી રીતે પસાર થાય ? તે પોતે જાણે છે કે બે કલાક પછી ટાઈમ રહે છે, પસાર નથી થતો. એટલે ત્યાં આગળ એવું હશે ! આ બુદ્ધિના ખેલ છે. બુદ્ધિ ગયા પછી, બુદ્ધિ સર્વસ્વ નાશ થયા પછી આ દશા થાય. એટલે પછી પ્રશ્ન જ નથી રહેતો.

**પ્રશ્નકર્તા :** ત્યાં કાળ તત્ત્વ જ નથી, પછી ક્યાં પ્રશ્ન આવે ?

**દાદાશ્રી :** હા, એ પ્રશ્ન જ નથી. અને બીજું કોઈ તત્ત્વ જ નથી ત્યાં આગળ. પોતે જ સનાતન છે. સુખમાં છે બધું.

## સિદ્ધ ભગવંતોને ન ચોંટે પર્યાય

**પ્રશ્નકર્તા :** સિદ્ધ ભગવંતોને કે જે સિદ્ધક્ષેત્રમાં છે, તે આ કેરી જુએ તો તેમને પર્યાય ઉત્પન્ન થાય કે નહીં ?

**દાદાશ્રી :** પર્યાય વગર તો આત્મા જ ના હોયને ! પર્યાય હોય તો જ વસ્તુ તત્ત્વે કરીને અવિનાશી અને પર્યાયે કરીને વિનાશી હોય.

**પ્રશ્નકર્તા :** આપણે જે જોઈએ છીએ અને સિદ્ધ ભગવંતો જે જુએ છે તેના પર્યાય જુદા હશે ?

**દાદાશ્રી :** એ તો જુદા જ ને ! આપણે ચોંટેલાને ઉખાડીએ છીએ અને સિદ્ધોને તો કંઈ ઉખાડવા-કરવાનું નહીં. એમને તો પર્યાય ચોંટતા જ નથીને ! આપણને શ્રદ્ધામાં સિદ્ધોનું સ્વરૂપ છે ને વર્તનમાં આ વિનાશી સ્વરૂપ છે. પણ શ્રદ્ધામાં આ વિનાશી સ્વરૂપ ગયું છે.

**પ્રશ્નકર્તા :** દાદા, તમે આ મહાત્માની વાત કરી. હવે જ્ઞાની જે જુએ છે અને સિદ્ધો જે જુએ છે તેમાં શું ફરક ?

**દાદાશ્રી :** અહીં જેવું હતુંને તેવું, ત્યાં ચોખ્ખું હોય, અહીંયા આગળ સહેજ મેલું હોય, દેહને લઈને. ત્યાં બિલકુલ કરેક્ટ હોય છે જોવા-જાણવાનું. એ જોવા-જાણવાની ક્રિયા અહીં જ્ઞાનીને કરવી પડે.

**પ્રશ્નકર્તા :** સિદ્ધદશા થયા પછી ત્યાં પ્રકૃતિ ના હોય ?

**દાદાશ્રી :** ત્યાં ના મળે, નિર્વાણ થયે પ્રકૃતિ ગઈ. નિર્વાણ એટલે શું ? પ્રકૃતિને જોઈ ને જાણી, પછી પ્રકૃતિ રહી નહીં. પછી સિદ્ધદશા ઉત્પન્ન થઈ, ત્યાં આગળ નિર્વાણ કહેવાય.

## જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયાથી ગજબનો આનંદ

**પ્રશ્નકર્તા :** દાદા, આગળ વાત કરી કે સિદ્ધોને ખાલી જ્ઞાનક્રિયા-દર્શનક્રિયા હોય તે સમજાવશો ?

**દાદાશ્રી :** ત્યાં સિદ્ધગતિમાં ખાલી જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયા જ હોય. જો જ્ઞાનક્રિયા ને દર્શનક્રિયા ના હોય તો તો ચેતન કહેવાય જ નહીંને !

**પ્રશ્નકર્તા :** એમાં એને શું ફાયદો ?

**દાદાશ્રી :** ફાયદો તો એનાથી જે આનંદ થાય એ ગજબનો હોય. સિદ્ધાત્માને કોઈ જગ્યાએ મોટું તોફાન થાય ત્યારે ત્યાં એકાગ્ર થાય એટલે ત્યાં જ્ઞાનક્રિયા ઉત્પન્ન થાય. વિશેષ થયું એટલે જ્ઞાન થાય, પણ એમને કશું અડે નહીં.

## અરીસાની જેમ સહજ, પોતાનામાં જોયા-જાણ્યા કરે

**પ્રશ્નકર્તા :** આપણે નમસ્કાર કરીએ તો અરિહંતને ને સિદ્ધોને ખબર પડે ?

**દાદાશ્રી :** એમને આ જગતની બધી જ ચીજોની ખબર પડે પણ જ્ઞાન જ્ઞાન રૂપે જ રહે, બીજી કશી જ અસર ના થાય. તમારી બધી જ ક્રિયા એ જાણે ને જુએ પણ તેમને અસર કંઈ ના થાય. આ અહીંયા કૂચો પડ્યો, તે એમને કૂચો કરેલો દેખાય ને રાત્રે ચોર ચોરી કરતા હોય તેય દેખે.

**પ્રશ્નકર્તા :** એ સહજ... ?

**દાદાશ્રી :** આ અરીસો હોયને, તે અરીસામાં એની મેળે મહીં દેખાય, અરીસો જીવતો હોય તેને કશું કરવું પડે ?

**પ્રશ્નકર્તા :** અરીસાને શું કરવું પડે ? અરીસો એ અરીસો છે.

**દાદાશ્રી :** મહીં દેખાય બધું. આપણે અહીં બધા બેઠા હોય ને અરીસો જુએ એમાં એને મહેનત પડે ? બહાર જોતો હોય ને દેખાય એને મહેનત પડે, આ તો અંદર દેખાય એને. અરીસામાં ઝળકે તેવું ઝળકે. સિદ્ધક્ષેત્રે ગયા પછી આત્માને જ્ઞેયો, અરીસામાં દેખાય તેવી રીતે દેખાય. તેમાં અરીસાને કંઈ લેવાદેવા નથી, તેમ આત્માને આત્મામાં, પોતાનામાં તે જ્ઞેયો ઝળહળે. એવું આને બધું દેખાય.

## સહજ સ્વભાવથી વર્તમાનનું દેખાયા જ કરે

**પ્રશ્નકર્તા :** પણ અરીસામાં તમારે જોવાની ક્રિયા કરવી પડે તેમ

આત્મા જે જ્ઞાતા-દ્રષ્ટા રહે, ત્યાં સિદ્ધક્ષેત્રમાં પણ એને જોવાની ક્રિયા તો કરવી પડેને ?

**દાદાશ્રી :** ના.

**પ્રશ્નકર્તા :** તો એને આખું બધું એક સાથે દેખાય ?

**દાદાશ્રી :** સહજ સ્વભાવ, બધું દેખાય.

**પ્રશ્નકર્તા :** એક સાથે બધું દેખાય ?

**દાદાશ્રી :** એક સાથે બધું જ દેખાય. વધઘટ થતુંય દેખાય. રાત થાય તે આ બાજુના ભાગમાં ઓછું દેખાય. અહીં આગળ સાંજે છ વાગ્યા સુધી અહીંયા લોક આવતું-જતું દેખાય. પછી આ ઉપર ઊડતા હોય પછી, જાનવરો-બાનવરો બધા એ બધું દેખાય. પછી રાત થાય એટલે ઓછા થઈ જાય. પછી રાત્રે બાર વાગે એટલે કોઈ ના દેખાય. સવારના ત્રણ-ચાર વાગે તો અંધારું થયેલું હોય તે શરૂઆત થતું દેખાય. પછી વધતું વધતું વધતું જાય તે દેખાય. એથી વધે તે દેખાય. પાછું ઘટતું ઘટતું જાય તે દેખાય.

**પ્રશ્નકર્તા :** દાદા, તે આવું સતત જોયા કરે ? જોવાનું એ ?

**દાદાશ્રી :** દેખાય. જોયા કરવાનું જ નહીં, દેખાય જ.

**પ્રશ્નકર્તા :** ઑટોમેટિકલી સ્વભાવથી દેખાય ?

**દાદાશ્રી :** સ્વભાવથી જ દેખાય. જોયા કરે તો જ્ઞાન છે.

**પ્રશ્નકર્તા :** તો એક જ ક્રિયા નિરંતરની એની રહે તો એને કંટાળો ના આવે ? જોયા જ કરે છે. આપણે ગમે એટલું સુંદર હોય, તે પાંચ મિનિટ જોયા કરવાનું હોય તોય કંટાળો આવવાનો, તો ત્યાં એને સ્વભાવથી ખાલી જોયા જ કરવાનું, પૂતળાની માફક ?

**દાદાશ્રી :** આ લાઈટ છે, એને લાઈટ આપવામાં કંટાળો આવ્યા કરે ?

**પ્રશ્નકર્તા :** ના, એવી રીતે તો નથી આવતો. પણ એ ક્યાં જીવે

છે ? એ ક્યાં આત્મા છે ? એમાં આત્મા નથી. એ તો જડ છે, પેલો તો આત્મા છે. અસ્તિત્વ જુદું છે એનું.

**દાદાશ્રી :** પણ એને સ્વાભાવિક દેખાયને, સ્વભાવથી દેખાય.

**પ્રશ્નકર્તા :** જેનું અસ્તિત્વ છે એ જ્ઞાતા જુએ છે કે આ આવું છે, આ આવું છે. એ જુએ તો એ... !

**દાદાશ્રી :** ચોર ચોરી કરે એના ઉપર એ દ્વેષ ના કરે અને કોઈ દાન આપતો હોય તેની ઉપર રાગ ના કરે. કોઈ કોઈને માર માર તો હોય, ખૂન કરી નાખતો હોય તેય જુએ. એમાં રાગ-દ્વેષ નહીં કશામાંય.

**પ્રશ્નકર્તા :** એમને વર્તમાનનું જ દેખાય છે. પછી કૃષ્ણ ભગવાન જોવા હોય તો ?

**દાદાશ્રી :** ના, વર્તમાનનું. ભૂતકાળનું દેખાય નહીં. વર્તમાન સિવાય કશું જુએ નહીં.

**પ્રશ્નકર્તા :** જે થઈ રહ્યું છે તે.

**દાદાશ્રી :** એ જે થઈ રહ્યું છે તેટલું જ દેખાય. અમનેય વર્તમાનનું જ દેખાય, બીજી ભાંજગડ નહીં અને તમનેય એવું કહીએ છીએ કે ભઈ, તમે વર્તમાનમાં રહો.

**પ્રશ્નકર્તા :** એમને ઉપયોગ મૂકવાથી કંઈ જૂનું જોવું હોય તો જોઈ શકે ?

**દાદાશ્રી :** ઉપયોગ મૂકી શકવાની શક્તિ જ નહીં. એની એ લાઈન જ નહીં. એમને કાંઈ એના સાસુ-સસરા જોડે ચિંતા છે તે ભાંજગડ કરે ?

**પ્રશ્નકર્તા :** તે એ લોકો જોયા કરે તેમને દૃષ્ટિ ખરી ?

**દાદાશ્રી :** આવી દૃષ્ટિ નહીં, આ તો થાક લાગે.

**પ્રશ્નકર્તા :** તો એવી કઈ દૃષ્ટિ હોય એને ?

**દાદાશ્રી :** જોવાનું જ નહીં એમને, દેખાયા જ કરે.

આ કાચનો ગોળો હોય એમાં, અહીં આપણે બેઠેલા છીએ એ બધા મહીં દેખાય. એમાં કાચના ગોળાને શું જોર પડે ?

**પ્રશ્નકર્તા :** કશુંય નહીં.

**દાદાશ્રી :** એવું એને કશું જોવાનું છે જ નહીં, જોવાનું મહીં દેખાયા કરે. એમની પાસે એમનું અનંત જ્ઞાન ને અનંત દર્શન છે ને આ વપરાય એના પરિણામમાં આનંદ હોય. પહેલા આનંદ હોય ને પછી આ એવું ના હોય. જ્ઞાન અને દર્શન વપરાય એમનું, એટલે આનંદ રહે જ. સહેજે આનંદ રહે એમને. તે એમને જ્ઞાન-દર્શન સિવાય બીજું કશું છે નહીં. એ સ્વરૂપ જ આખું જ્ઞાનસ્વરૂપ છે, દર્શનસ્વરૂપ છે.

## સિદ્ધોને ચારિત્ર નહીં, સ્વાભાવિક સુખ નિરંતર

એટલે એમને કશું કરવાનું જ ના હોય ને એમના જ્ઞાયકપદમાં, એના સ્વભાવમાં નિરંતર રમણતા કર્યા કરે.

**પ્રશ્નકર્તા :** સ્વભાવ એટલે શું ?

**દાદાશ્રી :** પોતાના સ્વભાવમાં એટલે, જેમ આ લાઈટ શું કરે છે ? અજવાળું કરે છે ને એવું, પણ આ અચેતન છે, પેલું ચેતન છે.

પોતે મોક્ષસ્વરૂપ જ છે અને સ્વાભાવિક સુખનો જ ધણી છે. સિદ્ધક્ષેત્ર છે આખું, એમાં અનંતા અનંત સિદ્ધો છે. સિદ્ધો પાછા અનંતા છે અને દેખાય એક પણ પોતાનું સુખ જુદું જુદું બધાનું.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં આટલા બધા સિદ્ધાત્માઓ જુદી જુદી રીતે વર્તે ?

**દાદાશ્રી :** જુદી જુદી રીતે નહીં. બધા એક જ સ્વભાવના છે ને તે એક જ રીતે છે. એમને જ્ઞાન, દર્શન ને સુખ હોય છે, ચારિત્ર એમને નથી. અહીં તીર્થંકર ભગવાન હોય, તો એ જ્ઞાન-દર્શન-ચારિત્ર સાથે છે ને દેહ સાથે છે. ત્યાં સિદ્ધોને ચારિત્ર નથી કહેવાતું. ત્યાં આગળ તો પોતાના સ્વાભાવિક સુખમાં જ નિરંતર હોય.

એટલે ત્યાં એકાકાર થઈ જવાનું નથી. ત્યાં તમારું સુખ તમે સ્વતંત્ર

રીતે જ ભોગવી શકો છો. સિદ્ધગતિમાં બધા સિદ્ધો સ્વતંત્ર રીતે જ છે અને પોતાના સુખને જ અનુભવે છે, નિરંતર પરમાનંદને અનુભવે છે. એમનું એક મિનિટનું સુખ એ જો દુનિયા પર પડે, વખતે લપસી પડે, તો આખી દુનિયા હજારો વર્ષ સુધી આનંદમાં રહે, એવા સુખને ભોગવી રહ્યા છે. અને એવા સુખને માટે આ લોકો તલપાપડ થઈ રહ્યા છે ને તમારું પોતાનું સુખ પણ એવું જ છે. મને આ દેહનો અંતરાય હોવા છતાંય પણ જે સુખ છે, એના ઉપરથી સમજાય છે કે આ દેહના અંતરાય ના હોય તો કેવું સુખ હોય ! અમારી જોડે બેઠા છો, તોય તમને બધાને સુખ અત્યારે મળે છે ને ! તેમાં અમારું સુખ તો ઊભરાય છે ને તે તમને સ્વાદ આપે છે !

## પોતે પોતાનું સ્વાનુભવ સુખ ભોગવ્યા કરે

**પ્રશ્નકર્તા :** જે સિદ્ધગતિમાં છે, મોક્ષે ગયા છે, એ લોકો દેહ વગરનું જે સુખ અનુભવ કરે છે, તો એ સુખ કોણ અનુભવ કરે છે ?

**દાદાશ્રી :** પોતે જ, પોતે પોતાનો અનુભવ કરે છે. પોતે પોતાનું સ્વાનુભવ સુખ ભોગવ્યા જ કરે છે અને નિરંતર ગતિમાન છે પાછા. એમને કાર્ય શું છે ? કે જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા નિરંતર ચાલુ જ રહે છે !

**પ્રશ્નકર્તા :** પછી એને શું જરૂર છે ત્યાં, આ નિરંતર જ્ઞાનક્રિયા-દર્શનક્રિયાની ?

**દાદાશ્રી :** એ તો સ્વભાવ છે એમનો. આ લાઈટ છે, એ જો ચેતન હોય તો આપણને નિરંતર જોયા જ કરે કે ના કરે ? એવું એ ચેતન જોયા કરે છે.

**પ્રશ્નકર્તા :** દાદા, આત્મા મોક્ષમાં જાય અને પછી જ્ઞાતા-દ્રષ્ટા બને, પછી એમાં આગળ વધ્યા કરે ખરો ?

**દાદાશ્રી :** પછી આગળ વધવાનુ રહ્યું જ ક્યાં તે વધે ?

**પ્રશ્નકર્તા :** બસ, એક સ્થિર સ્થિતિ થઈ ગઈ ?

**દાદાશ્રી :** પછી એ જ પરમાત્મા જીવન, બસ. જે આપણે ખોળીએ

છીએ, અનંત અવતારથી શું ખોળીએ છીએ ? ત્યારે કહે, સુખ. ત્યારે કહે, સુખ પણ આવું આવે પછી દુઃખ આવે એ ગમતું નથી. તો કહે, સનાતન સુખ જોઈએ છે. સનાતન સુખ એ પોતાનો સ્વભાવ.

## કોઈ માધ્યમ વગર પોતે ભોગવે નિરંતર પોતાનો આનંદ

**પ્રશ્નકર્તા :** આ જે જીવ સિદ્ધગતિએ જાય, એ પરમાનંદમાં રહે, એ કયા માધ્યમ દ્વારા પરમાનંદ અનુભવી શકે, ભોગવી શકે ? આપણે જેમ પુદ્ગલ મારફતે આનંદ અનુભવી શકીએ છીએને, એવું કોઈ માધ્યમ હોય તો એ પરમાનંદ અનુભવી શકેને ?

**દાદાશ્રી :** એ માધ્યમની જરૂર નહીં.

**પ્રશ્નકર્તા :** કેવી રીતે અનુભવી શકે એ ? એ ચેતન તત્ત્વ પોતે કેવી રીતે અનુભવી શકે ?

**દાદાશ્રી :** પોતે પોતાના સુખને જ અનુભવે. કારણ કે જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા ચાલુ રહેવાની. જ્ઞાનક્રિયા અને દર્શનક્રિયા કરવાથી એનું ફળ શું ? તો કહે, આનંદ નિરંતર રહ્યા કરે. બસ આટલું જ.

ત્યાં માધ્યમ ના જોઈએ. માધ્યમ તો પરવશ થયું કહેવાય, પરવશતા કહેવાય. માધ્યમની જરૂર હોય તો પરવશતા કહેવાય અને પરવશતા કહેવાય તો મોક્ષ કહેવાય નહીં.

આધારિત સંબંધ નથી એને. આ જે લાઈટ છે ને, તે આધાર-આધારિત સંબંધ નથી. આધાર-આધારિત ક્યાં આગળ ? આપણે અહીં આગળ દુનિયાદારીમાં કહીએ છીએ. કારણ કે દુનિયાદારીમાં જ જોઈએ છીએ, જે સાંભળીએ છીએ, જે વાત કરીએ છીએ, તે બધી જ ચીજો ટેમ્પરરી છે, ઑલ ધીસ રિલેટિવ આર ટેમ્પરરી એડજસ્ટમેન્ટ. આમાં કોઈ પરમેનન્ટ વસ્તુઓ નથી. પરમેનન્ટને આધાર-આધારિત સંબંધ જ નથી, આ ટેમ્પરરી વસ્તુને જ છે અને તમે જે વાત કરો છો ને, એ પરમેનન્ટની વાત કરો છો.

**પ્રશ્નકર્તા :** મોક્ષમાં જે સુખ છે તે શેના આધારે છે ? એનો આધાર તો ખરો જ ને ?

**દાદાશ્રી :** એ દૃશ્યો ને જ્ઞેયોના આધારે છે. આત્મા એ પોતે જ્ઞાતા-દ્રષ્ટા છે ને સુખ દૃશ્યો ને જ્ઞેયોના આધારે છે. બાકી પોતે તો નિરાલંબ છે, તેને આધાર શો ?

## સિદ્ધોની અવસ્થાઓ ફર્યા કરે, સવારે વધે ને રાત્રે ઓછી થાય

**પ્રશ્નકર્તા :** સિદ્ધ અને સંસારી જીવો એ બન્ને સમસત્તાવાન છે ?

**દાદાશ્રી :** દ્રવ્ય-ગુણ-પર્યાયે એક જ છે. એ સમસત્તાવાન દેહનો ભાર રહ્યોને એટલે સત્તાપણે છે અને સિદ્ધોને તે પ્રગટપણે છે.

સિદ્ધ ભગવાનને અનંતા જ્ઞેયો દેખાય છે અને આ સંસારીઓને પાંચ-પચાસ કે બસ્સો-પાંચસો જ્ઞેયો દેખાય છે.

**પ્રશ્નકર્તા :** એ ત્યાં જે સિદ્ધો હોય, એ આપણને જોતા હોય અહીંયા ?

**દાદાશ્રી :** અત્યારે ત્યાં આગળ સિદ્ધગતિમાં બેઠેલા છે સિદ્ધો, તેમની અવસ્થાઓય બદલાયા કરે છે. વસ્તુતાએ સિદ્ધ છે. સિદ્ધ આત્મા અને મૂળ ગુણોમાં અનંત જ્ઞાન, અનંત દર્શન, અનંત શક્તિ, અનંત સુખધામ એ બધું. એના ગુણ છે એ કાયમના છે અને અવસ્થા નિરંતર ફર્યા કરે છે. તે આ મેં હાથ ઊંચો કર્યો એ એમના જ્ઞાનમાં દેખાયું. આ પેલાએ ઊંચો કર્યો તેય દેખાયું, ઊંચો નહોતો કર્યો તેય દેખાતું હતું, અત્યારે મેં ઊંચા-નીચો કર્યો તેય દેખાયું એમ દેખાવામાં ફેર પડ્યા કરે છે. દેખાવાની અવસ્થાઓ બદલાયા કરે છે.

કોઈ નાચતું હોય તો એમને નાચવા સાથે લેવાદેવા નથી. એ જીવો શું કરી રહ્યા છે તે જુએ. આ દૃશ્ય શું કરી રહ્યું છે તે જુએ, આ જ્ઞેય શું કરી રહ્યું છે તે જાણે.

આત્માને અવસ્થાઓ છે. અનંત અવસ્થાઓ છે. અનંતા જ્ઞેયોને જાણવામાં પરિણમેલી અનંત અવસ્થામાં હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું. ભગવાન કહે છે, જેટલા તત્ત્વો છે તે બધાનેય અવસ્થાઓ હોય. જો અવસ્થા ન હોય તો તે તત્ત્વ નહીં. આત્માની અનંત અવસ્થાઓ છે. દહાડે અહીં

મોટરો, ઘોડાગાડીની દોડધામ ચાલુ હોય ત્યારે સિદ્ધ આત્માની અવસ્થાઓ ઘણી બધી વધી જાય ને રાત્રે ટાઢું પડે ત્યારે ઓછું થઈ જાય. અનંત જ્ઞેયો એટલે અનંત અવસ્થાઓ.

જ્ઞેય-જ્ઞાતાનો સંબંધ એટલે સિદ્ધ આત્માને સંબંધ રહેવાનો જ, પણ તે માત્ર દ્રષ્ટા રૂપે જ રહે. કોઈ પર રાગ નહીં ને કતલ કરનાર પર દ્વેષ નહીં.

## ઉપયોગ મૂક્યા વગર, રાગ-દ્વેષ વગર બધું જુએ

**પ્રશ્નકર્તા :** સિદ્ધ ભગવંતો દાદાને જોતા હોય ?

**દાદાશ્રી :** બધાને જુએ. એક માણસ એક માણસનું ખૂન કરતો હોય તો એનેય જુએ, ત્યાં આગળ દ્વેષ ન કરે અને એક માણસ એક માણસને દાન આપે છે તેય જુએ અને ત્યાં રાગ ના કરે. રાગ-દ્વેષ ના કરે. જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ.

**પ્રશ્નકર્તા :** બીજા આત્મા સિદ્ધાત્માને જુએ એ તત્ત્વસ્વરૂપે, એ જ્ઞેય કહેવાય ?

**દાદાશ્રી :** એ તો એ જ્ઞેયને લેવાદેવા જ નથી. એમાં એ એમને એમની પોતપોતાની મહીં દેખાતું હોય તે જ જોયા કરે અને બધા જોડે જોડે જ છે. કંઈ આઘાપાછાય નથી.

**પ્રશ્નકર્તા :** ના પણ એ બીજા દેખાય ? એને મહીં એય બીજા તો દેખી શકાયને પોતાની મહીં જેમ આ... ?

**દાદાશ્રી :** ના, ના દેખાય.

**પ્રશ્નકર્તા :** ના દેખાય ? બીજા આત્મા ના દેખાય ?

**દાદાશ્રી :** ના, આ જગત બધું દેખાય. આત્મા પૌદ્ગલિક સાથેનો હોય તો દેખાય બધું. બીજું ઉપયોગ મૂકે તો દેખાય પણ તે ઉપયોગ એ મૂકે નહીં.

**પ્રશ્નકર્તા :** મૂકવાની શક્તિ ખરી ?

**દાદાશ્રી :** હા, બધી શક્તિ પણ મૂકે નહીં કોઈ દહાડોય. એની પાસે શક્તિનો પાર નહીં, અનંત શક્તિ. પણ કરવાનો સ્વભાવ જ નહીંને !

**પ્રશ્નકર્તા :** બાકીના બધાય તત્ત્વો દેખાય, બીજા તત્ત્વો ?

**દાદાશ્રી :** બધાને જોઈ શકે.

**પ્રશ્નકર્તા :** ઉપયોગ મૂકવાની શક્તિ હોય છતાં ઉપયોગ મૂકે નહીં અને જોયા કરે. એનામાં જોવાની શક્તિ છે, જાણવાની શક્તિ છે.

**દાદાશ્રી :** બધી જાતની શક્તિઓ પણ સ્વભાવ જ નહીં, ને જેના સ્વભાવમાં કરવાનું જ રહ્યું નહીં પછી એને કાંઈ. એ સ્વભાવ ઊડી ગયો, ખલાસ થઈ ગયો.

## સિદ્ધગતિમાં ન કોઈ જ્ઞેયો, ન જુએ બાજુનો આત્મા

**પ્રશ્નકર્તા :** હવે ત્યાં એક આત્મા બીજા આત્માને જોતો નહીં હોય ?

**દાદાશ્રી :** એ આ દુનિયા બધી જ જુએ છે. ચૌદેય લોકને જુએ છે ત્યાં રહ્યા રહ્યા.

**પ્રશ્નકર્તા :** ચૌદેય લોકને જુએ છે ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં બાજુમાં જે બીજા આત્મા હોય એ બાજુ ?

**દાદાશ્રી :** કોઈ દેખાય જ નહીં ત્યાં.

**પ્રશ્નકર્તા :** એ જે જુએ ત્યારે જ્ઞેયને જુએ છે ત્યાં આગળ એમ જ થયુંને ? એ જે કંઈ જુએ એ બધા જ્ઞેય જ ને ?

**દાદાશ્રી :** જ્ઞેય એમને દેખાયા જ કરે બધું આ.

**પ્રશ્નકર્તા :** લોકની નીચેના જે જ્ઞેયો છે તે એ લોકની ઉપર ગયા પછી પણ જોયા કરે ?

**દાદાશ્રી :** એ જુએ, નહીં તો એ આત્મા જ ઊડી જાય. આ આત્માનો સ્વભાવ કેવો છે કે જ્યાં જ્ઞેય હોય ત્યાં બધે જ પહોંચે.

**પ્રશ્નકર્તા :** અને જ્ઞેયોની ઉપર ગયો તો ?

**દાદાશ્રી :** ઉપર અલોકમાં જો બધા જ્ઞેય હોય, અત્યારે જ્ઞેય ભેગા થઈ જાય તો આને કશું ના જોવું એવું નથી, આને બધું દેખાય છે.

**પ્રશ્નકર્તા :** સિદ્ધમાં સિદ્ધાત્મા છે પણ જ્ઞેયો નથીને ?

**દાદાશ્રી :** ના, પણ ત્યાં સિદ્ધગતિમાં તો જ્ઞેય જ નથી. આ દેખાય છે તે બધા જ્ઞેય. હા, અહીંથી આ બધું દેખાય એ બધું જ્ઞેય. આખું બ્રહ્માંડ દેખાય.

## જ્ઞેયોને આધારે પોતે જ્ઞાતા, રહે પરમાનંદમાં

**પ્રશ્નકર્તા :** એ ખાલી જોયા જ કરે, બીજું કાંઈ કરવાનું નહીં ?

**દાદાશ્રી :** ના, કશુંય કરવાનું નહીં, વીતરાગતાથી જોયા જ કરે. જ્ઞાતા-દ્રષ્ટા-પરમાનંદ.

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા એ તો જાણવું પડે. દ્રષ્ટા ઠીક છે જોયા કરે. જ્ઞાતાને તો જાણવું પડે પાછું.

**દાદાશ્રી :** જાણે...

**પ્રશ્નકર્તા :** તો જાણી... એ તો એની ક્રિયા થઈ પાછી !

**દાદાશ્રી :** જ્ઞાતાનો અર્થ ત્યાં તેવો નથી રહેતો.

**પ્રશ્નકર્તા :** તો ત્યાં શું અર્થ થાય આ ?

**દાદાશ્રી :** ત્યાં તો આ બધું દેખાય. ત્યાં આ દરિયો દેખાય બધો, મહીં માછલાં-બાછલાં બધું દેખાય એમને.

**પ્રશ્નકર્તા :** એને સ્થૂળ વસ્તુ દેખાય, સૂક્ષ્મ દેખાય ?

**દાદાશ્રી :** હા.

**પ્રશ્નકર્તા :** અને આ દુનિયારૂપી જ્ઞેય ખલાસ થઈ જાય તો શું જુએ ?

**દાદાશ્રી :** તે ના હોય તો આત્મા જીવે જ નહીંને !

**પ્રશ્નકર્તા :** ત્યાં જીવવું પડે છે એને ? ત્યાં પાછું જીવવું પડે ?

**દાદાશ્રી :** ત્યાં એ જીવે.

**પ્રશ્નકર્તા :** અમર થઈ ગયો પછી ત્યાં એને જીવવાનું શું કારણ ? એને જીવવું જોઈએ એ શા માટે પણ ?

**દાદાશ્રી :** આ ફિલમમાં જોનાર ના હોય ? જોનાર બેઠો હોય ને ફિલમ ચાલુ હોય ત્યાં સુધી જુએ અને ફિલમ દેખાય, જોયા કરે. ફિલમ બંધ થઈ જાય તો એને ગમે ખરું ?

**પ્રશ્નકર્તા :** ગમે નહીં.

**દાદાશ્રી :** એવું આ દુનિયા તો વિનાશ થઈ જાયને, તો એય વિનાશ થઈ જાય ને આ દુનિયા જ્યાં સુધી, ત્યાં સુધી એ પરમાનંદમાં રહેવાના.

## જ્ઞેય વગર આત્મા સિદ્ધસ્થાનમાંય ન રહે

**પ્રશ્નકર્તા :** આત્મા સ્વરૂપમાં હોય, તો એને એ વખતે કોઈ જ્ઞેયની જરૂરત છે ? આત્મા સ્વરૂપમાં હોય, ત્યારે જ્ઞેય તો કંઈ હોય જ નહીંને ? જ્ઞાન હોય એને જ્ઞેય જોઈએ ખરું ?

**દાદાશ્રી :** એ તો હોય જ, જ્ઞેય વગર જ્ઞાન ઊભું જ ના રહેને !

**પ્રશ્નકર્તા :** જો આત્મા પોતે સંપૂર્ણ જ્ઞાનસ્વરૂપ હોય, પોતાના આત્મભાવ સ્વભાવમાં, સ્વરૂપમાં, ત્યારે એને જ્ઞેયની જરૂર ખરી ?

**દાદાશ્રી :** ખરી જ ને ! જ્ઞેય વગર તો આત્મા રહે જ નહીં. આત્મા છે એ નક્કી જ ના રહે એમ. આત્મા જ્ઞેય સિવાય કોઈ જગ્યાએ સિદ્ધસ્થાનમાંય ના રહે. જ્ઞેય ને દૃશ્યની સાથે જ હોય, એકલો રહી શકે નહીં. સિનેમામાં જોવા આવનારો માણસ મહીં 'એન્ડ' લખ્યું હોય તો શું જુએ પછી ?

**પ્રશ્નકર્તા :** એટલે દાદાજી, જ્ઞાનમાં જ્ઞેય ઝળકે છે. જ્ઞેય ન હોય તો જ્ઞાન એમ ન રહી શકે ?

**દાદાશ્રી :** ના, ઊડી જાય.

**પ્રશ્નકર્તા :** અરીસો તો રહે છે, દાદાજી. એ જ્ઞેય પસાર થઈ જાય તોય અરીસો તો રહે જ છે. અરીસામાં જ્ઞેયો ઝળકે છે. જ્ઞેય ચાલ્યા જાય તો અરીસો તો, એનો પ્રકાશ તો છે જ.

**દાદાશ્રી :** એ અરીસાને રહે, આને ના રહે. એક ક્ષણવારેય ના રહે.

## મુખ્ય ગુણ જ જ્ઞાતા-દ્રષ્ટા, એ જ્ઞેય હોય તો જ વપરાય

**પ્રશ્નકર્તા :** હવે આત્માના જ્ઞાન સિવાય બીજા ગુણો છે, એ તો રહેને ?

**દાદાશ્રી :** ના, એકુંય ના રહે. મુખ્ય ગુણ જ આ, જ્ઞાતા-દ્રષ્ટાસ્વરૂપ, સિદ્ધસ્થિતિમાંય એ જ, એ જ્ઞાતા ને દ્રષ્ટા અને શું જુએ ? ત્યારે કહે, જ્ઞેયો ને દ્દશ્યો. એક ક્ષણવાર બાકી નહીં તેવું પાછું. નિરંતર ચોવીસેય કલાક. એ કંઈ ઓછું ઊંઘવાનું હોય ત્યાં ?

**પ્રશ્નકર્તા :** દાદા, એ આત્માઓ સિદ્ધ થઈ ગયા, પછી એમને જોવાની શી જરૂર ?

**દાદાશ્રી :** એમને તો કોઈ વસ્તુની જરૂર જ ના હોય. જોવાની વાત ક્યાં રહી. દુનિયામાં કોઈ ચીજ જોઈતી નથી. પણ એમાં પ્રકાશ, મહીં જ્યોતિ એવું, તે આખું જગત દેખાય અંદર. એટલે જોવું ના હોય, દેખાયા કરે. જોવાની ઈચ્છા વગર દેખાયા કરે. એ પોતાનો સ્વભાવ છે, જ્ઞાનનો પ્રતાપ છે. કોઈ ચીજને જોવાની જરૂર જ નહીંને ! પણ જુએ ત્યારે જ્ઞાતા કહેવાય ને ?

**પ્રશ્નકર્તા :** જ્ઞાતા અને દ્રષ્ટા.

**દાદાશ્રી :** એટલે જુએ તો એ જ્ઞેય અને પોતે જ્ઞાતા.

## હાનિ-વૃદ્ધિના નિયમથી નિરંતર દેખાય નવું નવું

**પ્રશ્નકર્તા :** દાદા, સિદ્ધોને જે આનંદ થાય, નવું નવું દેખાય એ શાના આધારે ?

**દાદાશ્રી :** સિદ્ધ ભગવાનોને અનંત આનંદ શાનો છે ? નિરંતર નવું ને નવું જ દેખાય. શાથી ? ત્યારે કહે, હાનિ-વૃદ્ધિના નિરંતરના નિયમથી.

જોવાનું છે તેય હાનિ-વૃદ્ધિ થયા કરે. રાત પડે એટલે આ એક ભાગમાં હાનિ થાય, બીજા ભાગમાં વૃદ્ધિ થાય એવું હાનિ-વૃદ્ધિ થાય. અને આપણે ત્યાં સવારના પાંચ વાગ્યા ત્યારથી બધું દેખાય આ લોકો એમને પણ ખરેખરું વૃદ્ધિ થયેલું ક્યારે દેખાય ? ત્યારે કહે, દસ, અગિયાર, બાર વાગે બપોરે ખૂબ બધા લોક ફરતા હોય. આમ ફરતા હોય, તેમ ફરતા હોય, બધું દેખાય. એમને જોવું છે ને જાણવું છે, બે જ ને ઊંડા ઊતરવું નથી કે આ ચોરી કરવા નીકળ્યો છે. આ ચોરી કરતો, ગજવું કાપતોય દેખાય પણ એમને એ એમને જોવું ને જાણવું બે જ. વિષયો નહીં એમને. વિષય એટલે સબ્જેક્ટ નહીં. કયો વિષય છે ? ત્યારે કહે, ગજવું કાપવાનો ? ત્યારે કહે, ના, એ વિષય લોકોને જાણવાનો. અમારે કશુંય નહીં.

એટલે આત્મા ત્યાં આગળ સિદ્ધસ્થાનમાં અત્યારે છે, તો ત્યાં એ બધા આત્મા જ્ઞાતા-દ્રષ્ટા ખરા, પણ જો એ આપણા દેશ તરફ જુએ તો સવારના ચાર વાગે થોડું-થોડું દેખે ત્યારે એને જ્ઞેય ને દૃશ્ય દેખાતા હોય. મળસકે ચાર વાગ્યે, પાંચ વાગે લોક બધા ઊઠે, જાનવરો-બાનવરો બધુંય, એટલે હરતા-ફરતા હોયને ત્યારે પેલું દેખાય. આ હરતા-ફરતા ઓછા દેખાય પછી છ વાગે વધારે દેખાય, સાત વાગે એથી વધારે દેખાય, આઠ વાગે, નવ વાગે વધતા જ જાય. પછી બાર વાગ્યા સુધી વધે. પછી રાત્રે પાછું ઓછું થતું જાય. એટલે આ આનું જે જ્ઞેય છે ને, તે ફરતું ફરતું ઓછું થતું જાય. વધે, ઓછું થાય, વધે, ઓછું થાય. એ બધું ચાલ્યા કરે અને જે જોયું એ વિનાશ થઈ જાય અને નવું જોવાનું, એ દૃષ્ટિએ આ છે.

ત્યાંય પાછું ઉત્પન્ન થવું, વિનાશ થવું એ તો પાછું ખરું જ. ઉત્પન્ન

થવું અને વિનાશ થવું થાય ત્યારે કહે, શું ? ઉત્પન્ન થવું થાય ત્યારે કહે, ત્યાં આગળ બેઠા બેઠા અમે હાથ ઊંચો કર્યો એ એમને જ્ઞાનમાં ઉત્પન્ન થયું, પછી હાથને મૂકી દીધો, તે અવસ્થાનો નાશ થયો. અવસ્થા ઉત્પન્ન થવી, નાશ થવી. આ બધું જોયા જ કરે, બધું દેખાયા જ કરે. ઉત્પન્ન થાય ને નાશ થાય, ઉત્પન્ન થાય ને નાશ થાય. રાત્રે કોઈ દેખાય કશું ? અમેરિકામાં પાછું દેખાય. એમને તો બધી બાજુથી દેખાયને. પણ ત્યારે આ ખૂણામાં ના દેખાય. બધા સૂઈ ગયેલા જ દેખાય એમને, પછી ભલે તે મકાનમાં સૂઈ ગયા હોય. મકાનની આરપાર એમનું જ્ઞાન હોય. દારૂ પીને સૂતા હોય તો એ જાણે બધું. બધુંય જાણે. વિજ્ઞાન છે આ તો.

## નિર્વાણ થાય ત્યાં સુધી ઉપયોગ, પછી સ્વભાવ જ

**પ્રશ્નકર્તા :** દાદા, આગળ વાત થઈ હતી કે સિદ્ધોને એમના જ્ઞાનનો ઉપયોગ કરવાની કંઈ જરૂર નહીં.

**દાદાશ્રી :** નિરંતર ઉપયોગમાં જ હોય એ, પણ એમનો ઉપયોગ ઉપયોગ કહેવાતો નથી. ત્યાં શબ્દરૂપ નથી હોતો. દેખવું એ એમનો ધર્મ, એમને આનંદ થાય.

**પ્રશ્નકર્તા :** એટલે એમનો ઉપયોગ અંદર જ હોય ?

**દાદાશ્રી :** એમને અંદર-બહાર હોતું નથી, આપણને અંદર-બહાર હોય છે. પુદ્ગલની મહીં છે ને, તેને અંદર-બહાર હોય.

**પ્રશ્નકર્તા :** મારો મુખ્ય પ્રશ્ન એ છે કે આનંદના પર્યાયમાં એમનું લક્ષ, એમનો ઉપયોગ હશે ખરો ?

**દાદાશ્રી :** આનંદના પર્યાય ના હોય, એ તો જ્ઞાન-દર્શનના પર્યાય છે. આનંદ તો પરિણામ છે, જ્ઞાયક સ્વભાવનું પરિણામ છે.

**પ્રશ્નકર્તા :** દાદા, છતાં દરેક ગુણને પર્યાય તો હોય, હોય ને હોય જ.

**દાદાશ્રી :** ગુણને હોય. પણ ગુણ હોય તે આ જેમ જ્ઞાયક સ્વભાવ

છે, તેના પર્યાય હોય પણ આનંદનો પર્યાય ના હોય. આનંદ તો રિઝલ્ટ છે, ગુણોનું રિઝલ્ટ છે, સ્વભાવિક સુખ છે.

**પ્રશ્નકર્તા :** બરોબર છે પણ એને ભોગવતા હશેને ?

**દાદાશ્રી :** એ તો નિરંતર એ જ ભોગવે. એમાં જ રહે છે, બસ. બીજું શું એમને ? નિરંતર પરમાનંદમાં, જ્ઞાયકતા ભાવમાં નિરંતર !

**પ્રશ્નકર્તા :** સિદ્ધ ભગવંતોને આખા બ્રહ્માંડમાં બધું જ જ્ઞાન દેખાય. એમને સ્વ-પરનું બધું જ જ્ઞાન હોય, આખા બ્રહ્માંડની દરેક વસ્તુનું, તો તે વખતે તેમનો ઉપયોગ ક્યાં હોય ? પર્યાયમાં હોય, ક્યાં હોય ?

**દાદાશ્રી :** સિદ્ધ ભગવંતોને ઉપયોગ ના હોય, ઉપયોગ દેહધારીને હોય. ઉપયોગ એટલે શાનો ઉપયોગ કે સ્વાભાવિકનો. ઉપયોગ ના હોય. એ શબ્દ જ ના હોય, ઉપયોગેય ના હોય. જાગૃતિ રાખવાની જ ના હોયને ! જાગૃતિ રાખવાની ત્યાં ઉપયોગ હોય.

**પ્રશ્નકર્તા :** બરોબર, સમજ પડી.

**દાદાશ્રી :** આ દેહ છે ને, ત્યાં સુધી ઉપયોગની જરૂર છે. બાકી ઉપયોગ હોતો હશે ?

**પ્રશ્નકર્તા :** ઉપયોગમય છે આત્મા.

**દાદાશ્રી :** ઉપયોગ શબ્દ ના હોય. પોતાનો દીવો પ્રગટ દીવો સળગ્યા કરે. ઉપયોગ તો અહીં નિર્વાણ ના થાય ત્યાં સુધી ઉપયોગ. આ દેહ છૂટ્યો, એટલે ઉપયોગ છૂટ્યો, ઉપયોગ-બુપયોગ બધું જ ગયું. શબ્દમાત્ર ગયો. કશું રહ્યું નહીં એમને તો, પોતાના સ્વભાવમાં જ, જેમ સોનું સોનાના સ્વભાવમાં હોય છે.

**પ્રશ્નકર્તા :** સોનાનો આ પર્યાય થયો ?

**દાદાશ્રી :** હા, એ તો એ એમનો ઉપયોગ નથી પણ એ એમની સ્વભાવની રમણતા છે.

## ધ્યાનસ્વરૂપ થઈ ગયા, ન રહ્યું હવે શુક્લધ્યાન

**પ્રશ્નકર્તા :** સિદ્ધ ભગવંતોને શુક્લધ્યાન ખરું ?

**દાદાશ્રી :** ના, એ તો ધ્યાનસ્વરૂપ થઈ ગયા હોય. જેનું ધ્યાન કરવાનું તે સ્વરૂપ થઈ ગયા હોય. આત્મા દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત હોય. એટલે સિદ્ધગતિમાંય એ ગુણ સહિત હોય. તેથી સમયે સમયે પર્યાય સિદ્ધને દેખાય. સિદ્ધોને ઉત્પાદ, વ્યય ને ધ્રુવ.

આ મેં હાથ ઊંચો કર્યો તે તેમને ઉત્પાદ લાગે ને પોતે ધ્રુવ છે તે જ્ઞાન રહે ને હાથ નીચો આવે તેને વ્યય જુએ. તેમ આ સૂર્ય ઊગે ને લોકો દોડધામ કરે, રાત્રે સૂઈ જાય એ બધું એમને ઉત્પાદ, વ્યય ને ધ્રુવની જેમ દેખાય. પોતે જ્ઞાતા-દ્રષ્ટા ને પરમાનંદી રહે.

## શુદ્ધ દ્રવ્ય-ગુણ-પર્યાય સહિત સિદ્ધક્ષેત્રે

**પ્રશ્નકર્તા :** સિદ્ધ ભગવાનને પરિણમન ખરુંને ?

**દાદાશ્રી :** પરિણામ વગર દ્રવ્ય કહેવાય જ નહીંને ! એમને શુદ્ધ પર્યાયો હોય, આપણને અશુદ્ધ પર્યાયો હોય, તેને જોવાના. પોતાના સિવાય બહારના પર્યાયને જુએ તે અશુદ્ધ પર્યાય.

**પ્રશ્નકર્તા :** સિદ્ધશિલામાં ચૈતન્ય દ્રવ્ય જે છે, તે પર્યાયો સહિત છે ?

**દાદાશ્રી :** સિદ્ધશિલામાં ચેતન દ્રવ્ય-ગુણ-પર્યાયથી સહિત છે, પણ પોતાનાથી. દ્રવ્ય-ગુણ-પર્યાય બધું ચોખ્ખું, પ્યૉર. આપણે બોલીએ છીએને, દ્રવ્ય-ગુણ-પર્યાયથી હું સંપૂર્ણ શુદ્ધ છું, સર્વાંગ શુદ્ધ છું. એ જ દ્રવ્ય-ગુણ-પર્યાયથી ત્યાં સિદ્ધશિલામાં ચૈતન્ય છે.

'તે લોકમાં વ્યાપ્ત છે કે અલોકમાં ?' લોકમાં વ્યાપ્ત છે, અલોકમાં કોઈ છે નહીં આકાશ સિવાય. 'લોકાલોક બન્નેમાં ?' ત્યારે કહે, ના, અલોકમાં નહીં, લોકમાં જ બસ.

## અનુભવ કરનારો ને જાણનારો થઈ ગયા હવે અભેદ

**પ્રશ્નકર્તા :** સિદ્ધશિલામાં ધારો કે પ્રકાશ સ્વરૂપ જે જીવ થાય, એને

પોતાને ખબર તો પડેને ? ધારો કે મહાવીર ભગવાન અત્યારે સિદ્ધશિલામાં છે, તો એમને પોતાને ખબર પડે કે હું જોઉ-જાણું છું ?

**દાદાશ્રી :** પોતે જ જુએ, પોતાનો અનુભવ પોતાને વર્તે. પોતાને જ સુખ નર્યું વર્તે. આ સ્વાભાવિક સુખ અંતરાયું છે પોતાને. નર્યું પાર વગરનું સુખ છે તે આ સંસારી ઈચ્છા હોવાથી બધું આવરણ આવી ગયું છે. તે ઈચ્છાઓ ઊડી ગઈ, શરીર ઊડી ગયું, એટલે પછી નિરંતર સ્વાભાવિક સુખમાં, પરમાનંદમાં જ રહે.

**પ્રશ્નકર્તા :** અને પોતે એ જીવ જાણે ખરો કે હું પરમાનંદમાં છું જ એ ?

**દાદાશ્રી :** પોતે, પોતે જ થઈ ગયેલો હોય તે ઘડીએ. અત્યારે પોતે જાણનારો જ નિરંતર અને જરાક ભેદ છે એનું કારણ શું કે આવરણ છે એટલે. પછી તો આ આવરણ વગર, શરીર નહીં એટલે પછી રહ્યું કંઈ ? પોતે જ.

**પ્રશ્નકર્તા :** એટલે પોતે જાણે કે હું જોઈ રહ્યો છું આખા જગતને એ જાગૃતિ રહેને ?

**દાદાશ્રી :** એ પોતે જ જાણે. પોતે જ, બીજો રહ્યો જ નહીં.

**પ્રશ્નકર્તા :** મહાવીર સ્વામી સિદ્ધક્ષેત્રમાં વિચરતા રહે છે, તો શી રીતે ?

**દાદાશ્રી :** ના, એ રીતે કોઈ રહે નહીં. ત્યાં વિચરવાનું હોય નહીં. પગ-બગ કશું હોય નહીં, વિચરવાનું. વિચરવાની વસ્તુ જ નહીં ત્યાં સિદ્ધક્ષેત્રમાં. ચરવાનીય વસ્તુ નહીં ને વિચરવાનીયે નહીં અને આચરવાનુંય કશું નહીં. કશું જ ત્યાં નહીં.

**પ્રશ્નકર્તા :** બુદ્ધિથી સમજવા જઈએ તો એ વસ્તુ સમજાય નહીં. એ તો એ ક્ષેત્રમાં હોય ત્યારે જ સમજાય.

**દાદાશ્રી :** બુદ્ધિ પહોંચે નહીંને !

**પ્રશ્નકર્તા :** હં, એટલે એ ક્ષેત્રના અનુભવની જ વાત.

**દાદાશ્રી :** એની લિમિટ સુધી જઈને પછી પાછી પડે.

**પ્રશ્નકર્તા :** પછી એ ક્ષેત્ર સમજવા માટે તો ત્યાં પહોંચવું જ પડે.

**દાદાશ્રી :** એ તો પહોંચતા જઈએ તેમ સમજાતું જાય, સમજાતું જાય તેમ પહોંચતા જઈએ. બે પગથિયા ચઢ્યા એટલે બે પગથિયાનું આપણને એ જ્ઞાન થતું જાય અને ટૉપ ઉપર ગયા એટલે નીચલું બધું દેખાતું બંધ થઈ જાય અને એમને ત્યાં દેખાતું જાય.

અહીં ગજબ બધું, અહીં આ છેલ્લી વાત જાણવાની મળે. છેલ્લી, લાસ્ટ કે જેની આગળ કશું જાણવાનું જ બાકી ના રહ્યું. ફરી ફેરફાર જ ના થાય. પરમાર્થ કહેવાય, પરમ અર્થ ! શબ્દનો પરમ અર્થ અહીં આગળ થાય !

❖ ❖ ❖ ❖ ❖

# દાદા ભગવાન પ્રરૂપિત આધ્યાત્મિક પ્રકાશનો



**(ગ્રં.-ગ્રંથ,સં.-સંક્ષિપ્ત, પૂ.-પૂર્વાર્ધ, ઉ.-ઉતરાર્ધ)**

પરમ પૂજ્ય દાદા ભગવાનના પુસ્તકો હિન્દી, અંગ્રેજી, મરાઠી, તેલુગુ, મલયાલમ, પંજાબી, ઉડીયા, જર્મન તથા સ્પેનિશ ભાષામાં ભાષાંતરિત થયેલા પણ ઉપલબ્ધ છે.

**'દાદાવાણી' મેગેઝિન દર મહિને ગુજરાતી, હિન્દી તથા અંગ્રેજી ભાષામાં પ્રકાશિત થાય છે.**

## સંપર્ક સૂત્ર

**દાદા ભગવાન પરિવાર**


**અડાલજ** : **ત્રિમંદિર,** સીમંધર સીટી, અમદાવાદ-કલોલ હાઈવે, અડાલજ, જિ. ગાંધીનગર-૩૮૨૪૨૧. **ફોન :** (૦૭૯) ૩૯૮૩૦૧૦૦

**રાજકોટ** : **ત્રિમંદિર,** અમદાવાદ-રાજકોટ હાઈવે, તરઘડીયા ચોકડી પાસે, માલિયાસણ, રાજકોટ. **ફોન :** ૯૯૨૪૩ ૪૩૪૭૮

**ભુજ** : **ત્રિમંદિર,** હિલ ગાર્ડનની પાછળ, એરપોર્ટ રોડ, સહયોગનગર પાસે, ભુજ (કચ્છ). **ફોન :** ૯૯૨૪૩ ૪૫૫૮૮

**સુરેન્દ્રનગર** : **ત્રિમંદિર,** સુરેન્દ્રનગર-રાજકોટ હાઈવે, લોક વિદ્યાલય પાસે, મુળી રોડ, સુરેન્દ્રનગર. **ફોન :** ૯૭૩૭૦ ૪૮૩૨૨

**અમરેલી** : **ત્રિમંદિર,** લીલીયા રોડ બાયપાસ ચોકડી, ખારાવાડી, **ફોન :** ૯૯૨૪૩ ૪૪૪૬૦

**ગોધરા** : **ત્રિમંદિર,** ભામૈયા ગામ, એફ.સી.આઈ. ગોડાઉનની સામે, ગોધરા, જિ. પંચમહાલ. ફોન : ૯૭૨૩૭ ૦૭૭૩૮

**મોરબી** : **ત્રિમંદિર,** પો. જેપુર, (મોરબી) નવલખી રોડ, તા. મોરબી, જિ. રાજકોટ **ફોન :** (૦૨૮૨૨) ૨૯૭૦૯૭, ૯૬૨૪૧ ૨૪૧૨૪

**અમદાવાદ** : **દાદા દર્શન,** ૫, મમતાપાર્ક સોસાયટી, નવગુજરાત કોલેજની પાછળ, ઉસ્માનપુરા, અમદાવાદ-૧૪. **ફોન:** (૦૭૯)૨૭૫૪૦૪૦૮

**વડોદરા** : **દાદામંદિર,** ૧૭, મામાની પોળ, રાવપુરા પોલીસ સ્ટેશનની સામે, સલાટવાડા, વડોદરા. **ફોન :** ૯૯૨૪૩ ૪૩૩૩૫

| | | | |
|---|---|---|---|
| **ભાવનગર** | : ૯૯૨૪૩ ૪૪૪૨૫ | **ભરૂચ** | : ૯૯૨૪૩ ૪૮૮૮૨ |
| **જામનગર** | : ૯૮૨૪૨ ૭૭૭૨૩ | **નડિયાદ** | : ૯૯૯૮૯ ૮૧૯૬૫ |
| **જૂનાગઢ** | : ૯૯૨૪૩ ૪૪૪૮૯ | **સુરત** | : ૯૫૭૪૦ ૦૮૦૦૭ |
| **અંજાર** | : ૯૫૭૪૦ ૦૮૧૨૬ | **વલસાડ** | : ૯૯૨૪૩ ૪૩૨૪૫ |
| **ગાંધીધામ** | : ૯૯૨૪૩ ૪૮૮૪૪ | **મુંબઈ** | : ૯૩૨૩૫ ૨૮૯૦૧ |
| **મહેસાણા** | : ૯૯૨૫૬ ૦૫૩૪૫ | **દિલ્હી** | : ૯૮૧૦૦ ૯૮૫૬૪ |
| **પાલનપુર** | : ૯૮૨૫૨ ૮૦૯૨૩ | **બેંગ્લોર** | : ૯૫૯૦૯ ૭૯૦૯૯ |
| **ભાદરણ ત્રિમંદિર** | : ૯૯૨૪૩ ૪૩૭૨૯ | **કોલકત્તા** | : ૯૮૩૦૦ ૯૩૨૩૦ |

| | | | |
|---|---|---|---|
| **U.S.A.** | : +1 877-505-DADA (3232) | **UAE** | : +971 557316937 |
| **U.K.** | : +44 330-111-DADA (3232) | **Singapore** | : +65 81129229 |
| **Kenya** | : +254 722 722 063 | **New Zealand** | : +64 21 0376434 |
| **Australia** | : +61 421127947 | | |

**www.dadabhagwan.org & satsang.dadabhagwan.org**

## આપ્તવાણી, કળિયુગી જીવોના કલ્યાણાર્થે !

આપણે તો આપ્તવાણીમાં ઠેઠના ફોડ પાડ્યા ને બધાય ! હજુ જેટલા પાડવા હોય એટલા પડે એવા છે. જેટલું પૂછો ને એટલા ફોડ પડે. કારણ કે આ તો અક્રમ વિજ્ઞાન છે ! વિજ્ઞાન એટલે તરત ફળ આપનારું. એ એક્ઝેક્ટ વસ્તુ છે, સૈદ્ધાંતિક છે, ચોવીસ તીર્થંકરોનો ભેગો સિદ્ધાંત છે, જે પરિપૂર્ણ છે. પ્રકાશ તેનો તે જ છે, જ્યોતિ તેની તે જ છે. જ્યોતિમાં ફેર નથી, રસ્તો ફેર છે. આ વિજ્ઞાનનો રસ્તો છે ! આ તો રસ્તો દેખાડ્યો, પદ્ધતસર, એકધાર્યો, અવિરોધાભાસ અને આટલું ઊંચું જ્ઞાન, ત્યારે લોકોનું કલ્યાણ થાય ને !

- દાદાશ્રી

આત્મવિજ્ઞાની 'એ. એમ. પટેલ'ની મહીં પ્રગટ થયેલા

# દાદા ભગવાનના
# અસીમ જય જયકાર હો

dadabhagwan.org

ISBN 978-93-82128-99-1

9 789382 128991

Printed in India

MRP ₹ 120